અંદરના ઉપરણા પરના ચિત્રમાં ભગવાન બુદ્ધની માતા માયારાણીને આવેલા સ્વપ્નનું અર્થઘટન રાજા શુદ્ધોધનને કહી સંભળાવતા ત્રણ પંડિતોને આલેખતા શિલ્પની પ્રતિકૃતિ જોવા મળે છે. ચિત્રની નીચેના ભાગમાં પિંડોતના અર્થઘટનને નોંધી લેતો લહિયો નજરે પડે છે. ભારતમાં લેખનકલા અંગેનું આ કદાચ પ્રાચીનતમ ચિત્રાંકન છે.

નાગાર્જુનકોન્ડા (ઈશુની બીજી સદીનું) શિલ્પ

નેશનલ મ્યુઝિયમ, નવી દિલ્હીના સૌજન્યથી.

સાહિત્ય અકાદેમી પુરસ્કારપ્રાપ્ત અંગ્રેજી નવલકથા

# છાયા રેખાઓ

લેખક

અમિતાવ ઘોષ

અનુવાદક

શાલિની ટોપીવાળા



સાહિત્ય અકાદેમી

Chhaya Rekhao (छाया रेखाओ) :
Gujarati translation by Shalini Topiwala of
Amitao Ghosh's Akademi Award Winning novel
*The Shadow Lines* in English
Sahitya Akademi, New Delhi (1998), Rs. One Hundred Forty


First Edition : 1998

**Published by :**
Sahitya Akademi

**Head Office :**
Rabindra Bhavan, 35, Ferozeshah Road, New Delhi 110 001

**Sales Department :**
Basement in 'Swati', Mandir Marg, New Delhi 110 001

**Regional Offices :**
172, M.M.G.S. Marg, Dadar (East), Mumbai 400 014
Jeevan Tara, 23A/44X, Diamond Harbour Road, Calcutta 700 053
Guna, 304-305, Anna Salai, Teynampet, Chennai 600 018
ADA Rangamandira, 109, J. C. Road, Bangalore 560 002

ISBN 81-260-0376-6

કિંમત : રૂ. 140

Printed by : Chandrika Printery, Mirzapur Road,
Ahmedabad 380 001

ઈ. સ. 1939માં, મારા જન્મનાં તેર વર્ષ પૂર્વે મારા પિતાનાં માશી, માયાદેવી તેમના પતિ અને પુત્ર ત્રિદીપ સાથે ઇંગ્લૅન્ડ ગયાં હતાં.

આજે મારી પેનમાંથી 'માયાદેવી' નામ કેવી ઝડપથી સરી પડે છે તે જોઈને હું ચોંકી ઊઠું છું, કારણ કે મેં એ રીતે એમનો કદી ઉલ્લેખ કર્યો નથી. મોટેથી તો કોઈપણ હિસાબે નહિ : મારાં દાદીમાનાં એક માત્ર બહેનને નાતે એ મારે માટે હંમેશાં માયા-ઠાકુમા જ હતાં. આમ છતાં, જ્યાં સુધી મને યાદ છે ત્યાં સુધી, મારા મનનાં એકાંતમાં મેં એમને હમેશાં 'માયાદેવી' તરીકે જ ઓળખેલાં, - સમાચારપત્રમાં જોયેલાં કોઈ નેતા કે અભિનેતાના ફોટોગ્રાફની જેમ એ મારે માટે જાણે એક પ્રખ્યાત અજનબી જ રહ્યાં હતાં, કારણ કદાચ માત્ર એટલું જ હતું કે કલકત્તામાં એ બહુ રહેતાં નહિ અને એટલે હું એમને બહુ ઓળખતો નહિ. ખુલાસો તો પૂરતો સુખદ લાગે છે, પણ મને ખબર છે કે એ ખોટો છે. સત્ય તો એ છે કે હું એમને એક સ્વજનની જેમ યાદ કરવા નથી ઇચ્છતો : એમ કરવા જતાં એમનું અને એમના કુટુંબનું ગૌરવ હણાય - હું મારી જાતને એમ મનાવી શકું નહિ કે એમનું મૂલ્ય મારી નજરમાં લોહીના સગપણ જેટલી એક તુચ્છ અને મનસ્વી વસ્તુની કક્ષાએ ઉતારી શકાય એવું હતું.

એમણે જ્યારે પ્રસ્થાન કર્યું ત્યારે માયાદેવી ઓગણત્રીસ વર્ષનાં હતાં અને ત્રિદીપ આઠ વર્ષનો.

આટલાં વર્ષે જો કે હું પહેલીવાર સમય જોતાં ક્યારે શીખ્યો કે મારા બૂટની દોરી બાંધતા ક્યારે શીખ્યો હતો એ કરતાં વધારે સારી રીતે એ ઘટના ક્યારે ઘટી તે મને યાદ નથી, પણ જ્યારે ત્રિદીપે પહેલી વખત મને એ સફરની વાત કરેલી. હું પણ આઠ વર્ષનો હોંઉ એમ માનવા લાગ્યો હતો. એને મારી ઉંમરનો કલ્પી લેવા, એની ઊંચાઈ ઘટાડીને મારી ઊંચાઈ જેટલી કરી લેવા, અને એના જ શરીરનો ભાગ બની ગયેલા ચશ્માં જે લઈને જ એ જન્મ્યો હતો એમ હું સાચેસાચ માનતો હતો, એને દૂર કરી દેવા હું ઘણો પ્રયત્ન કરતો હતો તે મને યાદ છે. એ સહેલું ન હતું, કારણ કે એ મને મોટો લાગતો હતો, ખાસ્સો મોટો અને હું એને મોટો લાગવા સિવાય બીજા કશાય રુપમાં સ્મરી શકતો નહિ - જો કે હકીકતમાં એ વખતે ત્રિદીપ ઓગણત્રીસ વર્ષથી વધારેનો હોઈ શકે નહિ. છેવટે જ્યારે હું બીજું કંઈ વિચારી શકું એમ ન હતો,

ત્યારે મેં નક્કી કરી લીધું કે એ મારા જેવો લાગતો હતો.

પણ મેં જ્યારે મારાં દાદીમાને પૂછ્યું, તો એમણે તરત જ મારો વિરોધ કર્યો. પોતાનાં શાળાનાં પુસ્તકોમાંથી ઊંચે જોતાં એમણે મક્કમતાથી એમનું માથું હલાવ્યું ને બોલ્યાં : 'ના, એ તદ્દન જુદો લાગતો હતો - તારા જેવો જરા ય નહિ.'

મારાં દાદીમા ત્રિદીપને પસંદ ન કરતાં. એ આવારા છે અને બેકાર છે, કેટલીકવાર એમને મારાં મમ્મીપપ્પાને આમ કહેતાં હું સાંભળતો, એ કંઈ વ્યવસ્થિત કામ કરતો નથી, એના બાપના પૈસા વેડફે છે.

મને તો પોતાનું મોં સહેજ ઉપહાસથી મરડીને એ એટલું જ કહેતાં : હું તને ત્રિદીપ સાથે રખડતો જોવા નથી માંગતી, ત્રિદીપ પોતાનો સમય વેડફે છે.

આમ તો આ વાત બહુ ભયંકર ન લાગતી, પણ હકીકતમાં મારાં દાદીમાની ભાષામાં કોઈ વિશે આથી વધારે ખરાબ કહેવા જેવા શબ્દો ન હતા. સમય એમને માટે એક ટુથબ્રશ જેવો હતો. એનો ઉપયોગ ન થાય તો એ બરડ થઈ જતો. મેં એમને એક વખત પૂછેલું કે વ્યર્થ સમયનું શું થતું હોય છે. એમણે પોતાનું નાનું શ્વેતકેશી માથું ઊંચું કર્યું; લાંબું નાક ચઢાવ્યું ને બોલ્યાં : એ સડવા માંડે છે.

એમના પૂરતી તો, અમારા નાનકડા ફ્લેટમાંથી અમને સમયને સડવા દેવા પ્રોત્સાહિત કરે તેવી દરેક ચીજ એમણે કાળજીપૂર્વક દૂર કરી દીધી હતી. કોઈ ચૅસ બોર્ડ કે કોઈ પત્તાની જોડ ક્યારેય અમારે આંગણે આવી ન હતી; કોઈક ખૂણામાં એક ફાટેલો લુડૉસૅટ પડ્યો હતો પણ એ રમવાની છૂટ તો મને ફક્ત હું માંદો હોઉં ત્યારે જ મળતી. એ ક્યારેય મારી મમ્મીને પણ અઠવાડિયામાં એકથી વધારે વખત બપોરે રેડિયો નાટક સાંભળવાની છૂટ આપતા નહિ. અમારા ઘરમાં અમે બધાં જે કંઈ કરીએ તે ખૂબ મહેનતથી કરતા : મારાં દાદીમા એમનું શાળાની શિક્ષિકા તરીકેનું કામ; હું મારા ગૃહકાર્યનું કામ; મારી મમ્મી એનું ઘરસંભાળનું કામ અને વલ્કનાઈઝ્ડ રબર બનાવતી કંપનીમાં જૂનિયર એક્ઝીક્યુટીવ તરીકેનું મારા પપ્પાનું કામ.

અમારા સમયને પોતા પર શેવાળ બાઝી જવા દેવાની નાની સરખી પણ તક આપવા દેવામાં આવતી ન હતી.

એટલે જ મને ત્રિદીપની વાતો સાંભળવી ગમતી. એ ક્યારેય પોતાના સમયનો ઉપયોગ કરે છે એવું લાગતું નહિ, છતાંય એનો સમય સડતો નહિ.

કેટલીકવાર ત્રિદીપ અગાઉથી જાણ કર્યા વગર જ મને મળવા ચઢી આવતો. એના અંગેની પોતાની બધી નારાજગી છતાં એ જ્યારે જ્યારે આવતો ત્યારે મારાં દાદીમા ખુશ થતાં. કંઈક અંશે એ એને પોતાની રીતે ચાહતા પણ મુખ્યત્વે તો ત્રિદીપ અને એનું કુટુંબ જ અમારા એક માત્ર શ્રીમંત સ્વજનો હતાં અને પોતાના શિરસ્તા બહાર જઈને એ પોતાને મળવા આવ્યો હતો એમ વિચારીને દાદીમા પોરસાતાં પણ ખરાં.

અલબત, જો કે દાદીમા એ સ્વીકારતા નહિ, પણ જાણતાં હતાં કે એ ખરેખર તો એના પેટની સંભાળ લેવા આવતો હતો. સત્ય એવું હતું કે સમગ્ર દક્ષિણ કલકત્તાના

રસ્તાઓ પરના સ્ટોલો પરથી એણે ખોબલા ભેર પીધેલી કડક ઉકાળેલી ચાથી એનું પાચનતંત્ર એક ઉકરડો બની ગયું હતું. દર થોડા સમયે રસ્તામાં પણ એકાએક એના પેટમાં અજાણતા જ ગડગડાટ થતો અને એને નજીકના કોઈ સ્વચ્છ સંડાસ માટે દોટ મૂકવી પડતી.

આ પરિસ્થિતિને અમે ત્રિદીપની ગૅસ્ટ્રીક ગરબડ તરીકે ઓળખાવતા.

દર થોડે મહિને કે એમ અમે ઘંટડી વાગતા બારણું ખોલતા અને કપાળ પરથી પરસેવો ટપકાવતા, સખત રીતે પગ ભીડીને દીવાલને અઢેલીને ઊભેલા ત્રિદીપને જોતાં, પણ એ સીધો જ અંદર ધસી ન આવે. આવા પ્રસંગો સાથે એક સભાન શિષ્ટાચાર જોડાયેલો રહેતો. મારાં પપ્પામમ્મી અને દાદીમા દરવાજે ભેગાં મળતાં અને એના અમળાટને અવગણીને ત્રિદીપને એના કુટુંબના સમાચાર અને ઠામઠેકાણું પૂછવા લાગતા અને જવાબમાં એક નિશ્ચિત મલકાટ સાથે એ સામેથી તેમની ખબર પૂછતો, મારી ખબર પૂછતો. અને છેવટે જ્યારે સૌને એ કૌટુંબિક ખબરઅંતર પૂછવા આવ્યો છે એવી ખાતરી થતી, કે તરત જ એ બારણામાંથી સીધેસીધો સંડાસમાં ધસી જતો. જ્યારે એ પાછો બહાર આવે ત્યારે હંમેશની જેમ લાપરવા, શાંત વ્યક્તિ બની જાય; અમારા 'સરસ' સોફામાં ધૂસી જાય અને કૌટુંબિક મુલાકાતની વિધિ ફરી શરૂ થઈ જાય. મારાં દાદીમા એને માટે લીલાં મરચાંથી ખીચોખીચ ભરેલી, ફેંટદાર આમલેટ બનાવવા રસોડામાં દોડી જતાં. ત્રિદીપની ગૅસ્ટ્રીક ગરબડને મૂંગા મૂંગા યુદ્ધે ચડવા પડકારતાં એ મરચાં એની પ્લેટમાં ઢગલો થઈને પડ્યાં રહેતાં. કોઈપણ મહેમાનને પોતાના હાથે બનાવેલી આમલેટ પીરસવી એ દાદીમાની એના તરફ મોટો પક્ષપાત બતાવવાની એક માત્ર રીત હતી. (ઓછી કૃપાપાત્ર વ્યક્તિઓને ભાગે મારી મમ્મીના ઉત્તમ નાસ્તાઓની દાવત આવતી - માંસના ટુકડા અને દ્રાક્ષ ભરેલાં ગરમ શીંગોડા કે કરકરી દાળપૂરીઓ.)

કેટલીકવાર ત્રિદીપને પોતાની બનાવેલી આમલેટ ચબાવતો જોઈને દાદીમા પૂછતાં : તારી ગૅસ્ટ્રીક કેમ છે? અથવા તારી ગૅસ્ટ્રીક મટી ગઈ કે? ત્રિદીપ માત્ર અનૌપચારિક રીતે માથું ધુણાવતો અને વાતનો વિષય બદલી નાખતો. એની પાચનક્રિયા વિશે વાત કરવી એને ગમતી નહિ. મેં એનામાં ભાગ્યે જ જોયેલી ઠાવકાઈનો એ એક માત્ર પુરાવો હતો. પણ મેં મારાં દાદીમાને 'ગૅસ્ટ્રીક' શબ્દ હંમેશાં એક ખાસ નામ તરીકે વાપરતા સાંભળેલાં, એ કારણે હું એમ માનીને મોટો થયેલો કે એ ત્રિદીપના જ શરીરનું કોઈ ખાસ અંગ છે - જે ડહાપણની દાઢની જેમ એની ડૂંટીની બહાર ફૂટી નીકળ્યું છે. અલબત્ત, મેં ક્યારેય એ જોવું છે એમ કહેવાની હિંમત કરી ન હતી.

આમ છતાં, સ્પેશિયલ આમલેટ ખવડાવ્યા પછી પણ મારાં દાદીમા એને વધુ વખત રોકાવા દેતાં નહિ. એ માનતાં હતાં કે કોઈ વિનાશક ગ્રહની જેમ ત્રિદીપ પોતાની અસરને દૂરથી પણ સક્રિય બનાવી શકે તેટલો સક્ષમ હતો. અને દાદીમા એમ પણ માનતાં હતાં કે પુરુષ જાતિ જ દુર્બળ અને તરંગી હોય છે, એટલે અમારા ઘરમાં જ્યાં હું કે મારા પપ્પા એની અસરમાં આવી જવા લલચાઈ જઈએ એમ હોય ત્યાં ત્રિદીપને

લાંબો સમય રાખવાનું જોખમ લેવા એ તૈયાર ન થતાં.

ખાસ કરીને મને આ વાતનો વાંધો ન હતો, કારણ કે ત્રિદીપ અમારા ઘરમાં ક્યારેય ઉત્તમ દેખાવ કરી શકતો નહિ. હું અમારા પડોશની ગલીઓના ખૂણાઓમાં એને મળવા દોડી જવાનું વધારે પસંદ કરતો. આમ વારંવાર બનતું નહિ - કદાચ મહિનામાં એકાદ વારથી વધારે નહિ - પણ તેમ છતાં આ ગલીઓમાં એની ઉપસ્થિતિને હું પહેલેથી જ માની લેતો એટલે એનું કલકત્તામાં હોવું એ મારું સદ્ભાગ્ય છે એમ મને ક્યારેય લાગ્યું જ ન હતું.

ત્રિદીપના પપ્પા એક રાજપુરુષ હતા, વિદેશ સેવામાં એક અધિકારી. એ અને માયાદેવી હંમેશાં બહાર રહેતાં. વિદેશમાં કે દિલ્હીમાં એકાદ બે વર્ષે કેટલીકવાર તેઓ કલકત્તામાં બેએક મહિના ગાળતા પણ એ તો એટલા સમય પૂરતું. ત્રિદીપના બે ભાઈઓમાં મોટાભાઈ જતીન-કાકુ જે ત્રિદીપથી બે વર્ષ મોટા હતા તે યુએનમાં અર્થશાસ્ત્રી હતા. એ પણ હંમેશા બહાર જ રહેતા. આફ્રિકા અથવા દક્ષિણ પૂર્વ આફ્રિકામાં કોઈક સ્થળે, એમની પત્ની તથા મારી ઉંમરની પુત્રી ઈલા સાથે. ત્રીજો ભાઈ રવિ, જે આ બંને ભાઈઓથી ઘણો નાનો હતો, એની માતાને અનેક કસુવાવડો થયા પછી જન્મ્યો હોઈ, બાર વર્ષની વયે એને બોર્ડિંગ સ્કૂલમાં મોકલી દેવામાં આવ્યો ત્યાં સુધી, કાયમ એનાં માતાપિતાની જ્યાં જ્યાં બદલી થતી ત્યાં ત્યાં સાથે જ જતો.

તેથી ત્રિદીપ જ એના કુટુંબની એક એવી વ્યક્તિ હતી જેણે પોતાના જીવનનો ઘણો સમય કલકત્તામાં ગાળ્યો હતો. વર્ષો સુધી બાલિગંજ પ્લેસમાંના એમના વિશાળ જૂના કૌટુંબિક મકાનમાં એ પોતાનાં વૃદ્ધ થતાં જતાં દાદીમા સાથે રહ્યો હતો.

મારાં દાદીમાનો દાવો હતો કે ત્રિદીપ કલકત્તામાં ફક્ત એટલા જ કારણે રહ્યો હતો કે એને એના પિતા સાથે બનતું નહિ. એના વિરુદ્ધની અનેક ફરિયાદોમાં આ પણ એક હતી : એને એના પિતા સાથે બનતું નહિ એટલે જ નહિ, કારણ દાદીમા એના પપ્પાની પણ બહુ પરવાહ કરતા નહિ - પણ એવી કોઈ વાતને ત્રિદીપે પોતાના ભવિષ્ય કે કારકિર્દી ઘડવામાં અડચણરૂપ બનવા દીધી હતી એટલે. દાદીમા માટે, આ જગતમાં પોતાની જાતને વ્યવસ્થિત કરવાની સરખામણીમાં ગમા કે અણગમાનું કોઈ મહત્ત્વ ન હતું. જ્યાં સુધી એમને નિસ્બત હતી ત્યાં સુધી ત્રિદીપ એ જૂના ઘરમાં એનાં દાદીમા સાથે પુરાઈ રહે તે એટલું બધું વિચિત્ર ન હતું જેટલું બેજવાબદાર હતું. એથી ત્રિદીપ અનિવાર્યપણે એક હલકી અને તુચ્છ વ્યક્તિ દેખાતો હતો. જો ત્રિદીપ લગ્ન કરીને ઠરીઠામ થઈ જવા સંમત થયો હોત (અને પોતે એના માટે શ્રીમંત પત્ની ચોક્કસ શોધી શક્યાં હોત એમાં દાદીમાને શંકા ન હતી) તો દાદીમાએ એના વિશે કદાચ અભિપ્રાય બદલ્યો હોત, પણ જ્યારે જ્યારે એમણે એ વિશે સૂચન કર્યું હતું ત્યારે ત્રિદીપ માત્ર હસ્યો હતો. આ એક વધુ પુરાવો હતો, બધા જવાબદાર અને પુખ્ત માણસોને નોખા તારવતા નિર્ણાયકતા અને ગંભીરતાના હાર્દની ત્રિદીપમાં ઊણપ હતી એનો; પોતાની જિંદગી એક જાતના આળસુ ભોગવિલાસમાં વેડફી દેવાનો એણે નિશ્ચય જ

કરી લીધો હતો એની આ પાકી નિશાની હતી. અને આમ છતાં, ભલે માથાને એક ઝાટકે એને દૂર કરી દેવાનો દાદીમા દેખાવ કરતાં, પણ એનાથી સાવધ રહેવાનું, એની અસરથી મને ચેતવવાનું કદી ચૂકતાં નહિ. એમના અંતઃકરણમાં એ માનતા કે જો બધી માતાઓ કે પત્નીઓ ધ્યાન ન રાખે તો બધા જ પુરુષો એના જેવા થઈ જાય.

દાદીમા મને ઘણીવાર એમ સમજાવવા પ્રયત્ન કરતાં કે એમને ત્રિદીપની ઘણી દયા આવતી હતી. બિચારો ત્રિદીપ, એ કહેતાં. પોતાના સંબંધોથી આ જગતમાં એ ન કરી શક્યો હોત એવી કોઈ વસ્તુ નથી. એ રાજાની જેમ રહી શક્યો હોત અને દેશનું સુકાન સંભાળી શક્યો હોત. અને જુઓ તો ખરા અરે બિચારો ત્રિદીપ, પેલા જૂના પુરાણા ઘરમાં કંઈ કર્યા વગર જીવે છે.

પણ એક બાળક તરીકે ય હું કહી શકું એમ હતો કે દાદીમા ત્રિદીપની જરા પણ દયા ખાતાં ન હતાં - એ તો એનાથી ડરતાં હતાં.

અલબત્ત, તેઓ પણ કોઈકવાર સ્વીકારતા કે ત્રિદીપ 'કશું નથી કરતો' એવું ન હતું. હકીકતમાં એ પુરાતત્ત્વવિદ્યામાં પીએચ.ડી. માટે અભ્યાસ કરતો હતો. બંગાળના સેન વંશ સાથે સંકળાયેલી જગ્યાઓ વિષેનું કંઈક સંશોધન. પણ મારાં દાદીમાની નજરમાં ત્રિદીપને આ કામથી બહુ ઓછી ઇજ્જત મળતી. પોતે શિક્ષિકા હોવાને કારણે એમને કોઈપણ પ્રકારના શૈક્ષણિક કાર્ય માટે અપાર માન હતું. સંશોધન કાર્યને એ આજીવન યાત્રા માનતા જેનો અંત નેશનલ લાઇબ્રેરી કે કલકત્તા યુનિવર્સિટીમાં એક વિખ્યાત પ્રોફેસરશીપ અને એના કૉરિડોરમાં આરસ પહાણનાં પૂતળાં બની રહેવામાં આવતો. ત્રિદીપ જેવા બેજવાબદાર માથાને એ સંમાનનીય કૉરિડોરમાં સ્થપાયેલું કલ્પવું એ એક વિડંબના ગણાય.

મારાં દાદીમા એનાથી આટલાં બધાં સાવધ રહેતાં એનું એક કારણ એ પણ હતું કે અમે જ્યાં રહેતા હતા એ ગોલ પાર્કની આસપાસ શેરીઓના ખૂણાઓમાં એમણે ત્રિદીપને એકાદ બે વાર જોયો હતો. એ વિસ્તારની શેરીઓના ખૂણા પરના અડ્ડાઓ કે ચાના સ્ટોલો પર સમય ગાળતા જુવાનિયાઓ માટે એમનાં મનમાં છૂપો ભય હતો. આ બધા બેકારો, એ નાકનું ટેરવું ચડાવતાં, એમની ઉકરડે ફેંકાયેલી, ભૂખે મરતી માતાઓનો વિચાર કરો...

ત્રિદીપને ત્યાં એકાદ બેવાર જોયો એટલે એ પોતાનો બધો સમય પેલા અડ્ડાઓ પર ટોળટપ્પા કરતાં જ વિતાવતો હતો એમ માની લેવું દાદીમા માટે પૂરતું હતું. એની બાકીની ટેવો સાથે એ બંધ બેસતું લાગતું હતું.

પણ સત્ય તો એ હતું કે ત્રિદીપ ત્યાં જવલ્લે જ આવતો, મહિનામાં એક અથવા બે વખતથી વધારે નહિ. એ જ્યારે આવતો ત્યારે સામાન્ય રીતે મને જાણ થતી : નાથુ ચોબે, અમારી ગલીના ખૂણા પરના સ્ટોલ પર બેસતો પાનવાળો કે પછી પોતાના બાથરૂમની બારીમાંથી શેરીની દૂર સુધીની બાજુએ જોઈ શકતો મારો મિત્ર મોન્ટુ, કે પછી જૂનાં પુસ્તકોની દુકાને ઊભેલું, બીજું કોઈક મને અવશ્ય કહી દે. એ બધા જાણતા

હતા કે હું ત્રિદીપનો સંબંધી છું.

હવે જ્યારે હું ગોલ પાર્ક પાસેથી પસાર થાઉં છું ત્યારે મને ઘણીવાર આશ્ચર્ય થાય છે કે આજે એવું બને કે કેમ. મને ખબર નથી, હું કહી શકતો નથી. એ દુનિયા મારે માટે સંકેલાઈ ગઈ છે, વીતી ગયેલાં ઘણાં બધાં વર્ષોએ એને બંધ કરી દીધી છે. વર્ષો પહેલાં, મોન્ટુ અમેરિકા જતો રહ્યો અને નાથુ ચોબે, મેં સાંભળેલું કે પાછો બનારસ ચાલ્યો ગયો હતો અને એણે એક હોટેલ શરૂ કરી હતી. અત્યારે જ્યારે હું એ પાનની દુકાન પાસેથી પસાર થાઉં છું અને નિયોન લાઈટવાળી શેરીઓમાં ધસમસતાં ટોળાંઓને, ખખડી ગયેલા સ્ટોલો સાથે ગોઠવાયેલી ઍરકંડિશન્ડ દુકાનોને અને ફૂટપાથિયા ફેરિયાઓની તાડપત્રીની દુકાનોને જોઉં છું, ઢાકુરિયા ઑવરબ્રીજના આખે રસ્તે એક મેઈલ ટ્રેન જેટલા ખીચોખીચ ભરેલા ટ્રાફિકને જોઉં છું ત્યારે કોણ જાણે કેમ, એ પાનની દુકાન બદલાઈ ગઈ નથી છતાં, મને એના વિશે શંકા થયા કરે છે. એ સમયે સાઠના દાયકાના પૂર્વાર્ધમાં, એ બાજુએ મોટરગાડીઓ એટલી ઓછી હતી કે ૯ નંબરની કે બીજી કોઈપણ ધસમસી આવતી બસ માટે પ્રસંગોપાત રસ્તો કરી આપવા સિવાય - આજુબાજુની શેરીઓ વચ્ચે ફૂટબોલ રમવામાં અમને કોઈ વિચાર આવતો નહિ. એ વખતે ગડિયાહાટ રોડ પર, પૂર્વમાંથી શરૂઆતમાં આવેલા નિરાશ્રિતોએ ઊભાં કરેલાં માત્ર થોડાં જ છૂટાછવાયાં ઝૂપડાંઓ જ હતાં. ગોલ પાર્ક વધતે-ઓછે અંશે કલકત્તાની બહારનો વિસ્તાર ગણાતો. સ્કૂલમાં જ્યારે હું ત્યાં રહેતો હતો એમ કહેતો કે મધ્યસ્થ કલકત્તામાંથી આવતા છોકરાઓ મને ઘણીવાર પૂછતા કે હું દરરોજ સવારની ટ્રેન પકડતો કે કેમ, જાણે કે હું સરહદ પરની બહુ દૂર આવેલી નિરાશ્રિતોની છાવણીમાં રહેતો ન હોઉં.

સામાન્ય રીતે હું જ્યારે અમારી બગીચામાંની સાંજની ક્રિકેટ મેચમાંથી ઘેર પાછો ફરતો હોઉં ત્યારે ત્રિદીપ આસપાસમાં છે એમ સંભળાતું. મારી ક્રિકેટ મેચ એક જ એવી ચીજ હતી જેના વિશે મારા ગૃહકાર્યમાંથી સમય ફાળવવા બદલ મારાં દાદીમા મને ક્યારેય વઢતાં નહિ. ઊલટાનું, મારી ઇચ્છા હોય કે ન હોય, દાદીમા આગ્રહ રાખતાં કે તળાવને કિનારે આવેલા બગીચામાં હું દોડી જાઉં. મને ઘરની બહાર ધકેલતાં એ કહેતાં, મજબૂત શરીર બનાવ્યા સિવાય મજબૂત રાષ્ટ્ર બનાવી શકાય નહિ.

બગીચા સુધી આખે રસ્તે હું દોડ્યો કે કેમ એની ખાતરી કરવા એ પોતાની બારીમાંથી જોઈ રહેતાં.

પણ જો મને જાણવા મળતું કે ત્રિદીપ આસપાસમાં છે તો હું બગીચામાંથી અને પાછલી ગલીઓમાંથી બેવડી ઝડપે દોડતો. કોઈક તો મને એ ક્યાં હતો એ કહી જ આપતું. તરલ વાતોડિયા વિદ્યાર્થી જૂથમાં, તેમ જ ભવિષ્યના ફૂટબોલ ખેલાડીઓ અને બૅન્ક કારકુનો અને ટૂંકાગાળાના રાજકારણીઓ તેમજ ગડિયાહાટ અને ગોલ પાર્કની વચ્ચે વિસ્તરેલા એ ગપસપ પ્રિય રસ્તા તરફ આકર્ષાતા બાકીના બીજાઓમાં, ત્રિદીપ પરિચિત' વ્યક્તિ હતો. એ સમયે મને એ શા માટે પ્રખ્યાત હતો અથવા તો જાણીતો

પણ હતો એ અંગે કોઈ આશ્ચર્ય થતું ન હતું. એ હકીકતને મેં માત્ર સ્વીકારી લીધી હતી, અને એ ગલીઓમાં એની હાજરીને કારણે મને મળતા નાનકડા લાભો બદલ એનો ઋણી રહેતો, એના ઓળખીતા દુકાનદાર પાસેથી મને મળેલા મીઠાઈના ટુકડા માટે, બગીચામાં એના ઓળખીતા કોઈક યુવાન સાથેની લડાઈમાંથી બચી જવા માટે. પણ હકીકતમાં અત્યારે મને એમાં કોઈક પ્રકારનું રહસ્ય જેવું લાગે છે, એ લોકો એને શા માટે સહી લેતા હતા. ત્રિદીપ એ લોકોમાંનો એક ક્યારેય ન હતો, એ ત્યાં રહેતો પણ ન હતો અને ઘણીવાર એને બહુ કહેવાનું પણ ન હતું. સામાન્ય રીતે એ શાંતિથી એમની ચટાકેદાર વાતો સાંભળીને સંતોષ પામતો. ઘણીવાર એ જ્યારે આવે ત્યારે એની આસપાસ પોતાને અંગે, કોઈ થકવી નાખનારી મજૂરીમાંથી ઊઠેલા અને પોતાની જાતને વ્યાકુળ બનાવી દેવાનું સાહસ કરવા નીકળેલા એક માણસની શિથિલ, ઉદાસ હવા છવાયેલી રહેતી.

પણ પ્રસંગોપાત, જ્યારે એ ખુશમિજાજમાં હોય અને એના છૂપા માહિતી ખજાના પર છાપો મારતી કોઈ વાત કહે, તો એ બધા જ પ્રકારના વિષયો - મેસોપોટેમિયમ સ્તંભ, પૂર્વ યુરોપિયન જાઝ, વૃક્ષવાસી વાનરોની ટેવો, ગાર્સિયા લોર્કાનાં નાટકો પર સંભાષણ કરવા લાગતો, એની વાતોના વિષયોનો જાણે કે કોઈ અંત જ લાગતો નહિ. એવી કંઈ સાંજે, એના શ્રોતાઓના એકાગ્રચિત્ત ચહેરાઓને જોઈ રહેતાં, એના પાતળા, આવેશયુક્ત મોંને, એના અસ્તવ્યસ્ત વાળ અને સોનાની ફ્રેમવાળાં ચશ્માં પાછળ ચમકતી તેજસ્વી કાળી આંખોને નિરખી રહેતાં હું ગર્વથી ફાટફાટ થઈ રહેતો.

એવા પ્રસંગોએ, જ્યારે ત્રિદીપ દરેક જણના ધ્યાનનું કેન્દ્ર હતો ત્યારે પણ એની રીતભાત અંગે હંમેશાં કશુંક સહેજ અલગ જ રહેતું. એ જે લોકો સાથે વાતો કરતો, એમની સાથે દોસ્તી કરવા ઇચ્છતો ન હતો, અને તેથી જ કદાચ - કૉફી હાઉસ, બાર, શેરીના ખૂણા પરના અડ્ડાઓ - જ્યાં લોકો આવે, વાતો કરે અને એકબીજાને વધુ ઓળખવાની ઇચ્છા રાખ્યા વગર ચાલ્યા જાય એ પ્રકારનાં સ્થળોએ, તટસ્થ અને નિરપેક્ષ સ્થળોએ એ સૌથી વધારે ખુશ રહેતો. એટલા જ માટે એ છેક બાલિગંજથી ગોલ પાર્ક આવવાનું પસંદ કરતો હતો એના અડ્ડાઓ માટે - કારણ માત્ર એટલું જ હતું કે આ જગ્યા એટલી દૂર હતી કે અહીં એના કોઈ પાડોશી એને નહિ મળે એની એને ખાતરી હતી.

કદાચ લોકો એને સહી લેતા એનું કારણ માત્ર એટલું જ હતું કે પોતે એ લોકો જેવો ન હતો, કારણ એ કે ત્રિદીપ નોખો હતો. કંઈક અંશે એટલા માટે પણ કે એ બધા એનાથી, એની આકરી અને તીખી જીભથી અને એના એકાએક ધસી આવતા વિચિત્ર અને વિક્ષુબ્ધ કરનારા વાતપ્રવાહોથી ડરતા હતા. પણ અલબત્ત એને એ બધું ઉપયોગી હતું. એનામાં એક તીવ્ર દુન્યવી ચતુરાઈ હતી જેનાથી કોઈક વખત એ બધાને જકડી રાખતો. ઉદાહરણ તરીકે, એ કોઈ વિદ્યાર્થીને પરીક્ષાનું પેપર કેવી રીતે લખવું તે અંગે વિગતવાર સૂચનાઓ આપતો, કારણ એ જાણતો હોય કે પ્રોફેસર ફલાણા

ફલાણા એ પેપર તપાસવાના છે, અને એમને આ રીતે સહેજ મચડાવેલા જવાબો વધુ ગમતા હતા, અને એ વિદ્યાર્થી એના કહ્યા પ્રમાણે કરતો અને પ્રથમ વર્ગ મેળવતો. અથવા જ્યારે કોઈ નોકરીના ઈન્ટરવ્યૂ માટે જવાનો હોય તો ત્રિદીપ એને કેવા સવાલો પુછાવાની શક્યતા છે તે કહેતો, અને જ્યારે ઈન્ટરવ્યૂ પૂરો થાય ત્યારે એવું બન્યું હોય કે એની બધી આગાહીઓ સાવ સાચી પડી હોય. પણ બરાબર એવી જ રીતે કેટલીકવાર એની શિખામણ જાણીબૂઝીને ગેરમાર્ગે દોરનારી, દુરાગ્રહી લાગતી. એક વખત, ઉદાહરણ તરીકે એણે એક બહુરાષ્ટ્રીય કંપનીના ઈન્ટરવ્યૂ માટે જતા યુવાનને કહ્યું કે એક જમાનામાં પોતાની સંકુલતા માટે વિખ્યાત, આ કંપની એક મારવાડી વેપારીએ ખરીદી લીધી છે. હવે એ ખૂબ રાષ્ટ્રવાદી બની ગઈ છે, અને એટલે જો એ ધોતી પહેરીને ઈન્ટરવ્યૂમાં નહિ જાય તો એને અંદર પ્રવેશવાની કોઈ જ તક મળશે નહિ. પેલો યુવાન ઈન્ટરવ્યૂ માટે સમયસર ધોતી લપેટીને ગયો અને દરવાન એને અંદર દાખલ જ થવા દેતો ન હતો.

કોઈને પણ કદીય પૂરી ખાતરી ન હતી કે એમનો ત્રિદીપ સાથે કયો નાતો હતો. એણે કહેલી ઘણી વાતોમાં એક સહજ સ્વકીય મજાકનું તત્ત્વ રહેતું અને એટલે એના શ્રોતાઓ એ જે કંઈ કહે એનો સીધો અર્થ લેવો જોઈએ કે પછી એથી વિપરીત વાતમાં વિશ્વાસ કરવો જોઈએ એ અંગે હંમેશાં અચોક્કસ જ રહેતા. પરિણામે, અનિવાર્યપણે, એના વિશે જાતજાતની પરસ્પરવિરોધી અફવાઓ જ ફેલાયેલી રહેતી - ખાસ કરીને એ પોતાના કુટુંબ વિશે અને પોતાના સંજોગો વિશે વધારે પડતી ગુપ્તતા જાળવતો. એ સમયે દરેક યુવાન માઓવાદી થતો જતો હતો એ હકીકતથી એની બાબતમાં વધુ ભ્રાંતિ ઊભી થતી હતી. કોઈ જાણી જોઈને ટીકા કરતું કે ત્રિદીપનું કુટુંબ બહુ શ્રીમંત અને વગદાર છે. એના પિતા એક રાજપુરુષ, એક શ્રીમંત ન્યાયાધીશના દીકરા છે અને એનો ભાઈ એક તેજસ્વી અર્થશાસ્ત્રી છે અને યુએન સાથે નોકરીમાં જોડાઈને વિદેશમાં રહે છે, એવું પોતે સાંભળ્યું છે. પણ જેવો એ આમ કહે કે તરત જ એક શંકાભર્યો અવાજ એને વચ્ચેથી અટકાવીને પૂછે, 'મિત્ર, તું ક્યાં રહે છે ? શું તું એમ માને છે કે આપણે બધા આકાશમાંથી ટપકી પડ્યા છીએ તે આપણે એવું બધું માની લઈશું. તને ખબર નથી કે એ પરણેલો છે અને એને ત્રણ બાળકો છે અને સંતોષપુર પાસેની એક ઝૂંપડપટ્ટીમાં એની વિધવા માતા સાથે રહે છે.'

આમ એક રાજપુરુષના દીકરા, શ્રીમંત અને વગદાર કુટુંબના વંશજને માટે વરસોવરસ, પેલા ગલીઓના ખૂણે આવ્યા કરવું જરા જેટલું કંઈક અસંભવ લાગતું હતું, એટલે પાછળની વાત માની લેવા તરફ લોકોનું વલણ રહેતું. ક્યારેક હું એમને સત્ય કહી દેવાનો પ્રયત્ન કરવા જતો, પણ હું તો માત્ર એક નાનકડો છોકરો હતો અને મારી ખ્યાતિ તો એક ડોળાફાડુ બુદ્ધુરામની હતી. ઉપરાંત, બધા જાણતા હતા કે અમે ગલીને નાકે એક નાનકડા ફ્લેટમાં રહેતા હતા. જો હું એ લોકોને અમારે સમૃદ્ધ અને વગદાર સગાંવહાલાં હતાં એમ સમજાવવાનો વધુ પડતો પ્રયત્ન કરું તો

એ લોકો હું મારી જાતને બહુ મોટી સમજુ છું એમ જ માની લે.

હું જ્યારે નવ વર્ષનો હતો ત્યારે એક વખત ત્રિદીપ એના ગોલ પાર્કના અડ્ડાઓથી એટલો લાંબો વખત દૂર રહ્યો કે રોજિંદાઓ એને શું થયું હતું એ અંગે વિચારવા લાગ્યા હતા. હું એકલો જ જાણતો હતો, કારણ કે એક વખત બપોરે, મારા ગણિતના શિક્ષકના ઘેરથી પાછા ફરતી વખતે (એ દિવસોમાં હું વારંવાર કરતો એ પ્રમાણે) હું એના ઘરે રોકાયો હતો. પોતાની ઈંગ્લૅન્ડની મુસાફરી અંગેની વાતો જ્યારે એ મને હપ્તાવાર કહેતો હતો એ સમયની આ વાત છે.

હંમેશની જેમ, મેં એને એના મકાનને ઉપલે માળ, પોતાના ઓરડામાં ચટાઈ પર સૂતા સૂતા વાંચતો જોયો. પાસેની ઍશ-ટ્રેમાં સિગારેટ ધીમે ધીમે બળતી હતી. મેં જ્યારે એને કહ્યું કે ગોલ પાર્કમાં લોકો એના વિશે પૂછતા હતા, તો એણે એક આંગળી પોતાના હોઠ પર મૂકી દીધી.

'ચૂપ' એ બોલ્યો. એ લોકોને કશું કહીશ નહિ. ખબર છે તને? મને લાગે છે કે સેન વંશના રાજાઓ પોતાનો ખજાનો જ્યાં દાટતા હતા તે ટેકરો મેં શોધી કાઢ્યો છે. જો સરકારને જાણ થશે તો એ લોકો બધું લઈ લેશે. કોઈને એક શબ્દ પણ કહેતો નહિ અને થોડો વખત અહીં ફરી આવતો નહિ - કદાચ છૂપા એજન્ટો તારો પીછો કરે.

હું રોમાંચિત થઈ ગયો. જ્યારે જ્યારે કોઈ મને એના વિશે પૂછે ત્યારે હું આ રહસ્યને મારી છાતી સરસું ચાંપી રાખતો. એ તો જતો રહ્યો, હું કહેતો. એ ખોવાઈ ગયો છે.

પછી એક સાંજે હું બગીચામાં જતો હતો ત્યારે મેં સાંભળ્યું કે એ ગોલ પાર્ક પર ફરી દેખાયો હતો. હું બેવડી ઝડપે દોડ્યો અને એના માનીતા અડ્ડે, એક જૂના મકાનના પગથિયા પર મેં એને પોતાના ઓળખીતાઓથી ઘેરાયેલો જોયો. કોઈના પગ વચ્ચેથી મેં એની સામે હાથ ઊંચો કર્યો, પણ એ પેલાઓના પ્રશ્નોના જવાબ આપવામાં રોકાયેલો હતો અને એણે મને જોયો નહિ.

ત્રિદીપ-દા, તમે આટલો બધો સમય ક્યાં હતા? કોઈક બોલ્યું. લગભગ ત્રણ ચાર મહિના થયા...

હું બહારગામ હતો, મેં એને કહેતાં સાંભળ્યો. અને છાનુંમાનું મારા તરફ માથું હલાવ્યું.

બહારગામ? ક્યાં?

હું લંડન ગયો હતો, એ બોલ્યો : મારાં સગાંવહાલાંને મળવા.

એનો ચહેરો ગંભીર હતો અને અવાજ મક્કમ.

કયાં સગાંવહાલાં?

મારે સાસરાપક્ષે અંગ્રેજ સગાઓ છે, એ બોલ્યો. પ્રાઈસ નામનું એક કુટુંબ.

મને થયું કે હું જાઉં અને એમને મળતો આવું.

એ લોકોના શંકાભર્યા બડબડાટની પરવાહ કર્યા વગર ત્રિદીપે એમને કહ્યું કે એ શ્રીમતી પ્રાઈસ નામના એક વૃદ્ધ વિધવા સાથે રહેવા ગયો હતો. એમના પતિ તાજેતરમાં જ અવસાન પામ્યા હતા. એ ઉત્તર લંડનમાં, લિમિંગ્ટન રોડ નામના રસ્તા પર રહેતા હતા. એમના મકાનનો નંબર 44 હતો અને ટ્યૂબ સ્ટેશન હતું વૅસ્ટ હેમ્પરસ્ટેડ, એણે કહ્યું. શ્રીમતી પ્રાઈસને એક દીકરી હતી, એનું નામ હતું મૅ.

અને એ કેવી લાગતી હતી ? એક અવાજ આવ્યો. કામોત્તેજક ?

ત્રિદીપે એ વિશે એક પળ વિચાર કર્યો અને બોલ્યો, ના, એ કામોત્તેજક ન હતી, સાધારણ રીતે એવી નહિ - એ તો સુબદ્ધ, પહોળા ખભાવાળી અને બહુ ઊંચી પણ ન હતી. સામાન્ય અર્થમાં તો એ સુંદર કે દેખાવડી પણ ન હતી, કારણ એનો ચહેરો સખત અને જડબું ચોરસ હતાં, પણ એના વાળ ભરાવદાર અને સીધા હતા. ને કોઈ ઈજિપ્શિઅન કેશ-શ્રુંગારની જેમ, કાળા ચમકતા પડદાની જેમ, એના ખભા પર આવી પડતા અને એની ભૂરી આંખોને અજવાળતું એનું સ્મિત સુંદર અને ઉષ્માભર્યું હતું. એનાથી એને એક આગવી જ લાક્ષણિકતા પ્રાપ્ત થતી ને એને અલગ તારવી દેતી.

અને એ કરે છે શું ? કોઈકે મજાક કરી. એ પહેલવાન છે કે હજામ ?

એ એક વિદ્યાર્થિની છે. ત્રિદીપે કહ્યું. ઓછામાં ઓછી આમ જુઓ તો એક પ્રકારની વિદ્યાર્થિની જ. એ રોયલ કૉલેજ ઑવ મ્યુઝિકમાં અભ્યાસ કરે છે. એ ઑબો વગાડે છે ને ભવિષ્યમાં એક દિવસ ઑરકેસ્ટ્રામાં જોડાશે.

પછી મને લાગે છે કે, એ સમયે હું મારી જાતને રોકી શક્યો નહિ. ટોળાના પગ વચ્ચેથી હું આગળ ધસી ગયો અને બરાડી ઊઠ્યો : ત્રિદીપદા, તમે ભૂલ કરો છો ! તમને યાદ નથી, હું તમને ગયે મહિને મળ્યો હતો. તમે તમારી રૂમમાં, શેતરંજી પર સૂતાં સૂતાં સિગારેટ પીતા હતા. તમે શોધતા હતા...

ત્યાં હાસ્યની છોળો ઊડી અને આશ્ચર્યોની ઝડી વરસી પડી : તું દુષ્ટ છે, તું જુઠ્ઠો છે. તું આ બધી બનાવટ કરતો હતો. તું ક્યાં ય ગયો જ નથી...

ત્રિદીપ મેં જે કહ્યું હતું તેથી કે એ લોકોના હાસ્યથી જરા ય પરેશાન થયો હોય એમ લાગતું ન હતું. ઠાવકાઈથી પોતાના ખભા ઉલાળતો એ પણ હસવા લાગ્યો અને બોલ્યો : લોકો જે કંઈ કહે તેને જો તમે માની લેતા હો, તો તમને ગમે તે કહેવાય તેને જ તમે લાયક છો.

મારા તરફ ઢળતાં, એણે મારે ગાલે ચીમટી ભરી અને મલક્યો. એમ જ હોય ને ? એ બોલ્યો. દીવાને અજવાળે એનાં ચશ્માં ચમકતા હતા ને પ્રશ્નાર્થથી એણે ડોકી ધુણાવી.

એના આત્મવિશ્વાસે એને ઘેરી વળેલી ટીકાઓને અને હાસ્યને એક તીક્ષ્ણતા આપી. હવે એમ લાગતું હતું કે એણે એ બધાને એક અંગત જટિલ રમૂજના ભોગ

બનાવ્યા હતા. એ જ્યારે ચાલ્યો ગયો ત્યારે એમના અવાજોમાં એક તીવ્ર વિરોધ હતો. તમે એ કહે છે તેમાંથી એક પણ શબ્દ માની ન શકો, કોઈકે બૂમ પાડી. એને માત્ર લોકોને ઉલ્લુ બનાવવાનું ગમે છે અને એમની મશ્કરીઓ કરે છે. પરંતુ એક બીજો, વધારે તીખો અવાજ ફૂટી નીકળ્યો અને બોલ્યો : મશ્કરી ? એ કંઈ મશ્કરી કરતો ન હતો. એણે જે કંઈ કહ્યું તે બધામાં એને વિશ્વાસ હતો. એ કંઈ મશ્કરી ન હતી. હકીકત તો એ છે કે એ એક અલ્લડ છે - એ કદી પણ કલકત્તાની બહાર ક્યાં ય ગયો જ નથી.

હું હવે ત્રિદીપને એ લોકોના ઉપહાસનું સાધન બનાવવા બદલ મારી જાત પર ગુસ્સે થયો હતો. તમને લોકોને ખબર નથી કે તમે શાના વિશે બોલી રહ્યા છો. હું બરાડી ઊઠ્યો. હું એકદમ મોટા અવાજે બૂમો પાડતો હતો એટલે એ લોકો સાંભળવા લાગ્યા.

હજુ પણ બરાડતા બરાડતા, હું જે રીતે જાણતો હતો એ સત્ય એમને કહ્યું : કે ત્રિદીપ જ્યારે નાનકડો છોકરો હતો, ત્યારે ઘણાં વર્ષો પહેલાં એનાં મમ્મીપપ્પા સાથે લંડન ગયો હતો. એ લોકો એના પપ્પાને, ભારતમાં ન થઈ શકે એવું એક ઑપરેશન કરાવવા માટે ત્યાં લઈ ગયા હતા. એ 1939ની સાલ હતી અને એમને કદાચ યુદ્ધ થાય એવી ખબર હતી છતાં એમને જવું જ પડ્યું હતું. એના ભાઈ જતીનને એ લોકો કલકત્તામાં એનાં દાદાદાદી પાસે મૂકી ગયા હતા, કારણ કે એ એનાથી મોટો હતો અને આટલા બધા લાંબા સમય સુધી સ્કૂલે ગયા વગર ચાલે નહિ. અને હા, ત્યાં પ્રાઈસ નામે એક કુટુંબ હતું ખરું. એ લોકો વૅસ્ટ હેમ્પસ્ટેડમાં રહેતા હતા પણ એ બધાં સગાવહાલાં ન હતા. એ લોકો ત્રિદીપના કુટુંબના બહુ બહુ જૂના મિત્રો હતા, કારણ કે શ્રીમતી પ્રાઈસના પિતા લિયોનેલ ટ્રેસૉસેન, બ્રિટિશરો અહીં હતા ત્યારે ભારતમાં રહ્યા હતા. તેઓ અને ત્રિદીપના દાદાજી, જે એક ખૂબ અગત્યની વ્યક્તિ હતા અને કલકત્તા હાઈકોર્ટમાં એક ન્યાયાધીશ હતા, બંને મિત્રો હતા. લાંબા સમય પછી લિયોનેલ ટ્રેસૉસેન જ્યારે ઈંગ્લૅન્ડ પાછા ફર્યા ત્યારે એમની પુત્રીએ પોતાની કૉલેજના એક શિક્ષક સાથે લગ્ન કર્યા હતા. આ યુવાનને બધા Snipe (સ્નાઈપ) કહેતાં કારણ કે એમનું નામ S.N.I. Price હતું. એ યુવતીએ જ્યારે જાણ્યું કે ત્રિદીપના પપ્પા બીમાર હતા તો એણે એ લોકોને લંડનમાં એની સાથે જ રહેવા પત્ર લખ્યો હતો અને ટેલિગ્રામ પણ મોકલ્યા હતા, કારણ કે એણે એક મોટું મકાન ખરીદ્યું હતું અને આમ પણ એ તેમાં ભાડૂતો રાખવા ઇચ્છતી હતી. એની એક મે નામે દીકરી હતી તે સાચું હતું, પણ ત્રિદીપ જ્યારે લંડનમાં હતો ત્યારે એ નાનકડી બાળકી હતી, અને જ્યાં સુધી મને ખબર છે ત્યાં સુધી ત્રિદીપે એ પછી એને જોઈ નથી. શ્રીમતી પ્રાઈસના ઍલન નામે એક ભાઈ પણ હતા, જેઓ યુદ્ધ પહેલાં જર્મનીમાં રહેતા હતા.

મેં વાત અધૂરી છોડી દીધી. હું થાકી ગયો હતો.

આ તો ત્રિદીપની વાતથી પણ વધુ સારી વાત છે. કોઈએ અટ્ટહાસ્યથી કહ્યું.

આ સાચું છે, હું એની સામે બરાડ્યો. જો તમને મારામાં વિશ્વાસ ન હોય તો પૂછો...

ત્રિદીપને ? પાછળથી એક અવાજ આવ્યો અને એ બધા બેવડા જોરથી હસ્યા.

હું જોશભેર બહાર ધસી ગયો અને આખે રસ્તે દોડતો અમારા ઘરના બે દાદર ચડી ગયો. મને એક કલાક મોડું થયું હતું અને મારાં દાદીમા ખૂબ ગુસ્સે થયાં હતાં. એક મુખ્ય શિક્ષિકાના એમના સંયત અવાજમાં એમણે મને હું ક્યાં ગયો હતો તે પૂછ્યું. અને જ્યારે મેં કંઈ જવાબ ન આપ્યો તો એમણે પોતાનો હાથ ઉગામ્યો, પાછળ ખેંચ્યો ને મને એક થપ્પડ મારી દીધી. તું ક્યાં ગયો હતો ? એમણે ફરી પૂછ્યું. અને આ વખતે હું બોલી પડ્યો કે હું ગલીને નાકે હતો. દાદીમાએ મને ફરીથી તમાચો માર્યો, ખરેખર જોરથી. મેં તને કહ્યું નથી ? એ બોલ્યાં, કે તારે ત્યાં જઈને તારો સમય વેડફવાનો નથી ? સમય વેડફવા માટે નથી, સમય કામ કરવા માટે છે.

એ બનાવ પછી, બે વર્ષ બાદ જ્યારે મૅ પ્રાઈસ કલકત્તાની મુલાકાતે આવી ત્યારે હું એને પહેલી વખત મળ્યો હતો. બીજી વખત, હું પોતે જ્યારે લંડન ગયો ત્યારે સત્તર વર્ષ પછી એને મળ્યો હતો.

જૂના સંસ્થાનવાદી અહેવાલોને સાચવતી, ઈન્ડિયા ઑફિસ લાઇબ્રેરીમાંથી, 19મી સદીના ઈંગ્લૅન્ડ અને ભારત વચ્ચેના કાપડ ઉદ્યોગ પરના મારા પીએચ. ડી.ના શોધ નિબંધ માટે સામગ્રી ભેગી કરવા હું એક વર્ષની સંશોધન ગ્રાન્ટ મેળવીને ઈંગ્લૅન્ડ ગયો હતો. હું મૅને ફરીવાર મળું તે પહેલાં, મને લંડન આવ્યાને એક મહિનાથી વધુ સમય વીતી ગયો હતો.

મૅને શોધી કાઢવામાં મને ઘણી મુશ્કેલી પડી હતી. એ એક ઑરકેસ્ટ્રામાં વાદક હતી અને પોતાની આવકમાંથી ઈઝલિંગટનમાં એક બેડરૂમના ઘરમાં રહેતી હતી. શ્રીમતી પ્રાઈસે મને એનો ટેલિફોન નંબર આપ્યો અને મેં એને કેટલીય વાર ફોન કર્યો, પણ એ કદી ઘેર હોય જ નહિ. અને પછી એક સવારે હું જ્યારે ધ ગાર્ડિઅનનું મનોરંજનનું પાનું જોતો હતો, ત્યારે એ દિવસે સાંજે રોયલ ફેસ્ટિવલ હૉલમાં એની ઑરકેસ્ટ્રા ડ્વોરેક સૅલો કૉનસર્ટ વગાડવાની હતી એ જાહેરાત મેં જોઈ.

એ સાંજે હું ત્યાં જલ્દી પહોંચી ગયો. હું ઑરકેસ્ટ્રાની પાછળની બેંચો પરની જ એકાદ ટિકિટ ખરીદી શકું એમ હતો અને મેં સાંભળ્યું હતું કે એ ટિકિટો બહુ જલ્દી વેચાઈ જતી હતી. પણ બન્યું એવું કે હું બહુ સહેલાઈથી એક ટિકિટ મેળવી શક્યો. ગાયક સ્વીડનનો એક વાયોલિનવાદક હતો જેનામાં દેખીતી રીતે જ આકર્ષણ જમાવવાની શક્તિ ન હતી.

જ્યારે હું અંદર દાખલ થયો, ત્યારે મને ખબર પડી કે મારી બેઠક બરાબર સુષિરવાદ્ય વિભાગની પાછળ હતી. તરત જ મેં એને જોઈ; ઑરકેસ્ટ્રાની બીજી બધી મહિલાઓની જેમ, એ કાળું સ્કર્ટ અને સફેદ બ્લાઉઝમાં સજ્જ હતી અને એના મ્યુઝિક સ્ટેન્ડ સાથે ગડમથલ કરતી હતી. હું એને પોતાના સંગીતના સૂરો મેળવીને, એની

આગળ બેઠેલા એક ઉંમરલાયક હૉર્નવાદક સાથે વાતચીત કરતી જોઈ રહ્યો. એના વાળ એ કલકત્તામાં અમારી સાથે રહી હતી એ સમયથી મને યાદ હતા. એવા જ બરાબર કપાયેલા હતા, એના ખભા પર સીધા અને ભરાવદાર પથરાયેલા, એના ગળાને અને ચહેરાની બાજુઓને ઢાંકતા પણ મને યાદ હતા. એ તો કાળા અને ચમકતા હતા; પણ અત્યારે તો એ પ્રકાશ પડતાની સાથે ચમકી ઊઠતી સફેદ પટ્ટીઓની લટો વાળા હતા. હંમેશાં એની ઊંચાઈના પ્રમાણમાં પહોળા, એવા એના ખભા મેદસ્વી બની ગયા હતા; હવે એ ઉપરથી લગભગ ખૂબ વજનદાર લાગતી હતી, કારણ કે એણે એની કમ્મરમાં એક ઈંચનો પણ વધારો કર્યો ન હતો. પાછલી હરોળમાં બેઠેલી મહિલાને કંઈક કહેવા એ ફરી કે મેં એની એક ઝલક જોઈ લીધી. એના મોંના ખૂણેથી નાક સુધી ઘેરી કરચલીઓ પડી હતી, અને એક વખતની એની સ્વચ્છ તેજસ્વી ભૂરી આંખો, ફિક્કી અને બહાર નીકળી આવી હતી.

એ કોન્સર્ટમાં એને જોઈ રહેતાં હું, વર્ષો પૂર્વે એ જ્યારે કલકત્તામાં અમારી સાથે રહેવા આવી હતી ને જેવી લાગતી હતી એવી જ કલ્પવા લાગ્યો. એ વખતે અમે ઘણા મોટા ઘરમાં રહેવા ગયા હતા, અને એને નીચેના માળ પર મહેમાનો માટેનો ખંડ આપવામાં આવ્યો હતો. સાંજને સમયે, જ્યારે હું મારી મમ્મી અને દાદીમાની નજર ચુકાવી શકતો (હું મૅને પજવું તેમ એ લોકો ઇચ્છતા ન હતા) ત્યારે હું એના રૂમમાં સરકી જતો, જમીન પર બેસી જતો અને એ પોતાની સાથે રિયાઝ કરવા માટે જે રેકોર્ડર લાવી હતી એના પર એને બંદિશો વગાડતી સાંભળી રહેતો. ઘણીવાર એ મૂંઝવણથી રાતીચોળ થઈ જતી. એનું રેકોર્ડર નીચે મૂકી દેતી અને કહેતી : જો, આ બધી બહુ ભયંકર તરજો તને ખૂબ કંટાળો આપશે.

પણ હું એને એ બંધ કરવા દેતો નહિ. હું હઠ કરતો કે એ વગાડવાનું ચાલુ રાખે અને મંત્રમુગ્ધ થઈને હું ત્યાં બેસી રહું, અને ભ્રમરો ચડાવીને, એકાગ્રતાથી પોતાના ગાલ ફુલાવતી એના રેકોર્ડરમાં ગાતી જોઈ રહું.

ફેસ્ટિવલ હૉલમાં એ કન્સર્ટમાં જ્યારે મેં વગાડતી હતી ત્યારે એની ભ્રમરો ખેંચાયેલી ન હતી. પોતાના વાદ્ય પરનું એનું પ્રભુત્વ હવે એટલું સંપૂર્ણ હતું કે સંગીત તરફ એને બહુ ઓછું ધ્યાન આપવું પડતું તે સ્પષ્ટ હતું. એ આખાય કન્સર્ટ દરમિયાન એણે, અને એની આજુબાજુવાળા ઘણા બધા સંગીતકારોએ બહુ કંટાળાજનક યાંત્રિક ચોકસાઈ જાળવીને વગાડ્યું, જાણે કે અનુભવી સૈનિકો પોતાના સાર્જન્ટ મેજરના હુકમથી કોઈ પરિચિત કવાયતમાંથી પસાર થતા ન હોય.

કન્સર્ટ પૂરો થયો એટલે પ્રેક્ષકો ચાલ્યા જાય અને ઑરકેસ્ટ્રાના બીજા સભ્યો પોતાના વાદ્ય સંકેલી લેવામાં વ્યસ્ત થઈ જાય ત્યાં સુધી હું મારી સીટમાં રાહ જોતો રહ્યો. પછી હું કઠેડા પરથી વાંકો વળ્યો અને એના નામની બૂમ પાડી. પોતાની આંખો ઝીણી કરતાં એણે ઉપર જોયું. એણે મને જોયો અને હળવેકથી સંદિગ્ધ સ્મિત કર્યું. પછી મારા આશ્ચર્ય સાથે એણે મને ઓળખી કાઢ્યો અને એનો ચહેરો ચમકી ઊઠ્યો.

અને એણે હાથ ઊંચો કર્યો. બહાર જવાના રસ્તા તરફ આંગળી ચીંધતા એના મોઢેથી શબ્દો નીકળ્યા : હું તને બહાર મળું છું.

હું બહાર ગયો, ઝુમ્મરોવાળી મખમલી પ્રેક્ષાવીથિમાં અને એની રાહ જોવા લાગ્યો. પાંચ મિનિટ પછી મેં એને જોઈ. એ જ્યારે મારા તરફ આવતી હતી, ત્યારે મુક્કાબાજની જેમ ખભા ઉછાળતી, છેલ્લે બચેલાઓ વચ્ચેથી પોતાનો રસ્તો કરતી હતી. અમે પ્રેક્ષાવીથિમાં નીચે અધવચ જ મળી ગયાં અને સામસામા કિંકર્તવ્યમૂઢ ઊભાં રહી ગયાં. શરૂઆતમાં એણે હાથ બહાર કાઢ્યો અને પછી અચાનક હસી પડી, પગની એડી પર ઊંચી થઈ, મારું માથું ખેંચ્યું અને મારી ગરદન નજીક લેધરકેસમાં એના ઓબોને ખખડાવતાં મારાં ગાલ ચૂમી લીધા.

જેવાં અમે બહાર નીકળ્યાં, મેં એને પૂછ્યું કે આટલાં બધાં વર્ષો પછી એણે મને કેવી રીતે ઓળખી કાઢ્યો ? એણે ક્ષણભર વિચાર કર્યો અને બોલી : હું બે અને બે સાથે મૂકું છું હું ધારું છું - મને ખબર હતી કે તું લંડનમાં છે; મમ્મીએ મને કહ્યું હતું.

મને ઝડપથી બરાબર જોઈ લેવા એ ઊભી રહી ગઈ. અને એ ઉપરાંત, એ બોલી, કલકત્તામાં હું જે છોકરાને મળી હતી એની સાથે તારું કોઈ કૌટુંબિક સામ્ય નથી એવું પણ નથી - અને એ તો મને બરાબર યાદ છે.

એના અવાજમાં એક ઘેરી, કકરી અને લગભગ પુરુષ જેવી છાંટ હતી; એ હંમેશા એવો જ હતો કે એમાં કોઈ ફેરફાર થયો હતો તે હું નક્કી ન કરી શક્યો.

કોંક્રીટની ગલીકૂંચીઓમાંથી વૉટરલૂ ટ્યૂબ સ્ટેશન તરફ મને લઈ જતાં રોકાઈને એણે પૂછ્યું : બાકીની સાંજ ગાળવા માટે તેં કંઈ ચોક્કસ નક્કી કર્યું છે ખરું ?

હું વધુ પડતો ઉત્સુક ન લાગું એવો પ્રયત્ન કરતાં મેં મારું માથું હલાવ્યું.

સારું, જરા વિચાર કરવા રોકાઈને એ બોલી : તું હંમેશા મારી સાથે જમવા, મારા ઉતારે આવી શકે છે. હું તને કંઈ વધારે ખવડાવી શકીશ નહિ - ફક્ત ફણગાવેલા કઠોળનું સલાડ અને ભૂંજેલી માછલી. મને ખબર નથી કે તને આવા પ્રકારની વાનગીઓ ભાવે છે કે નહિ.

હા, મેં માથું હલાવતાં કહ્યું. એ બહુ સારું રહેશે.

એ તરત જ મારી સામે હસી. જો એમાં કંઈ આશ્વાસન જેવું હોય, તો યાદ રાખજે, એ કઠોળ મેં મારી જાતે ઉગાડેલા છે. એણે કહ્યું.

ઈઝલિંગટન જતાં રસ્તામાં મેં એને ટ્રેનમાં કહ્યું કે કન્સર્ટ દરમિયાન એ કેટલી બધી કંટાળાજનક લાગતી હતી. એણે શરમથી માથું હલાવ્યું હા, એ બોલી, તેં મારો છાનો અપરાધ જાણી લીધો છે. હું ઓરકેસ્ટ્રામાં ફક્ત એટલા ખાતર જ ચાલુ રહું છું કે જેથી જેમ તેમ કરીને મારું ગુજરાન ચલાવી શકું...

એણે પોતાનું ગળું ખંખેર્યું, સહેજ ખચકાઈ અને આગળ કહેવાનું ચાલુ રાખ્યું : તને ખબર છે - હું મારો મોટા ભાગનો સમય એમનેસ્ટી અને ઓક્સફામ અને બીજી

એકાદ બે નાની, સેવાભાવી સંસ્થાઓ સાથે ગાળું છું. તેં એમના વિશે સાંભળ્યું પણ નહિ હોય.

મેં એને કેટલાક પ્રશ્નો પૂછ્યા અને એ જે પ્રોજેક્ટ પર કામ કરતી હતી તે વિશે પછી એણે તરત જ વ્યાવહારિક દક્ષતાથી વર્ણન કર્યું. સેન્ટ્રલ અમેરિકામાં ભૂકંપથી બચી ગયેલાઓને રહેઠાણ અપાવવાની કામગીરી વિશે એ કોઈ યોજના હતી. એ સ્પષ્ટ હતું કે મૅને પોતાના કામથી ઘણો મોટો સંતોષ મળતો હતો.

ઈઝલિંગટનના મેદાન તરફ દેખાતા મકાનના પહેલા માળે મૅનો રૂમ હતો. જેવો એણે ઘરમાં પગ મૂક્યો ને લાઈટો ચાલુ કરી કે એના પલંગ પાસેનો ટેલિવિઝન સૅટ પણ આપમેળે ચાલુ થઈ ગયો. મૅ ઝડપથી રૂમમાં ગઈ અને એની સ્વીચ બંધ કરી દીધી.

મારા તરફ ફરતાં એ અપરાધભાવે, જાણે કે કબૂલાત કરતી હોય એમ બોલી : હું એ આખો વખત ચાલુ જ રાખું છું. એ એક જ મારો ખરો શૉખ છે. એનાથી રૂમ ભર્યો ભર્યો થઈ જાય છે. એ સિવાય એ જરા ખાલી ખાલી લાગે છે.

છોડવાઓથી ભરેલો એ મોટો, સરસ મજાનો ઓરડો હતો; એની બારીઓમાંથી મેદાન પરનાં વૃક્ષો દેખાતાં હતાં. એ રૂમમાં ફર્નિચર બહુ ઓછું હતું - એક આરામખુરશી, એક ટેબલ અને રૂમને છેક છેવાડે દીવાલ સાથે ટેકવેલો એક મોટો પલંગ. ગુજરાતી આભલાભરતના કવરવાળા કેટલાક તકિયાઓ પણ જમીન પર આમતેમ પડ્યા હતા. એ બધા બેસવા માટે નહિ પણ જાણે કે રૂમની ખાલી જગ્યા પૂરવા માટે વિખેરવામાં આવ્યા હોય એવું લાગતું હતું. એ રૂમ, મુલાકાતીઓ જ્યાં અવારનવાર અપેક્ષિત હોય એવો લાગતો ન હતો.

મૅએ અમારું ભોજન બનાવ્યું તે દરમિયાન એણે મને મારા આનંદ ખાતર એના પુસ્તકોની અભરાઈ પર નજર નાખી લેવા એક ઔપચારિક, અસ્પષ્ટ રીતે વ્યંગપૂર્ણ નમનથી આમંત્ર્યો. એના કાચા પૂંઠાના રશિયન નવલકથાઓના સંગ્રહમાંથી, સ્વરલિપિની નાનકડી પુસ્તિકાઓ અને સચિત્ર આરોગ્યવિષયક પુસ્તકો પર નજર નાખતાં મને એક જૂનો ફોટોગ્રાફ મળી આવ્યો. મેં લંડનમાં ઘણા વિદ્યાર્થીઓના ટેબલ પર લટકતા જોયેલા પેલા મોટા બોર્ડમાંના એક પર, એ ફોટો કાગળની બીજી ડઝનેક ચબરખિયો સાથે ભરાવેલો હતો. લાંબા સમય પહેલાં લેવાયેલો એ મૅનો પોતાનો ફોટો હતો.

હું જ્યારે એ ફોટો જોતો હતો ત્યારે મૅ રેફ્રિજરેટરમાંથી કંઈક લેવા એના કબાટ જેવા નાનકડા રસોડામાંથી એકદમ બહાર આવી. એણે મને એના બોર્ડ સામે ઊભેલો જોયો એટલે આવી અને મારી બાજુમાં ઊભી રહી ગઈ. જ્યારે એણે જોયું કે હું શું જોઈ રહ્યો હતો કે તરત જ એણે મારા તરફ એક નજર નાખી અને મને કંઈક કહેવા મોં ખોલ્યું. પણ પછી, વિચાર બદલતાં એ ઝડપથી ગોળ ફરી ગઈ અને પાછી રસોડામાં જતી રહી. હવે આતુર બનેલો હું, ત્યાં એની પાછળ ગયો અને દીવાલને અઢેલીને,

એને ગ્રીલની નીચે જોવા વાંકી વળેલી, જોતો ઊભો રહ્યો. મેં સહજપણે ટકોર કરી કે એ ફોટો બહુ લાંબા સમય પહેલાં લેવાયો હતો : જો મારી સ્મૃતિ બરાબર સાથ આપતી હોય તો, એ જ્યારે કલકત્તામાં અમારી સાથે રહી હતી, ત્યારે બરાબર એવી જ લાગતી હતી.

ના બરાબર એવી નહિ, એણે ગ્રીલ તરફ જોતાં કહ્યું. એનો અવાજ કટાક્ષથી સુસ્પષ્ટ હતો, એ ફોટો એ સમય કરતાં ઓછામાં ઓછા એકાદ બે વર્ષ પહેલાં લેવાયો હતો.

હાથ સાફ કરતાં, જાણે કે આશ્ચર્યથી પોતાની ભ્રમરો ઊંચી કરતાં એણે મારી સામે જોયું. આ એ ફોટો છે, એ બોલી, જેની એક કોપી એક વખત ત્રિદીપને મોકલવાનો મને લાભ મળ્યો હતો.

પાછળથી, જ્યારે અમે ભોજન લેતાં હતાં, ત્યારે મેં જાણ્યું કે 1959માં, જ્યારે ત્રિદીપ સત્તાવીશ વર્ષનો હતો અને મે ઓગણીસની, ત્યારે એ લોકોએ લાંબો પત્રવ્યવહાર શરૂ કર્યો હતો. ત્રિદીપે પહેલાં લખ્યું હતું, એણે મને કહ્યું. 1940માં એમણે લંડન છોડ્યું ત્યારથી દરેક નાતાલમાં એણે શ્રીમતી પ્રાઈસને કાર્ડ મોકલાવેલા પણ એ વર્ષે, એણે બે કાર્ડ મોકલ્યા હતા, એક શ્રીમતી પ્રાઈસને અને એક એને. મે માટેના કાર્ડમાં એણે એક નાનકડી નોંધ મૂકી હતી જેમાં એણે લખ્યું હતું કે ભલે મે કદાચ એને યાદ ન કરી શકતી હોય, પણ એને પોતાને તો એ બરાબર યાદ જ છે, વળી એ લોકો એકબીજાના સંપર્કમાં જરાય ન રહે તો એ બહુ ખોટું કહેવાય, અને એને આશા હતી કે કોઈક દિવસ મે પોતાને પત્ર લખવાનો સમય કાઢી શકશે. એ લાગણીવશ થઈ અને એને પ્રેમની છૂપી અનુભૂતિ પણ થઈ. એણે આમ પણ ત્રિદીપ વિશે ઘણું બધું સાંભળ્યું હતું.

એ સ્મરણથી મલકીને એણે મને કહ્યું કે એનું કાર્ડ, એ જ્યારે પોતાને એક શિખાઉ તુરીવાદક પરના કિશોરાવસ્થાના આકર્ષણમાંથી બહાર લાવવા પ્રયત્ન કરતી હતી ત્યારે મળ્યું હતું. એ છોકરા પાસે પોતાને માટે સમય ન હતો અને એ અંગે સ્પષ્ટતા કરવા જેટલો એ વિનમ્ર પણ ન હતો. કોઈ એની સાથે દોસ્તી કરવા માંગતું હતું એ અનુભવ સરસ હતો. એણે પ્રત્યુત્તર લખ્યો, અને એ પછી એ બન્ને એકમેકને નિયમિત સામાન્ય રીતે ટૂંકા, વાચાળ પત્રો લખતાં રહ્યાં હતાં. થોડા જ સમયમાં, પત્રમિત્રોની જેમ એમણે એકબીજા જોડે ફોટાઓની આપ-લે કરી હતી.

ત્રિદીપ જે દિવસે ગોલપાર્ક આવ્યો અને એણે અમને પેલી ઉપજાવી કાઢેલી વાત કહી તે દિવસે એને મેનો ફોટો મળ્યો હશે એમ માની લેવાનું મને મન થાય છે.

ખરેખર તો મારાં દાદીમા ત્રિદીપની બાબતે ખોટાં હતાં : ગોલપાર્કની ગલીઓના ખૂણે આસપાસ ફરતો રહીને પોતાનો મોટા ભાગનો સમય વેડફનાર નઠોર ગપ્પા મારુઓ જેવો એ જરા પણ ન હતો. એ કેટલીયવાર આવા લોકોને વિદ્વેષપૂર્વક ધૂત્કારતો, દરિયાઈ પ્રાણીઓ, ત્રિદીપ એમને અંગે કહેતો, જ્યારે પોતાનું ઝૂંડ જુએ નહિ કે દુ:ખને

દરિયે ડૂબી જનારા જનાવરો.

સાચી વાત તો એ હતી કે ત્રિદીપ પોતાની રીતે, એક એકાંતવાસી જેવો હતો : એક બાળક હોવા છતાં હું કહી શકું એમ હતો કે એમના જૂના કૌટુંબિક મકાનના છેક ઉપરને માળ, પુસ્તકોથી ભરપૂર એના રૂમમાં, એ જગતનો સૌથી વધારે સુખી માણસ હતો. એ જ ત્રિદીપને હું ખૂબ ચાહતો હતો, ગલીના ખૂણા પરના ત્રિદીપ અંગે હું જરાક અનિશ્ચિત હતો.

એની ભત્રીજી ઈલા અને હું આ બાબતે અસંમત રહેતાં. અમે જ્યારે સોળ વર્ષનાં હતાં ત્યારે એક વખત એ વિશે વાત કરેલી. મને યાદ છે, હું એ વખતે દિલ્હીની કૉલેજમાં ભણવા જવા રવાના થવાનો હતો અને ઈલા તથા એનાં મમ્મીપપ્પા ઈન્ડોનેશિયાથી થોડા દિવસ માટે રજાઓ ગાળવા આવ્યાં હતાં.

એ લોકો કલકત્તા આવી પહોંચ્યાં કે તરત જ અમને મળવા આવ્યાં હતાં. મને હજુ યાદ છે કે પોતાના લાંબા જાડા ફૂમતાદાર ચોટલા મુક્તપણે પોતાની આગળ ઉછાળતી ઈલા, જ્યારે ગાડીમાંથી નીચે ઊતરી ત્યારે મારાં દાદીમા પણ કેવાં મોં વકાસી જોઈ રહેલાં. દેખાવને લગતી બધી બાબતોમાં, અને ખાસ કરીને એને ઈલા અને એના કુટુંબ જોડે નિસ્બત હોય ત્યારે ખૂબ આકરા બની જતા મારાં દાદીમાએ પણ એની ચિબૂકે ચીમટી ભરી અને કહ્યું હતું : આપણી ઈલા ખરેખર સુંદર થઈ ગઈ છે - એ બરાબર માયા પર પડી છે.

પણ મારે અંગે તો, મને બહુ નિરાશા થઈ આવી હતી. હું યાદ કરી શકું ત્યારથી તો, ઈલા એવાં કપડાં પહેરતી, જે મેં કે પછી કલકત્તામાં હું જેમને ઓળખતો હોઉં એવા બીજા કોઈએ ક્યારેય જોયાં પણ ન હોય. અને અત્યારે, બેથ્યુન કૉલેજમાં લેક્ચર ભરવા જતી કોઈ કૉલેજકન્યા જેમ, એ લાલ કિનારીવાળી સાદી સફેદ સાડીમાં સજ્જ હતી.

થોડી જ વારમાં અમારાં માતાપિતાની વાતચીતથી કંટાળીને અમે બંને બહાર ફરવા નીકળી ગયાં. (નિરુદેશે) જ અમે તળાવ તરફ ચાલવા માંડ્યા હતાં, એમ અમને લાગ્યું. પણ જ્યારે અમે ત્યાં પહોંચ્યાં અને એક ખાલી બાંકડો શોધી કાઢ્યો, અમને બંનેને યાદ આવી ગયું કે અમે બાળકો હતાં ત્યારે એ બાંકડાઓ પર એકમેકની કમ્મરે હાથ રાખીને તળાવની વચ્ચેના ટાપુ પરના પંખીઓ ગણવાનો ડોળ કરતાં બેસી રહેતાં અને એકાએક મૂંઝાઈને અમે પાછા ફર્યા અને દૂર આવેલા, લીલી પૂલ બ્રીજ તરફ ઝડપથી ચાલવાં લાગ્યાં. અમારા મૌનનું કઢંગાપણું જ્યાં કશું ગોથું ખાવા જેવું હતું નહિ ત્યાં પણ મને ગોથું ખવડાવતું હતું.

છેવટે, જ્યારે મને બીજું કંઈ કહેવાનું સૂઝ્યું નહિ ત્યારે મેં એને પૂછ્યું કે શું એને બાળપણના પેલા દિવસો યાદ હતા. જ્યારે ઉનાળામાં એ અને રવિ કલકત્તા

આવતાં, અને પછી આપણે ત્રણે જણા જ્યારે કંટાળી જતા ત્યારે, ઉનાળાની શાંત, બાફભરી ગરમ બપોરે ત્રિદીપની રૂમ પર જતાં અને એની વાતો સાંભળતા હતાં, જ્યારે એ તકિયાઓનો સહારો લઈને શેતરંજી પર સૂતો હોય, એની આંગળીઓમાંથી સિગારેટનો ધુમાડો બહાર ઊંચે ચઢાવે અને એના ધીમા, ઘેરા અવાજે, ઈલાપીડ અને વાયપરાઈડ સર્પોની જાતિ વચ્ચેના વર્તાવભેદો અંગે, અથવા કોણાર્ક મંદિરની ડિઝાઈન અંગે, અથવા કેટામરાનના મૂળ વિશે વાતો કરતો. અથવા, ઉદાહરણ તરીકે, જ્યારે મેં અને રવિએ એમ્ટીક્વાર્ટરમાં, સાહસવીર થવાનો નિશ્ચય કરેલો અને મુસાફરી શરૂ કરતાં પહેલાં કેટલી સૂચનાઓ અંગે પુછાણ કરવા એની રૂમ પર દોડતા ગયેલા એ પ્રસંગ. એ મલક્યો હતો અને એણે અમને રણપ્રદેશના કોઈ એક કબીલાની સુન્નતવિધિ વિશે ભયંકર વિગતપૂર્ણ વાતો કર્યા કરી હતી. અને પછી, ચશ્માં ચમકાવીને એણે કહ્યું હતું. તેથી તમે જવા નીકળો તે પહેલાં એટલું નક્કી કરી લેજો, કે જો તમે પકડાઈ જાવ, તો એવા સંજોગોમાં તમે તમારાં નાનકડાં અંગો પર એ બધું થવા દેશો કે કેમ. મેં એને પૂછ્યું કે શું એને યાદ હતું કે મેં અને રવિએ અમારા હાથ કેવી સહજતાથી અમારી જાંઘ વચ્ચે મૂકી દીધા હતા, અને એ હસી પડી હતી ત્યારે અમે કેવા ગુસ્સે થયા હતા.

માત્ર યોનિ-ઈર્ષ્યા, એ હસીને બોલી, અને જાણે કે આવા શબ્દો વાપરતી છોકરીઓથી હું પરિચિત હોઉં એમ મેં મારો ચહેરો ભાવહીન રાખવાનો પ્રયત્ન કર્યો. પણ હું કહી શકું કે એને યાદ ન હતું.

પછી મેં એને પૂછ્યું, કે યુદ્ધ દરમિયાન જે એક વર્ષ ત્રિદીપે લંડનમાં ગાળ્યું હતું એની વાતો કહેવા અમે કેવા દાવપેચ અજમાવતા હતા એ વિશે એને કશું યાદ હતું કે કેમ, જ્યારે અમે એને પોતાના ફોટાઓ બહાર કાઢતા મનાવી શકતાં ત્યારે એ ફોટાઓ તરફ કેવા ટીકી ટીકીને જોઈ રહેતા; એ કેવો એ ફોટામાંની વ્યક્તિઓની વાત કરતો, પોતાના હાથમાં રાખેલી મેં સાથેનાં શ્રીમતી પ્રાઈસને ચીંધતો, અથવા એની બાજુમાં મચકોડાઈને લટકી રહેલા એના દુર્બળ હાથ સહિતના એમના ભાઈ એલન ટ્રેસોસેનને, અને પોતાના ન્યૂરેલજિયા(તંત્રિકાશૂલ)ને માટે પોતાની જાતે ઈસ્ટસ્વાઈટ ટોનિકથી સારવાર લેતા એમના પતિ સ્નાઈપ, જે એના લોહીને માટે બાઈલબીન્ઝ, પીઠના દુખાવા માટે ડોનની કીડનીની ગોળીઓ અને લિવર માટે એન્રુનું મીઠું, ઘા માટે ઇગ્લોડાઈન અને શરદી માટે મેન્થોલેટમ લેતો હતો; સ્નીપ, જેણે એક વખત ત્રિદીપને વેસ્ટ એન્ડ લેનના દવાવાળાને ત્યાં પોતાને માટે ડેન્ટેસીવ નામનો મલમ ખરીદી લાવવા મોકલ્યો હતો જેથી એનું ડેન્ચર બૉંબમારાથી હલી ન જાય.

હા, માથું ધુણાવીને એણે કહ્યું, મારા આગ્રહથી એ ગૂંચવાઈ હતી, એને ઝાંખું સ્મરણ થયું હતું, પણ એને યાદ હતું એવું એ કહી શકી નહિ.

પણ તું ભૂલી કેવી રીતે શકે ? હું જોરથી બોલી ઊઠ્યો. એણે ખભા ઉલાળ્યા અને આશ્ચર્યથી એની ભ્રમરો ચઢાવીને બોલી : એ બહુ લાંબા સમય પહેલાની વાત છે - સાચો સવાલ તો એ છે કે, તને એ યાદ કેવી રીતે રહ્યું છે ?

પણ અલબત્ત, મારે માટે તો એ સવાલ જ હતો નહિ.

મેં એને કહેવાનો પ્રયત્ન કર્યો, પણ ન તો એ વખતે કે ન તો પાછળથી. એ વિશે અમે વારંવાર વાત કરી હતી છતાં હું એને એ સમજાવવામાં સફળ થયો કે હું એ બધું એટલા માટે ભૂલી નહોતો શક્યો કે ત્રિદીપે મને વિહરવા માટે અનેક વિશ્વો આપ્યાં હતાં અને એમને જોવા માટે આંખો પણ આપી હતી. પોતે બાળકી હતી ત્યારથી જ એ પોતે દુનિયામાં ચારેબાજુ મુસાફરી કરતી હતી એટલે જ મારા જેવા કલકત્તાથી થોડાક માઈલ દૂરના સ્થળ સિવાય બીજે કશે ન ગયેલા એક કિશોર માટે, ત્રિદીપની રૂમમાં વિતાવેલા એ કલાકો કેટલા મહત્ત્વના હતા એ ક્યારેય નહિ સમજી શકે. હું ઈલાને એના પપ્પા સાથે અને દાદાજી સાથે મેડ્રિડના પ્લાઝા મૅયરમાં આવેલા કાફે વિશે અથવા કુઝકૉની તાજી હવા વિશે વાતો કરતી સાંભળતો, અને હું જોઈ શકતો કે જે નામો મારે માટે એક જાદુઈ તાવીજના સેટ જેવા હતાં કારણ કે ત્રિદીપે એના બાર્થોલોમ્યૂના જૂના ફાટેલા એટલાસમાં બતાવ્યા હતાં, એ બધા સાથે ઈલાને, મને અને મારા મિત્રોને તળાવ સાથે હતી એથી જરા પણ ઓછી નહિ એવી પરિચિતતા હતી, એ જ કંટાળાજનક લગાવથી સાંજે અમે બગીચામાંથી પાછા ફરતા હોઈએ ત્યારે ત્યાં થોભાવી દેતો અને અમે અમારી ચડ્ડીના બટન ખોલીને કટાયેલી લોખંડની જાળીના સળિયા વચ્ચેથી પેશાબની ધાર કરતા.

મેં એને કહેવા માંડ્યું કે હું કેવો કૅરોની મુલાકાતે જવા ઝંખતો હતો, ઈબ્ન તુલુનની મસ્જિદમાંની પહેલી ધારદાર કમાન જોવાની અને કીઓપ્સના મહાન પિરામિડોના પથ્થરોને સ્પર્શવાની મને કેવી ઇચ્છા હતી. થોડીવાર હું બોલતો રહ્યો અને મેં જોયું કે એ મારી વાત સાંભળતી ન હતી, એક ચિત્તે ભવાં ચઢાવીને, એ પોતાની વિચારધારામાં ડૂબેલી હતી. હું એને જોઈ રહ્યો, એને જે કંઈ કહેવું હોય તે સાંભળવા માટે આતુરતાથી રાહ જોતો. એકાએક એણે એની આંગળીઓના ટચાકા ફોડ્યા, સંતોષથી ડોકી ધુણાવી અને મોટેથી બોલી, અરે હા, કૅરો, પ્રસ્થાનકક્ષની બીજી બાજુએ સ્ત્રીઓ માટેનું શૌચાલય છે.

એ ક્ષણે, નકશા પરના એ બધાં નામો જે સ્વરૂપે એને દેખાતાં હતાં એવાં, મારી નજર સમક્ષ ઝબક્યાં. પ્રસ્થાન-કક્ષોની વિશ્વવ્યાપી હાર, પણ એ જ કારણે એ બધાં જરાયે એકસરખાં નહિ, પણ તેથી ઊલટું, દરેક કક્ષ આગવી (અસાધારણ) રીતે જુદો, એકદમ ભિન્ન, દરેકનાં સ્ત્રી શૌચાલયો હૉલના કોઈ અણધાર્યા ખૂણામાં છુપાયેલા, દરેકને એની પોતાની વિશેષતા, સ્ટોકહૉમના આરલાન્ડાના સંડાસની જેમ, એવા ચમકતા ને અલગ કે એક વખત એનું હેન્ડલ કેવી રીતે ખૂલે છે તે સમજવામાં ઈલા બે ફ્લાઈટ કૉલ ચૂકી ગઈ હતી. મેં એને અડીસબાબા, એલ્જીર્ઝ, બિઝબેન જેવાં દિવાસ્વપ્ન જેવાં નામો પર ઊતરતી - અને ઍરપોર્ટ પર મહિલા શૌચાલયો શોધવા માટે આમતેમ દોડતી કલ્પી. એના દોડવાનું કારણ એને બાથરૂમ જવું હતું એ ન હતું, પણ કારણ એ હતું કે એનાં બાળપણનાં બદલાતાં પરિદૃશ્યો પરનાં આ જ માત્ર સ્થિર બિંદુઓ હતાં.

એક દાયકા પછી, હું જ્યારે લંડન ગયો ત્યારે ઘણીવાર ઈલા ક્યાંક બહાર જવાનું સૂચન કરતી, કદાચ બ્રિક્સ્ટનમાં ફિલ્મ જોવા, કે મૈદાવૅલના નવા વિયેટનામી રેસ્ટોરાંમાં જવા તો હું નાચી ઊઠતો અને એકદમ બૂમ મારી ઊઠતો : હા ચાલો આપણે અન્ડરગ્રાઉન્ડ દ્વારા જઈએ. એ ખડખડાટ હસતીને મારા ચાળા પાડીને કહેતી : તો શું તેં એમ માનેલું કે આપણે મોટા કોનકોર્ડ પર જવાના હતા ? 'અન્ડરગ્રાઉન્ડ' એને માટે તો, એક સ્થળેથી બીજા સ્થળે જવાનું સાધન માત્ર હતું. અમે જ્યારે એસ્કેલેટર પર ચડતા ત્યારે હું (કેવો) રોમાંચિત થઈ જતો એ જોઈને ઈલા ચિડાઈ જતી. ઇલેક્ટ્રિસિટી અને ભેજ તેમજ વાસી ડીઓડૉરન્ટથી પચપચ દીવાલો પરની ચમકતી જાહેરાતો જોવા, હું પસાર થતાં પૂંઠ ફેરવતો ત્યારે એ મને જોઈ રહેતી. ગલિયારાઓની કાયમી રાત્રિઓમાં બરાડતા ધુમ્મકડ ગાયકોના સંગીતને સાંભળવા હું ઊભો રહેતો, અને એ ચીડથી મારી કોણી ખેંચતી ને બબડતી : જલ્દી કર, જલ્દી કર, અહીં ઊભા ન રહેવાય, પાછળ આવતા લોકોનો રસ્તો રોકાશે. અને જો તેમ છતાંય હું ઢીલાશ કરતો તો એ મારી સામે અધીરાઈથી તાડૂકતી : ભગવાનને ખાતર ત્રીજા-વિશ્વના ગમાર ખેડૂતની જેમ ચાલવાનું બંધ કરી - આ ફક્ત એક અન્ડરગ્રાઉન્ડ છે.

અને હું એને કહેતો : તને એ નહિ સમજાય. તારે માટે તો કૈરૉ પણ એક પેશાબ કરવાની જગ્યા જ હતી.

હું એને સમજાવી નહોતો શકતો કે સ્થળ માત્ર હયાતી નથી ધરાવતું, એને માણસે પોતાની કલ્પનાથી શોધી કાઢવાનું પણ હોય છે. એનું પ્રવૃત્તિમય, ધમધમતું લંડન મારા લંડનથી ઓછું આવિષ્કૃત નહોતું, એ ઓછું કે ઝાઝું સાચું નહોતું. માત્ર એ બહુ જુદું હતું. એ સમજી શકતી ન હતી એમાં એનો દોષ ન હતો, કારણ જેમ ત્રિદીપ એને માટે ઘણીવાર કહેતો, જે આવિષ્કારો સાથે એ રહેતી તે બધા એની સાથે જ ફરતા (રહેતા) હતા, એટલે એ ઘણીબધી જગ્યાઓએ રહી હતી છતાંય એણે કદીય મુસાફરી કરી જ ન હતી.

એના બાળપણ દરમિયાન, જ્યારે જ્યારે એનું કુટુંબ રજાઓ ગાળવા કલકત્તા આવતું ત્યારે એ લોકો એ સમયે જ્યાં રહેતા હોય તે જગ્યાની માહિતી પુસ્તિકાઓ લાવતા હતા. એનાં માતાપિતા વિવિધ પ્રકારની વસ્તુઓ લાવતા - ઈંડોનેશિયાની ચર્મપૂતળીઓ અથવા ઊંટના જેવી ખૂંધવાળા ઉત્તર આફ્રિકાના માન્યામાં ન આવે તેવા ઘોડાઓ. પણ ઈલા ફક્ત એક જ પ્રકારની માહિતી પુસ્તિકા લાવવાનું પસંદ કરતી અને એ મને એકલાને જ બતાવતી. અમે એના મકાનની છત પર પાણીની કટાયેલી ટાંકીના છાંયડે સરકી જતાં, અને ત્યાં, એક આછા તંગ સ્મિત સાથે એ મનીલાફોલ્ડર બહાર કાઢતી.

એ બધાં ફોલ્ડરો હંમેશા એક સરખાં જ રહેતાં, અને થોડા સમયમાં એમનું મૂલ્ય મારે મન ઈલાના મનમાં જેટલું હતું એટલું જ થઈ ગયું. એ સમયે એ જે કોઈ શહેરમાં રહેતી હોય ત્યાંની ઇન્ટરનેશનલ સ્કૂલોની એ વાર્ષિક પત્રિકાઓ હતી.

આ પત્રિકાઓ હંમેશા ફોટાઓથી ભરપૂર રહેતી. એમાં પ્રત્યેક વિદ્યાર્થીનો એક ફોટો હોય અને પછી બીજા બધા વિશેનાં, પાનાંઓ હોય - મિત્ર વર્તુળોના, ભોજનસમારંભોના અને ટેનિસ મેચો વિશેના. આખા વર્ગો એક સાથે હોય એવા બધાં. લાંબા સમય સુધી હું માની જ શકતો ન હતો કે એ બધા ખરેખર કોઈ એક શાળાના ફોટાઓ હતા, કારણ કે એ ફોટાઓમાં છોકરાઓ અને છોકરીઓ બધાં ભેગાં મળીને એકબીજાંની આસપાસ ઊભેલાં હોય, અને એ ઉપરાંત એમાંનું કોઈપણ યુનિફોર્મમાં ન હોય. મને તો, એ ફોટાઓમાં એ લોકો જે કપડાં પહેરતાં એને જેમ સર્કસમાં પોષાકો સાથે ઓછી નિસ્બત હોય એવી જ ઓછી નિસ્બત એમને શાળા સાથે હોય એમ લાગતું હતું.

પછી ઈલા એમાં પોતાને ઓળખી બતાવે, ત્યાં એણે એ જીન્સ અથવા સ્કર્ટ પહેર્યાં હોય અને એક વખત, તો એણે પર્શીઅન ઘેટાના ચામડાનો કોટ પણ પહેર્યો હતો. એ પોતાની બાજુમાં ઊભેલાં, એના મિત્રો મને બતાવે, અને હું ક્રમશઃ એમના નામ મોઢે બોલી જાઉં - ટેરેસા કેસાનો, મર્સિડિઝ આગિલાર, મર્ફેથ-ઍશ-શાર્કવી - મોટેભાગે છોકરીઓનાં નામ પહેલાં અને પછી જેમ જેમ અમે મોટાં થતાં ગયાં તેમ તેમ છોકરાઓનાં પણ- કેલુસ્ત મલેકિયન, કેશવાયો જેમ્સ, જુન નાગાજિમા - આ નામો મારી સ્મૃતિમાં એવા છપાઈ ગયાં હતાં કે વર્ષો પછી પણ મર્સિડિઝ આગિલારને પહેલી વખત એ ફોટામાં જોઈ હતી ત્યારે જે જ્યાં હતી ત્યાંથી બે ખંડ દૂર ગયા પછી આવેલા ફોટામાં, જોઈ તોપણ ઓળખી શક્યો હતો.

ઈલાની ખાસ બહેનપણીઓ હંમેશા એની સ્કૂલની સૌથી વધુ સુંદર, સૌથી વધુ પ્રતિભાશાળી, સૌથી વધુ હોંશિયાર છોકરીઓ હતી. પિકનિક અને ફેન્સી-ડ્રેસ ડાન્સના ફોટાઓમાંથી એ મને તેમને ઓળખી બતાવતી. અમે ત્રણે એમાં સાથે ગયેલા એ કહેતી, ટેરેસા, મર્ફેથ અને હું : અને અમે પૂરી સાંજ એકબીજા સાથે વાતો કરવામાં ગાળી હતી - તારે છોકરાઓને અમારી આસપાસ ઘૂમતા જોવાના હતા - પણ ટેરેસાએ નિર્ણય કર્યો કે એ સાંજે અમે ડાન્સ નહિ કરીએ, બસ એમ જ, એટલે... અને એ મને ટેરેસા અને મર્ફેથને ઓળખી બતાવતી, હસતી, કૅમેરા સામે ચાળા કરતી, પાતળી છોકરીઓ. પણ કોણ જાણે કેમ, ઈલા મને એ પાર્ટીઓ વિશે, ડાન્સ વિશે, એ શું બોલી અને એણે શું કર્યું અને એણે શું પહેર્યું હતું તે વિશે બધું જ કહેતી છતાંય, એ પોતે તો એ ફોટાઓમાં હંમેશા વિના કારણ ગેરહાજર જ રહેતી હતી.

અમે જ્યારે ચૌદ વર્ષનાં હતાં ત્યારે એક વખત એણે મને એક છોકરાનો ફોટો બતાવ્યો. મને તો, અમેરિકન ફિલ્મ સ્ટાર જેવો ચહેરો, ચોરસ જડબું અને ખાડાવાળી દાઢી, ખભા પર વાંકા પથરાયેલા લાંબા કાળા વાળ ધરાવતો એ પુંખ્તવયનો પુરુષ જ લાગ્યો હતો. એનું નામ જમશેદ તબરીઝી છે, એ બોલી, એ એક તલવારબાજ છે અને આ વર્ષે એની વર્ષગાંઠે એને એના પપ્પાએ એક BMW સ્પોર્ટસકાર આપી છે. એ હજુ આ કાર ચલાવી શકતો નથી કારણ કે એની એટલી ઉંમર નથી, પણ

એમનો શોફર એક દિવસ એ ગાડી સ્કૂલે લઈ આવ્યો હતો. એ લિપસ્ટીક જેવી લાલ છે, અને જેવું એને લાયસન્સ મળશે, કે અમે દર રવિવારે પટાયાના દરિયાકિનારે ફરવા જઈશું. એ બેંગકોકથી ફક્ત થોડા જ માઈલ દૂર છે.

અને પછી, એકદમ ઝડપમાં, મારા તરફ તીરછી નજરે જોતાં એણે ઉમેર્યું, એ મારો બૉયફ્રેન્ડ છે.

પણ થોડાં જ પાનાંઓ પછી, એમના વર્ગના ફોટામાં એ ઊભો હતો, બરાબર આગળના ભાગમાં, પહેલી હરોળમાં વચ્ચે જ, હસતો, વિશાળ ખભાવાળો, એનું માથું બીજા કોઈનાય માથા કરતા વધારે ઊંચું હતું. એના હાથ બે હસતી સુંદર છોકરીઓના ખભા ફરતે વીંટળાયેલા હતા. અને એ પાનું ફેરવી કાઢે એ પહેલાં, મેં ઈલાની પોતાની એક ઝલક પકડી પાડી, પાછળની હરોળમાં એક કિનારે, એ જરા દૂર ઊભી હતી, હસ્યા વગર, સાદા ગ્રેકલરના સ્કર્ટમાં, એના જમણા હાથ નીચે એક પુસ્તક દબાવીને. એણે જોયું કે હું જોઈ ગયો હતો અને જ્યારે એક અઠવાડિયા પછી મારી નજર ફરી એ વાર્ષિકી પર પડી ત્યારે મેં જાણ્યું કે એ પાનું એમાંથી ફાટી ચૂક્યું હતું. મારા ગળામાં ગૂંગળામણ થઈ આવી, કારણ કે એકાએક મને એમ લાગ્યું કે કદાચ ઈલા, છેવટે તો મારી પોતાની નાની, નૈતિકતાવાદી દુનિયા, જેમાં બાળકોને પરીક્ષા હૉલમાં પોતાની જાતને પુરવાર કરીને, પોતાની ખાનદાનીને કેવી રીતે વળગી રહેવું તે શીખવવા મોકલવામાં આવતાં હતાં, એનાથી એટલી બધી અપરિચિત તો ન હતી.

ઈલાને માટે એ શાળાઓ જ એનું સર્વસ્વ હતી, સ્થળો તો જૂની ફિલ્મોમાં ગતિશીલ કારની બારીઓ આગળથી સ્ટુડિઓસ્કીનની જેમ ભ્રામક રીતે આવી આવીને એની પાસેથી પસાર થઈ જતાં હતાં.

આ વિશે, લંડનમાં ક્વેન્ટ ગાર્ડનથી નજીકના રસ્તે, લૉંગ એકર પર, કેમ્બલ્સ હેડ પબમાં હું, રવિ અને ઈલા જ્યારે એકસાથે ભેગાં મળ્યાં હતાં, ત્યારે એકવાર મેં એનો સામનો કર્યો હતો.

હાર્વર્ડ જતા રવિ લંડનમાં રોકાવાનો હતો. એની ઈન્ડિયન એડમિનિસ્ટ્રેટીવ સર્વિસમાંની નોકરીમાંથી એણે રજા લીધી હતી, જેથી છ મહિના માટે એ એડમિનિસ્ટ્રેશન અને પબ્લિક એફેર્સ અંગે ફેલોશીપ મેળવી શકે. અમે એ સાંજ સાથે ગાળવાનું નક્કી કર્યું હતું.

મેં જ્યારે એ વાર્ષિક પુસ્તિકાઓ યાદ દેવડાવી ત્યારે ઈલા હસી પડી અને પોતાનો વ્હીસ્કીનો ગ્લાસ ઊંચકતા બોલી : અલબત્ત એ શાળાઓ સાથે મને ઘણો લગાવ હતો, કોઈપણ બાળકને મન શાળાઓ જ સર્વસ્વ હોય છે, એ સ્વાભાવિક જ છે. એ તો તું જ જરા જુદો હતો, દૂરદૂરનાં સ્થળો વિશે સ્વપ્નાં સેવતો, કલકત્તામાં નાના અમથા ફ્લૅટમાં બેસી રહેતો. મેં મોટેભાગે તને કશી હાનિ નહોતી પહોંચાડી, ઓછામાં ઓછું તેં એટલું તો જાણ્યું કે તેં નકશામાં જોયેલાં બધાં શહેરો ખરેખરાં સ્થળ હતાં, ત્રિદીપે તારે માટે ઉપજાવી કાઢેલી પરીઓની દુનિયા જેવાં નહિ.

પણ અલબત્ત, બીજી બધી બાબતો ઉપરાંત, ત્રિદીપ એક પુરાતત્ત્વવિદ્ હતો. એને પરીઓની દુનિયામાં રસ ન હતો. એ કહેતો, કે પોતે મને એક વાત શીખવવા માંગતો હતો, અને એ વાત હતી, મારે મારી કલ્પનાનો સઘન ઉપયોગ કરતાં શીખવું જોઈએ.

ઉદાહરણ તરીકે, હું અને ઈલા જ્યારે દશ વર્ષનાં હતાં, ત્યારે એનું કુટુંબ કોલંબોથી રજાઓ ગાળવા કલકત્તા આવ્યું હતું. ઈલા ત્રિદીપ અને પોતાની મમ્મી સાથે અમને મળવા આવી હતી, અને એની મમ્મીને ખબર હતી, કે એ લોકો રહેતાં એ દેશોનું મને કેવું આકર્ષણ હતું, એટલે પોતાની પ્રેમાળ રીતે, ઈલાને લાગે કે એને રસ પડશે એવી એમના ઘર અંગે એકાદ વાત કહેવા કહ્યું.

એમનું ઘર કોલંબોમાં જ્યાં રાજદ્વારીઓ અને સિવિલ સર્વન્ટસ્ અને એવા લોકો રહેતાં હતાં ત્યાં એક શાંત વિસ્તારમાં હતું. આ વિસ્તારમાં લાલ ગુલમહોર અને પીળા જકરંદના ઢગલાઓથી વારંવાર ઉભરાતી ગલીઓને કિનારે મોટી લોનવાળા આમતેમ ફેલાતા બંગલાઓ આવેલા હતા. એમનું ઘર એક ખૂબ શાંત ગલીને એક ખૂણે આવેલું હતું. વિશાળ વરંડાઓવાળું એ મોટું ઘર હતું અને એનું સીધું ઢળતું છાપરું લીલવાળા નળિયાઓથી આચ્છાદિત હતું. બગીચો પાછળના ભાગમાં હતો. એમ લાગતું કે એ મકાનની અંદરના ભાગમાંથી બહાર લંબાવેલો હતો, જ્યારે દરવાજા ખૂલતા ત્યારે દિવાનખંડની ટાઈલ્સવાળી ફરસ લોન સાથે, સહેજ પણ જુદી પડ્યા વગર મળી જતી હતી. એ એક તદન અલાયદો બગીચો હતો. એનાં એક ખૂણામાં, બાળકથી પણ મોટા કદની એક કાંસાની કુંડી, ધ્યાનમગ્ન સમાધિસ્તૂપ જેવી ઊભી કરેલી હતી. અને એના મધ્યમાં એક બ્લૂટાઈલ્સવાળો કમળહોજ હતો, જેમાં ગોળ, પંખાકાર પૂંછડીવાળી ગૉલ્ડફીશનાં શ્વેત ઉદર તડકામાં ચમકતાં હતાં.

ત્યાં ફક્ત એક જ મુશ્કેલી હતી: બગીચાને અડીને પાછળની બાજુએ એક મરઘાઉછેર કેન્દ્ર હતું. આનાથી ઈલાની મમ્મીને ખૂબ ચિંતા રહેતી કારણ કે અવાજ અને દુર્ગંધની તકલીફ ઉપરાંત, જ્યાં મરઘીનાં બચ્ચાં હોય ત્યાં આસપાસમાં સાપ હોય જ એવું એમણે સાંભળ્યું હતું. આમ છતાં, આ મકાનની ફરતે એક ખૂબ ઊંચી દીવાલ હતી, અને પવન જ્યારે યોગ્ય દિશાએથી ફૂંકાતો હોય, ત્યારે બગીચો એક જાપાનીઝ મઠ જેટલો જ શાંત લાગતો હતો.

એક દિવસ સવારમાં, એ લોકો ત્યાં રહેવા આવ્યા પછી તરત જ એમનો રસોઇયો રામદયાલ દોડતો ઉપર આવ્યો અને વરંડામાં આરામખુરશી પર સવારની લહેરખી માણતા ઈલાની મમ્મી પાસે ધસી ગયો.

મગરમચ્છ, રામદયાલે ચીસ નાખી, મને બચાવો, બડા મેમ આ મગરથી મને બચાવો.

એ એક ઊંચો, ધૂની, સામાન્ય રીતે ઉંઘરેટિયો માણસ હતો, પણ અત્યારે એના મડદાલ મોં પર આંખો ધસી આવી હતી અને એના હોઠો પર થૂંક બાઝી ગયું હતું.

મેં તો કદી આવું સાંભળ્યું ન હતું, ઈલાની મમ્મીએ અમને કહ્યું. મારા બગીચામાં

મગર ! મારી આરામખુરશીમાંથી હું તો લગભગ ગબડી જ પડી.

મેં અને મારાં દાદીમાએ સંભાળપૂર્વક એકબીજાથી આંખો છુપાવી, પણ એ પછી કાયમ માટે, સ્કૂલબેગમાં એકસાથે દબાવીને ભરેલા બે પોચા અને ફૂલેલા બન પાઉં જેવા ઈલાની મમ્મીના ગોળાકાર દેહને, બગીચામાં મગરમચ્છના ખ્યાલથી આરામખુરશીમાંથી બહાર ગબડી પડતો કલ્પતા, ત્યારે અમારું હાસ્ય રોકી શકતા નહિ.

એ માણસ આકુળ-વ્યાકુળ થઈ ગયો હતો. એ બબડ્યા, એણે આવું ક્યારેય જોયું ન હતું.

પણ હવે એક સ્ત્રી હોવાથી, એણે પોતાના નાજુક હાથ ખોળામાં જોડેલા રાખ્યા, અંબોડો માથા પર છેક ઊંચે ધકેલ્યો અને પોતાની ખુરશીમાં એમના કુટુંબને બહુ સારી રીતે જાણ હતી એવી રીતે બેઠક લીધી. એમની આ વિલક્ષણ મુદ્રાને કારણે એમને રાણી વિક્ટોરિયાનું હુલામણું નામ આપવામાં આવ્યું હતું.

ચૂપ, રામ દયાલ, રાણી વિક્ટોરિયા તાડૂક્યાં. નાના છોકરાની જેમ બકબક કરવાનું બંધ કર.

દેખો બડા મેમ, એણે ફરીથી કહ્યું. એનો પાતળો અવાજ ચીખમાં ઓગળી ગયો. એ ત્યાં જ છે, બગીચામાં.

અને એ સાચો હતો, રાણી વિક્ટોરિયા બોલ્યાં. એમનો અવાજ અચંબાથી તીણો થઈ ગયો હતો. એ ત્યાં હતો - મોટું ગૂંચળું વળેલો મોટો મગરમચ્છ - કાળો અને આખો ભૂખરો, એક ગંદું મોટું પ્રાણી, બૂટલેસ જેવી જીભ અને અણિયાળા માથા વાળો, જીમખાનામાં ખેલાડી ફરતો હોય એવી રીતે મારા બગીચામાં ફરતો હતો.

પણ ચિંથરે હાલ સ્થિતિમાં બારીસાલમાં પોતાનું ગામડું છોડીને જૂની ઈંડિઅન સિવિલ સર્વિસમાં સેનાપતિપદ પ્રાપ્ત કરવા સુધી પહોંચેલા એક માણસની દીકરી હોવાને નાતે, એમણે પોતાની સ્વસ્થતા પાછી મેળવી લીધી હતી.

એને માર, રામદયાલ એમણે બૂમ મારી. ઈલા-મેમ જુએ એ પહેલાં એને પકડી લે અને એનું ડોકું ઉડાવી દે.

(જાણે કે એ એક લિંગ કે એવું કંઈક હોય, ઈલાએ વર્ષો પછી મને કહ્યું હતું)

પણ હવે રામદયાલ પોતાનું માથું ભીત સાથે અફાળતો હતો, એની આંખોના ડોળા બહાર આવ્યા હતા, એના ગાલ પર વાંકીચૂંકી ધારે આંસુઓ વહેતાં હતાં. હું લંકા શા માટે આવ્યો ? એણે નિસાસો નાખ્યો. હું જાણતો હતો કે રાવણ મને પકડવા આવશે.

ચૂપ રામદયાલ, રાણી વિક્ટોરિયા તાડૂક્યાં. એમણે તાજેતરમાં ઈલા માટે આવેલી, સિંહાલી આયા, લિઝિને બોલાવવા જે કાંસાની ઘંટડી હંમેશા પોતાની સાથે રાખતા,· તે વગાડી.

જી મેડમ, બારણા પાસેથી લિઝિ બોલી. એ એક પાતળી પ્રૌઢ વયની સ્ત્રી હતી,

એનો ચહેરો ભાવહીન અને મોં સખત હતાં. એ હંમેશા પોતાના વતન કાનધ્યાનની તળેટીનાં સાડી અને બ્લાઉઝમાં સુઘડપણે સજ્જ રહેતી.

કાળજીભરી લાપરવાહીથી, હાથ ઊંચો કરતાં, રાણી વિક્ટોરિયા બોલ્યાં : લિઝી, ત્યાં બગીચામાં જો, જો.

પ્રાણી હવે, પોતાના સખત આગલા પગ પર ભૂખરી છાતી ઊંચી કરીને સૂર્ય તરફ ફર્યું હતું.

લિઝિ, આ વસ્તુ કઈ છે ? રાણી વિક્ટોરિયાએ પૂછ્યું.

લિઝિ ઘણું સારું અંગ્રેજી બોલતી અને થોડું હિંદી પણ જાણતી. તેમ છતાં રાણી વિક્ટોરિયા એની સાથે હંમેશાં તોતડું જ બોલતાં. જ્યારે એક સિનિયર સિંહાલી સિવિલ સર્વન્ટની ભલામણથી લિઝિ પહેલીવાર એમને ઘેર આવી ત્યારથી જ એમણે તરત આ ભાષા શોધી કાઢી હતી.

લિઝિએ એના તરફ જોયું અને એ હસી પડી.

એ તો થાલા-ગોયા છે મેડમ, એ બોલી. અહીં એ બહુ સામાન્ય છે, એ બહુ નિર્દોષ હોય છે.

રાણી વિક્ટોરિયા પેલા સરિસૃપ સામે તાકી રહ્યાં.

નિર્દોષ, ભગવાનના સમ ! એમણે અમને કહ્યું, એ દુષ્ટ પ્રાણી લોહીતરસ્યા રાઈનોસોરસમાં ખપી ગયું હોત.

એમણે લિઝિ સામે જોવા પૂંઠ ફેરવી. એ શક્ય નથી, તું આને મારી નાખ.

મારી નાખું ? લિઝિ બરાડી ઊઠી. એક વખત એણે ફરી જાણવા ચાહ્યું. પણ એને મારી શા માટે નાખવું ? એ સાપોને દૂર રાખે છે.

લિઝિ નીચે દોડી ગઈ. થોડી મિનિટો પછી એ લોકોએ એને હાથમાં શાકભાજીની છાલ અને કોબીના પાંદડા લઈને બગીચામાં જતી જોઈ. એણે એ બધું ઘાસ પર વેર્યું અને પેલું પ્રાણી આગળ વધ્યું અને ખાવા લાગ્યું.

હાય, હાય, હાય રામદયાલ બબડ્યો. હાય, હાય, હાય.

લિઝિથી હાર નહિ માની લેવાના નિશ્ચય સાથે રાણી વિક્ટોરિયા ટટ્ટાર થયાં અને પોતાની સાથે થોડાં શાકભાજી લઈ જાતે જ બહાર બગીચામાં ગયાં. જેવો એમણે લોનમાં પગ મૂક્યો કે તરત જ પેલા પ્રાણીએ પોતાની કરુણ આંખો એમના પર ઠેરવી. એ થંભી ગયાં. પછી પોતાની રહીસહી હિંમત એકઠી કરીને એમણે ધીમે ધીમે એની સાથે ગણગણવા માંડ્યું : ખા, ખા, સરસ શાક છે ! તો એમની ઘરમાંથી બહાર આવેલી લિઝિ-ભાષા હતી, પણ જવાબમાં પ્રાણીની પૂંછડી પટપટાતી દેખાઈ અને એ જ ક્ષણથી એમણે એને પોતાના ઘરકારોબારનો એક હિસ્સો માની લીધો. એમની ખાનગી બોલીને પ્રતિસાદ આપતી કોઈપણ વસ્તુ કે કોઈપણ કોઈ વ્યક્તિ સાથે એ હંમેશા હળવાશ અનુભવતા હતાં.

એ પછી, એમનાં ઘણાં સિંહાલી પરિચિતોએ એમની લૉન પર એક મગરમચ્છને જોઈને ચોંકી જતા અને એમને આવાં પ્રાણીઓ પોતાની પૂંછડીની ઝાપટથી બાળકોની પિંડીનું હાડકું ભાંગી નાખવા કેવા પંકાયેલા હતા એ વિશે ઘણી વાતો કહી હતી છતાં એ એને પોતાના બગીચામાં ફરવા દેતાં, સિવાય કે અલબત્ત, જ્યારે એમને ઘેર પાર્ટી હોય, ત્યારે લિઝિને એને એક દોરડાથી ઝાડ સાથે બાંધી દેવો પડતો હતો.

એક દિવસ, વહેલી સવારે એનાં મમ્મીપપ્પાની પેલી એક પાર્ટી પૂરી થઈ ગઈ હતી પછી, જ્યારે લૉન પર હજુ સિગારેટનાં ઠૂંઠાં અને અર્ધા ચવાયેલા નાસ્તા પડેલા હતા, ત્યારે ઈલા બહાર બગીચામાં વાંચવા માટે ગઈ. આગલી રાત્રે, લિઝિએ એના બેડરૂમની સ્વીચો બંધ કરી દેવાને કારણે જે પુસ્તક એને છેલ્લાં વીસ જ પાનાં બાકી હતાં ને મૂકી દેવું પડ્યું હતું એ એના હાથમાં હતું. એણે કમળના હોજ પાસેની એક ડેક-ખુરશીમાં લંબાવ્યું ને એક જ ક્ષણમાં પુસ્તકમાં તલ્લીન થઈ ગઈ. દશ પાનાં વાંચ્યા પછી, એ હજુય તલ્લીન હતી, ત્યાં એણે કમળહોજમાં ધીમી છટપટ સાંભળી. એ છટપટ બહુ ધીમી હતી. ગોલ્ડફીશ એની પૂંછડી જમીન પર પછાડતી હોય એના કરતાં જરાય વધારે અવાજ નહિ. પણ એ ગભરાઈ ગઈ અને પોતાની આંખો પાના પરથી હટાવ્યા વગર, એણે લોનને છેડેથી એની ખુરશી નીચેથી અને હોજની અંદર લંબાતો, કનેરવૃક્ષની એક ડાળી જેવો પાતળો અને વાંકો પડછાયો જોયો.

પછી એ પડછાયાના તરંગો ઊઠ્યા, અને આ વખતે એણે બરાબર ધારીને જોયું તો એક લાંબા ભરાવદાર શરીર પર ચમકતા ભીંગડા નજરે પડ્યાં.

એણે ચીસ પાડી અને પુસ્તક એના હાથમાંથી નીચે પડી ગયું. એ એની ખુરશીની ધાર સાથે અથડાયું અને ગબડી પડ્યું. પછી જેવું એ ભીંગડા અને સ્નાયુઓ સાથે અથડાયું કે એણે એક આછો ધબાકો સાંભળ્યો.

સાપનું આખું લાંબું શરીર એક ઘૂઘવાટ સાથે એની ખુરશી નીચેથી ચમકતું પસાર થઈ ગયું અને પછી, એની પાછળ ક્યાંક, એણે એક ધીમો લાંબો ફૂંફાડો સાંભળ્યો. માણસને ખબર પડે કે એનાં ફેફસાં એકાએક ખાલી થઈ ગયાં છે અને એના સ્નાયુઓ ડરથી જકડાઈ ગયા છે ત્યારે એ જે રીતે ફરે એવી જ રીતે ઈલાએ ટટ્ટાર રહીને, ધીમેથી પૂંઠ ફેરવી.

સાપનું માથું એની પીઠથી લગભગ એક ફૂટ દૂર હતું. એનું શરીર જમીન પર ચત્તુંપાટ, વાંકુંચૂકું, સખત ગૂંચળા વળેલું પડ્યું હતું, જ્યારે એનું માથું પાછળથી ખુરશીની પીઠ કરતાં વધુ ઊંચું થઈ ગયું હતું. હવે બૂમ મારવાનો પ્રયત્ન કરતી એ પોતે રડવા લાગી હતી, પણ એ સાથે, સાપના માથા તરફ જોતાં, એને એ માથું, સંપૂર્ણ એકાગ્રતાની ટેલિસ્કોપ શી સ્પષ્ટતામાં એણે પહેલાં ક્યારેય જોયેલી કોઈપણ વસ્તુ કરતાં વધારે સ્પષ્ટતાથી દેખાયું હતું. એ એની નાની આંખો, ધારદાર માથાને છેડે ફુલાવેલાં નસકોરાં, પોચાં ગુલાબી તત્પર મોઢામાં લંબાયેલી, સહેજ પણ ફફડાટ કર્યા વગરની જીભ, હવે ટટ્ટાર અને લાળ ટપકાવતો વિષદંત એ જોઈ શકતી હતી.

પછી એણે બગીચાને છેક દૂરને છેડે એક બીજો અવાજ સાંભળ્યો અને ધીમેથી, પોતાનું માથું ફેરવ્યા વગર, અને એણે થાલા-ગોયાને પોતાના દોરડાને છેડે ઝાપટ મારતાં, જે વૃક્ષ સાથે એને એની પૂંછડીથી બાંધવામાં આવ્યો હતો એને ઝૂડી નાખતો જોયો. સાપે પણ એ સાંભળ્યું, અને પોતાના શરીરની કમાન કરીને એ ક્ષણભર અચકાયો. એની આંખો પાછી ઈલા પર મંડાઈ અને એનું ગળું ખેંચેલા ધનુષબાણ જેવું બન્યું, ત્યાં સુધી વાંકું વળી ગયું. પછી એનું માથું આગળ ધપ્યું.

આ ક્ષણે, અનિચ્છાએ ઈલાએ પોતાનું શરીર સહેજ ફેરવ્યું. એ બહુ ઓછું હાલી હતી, પણ ખુરશીની સમતુલા જોખમાવા એટલું પૂરતું હતું. એ પડી, ખુરશી એની સાથે ઊંધી વળી ગઈ અને સાપનો દાંત એના સ્ટીલના પાયા પર ચમકી ઊઠેલો દેખાયો.

એ ચાબુકના સપાટાની જેમ ફરી માથું ઊંચક્યું. ઈલાએ પોતે ઊભા થવાનો પ્રયત્ન કર્યો, પણ એના હાથ સરકી ગયા અને એ પાછી પડી ગઈ. પછી, જાણે કે સ્પ્રિંગ વછૂટતી હોય એમ, ગૂંચળું વળેલા સાપે પોતાનું માથું ઘાસ પર નાખ્યું અને વેગથી દીવાલ તરફ દોડી ગયો. ઈલાએ ઊંચે જોયું તો થાલાગોયા ધીમે ધીમે સાપની પાછળ ઘસડાતો હતો. એણે દોરડાને બચકાં ભર્યાં હતાં. પણ સાપ વધારે ઝડપી હતો અને થાલાગોયા લૉન પસાર કરીને પહોંચે તે પહેલાં સાપ દીવાલ પરથી લપસી, ફરી ચઢીને દીવાલ ઓળંગી ગયો હતો.

તો બાબલા બોલ, મારા માથા પર ટપલી મારતાં, પોતાની આંખો ચમકાવીને રાણી વિક્ટોરિયા બોલ્યાં, આમાંથી તું શું સમજ્યો ?

મેં સહજપણે ત્રિદીપ સામે જોયું. આંખો ઝીણી કરીને, માથું ટટ્ટાર રાખીને એ મારા તરફ જોતો હતો. હવે હું ગભરાઈ ગયો : મેં જોયું કે એ હું શું કહું છું તે સાંભળવા આતુર હતો, અને હું એને નિરાશ કરવા નહોતો ઇચ્છતો. મારી મમ્મી અને મારાં દાદીમા ભયથી ચોંકીને રાણી વિક્ટોરિયાને સાપ અંગે, એ કેટલો મોટો હતો, ઝેરીલો હતો કે કેમ જેવા પ્રશ્નો પૂછી રહ્યાં હતાં. એ બંને પાસેથી મારું સૂચન મેળવી લઈને, મેં સલામત માર્ગ લેવાનું પસંદ કર્યું : એણે અમને કહેલી બધી વાતો મને કેવી યાદ હતી એ એને બતાવીને ત્રિદીપનું અનુમોદન મેળવી લેવાની આશાએ, મેં રાણી વિક્ટોરિયાને પ્રશ્ન કર્યો કે એ સાપ કઈ જાતનો હતો બૉયડે કે ઈલાપીડે.

રાણી વિક્ટોરિયાએ મારી સામે આંખો ફાડીને જોયું અને આ જાતનું કંઈક બબડ્યા : હા એ જરા વધારે પડતી વાત છે બાબલા; મને નથી લાગતું કે આટલા લાંબા સમય પછી હું તને એ અંગે કશું કહી શકું.

એ જ્યારે બબડતા હતા ત્યારે મેં ચૂપકીથી ત્રિદીપ સામે જોઈ લીધું. એણે એના હોઠ ભીડી દીધા હતા અને નિરાશ થઈને પોતાનું માથું હલાવતો હતો. એમની મુલાકાતના બાકીના સમયમાં હું હતોત્સાહથી મૌન ધારણ કરી બહાર બેસી રહ્યો.

દાદર પર હું જ્યારે એમને મૂકવા નીચે જતો હતો ત્યારે ઈલા અને એની મમ્મી આવજો કરવામાં રોકાયેલાં હતાં. ત્રિદીપે મને સહજ રીતે કહ્યું, જો આપણે એ વિશે

જરા વિચાર કર્યો હોત, તો સાપો વિશે ખરેખર કશું વધારે રસ પડે એવું હતું નહિ - છેવટે તો ઉદાહરણ તરીકે, જો મેં એક સાપ તળાવમાં જોયો, તો હું શું કરું? હું ઘેર પાછો આવું અને બધાને કહું, પણ થોડી જ મિનિટોમાં હું એ વિશે ભૂલી જાઉં અને મારું ગૃહકાર્ય કરવા લાગી જાઉં. સાપને મારી વાસ્તવિક જિંદગી સાથે કશી લેવાદેવા ન હોય.

ખાસ કરીને મારું ગૃહકાર્ય જ મારી વાસ્તવિક જિંદગી હતી એ સૂચન મને બહુ ગમ્યું નહિ, પણ ગમે તે હોય હું ચૂપ રહ્યો. હું જોઈ શકતો હતો કે એ કોઈ બીજી વાત તરફ ખેંચાતો હતો.

જ્યારે અમે છેક ભોંયતળિયે પહોંચ્યા ત્યારે એણે કહ્યું : તને ખ્યાલ આવ્યો કે ઈલાના ઘરને ઢળતું છાપરું હતું?

મેં માથું હલાવ્યું : એ વિગત મારા ધ્યાન બહાર રહી ગઈ હતી. આ વાત સાથે એને કશો સંબંધ હોય એમ મને લાગ્યું નહિ. એણે મારા મોઢા પર મૂંઝવણ જોઈ હશે એટલે એણે મારે ખભે હાથ મૂક્યા. મને એના તરફ ફેરવ્યો અને મને પૂછ્યું કે ઢળતા છાપરા નીચે રહેવું શેના જેવું હોય એ હું કલ્પી શકતો હતો કે કેમ - પતંગ ઉડાડવા માટે કોઈ જગ્યા નહિ, રીસાઈ જવું હોય ત્યારે સંતાવાની કોઈ જગ્યા નહિ, પોતાના મિત્રોને બૂમો પાડવાની કોઈ જગ્યા નહિ.

એ ગાડીમાં બેઠો, બારીમાંથી પોતાનો હાથ બહાર કાઢ્યો અને મારી છાતીમાં એક મુક્કો માર્યો, મને પહેલાં કરતાંય વધારે મૂંઝવણમાં મૂકીને જતો રહ્યો.

પણ પાછળથી એ સાંજે, અને ત્યારપછી ઘણીબધી સાંજે, જ્યારે હું મારા દાદીમાની તકેદારી ભરી નજર હેઠળ, મારું ઘરકામ કરવાનો ડોળ કરતો બેસી રહેતો, ત્યારે ત્રિદીપે જે કહ્યું હતું એ અંગે ખૂબ મૂંઝાતો, અને થોડા જ સમયમાં મેં મારી જાતે કોલંબોના ઢળતા છાપરાઓની કલ્પના કરવા માંડેલી : જો આપણે આકાશમાં એમના ઉપરથી ઊડતાં હોઈએ તો એ કેવો આકાર રચે, જો આપણે સપાટી પરથી એમના તરફ જોઈએ તો એ કેવા ઊંચે વધતાં લાગે, પહેલા માળ પરની બારીમાંથી જોઈએ ત્યારે એમનાં નળિયાની લીલ કેવી લાગે, અને તરત મને લાગ્યું કે હું પોતે પણ એ છાપરાં એમની વિવિધતાની સામાન્ય બાબતમાં પણ કેટલા બધા વધારે રસપ્રદ હતાં એ જોઈ શકતો હતો.

અને છતાંય, મને ખબર હતી કે ત્રિદીપે પોતાની કલ્પનામાં જોયેલાં દૃશ્યો હું હંમેશાં જે કંઈ જોઈ શકું તે કરતાં અસીમપણે વધારે વિગતપૂર્ણ વધારે ચોકસાઈભર્યા હતાં. એક વખત એણે મને કહ્યું હતું કે મનુષ્ય ઝંખના વગર કદી પણ કશું જ જાણી શકે નહિ, ખરેખરી ઝંખના જે લોભ કે લાલચ જેવી જ ન હોય; એક પવિત્ર, યાતના પૂર્ણ અને આદિમ ઝંખના, પોતાનામાં ન હોય તે બધું પામવાની એક ઝંખના, પોતાના મનની હદને પેલે પાર બીજાં સ્થળોએ અને બીજા યુગોમાં લઈ જનાર અને જો એ નસીબદાર હોય, તો એને અરીસામાંના પોતાના પ્રતિબિંબ અને પોતાની જાત વચ્ચે

કોઈ ભેદરેખા ન રહે એવા સ્થળે પણ લઈ જાય એવો માનવ શરીરનો એક સંતાપ.

હું ક્યારેય પણ કશુંય જાણી શકીશ કે કેમ એવું વિચારતાં, હું દિઙ્મૂઢ બનીને એને સાંભળી રહ્યો, કારણ કે એવા પ્રકારની ઝંખના હું કદીય અનુભવી શકીશ કે કેમ એ અંગે મને ખાતરી ન હતી.

કેમ્બલ્સ હેડમાં વિહસ્કીનો ઘૂંટ લેતી ઈલાને હું આ વિશે શું કહી શકું ? એ તો વર્તમાનને એટલી ઉત્કટતાથી જીવતી હતી કે આ જગતમાં ત્રિદીપ જેવા લોકો વસે છે એવું એ માની જ શકી ન હોત. ઈલા પોતાની ઇંદ્રિયોથી આ જગતનો જેટલો અનુભવ કરતી હતી એટલી જ નક્કરતાથી એ લોકો એને પોતાની કલ્પનામાં અનુભવતા, કદાચ તેથી પણ કંઈ વધારે, કારણ એમને માટે તો એ અનુભવો એમનાં સ્મરણમાં હંમેશાં ઉપલબ્ધ જ હતાં. જ્યારે એને માટે તો, એ પોતાના છેલ્લા પ્રેમીના પગ વિશે વાત કરતી હોય, ત્યારે શબ્દોને એની ઇંદ્રિયોમાં સચવાયેલી ઉત્તેજના સાથે કશી લેવા દેવા ન હોય, પણ એ તો શબ્દોની એક એવી હારમાળા હોય કે એ જ્યારે રમૂજી લાગે ત્યારે એને યાદ કરે અને પછી પેલા પ્રેમીને અને એના પગને ભૂલી જાય એમ સંપૂર્ણપણે ભૂલી જાય.

ઈલાને માટે સાંપ્રત એ જ વાસ્તવ હતો, ભૂત અને ભવિષ્યના પૂરપ્રવાહને લોખંડી દરવાજાઓથી બંધ કરી દેતા નહેરના ઍરલોક (વાયુબંધ) જેવા વર્તમાનમાં જાણે કે એ જીવતી હતી.

એક વખત હું લંડન આવ્યો એના એકાદ બે દિવસ પછી, એ મને કુદરતી દશ્યો જોવા કૉવેન્ટ ગાર્ડન લઈ ગઈ. અમે ટ્યૂબ સ્ટેશને મળ્યાં અને એ મને સ્ટીલની છતવાળા વિશાળ ચોકમાં ઉત્સુકતાથી લઈ ગઈ અને મને વપરાયેલાં કપડાંની દુકાનો અને શાકભાજીના મારકેટમાં ફેરવ્યો. પણ એણે જોયું હશે કે હું કંટાળ્યો હતો, કારણ એણે તરત જ નક્કી કરી લીધું કે એણે આજુબાજુમાં મને હજુ ઘણુંઘણું બતાવવાનું હતું અને રોફભેર ફૂટપાથવાળા ચોકમાંથી પસાર થઈ ગઈ અને ચારિંગક્રોસ તરફ જતા રસ્તાઓમાંથી એક રસ્તા પર અદશ્ય થઈ ગઈ.

ભૂલ સુધારી લેવા એની પાછળ દોડતાં, મારી નજર ઉપર ગઈ અને કોઈ નિશાન પેઈન્ટ કરેલી એક બારી જોઈ. મેં ઝડપથી રસ્તો પસાર કર્યો, એને પકડી પાડી, પાછી વાળી અને એને પેલી નિશાની બતાવી.

એના પર લખેલું છે વિક્ટર, ગૉલાન્ઝ. એણે કહ્યું, તેમાં શું ?

જવાબમાં મેં એનો હાથ ઝાલ્યો અને એને દરવાજામાંથી અંદર લઈ ગયો. ત્યાં એક ખૂણે લાકડાના કાઉન્ટરવાળી એક ઑફિસ હતી અને દીવાલો સાથે પુસ્તકોથી ભરપૂર થોડા કબાટો. કાઉન્ટરની પાછળ, પોતાના ચશ્માંની ફ્રેમ પરથી નિરાશાથી મારા તરફ જોતી એક વૃદ્ધા બેઠી હતી.

હું તમને કંઈ પણ મદદ કરી શકું ? એણે કહ્યું.

મહેરબાની કરીને, તમે મને કહેશો કે, યુદ્ધ પહેલાં જ્યાં લેફ્ટ બુક ક્લબ હતી,

એ જ આ જગ્યા છે કે કેમ? હું બોલ્યો.

અરે દીકરા, એ બોલી. મને એ વિશે ખબર નથી, એ વખતે હું અહીં ન હતી. તમે ઇચ્છો તો હું નિયામકશ્રીને ફોન કરીને પૂછું?

મેં માથું ધુણાવ્યું, એનો આભાર માન્યો અને ઈલાને પાછી બહાર લઈ આવ્યો. હવે એ આશ્ચર્ય પણ પામી હતી અને ગુસ્સે પણ થઈ હતી.

તને થયું છે શું? એ બોલી.

પછી, અમે જ્યારે બહાર ફૂટપાથ પર ઊભા હતાં ત્યારે, મેં એને માટે ત્રિદીપે જે કહેલું તે યાદ કરવાનો પ્રયત્ન કર્યો. શ્રીમતી પ્રાઈસના ભાઈ, એલન ટ્રેસોસેન, યુદ્ધ પહેલાં લેફ્ટ બુક ક્લબમાં કામ કરતા હતા. એણે કહેલું કે એ બિલકુલ ત્યાં જ હોવો જોઈએ, કદાચ અમે હમણાં જ દાખલ થયાં હતાં એ જ ઑફિસમાં, કારણ કે એ ક્લબ વિક્ટર ગૉલાન્ઝેના પબ્લિશિંગ હાઉસ(પ્રકાશનગૃહ)નો જ એક ભાગ હતી.

ઈલાએ ફરીથી બારી સામે જોયું, સહેજ રસ લીધો, ખભા હલાવ્યા અને બોલી : હવે તો એ કોઈ ગંદી જૂની ઑફિસ જેવું લાગે છે, ખરું ને? પણ મને એવું લાગ્યું નહિ, કારણ કે પહેલાં ત્રિદીપની આંખે એ જોઈ હોવાથી એનો ભૂતકાળ એના વર્તમાન સાથે સુસંગત લાગતો હતો. પણ મેં એવું કહ્યું નહિ. એને બદલે મેં ઈલા સામે, એના સુરેખ સુંવાળા ઉપસેલા ગાલવાળા મોં સામે, એની લાંબી, બદામી આંખો સામે, અને એના ખભા સુધી પથરાયેલા વાંકા વળેલા ચમકતા કાળા વાળ સામે જોયું. એણે પોતા પર ફરતી મારી નજરને અનુભવી અને સ્મિત કરતાં પોતાનો હાથ મારા હાથમાં નાખ્યો અને નિયલ સ્ટ્રીટમાં એના જાણીતા કાફે તરફ મને ખેંચી ગઈ.

અને આમ, હંમેશની જેમ આ ઈલા હતી - ઈલા માટે એમ કહેવાતું હતું કે અમે જ્યારે નાનાં હતાં ત્યારે એટલા બધા મળતાં આવતાં હતાં કે હું એનો જોડિયોભાઈ થઈ શક્યો હોત - આ એ જ ઈલા હતી જે ફરી એકવાર જુદાપણાના રહસ્યથી હજી પણ મને મૂંઝવતી હતી.

પબ જ્યારે આછી પટ્ટીઓવાળા સૂટ અને હીરાની કડીઓ પહેરેલાં યુવાન બેંકરો, અને પ્રકાશકોના ભૂરાવાળવાળા સેક્રેટરીઓથી ભરાઈ ગયું હતું, ત્યારે મેં રવિ અને ઈલાને પુરાતત્ત્વવિદ્ ત્રિદીપ અંગે વાત કરવાનો પ્રયત્ન કર્યો, ત્રિદીપને પરીઓના દેશ અંગે ઈલાને હશે તે કરતાં ઘણો વધારે તિરસ્કાર હતો. ત્રિદીપે મને કોલંબોનાં છાપરાંઓ વિશે મારી મેળે કલ્પના કરતાં શીખવેલું. ત્રિદીપ કહેતો હતો કે આપણે જે જોયું હોય તેનો આવિષ્કાર કર્યા વગર તેને જોઈ શકીએ નહિ, તેથી આપણે ઓછામાં ઓછું એ કામ યોગ્ય રીતે કરવાનો પ્રયત્ન કરી શકીએ. અને પછી એણે તિરસ્કારથી ખભા ઉલાળ્યા ને બોલી : શા માટે? આપણે પ્રયત્ન શા માટે કરવો જોઈએ, શા માટે દુનિયા જેવી છે એવી સ્વીકારી ન લેવી જોઈએ? એટલે મેં એને ત્રિદીપે કેવી રીતે આપણે પ્રયત્ન

કરવો જોઈએ એમ કહ્યું હતું કારણ કે એનો વિકલ્પ ખાલીપો ન હતો, એ કહ્યું - એનો અર્થ ફક્ત એટલો જ થતો હતો કે જો આપણે આપણી જાતે પ્રયત્ન ન કર્યો હોય, તો આપણે બીજા લોકોએ કરેલા આવિષ્યકારોથી ક્યારેય મુક્ત ન થઈ શકીએ.

પણ હું તો મુક્ત જ છું. ઈલાએ હસીને કહ્યું.

તું નસીબદાર છે. મેં જવાબ આપ્યો. હું તો મુક્ત નથી. ઓછામાં ઓછું લંડનમાં તો નહિ.

શા માટે? પોતાની વ્હીસ્કી રેડતાં એણે પૂછ્યું, રાજને કારણે?

મેં હસવા માંડ્યું અને પછી, હું જાણતો હતો કે એ ભૂલી ગઈ હતી એટલે મેં એને, અમે જ્યારે આઠ વર્ષનાં બાળકો હતાં ત્યારે એણે પોતે એક વખત મારે માટે લંડન શોધી કાઢ્યું હતું તે યાદ કરાવવાનો પ્રયત્ન કર્યો.

એ વર્ષે ઈલાનું કુટુંબ દુર્ગાપૂજા માટે કલકત્તા આવ્યું હતું, કારણ કે ઘણાં વર્ષો પછી એનાં દાદાદાદી પણ ત્યાં આવવાનાં હતાં, બરાબર ઉત્સવના સમય પૂરતાં. એ વખતની એમની યુએનની નોકરીમાંથી ઈલાના પપ્પાએ સબાટિકલ લીવ લીધી હતી. ઈંગ્લંડના ઉત્તરભાગમાં આવેલી એક યુનિવર્સિટીમાં શિક્ષણકાર્ય કરવા તે એક વર્ષ ગાળવાનાં હતા. યુનિવર્સિટીએ પોતાના ડેવલપમેન્ટ સ્ટડીઝમાં નવી સ્થપાયેલી સંસ્થામાં મુલાકાતી પ્રોફેસર તરીકે તેમને આમંત્રણ આપ્યું હતું, તે સ્વીકારવા તેઓ રાજી હતા. ઈલા અને એની મમ્મી પણ એથી ખુશ હતાં, પણ એકવાર અહીં આવી ગયા પછી એ લોકોને મંજૂર ન હતી એવી તકલીફમાં એ મુકાઈ ગયાં હતાં : ઈલાના પપ્પાને આપવામાં આવેલા ઓરડાઓ એક સમગ્ર કુટુંબને રહેવા જેટલા મોટા ન હતા. કોઈ પણ સંજોગોમાં રાણી વિક્ટોરિયા ઉત્તરના એ ઠંડા કસબામાં રહેવા ઉત્સાહી ન હતાં. ધુમાડા ઓકતી ફેક્ટરીઓ અને કંટાળો આપતા બેકાબૂ કિશોરોથી ઘેરાયેલી એવી ધૂસર જગ્યાએ પોતે આખો દિવસ કરશે શું? એ બોલ્યાં. એના કરતાં તો એમને લંડનમાં રહેવું વધારે ગમશે. પણ પછી, એ લંડનમાં રહે ક્યાં અને ઈલા સ્કૂલે ક્યાં જાય?

એ લોકો આવી અવઢવમાં હતાં ત્યાં જ શ્રીમતી પ્રાઈસ અંદર પ્રવેશ્યાં. એક રીતે એમનું કુટુંબ આ દરમિયાન એમની સાથે એવી રીતે હળી ગયું હતું. એમણે સૂચવ્યું કે એ લોકો લંડનમાં, એમને ઘેર ઊતરી શકે અને સપ્તાહને અંતે ફરવા જઈ શકે. એમને ઘરમાં વસતી હશે તે ગમશે. સ્નાઈપને ગુજરી ગયે બે વર્ષ થઈ ગયાં હતાં પણ ઘર હજી સૂનું લાગતું હતું, અને હવે મેંએ બહાર રહેવા જવાનું નક્કી કર્યું હતું એટલે વધારે સૂનું લાગવાનું હતું અને જ્યાં સુધી સ્કૂલનો પ્રશ્ન હતો, એ લોકો કંઈક ઉપાય શોધી કાઢશે - એમના ઘર નજીક ઘણી સ્કૂલો હતી.

તો આમ, જ્યારે રાણી વિક્ટોરિયા અને ઈલા એ વખતે રજાઓ ગાળવા કલકત્તા આવ્યાં ત્યારે ત્યાં - શ્રીમતી પ્રાઈસના વેસ્ટ હેમ્પસ્ટેન્ડના ઘેર રહેતાં હતાં. શ્રીમતી પ્રાઈસે ઈલાને પોતાના દીકરા સાથે સ્કૂલે જવાની ગોઠવણ પણ કરી આપી હતી.

એ લોકો તહેવાર શરૂ થવાના થોડા દિવસ આગળ કલકત્તા આવી ગયા હતા. એમના આવી ગયા પછી તરત જ રાણી વિક્ટોરિયાએ મારી મમ્મીને ફોન કર્યો અને

અમને બધાને, મારાં મમ્મીપપ્પાને, મારાં દાદીમાને અને મને, એમના રાયબજારમાં આવેલા જૂના કૌટુંબિક ઘરની મુલાકાત લેવા એમની જોડે જવા નિમંત્રણ આપ્યું.

મારી મમ્મી ખુશ થઈ ગઈ. એને દૂર સુધી હંકારી જવાનું ગમતું અને એ વખતે, મારા પપ્પાને એમના રબ્બર ઉદ્યોગમાં અધિકારી તરીકેની નાનકડી સફળતા મળવાને થોડી જ વાર હતી, એટલે એ સખત મહેનત કરતા અને સપ્તાહને અંતે ક્યાંય પણ જઈ શકાતું નહિ. હકીકતમાં અમારી પાસે ગાડી ન હતી, અને રજાઓ માટે પૈસા ખર્ચવા બહુ મુશ્કેલ હતા એટલે અમે ક્યાંય પણ જતા નહિ.

જ્યારે મારી મમ્મી મારાં દાદીમાને અમે જઈ શકીશું કે કેમ એ પૂછવા ગઈ ત્યારે એની આંખોમાં ચમક હતી, અને જેવી એ ઉપર દાદીમા પોતાની શાળાની નોટબુકો તપાસતાં હતાં ત્યાં પહોંચી કે એણે મારું નાક આમળ્યું ને બહુ ધીમેથી મારા કાનમાં પિકનિક, પિકનિક ગણગણી, જેથી દાદીમા સાંભળી ન જાય.

પણ જ્યારે મારાં દાદીમાને પૂછવામાં આવ્યું ત્યારે એમણે પોતાના ચશ્માં ઉપરથી ભવાં ચઢાવ્યાં અને મારી મમ્મીને કડકાઈથી કહ્યું કે એને ખબર હોવી જોઈએ કે રાણી વિક્ટોરિયા ઈલા સાથે કોઈ રમનાર હોવું જોઈએ, એટલા ખાતર જ અમને બોલાવતા હતા અને અમે હજુ એ જે કંઈ અમારા તરફ ધરે તે બધું ઝૂંટવી લેનારા ભિખારી તો ન જ હતા.

જે રીતે એણે પોતાની આંગળીઓ મારા ખભે દબાવી એ પરથી હું મારી મમ્મીની નિરાશા માપી શકતો હતો. એ લોકો સાથે મોટરમાં બહાર જવામાં કશું ખોટું નથી, એ બોલી ઊઠી, અને પછી મારા દાદીમાની, ઠપકાભર્યા મૌનમાં સરી પડેલી કોપદૃષ્ટિનો સામનો કર્યો.

પછી હું ઉપર મારાં દાદીમાના ટેબલ પાસે ગયો અને એમની જોડે વાત કરવા લાગ્યો, અને આજીજી કરવાને બદલે મેં એમને યાદ દેવડાવ્યું કે એક વર્ષ પહેલાં મારા પપ્પા ઈલાને પ્રાણીઘર દેખાડવા મારી જોડે કેવા લઈ ગયા હતા અને કેટલી બધી વાર ગરિયાહાટ મચ્છી મારકેટમાંથી એમણે પોતે રાણી વિક્ટોરિયાને ઉત્તમ ઈલિશ માછલીઓ ખવડાવી હતી.

આથી મને ખબર જ હતી, એમ એ થોડા નરમ પડ્યાં, કારણ કે એ ઘરમાં બીજા કોઈપણ સાથે જેટલી વાત કરે તે કરતાં ઘણી વધારે વાત મારી સાથે કરતાં હતાં. અને એટલે મારા દાદાજીના અકાળ અવસાન પછી, મારા પપ્પાને ભણાવવા માટે એમને શાળાશિક્ષિકા તરીકેની નોકરી સ્વીકારવી પડી. એ લાંબા સમયગાળા દરમિયાન, એમનામાં જે ભય એકઠા થઈ ગયા હતા એની મને જાણ હતી. એ વખતે પોતાની શ્રીમંત બહેનની મદદ નકારીને પોતાને માટે સ્વાભિમાનનો દલ્લો રળી લેવાનું એમને કેટલું મોંઘું પડ્યું હશે તે વિશે હું થોડીઘણી કલ્પના કરી શકતો. અને મને સહજપણે જ સમજાઈ ગયું હતું કે તરત જ સંમત થઈ જવાથી દૂર રહેવામાં એમનો પોતે કોઈની પણ પાસેથી કશુંય લીધું હોય એને એટલા જ પ્રમાણમાં પરત ન કરી શકે એ ડર જ રહેલો હતો.

બે દિવસ પછી, વહેલી સવારે અમે ચારે જણ, મારાં મમ્મીપપ્પા, મારાં દાદીમા અને હું ગોલપાર્ક, જ્યાં એ લોકોએ અમને મળવાનું ગોઠવેલું ત્યાં સુધી ચાલતા ગયાં. એ ષષ્ઠીનો આગલો દિવસ હતો, પૂજાનો આદર્શ દિવસ, ઓક્ટોબરનો સ્વચ્છ, સોનેરી, સૂર્યપ્રકાશ ગલીઓમાં રેલાતો હતો. હવા ઠંડી હતી, ઉનાળાની ભેજવાળી ગરમીથી છેવટે મુક્ત થયેલી. ચાલતાં ચાલતાં અમે પાછલી ગલીઓમાં નજર નાખતાં, અને ઝળહળતાં પંડાલો અને ચંદરવાઓ જોઈ ચકિત થતાં - કેટલાંક તો હજી પૂરાં પણ નહોતાં થયાં અને બીજાઓ પર મૂર્તિનું સ્થાપન થઈ ચૂક્યું હતું અને એમના લાઉડસ્પીકરોનો ઘોંઘાટ પણ શરૂ થઈ ગયો હતો.

અમે રામકૃષ્ણ મિશનના બિલ્ડિંગની બહાર રાહ જોતાં હતાં અને મીઠાઈની દુકાનોની નજીકની ફૂટપાથોને ધોવાતી તેમજ શાકભાજી અને માછલી તાજાં હોય ત્યારે જ લઈ લેવા ગરિયાહાટ તરફ દોડતાં ટોળાંઓને કારણે ફરી ગંદી થતી જોઈ રહ્યા. પછી ગરિયાહાટ રોડથી અમારા તરફનો પોતાનો રાજમાર્ગ કાપતી એમની જૂની સ્ટુડબેકરને મેં જોઈ. ઈલાને ફરીથી જોવાનો ખ્યાલ એકાએક પ્રબળ બન્યો હતો એટલે, હું વધારે સમય શાંત રહી શક્યો નહિ. એ રહ્યાં એ લોકો, ઊંચાનીચા કૂદકા મારીને એમને દેખાડતાં મેં બૂમ પાડી. ત્યાં આગળ છે જુઓ, જુઓ.

મને માયા તો દેખાય છે, મારી આંગળીથી દોરાતાં મારાં દાદીમા બોલ્યાં. પણ સાહેબ ક્યાં છે ?

મારાં દાદીમાએ એક વખત પોતાના બનેવીનાં માતાને એમના વિશે ગર્વથી એમ કહેતા સાંભળેલા કે એમનો દીકરો એવો યુરોપિયન થઈ ગયો હતો કે હેટ તો એના માથા પરથી કદી નીચે ઊતરે જ નહિ, ને ત્યારથી એ માયાદેવીના પતિને સાહેબ જ કહેતાં. એ જ્યારે એમની સાથે મોઢામોઢ વાત કરતાં હોય ત્યારે પણ એમને એમ જ કહીને બોલાવતાં. મારા પપ્પા આ વાતથી હંમેશા અકળાતા, એ જ્યારે પોતાના સહકાર્યકરો સાથે એમના વિશે વાત કરે ત્યારે હંમેશા કાળજીપૂર્વક એમને માટે, મારા મેશોમોશાય, સોફિયાના (અથવા એ જ્યાં નિમાયા હોય ત્યાંના) માનનીય, કૉન્સલ જનરલ, શ્રી હિમાશુ શેખર દત્તા ચૌધરી એમ ઉલ્લેખ કરતા.

એ રહ્યા. મારાં દાદીમા શુષ્કતાથી બોલ્યાં. પાછળની સીટ પર, સાવ એકલા, પોતાની પાઈપ સાથે પાછળ અઢેલીને, જાણે કે કોઈ રાજ્યની મુલાકાત માટે નીકળતા હોય એમ બેઠા છે. આજે એમણે એમનો કયો યુનિફોર્મ પહેર્યો હશે એનું મને કુતૂહલ છે.

મારાં દાદીમાની માન્યતા હતી કે સાહેબના પોષાકના કબાટમાં જુદા જુદા વિભાગ પાડેલા હેંગરોના સેટ લટકતા હતા અને તે દરેકને તેમના નામના લેબલ હતાં. કલકત્તાના જમીનદાર, ભારતીય રાજપુરુષ, અંગ્રેજ સદ્‌ગૃહસ્થ, ભવિષ્યના નેહરુ, સાઉથ ક્લબ ટેનિસ ખેલાડી, બિનજોડાણવાદી રાજનીતિજ્ઞ, વગેરે વગેરે. એ વાત સાચી હતી કે સાહેબ દેખાવ બાબતે હંમેશા પૂરેપૂરી ચોકસાઈ જાળવતા. કલકત્તામાં એમના ધોતિયાની

પાટલીઓ હંમેશાં સંપૂર્ણ હાય સ્ટાર્ચવાળી ને સીધી એમના કુરતાનું પહેલું બટન બરાબર સમરૂપ ત્રિકોણના આકારમાં ખુલ્લું હોય, એ જ્યારે લાગોસમાં હોય ત્યારે એમના સફારી સૂટનાં ખિસ્સાં ક્યારેય બહુ સાંકડાં ન હોય. એમનાં સૂટ, જ્યારે એમણે પહેર્યાં હોય, ત્યારે એવા લાગતાં જાણે લોસ્ટ-વેક્સ પ્રક્રિયાથી એમના પર ઉપસાવી કાઢ્યા હોય. એ જે કંઈ પહેરે, એમાં એક નિશ્ચિત ચોકસાઈ જળવાતી જેથી એવું લાગતું કે એ માત્ર પોષાક ધારણ કરતા ન હતા પણ પોતાના વિવિધ પોષાકનું પ્રદર્શન પણ કરતા હતા. એ કોઈ દુકાનની કાચની બારીમાં સજ્જ કરેલા પૂતળા જેવા લાગે છે. મારાં દાદીમા હંમેશાં કહેતાં બધા એમના તરફ તાકી રહે એમાં કોઈ નવાઈ નથી.

પણ એ બરાબર ન હતું, કારણ કે લોકો એમના તરફ કોઈપણ રીતે એમના દેખાવની અસાધારણ, ખરેખર ચકિત કરી દેતી વિશેષતાને કારણે તાકી જ રહ્યા હોત. એ ઊંચા અને પાતળા હતા. એમનો ચહેરો લાંબો અને વ્યવસ્થિત હતો, નાક વિશાળ હતું, આંખો ચમકદાર અને ઘેરી હતી. બરફમાંથી બહાર નીકળતી ગનમેટલની જેમ, બંને બાજુના વાળ ધીમે ધીમે સફેદ થતા જતા હતા. એ જ્યાં જ્યાં જાય, ત્યાં કોઈ મોડેલની પાછળ પાછળ જતી સ્પોટલાઈની જેમ લોકોનાં માથાં એમના તરફ ફરતાં.

જેવી એમની ગાડી ફૂટપાથની નજીક આવી કે મારાં દાદીમાએ મારા કાનમાં કહ્યું, જો જો આજે એમણે એક નવો ડ્રેસ પહેર્યો છે.

ગાડી નજીક આવી, ત્યારે અમે જોયું કે એમણે એક રેશમી મફલર સહિત ઝાંખા લીલા રંગનું કૉરડ્રોય જેકેટ પહેર્યું હતું.

પછી માયાદેવી ગાડીમાંથી બહાર આવ્યાં અને એ તેમજ મારાં દાદીમા ઝડપથી એકબીજા તરફ જઈને ભેટી પડ્યાં. એ લોકો હસતાં હસતાં એમની જૂની ઢાકાની બોલીમાં એટલી ઝડપથી વાતો કરતાં હતાં કે એ ભાષા અમારામાંથી કોઈ બરાબર સમજી શક્યું નહિ. માયાદેવીને પગે લાગીને મેં ઉપર જોયું અને એ લોકોને મારા માથા પર શાળાની છોકરીઓની જેમ હાથ રાખીને, ખૂબ આનંદથી હોઠ ભીડીને હસતાં જોયાં. બરાબર એવી જ રીતે એ હસતાં હતાં જાણે એ બંને વચ્ચે એક અરીસો ન હોય.

પણ અલબત્ત, પોતાના બિયરથી ટેબલ પર ડિઝાઈન પાડતાં રવિએ ટકોર કરી કે એ હકીકત એવી હતી કે એ બે જણ ક્યારેય એકમેક જેવાં લાગતાં ન હતાં. એ બંને પૂરેપૂરાં ભિન્ન હતાં. એણે એનું માથું સીધું કર્યું, મારા તરફ જોયું અને ડોકી ધુણાવી. એને મારામાં પણ એમની કોઈ નિશાની દેખાતી ન હતી. પોતાનું નાક ચઢાવતાં એણે કહ્યું. પછી એ જોરથી હસ્યો અને એના ગ્લાસના ઉપરના ભાગ પરથી મારા તરફ જરાક ફીણ ઉરાડ્યું.

એવું કેમ ? એ બોલ્યો. હંમેશા તારા કરતાં હું એમના જેવો વધારે લાગું છું.

હું એ અંગે દલીલ કરી શક્યો નહિ. મારાં દાદીમા પણ હંમેશાં એમ જ કહેતાં હતાં. રવિની દૃઢ ગોળ ચિબૂક પર એ આંગળી મૂકતાં અને કહેતાં : આ તને મારી પાસેથી મળી છે, આ મારી છે. કદાચ એ સામ્યને કારણે હંમેશા રવિ એમને માયાદેવીના

ત્રણે દીકરાઓમાં સૌથી વધારે વહાલો હતો. એ રવિની સામે જોતાં અને એની ઉંમરના બીજા કોઈપણ છોકરા કરતાં એ હંમેશા કેવો અડધું માથું ઊંચો રહેતો, અને એના પગ કેવા લાંબા અને સ્નાયુબદ્ધ હતા એ વિશે અચંબો પામતાં. એ પોતાનો અંગૂઠો એના, નવ વર્ષની ઉંમરે બધી જ રમતો રમીને સખત થઈ ગયેલી હથેળી પર દબાવતાં અને કહેતાં : તું મજબૂત છે. ક્યારેય એ વાત ભૂલતો નહિ, કે તું મજબૂત છે. પછી એ મારા તરફ ફરતાં અને કહેતાં : રવિને જો, એ મજબૂત છે. એ આ દેશના તમારા જેવા બીજા બધા જેવો નથી.

એક વખત, રવિ જ્યારે બાર વર્ષથી વધારે મોટો નહિ હોય, ત્યારે મારાં દાદીમાને માયાદેવીનો એક પત્ર મળ્યો. જેમાં લખ્યું હતું કે વિશેષ તો અણસાર કર્યો હતો કે રવિને ઉત્તર ભારતની જે બોર્ડિંગ સ્કૂલમાં તાજેતરમાં મોકલ્યો હતો ત્યાં કોઈ મુશ્કેલી ઊભી થઈ હતી અને એ પોતે, માયાદેવી, એને સ્કૂલમાંથી ઉઠાડી લેવા પાછા આવવાનું વિચારતાં હતાં. મારાં દાદીમા ખૂબ ચિંતાતુર બની ગયાં ને એમણે ત્રિદીપને અમારા ફ્લેટ પર આવી જવા સંદેશો મોકલ્યો. એમને લાગ્યું કે એ પોતાને શું બન્યું હતું તે કહી શકશે.

એક અઠવાડિયા પછી ત્રિદીપ અમારા ફ્લેટ પર આવ્યો અને જ્યારે દાદીમાએ એને શું બન્યું હતું તે અંગે પૂછ્યું, તો એણે માત્ર ખભા ઉલાળ્યા ને કહ્યું કે એ તો કંઈ ન હતું : રવિએ પોતાની ઉંમરથી મોટા એક તોફાની છોકરાને માર્યો હતો એટલે એ મુશ્કેલીમાં મુકાયો હતો. વળી એ છોકરાએ રવિના એક મિત્રને તંગ કર્યો હતો, જે છોકરો એનો પગ વાંકો હોવાથી પોતાનો બચાવ કરી શકતો ન હતો. રવિએ આ છોકરાને એવો મારેલો કે એણે બે દિવસ હૉસ્પિટલમાં ગાળવા પડ્યા હતા.

તેથી એના શિક્ષકો અકળાઈ ગયા હતા ખરા ? મારાં દાદીમાએ પૂછ્યું. શું એ લોકોએ માયાદેવીને લખ્યું હતું ?

ત્રિદીપ હસી પડ્યો અને બોલ્યો, ના એવું કશું ન હતું. કદાચ શિક્ષકો પૂરેપૂરા નારાજ થયા ન હતા. એમણે ચોક્કસ માયાદેવીને કશું લખ્યું ન હતું. અને છોકરાઓ માટે તો રવિ રાતોરાત એ બધામાં હીરો બની ગયો હતો. પણ માયાદેવીને કોઈક રીતે આ બનાવની જાણ થઈ હતી અને એ જાતે જ ખૂબ દુઃખી થઈ ગયાં હતાં.

કેમ ? મારાં દાદીમાએ આશ્ચર્યથી પૂછ્યું. એને શાની ચિંતા હતી ?

એ ચિંતાતુર એટલા માટે હતાં કે રવિએ એ છોકરા સાથે લડવાનું પસંદ કર્યું. ત્રિદીપ બોલ્યો. એમને થયું કે રવિ બદલાઈ જશે. રવિએ જે છોકરાને માર્યો હતો એના જેવો એ પણ થઈ જશે. એમને ખબર નથી કે રવિ એનું સ્થાન લેતા અચકાય એટલો મજબૂત છે અથવા એટલો પુખ્ત છે.

મારાં દાદીમાના બે હોઠ સખત રીતે ભીડાયા. અલબત્ત રવિએ એની સાથે લડવું જ જોઈતું હતું, એમણે પોતાની આંગળીના ઝાટકા સાથે કહ્યું. એ બીજું શું કરી શક્યો હોત ? માયાને તો એના વિશે ગર્વ હોવો જોઈએ. મને એના માટે ગર્વ છે, પણ ત્યારે

એ મારા જેવો છે, માયા જેવો નહિ.

એ જરાવાર શાંત થઈ ગયાં, એમની ખુરશીમાં પાછળ અઢેલીને, એમણે પોતાના બંને હાથ એમના ખોળામાં જોડેલા રાખ્યાં. પછી શૂન્યતાથી દીવાલ તરફ તાકી રહેતાં એ બોલ્યાં : મને એથી આશ્ચર્ય નથી થતું. કેટલીક બાબતોમાં માયા હંમેશા મૂર્ખ હતી. અમે બંને જ્યારે વિદ્યાર્થિનીઓ હતાં ત્યારે પણ.

પછી, સ્મૃતિ તાજી કરવાના પ્રયત્ન સાથે ધીમા અને સ્વપ્નીલ અવાજે, એમણે દાયકો પહેલાં, વીસીના શરૂઆતના ગાળામાં, ઢાકામાં પોતાની સાથે કૉલેજમાં હતો, એ છોકરા વિશે અમને વાત કરી.

એ એક શરમાળ, શાંત, ટૂંકી દાઢીવાળો છોકરો હતો. ઢાકાની પોતઝુઆ તુલીમાં, એમની બાજુની જ ગલીમાં એ રહેતો હતો. વર્ગમાં એ હંમેશા શક્ય તેટલો દૂર બેસતો અને એ ક્યારેય કશું બોલતો નહિ, એટલે કોઈ એના તરફ વધારે ધ્યાન આપતું નહિ.

પછી એક સવારે, લેક્ચર અર્ધે આવ્યું હતું, ત્યારે એક અંગ્રેજ ઑફિસરની આગેવાની હેઠળ, પોલીસોની એક ટુકડી આવી પહોંચી, અને એ લોકોએ વર્ગને ઘેરી લીધો. એમના અધ્યાપકે વિરોધ કરવાનો પ્રયત્ન કર્યો, પણ પોલીસે એમને ચૂપ કરી દીધા. એ લોકોમાંના બાકીના બીજા બધા, ત્યાં ગુસપુસ કરતાં બેસી રહ્યાં, ઉત્તેજિત, પણ દબાયેલાં, કારણ કે એ લોકો પોતાના તરફ ધ્યાન ખેંચાય એમ ઇચ્છતા ન હતાં.

તમને ડર નહોતો લાગ્યો ? મેં પૂછ્યું.

જરાક, પોતાના ગળામાં હંમેશા પહેરી રાખતા એ સોનાની ચેઈન પર આંગળી ફેરવતા એમણે કહ્યું. પણ વધારે પડતો નહિ, એ દિવસોમાં અમે પોલીસના ત્રાટકવાથી ટેવાઈ ગયા હતા. કૉલેજોમાં અને યુનિવર્સિટીમાં હંમેશા દરોડા પડ્યા કરતા. અમે એ બધા વચ્ચે જ મોટા થયા હતા.

એક ક્ષણ માટે મને થયું કે એ મજાક કરતાં હતાં.

શા માટે ? તમે શું કર્યું હતું ?

એટલે પછી, દાદીમા આંખો ગોળગોળ ફેરવતાં હતાં અને દેખીતી રીતે જ એમને ક્યાંથી શરૂઆત કરવી તે સમજાતું ન હતું, તેથી એકાગ્રતાથી સાંભળી રહેલા ત્રિદીપે, મને આ સદીની શરૂઆતના થોડા દાયકાઓમાં બંગાળના રાષ્ટ્રવાદીઓ વચ્ચે થયેલી આતંકવાદી ચળવળ વિશે થોડી વાત કરી. એણે મને જુગાન્તર અને અનુશીલન જેવી ઉગ્રવાદીઓની છૂપી સંસ્થાઓ અને એમની બધી શાખાઓ, એમની ભૂગર્ભ પ્રવૃત્તિઓ, અને જેનાથી પોલીસો અને બ્રિટિશ અધિકારીઓના ખૂન કરવાનો એ લોકો પ્રયત્ન કરતા તે હાથ બનાવટના બૉંબની વાત કરી, અને બ્રિટિશરો જેનાથી બદલો વાળતા એ ધરપકડો, હકાલપટ્ટીઓ અને ફાંસીની સજાઓ વિશે પણ થોડુંઘણું કહ્યું. એ જ્યારે બોલતો હતો ત્યારે મારાં દાદીમા, ચિનાઈ માટીના પંખી જેવી નાજુકાઈથી ખુરશીની ધાર પર ટેકો દઈને બેઠાં હતાં, અને એ અસાધારણ ઐતિહાસિક ઘટનાઓમાં એમને ગોઠવવા જતાં મારા ચહેરા પર વધતા જતા અચંબાને જોઈને મલકતાં હતાં.

એમના અધ્યાપકને બહાર કાઢ્યા પછી, એ અંગ્રેજ અફસરે પોતાની પિસ્તોલ બહાર કાઢી અને રૂમમાં બધે નજર નાખી, અને પોતાની સામે હતા એ ચહેરાઓને, એણે હાથમાં પકડી રાખેલા કાગળમાં હતો તે ચહેરા સાથે કાળજીપૂર્વક સરખાવવા લાગ્યો. એ બધા જ્યારે એની નજર હેઠળ, રેબઝેબ બેઠાં હતાં ત્યારે એ ધીમેથી પ્રયત્નપૂર્વક આગળ વધ્યો. એને એમ કરતાં જાણે કલાકો થયા હોય એવું લાગ્યું. પછી, એણે એક આછું સ્મિત કર્યું અને એની આંખો રૂમને છેડે કોઈકના પર ઠરી. એમને બધા ત્યાં જોવા ફર્યાં, અને તરત જ સામૂહિક આશ્ચર્યનો એક નિસાસો રૂમમાં ફેલાઈ ગયો.

એ પેલો શરમાળ, દાઢીવાળો છોકરો હતો. હવે એ ઊભો રહ્યો હતો, એનો ચહેરો ભાવહીન હતો, પીઠ ટટ્ટાર હતી, એની દૃષ્ટિ પોલીસ પર મંડાયેલી હતી, સ્પષ્ટ, સીધી અને પડકાર ફેંકતી. એ પૂરેપૂરો સ્વસ્થ લાગતો હતો, પણ એના તરફ ધ્યાનથી જોતાં દાદીમાએ એને એક ક્ષણ માટે પોતાના થાપા પર આંગળી ઠપકારતો જોયો અને પછી એમને ખબર પડી ગઈ કે કદાચ એ પોતે કદિ પણ ગભરાયાં હોય એથી પણ વધારે પેલો ગભરાઈ ગયો હતો. પણ એ વખતે કે પાછળથીય, જ્યારે પોલીસોએ એને કાંડેથી પકડ્યો અને રૂમની બહાર લઈ ગયા, ત્યારે એણે પોતાનો ભય છતો થવા દીધો ન હતો અથવા પોતાની નજર એ અધિકારીના ચહેરા પરથી ખસવા દીધી ન હતી.

એમણે પ્રેમથી મારા માથામાં હાથ ફેરવ્યો અને ઊંચે જોતાં, મેં જોયું કે એ પોતાની આંગળીઓનાં ટેરવાં ભીની આંખો પર ફેરવતાં હતાં.

મેં રવિ સામે જોયું, એટલે દાદીમા બોલ્યાં, મને હંમેશા લાગે છે કે જો એ ત્યાં હોત તો એ પણ એની જેમ જ ઊભો રહ્યો હોત, ટટ્ટાર માથું રાખીને, ડર્યા વગર.

મારે માથે ટપલી મારતાં એ ખડખડાટ હસ્યાં. પણ મને તારે વિશે એવી ખાતરી નથી. એમણે કહ્યું.

પણ પેલો છોકરો, ત્રિદીપને જાણવાની ઇચ્છા હતી, એનું શું થયું હતું ?

પાછળથી એમને ખબર પડી હતી કે એ છોકરો ચૌદ વર્ષનો હતો ત્યારથી એક ગુપ્ત ઉગ્રવાદી સંસ્થાનો સભ્ય હતો. એ એમની સાથે અખાડાઓમાં કસરતો કરતો, બૉંબ બનાવતા અને પિસ્તોલ ચલાવતા શીખતો, સંદેશાઓ પહોંચાડતો અને બીજાં નાનાંમોટાં કામ કરતો હતો. એની ધરપકડ કરવામાં આવી હતી. એના થોડા જ મહિનાઓ પહેલાં એને સંસ્થામાં છેલ્લી તાલીમ અપાઈ હતી. એને સોંપાયેલી પહેલી કામગીરી ખુલના તાલુકાના અંગ્રેજ ન્યાયાધીશનું ખૂન કરવાની હતી. બધી તૈયારીઓ થઈ ચૂકી હતી, પેલા અઠવાડિયાને અંતે એ ખુલના જવા નીકળવાનો હતો. પણ પોલીસને જાણ થઈ ગઈ - એમના બાતમીદારોનું તંત્ર દંતકથા જેવું હતું. છોકરાની તપાસ કરવામાં આવી અને પાછળથી આંદામાન ટાપુ પર કુખ્યાત જેલની કોટડીમાં ધકેલી દેવામાં આવ્યો.

એ પછી પોતે માયાદેવી સાથે, એ છોકરો રહેતો હતો એ ગલીમાંથી જ્યારે જ્યારે

પસાર થતાં, ત્યારે એ પેલું ઘર બતાવતાં અને માયાને એ વાત કહેતાં.

અને તમને ખબર છે ? એમણે હસીને કહ્યું. માયા દર વખતે ગભરાઈ જતી અને મારો હાથ પકડી લેતી અને મને ઝડપથી ગલી પસાર કરવા કહેતી.

અને તમે ત્રિદીપે કહ્યું. તમે શું વિચારતાં હતાં.

હું એના સપનાં જોતી, એ ધીમેથી બોલ્યાં. એ પછી વર્ષો સુધી હું પથારીમાં પડી પડી, એના પેલી વિચિત્ર ટૂંકી દાઢીવાળા સંપૂર્ણ ચહેરાની કલ્પના કર્યા કરતી.

આ બનાવ બન્યો એ પહેલાં લાંબા વખતથી દાદીમા ઉગ્રવાદીઓ વિશે પોતે સાંભળેલી વાતોથી, ખુદીરામ બોઝની વીરતાથી અને અંગ્રેજોના પૈસાથી ખરીદાઈ ગયેલા કપટી ગ્રામવાસીઓથી છેતરાઈને બરીબાલમ નદીને કિનારે હણાયેલા બાધા જતીનના દુખદ અવસાનથી એ ખૂબ આકર્ષિત થયાં હતાં. જ્યારથી તેમણે આ વાતો સાંભળી હતી ત્યારથી દાદીમા ઉગ્રવાદીઓ માટે કશુંક કરવા ઇચ્છતાં હતાં. એમને માટે કંઈક નાનું અમથું કામ કરીને, એમના ગૌરવમાંથી એ પોતાને માટે થોડો ભાગ મેળવવા ઇચ્છતાં હતાં. એ એમને માટે દૂતકાર્ય કરીને, ખોરાક તૈયાર કરીને, એમનાં કપડાં ધોઈને કે બીજું કંઈ પણ કામ કરી આપીને સંતોષ પામી શક્યાં હોત. પણ, અલબત, એ લોકો છૂપા રહીને કામ કરતા. એમને તેમના પરિચયમાં કેવી રીતે આવવું તેની ખબર ન હતી, અને જો હોત તો પણ એમાં પ્રવેશવું એમને માટે બમણું કઠિન હતું, કારણ કે પોતે એક છોકરી હતાં, એક સ્ત્રી. પોતે ઓળખતાં હતાં એમાંના ઘણાં લોકો વિશે એ ઘણીવાર અટકળ કરતાં, કદાચ એ પેલાઓમાંનો એક હોય, હું તેને પૂછું અથવા સૂચન કરું કે પછી એ પોલીસનો એક બાતમીદાર નીકળશે ? અને અલબત્ત, છેવટે એ જ્યારે સામે આવ્યો ત્યારે દાદીમા એને ઓળખી શક્યાં ન હતાં. એમણે ચમકતી આંખો અને સિંહની કેશવાળી જેવી દાઢીવાળા એક કદાવર પુરુષની કલ્પના કરી હતી, અને ત્યાં આ તો, આખો વખત એમના વર્ગને છેડે પોતાની જાતે જ શરમાતો બેસી રહેતો હતો. એ બહુ સહેલાઈથી એની સાથે વાત કરી શક્યાં હોત. પાછળથી એમણે વિચારેલું કે જો એણે એની પેલી દાઢી કઢાવી નાખી હોત તો એ દેખાવડો યુવક પણ બની શક્યો હોત. પોતાના પલંગમાં પડીને એ જાતે જ વિચારતાં - જો એમને ખબર પડી હોત, જો પોતે એની સાથે કામ કરતાં હોત તો એમણે કોઈક પ્રકારે એને ચેતવ્યો હોત, એમણે એને બચાવ્યો હોત, પોતે એની સાથે ખુલના પણ ગયાં હોત, અને પેલા અંગ્રેજ ન્યાયાધીશની રાહ જોતાં હાથમાં પિસ્તોલ લઈને એની બાજુમાં ઊભાં રહ્યાં હોત.

હું એમના મોં પરની સુકુમાર રેખાઓને, એમના ચમકતા રૂપેરી વાળને, એમના ગાલ પરની નસોથી ઉપસેલી ભાતને વિસ્મય અને અવિશ્વાસથી જોઈ રહ્યો.

દાદીમા, તમે ખરેખર એમ કહેવા માંગો છો કે તમે એ ન્યાયાધીશને મારી નાખ્યો હોત ? મેં કહ્યું.

એમણે પોતાના હાથ મારે ખભે મૂક્યા અને મને એમની સામે પકડી રાખીને, સીધું મારી સામે જોયું. એમની આંખો સ્થિર, સ્પષ્ટ અને અપલક હતી.

હું ડરી ગઈ હોત, એ બોલ્યાં. પણ મેં શક્તિ પ્રાપ્ત કરવા પ્રાર્થના કરી હોત, અને ઈશ્વરની મરજી હોત, હા, તો મેં એને મારી નાખ્યો હોત. એ આપણી સ્વતંત્રતા માટે કરવાનું હતું : સ્વતંત્ર થવા માટે મેં કંઈ પણ કર્યું હોત.

રવિ અને હું એકમેકને માપી રહ્યા, લાંબા પાટલૂનમાં સજ્જ, એ નિરાશાથી સ્ટુડબેકરને અઢેલીને ઊભો હતો, અને હું ટૂંકી ચડ્ડીમાં મારા ટૂંકા પગથી એકદમ સભાન હતો. સાહેબ મોટી બ્લૂગાડીમાંથી બહાર આવ્યા, અને પણછ ખેંચેલા બાણની જેમ કમ્મરેથી આગળ વાંકા વળીને મારાં દાદીમાનું અભિવાદન કર્યું. મારાં દાદીમાએ ઝડપથી એમનું ડોકું ધુણાવ્યું, માયાદેવી સાથેની પોતાની વાતચીતમાંથી એ અજાણતાં જ સાહેબનું મોં સૂંઘવા એડી પર ઊંચાં થયાં. સાહેબે જોયું નથી એવો ડોળ કર્યો, પણ પાછળથી મારા પપ્પા દાદીમાને વઢ્યા અને એમણે કહ્યું કે બધાની વચ્ચે એમણે એ રીતે એમનું મોં સૂંઘવું જોઈતું ન હતું. શું એ એમ માનતા હતા કે સાહેબે મદ્યપાન કર્યું હતું કે નહિ એ જાણવા ખાતર પોતે આમ કર્યું હતું તે એ સમજી ગયા ન હતા ? એ સમજી ગયા હતા : દાદીમા જ્યારે ઊંચા થઈને સહેજ સૂંઘવા જેવું કર્યું ત્યારે એમણે ભ્રમરો ચઢાવી હતી.

અને એમાં કોઈ આશ્ચર્ય નથી. મારાં દાદીમાએ પપ્પાને તીખાશથી કહ્યું, એમણે મદ્યપાન કર્યું હતું. એટલે જ એમનો શ્વાસ ટરપેન્ટાઇન જેવો ગરમ લ્હાય હતો - સવારે નવ વાગ્યે.

પણ મને તો કશી ગંધ ન આવી, મારી મમ્મી બોલી.

એ દિવસે સાહેબે મારી મમ્મીનું દિલ જીતી લીધું હતું. તાજેતરમાં જ એણે છાપામાં એક ફોટો જોયો હતો, જેમાં સાહેબ વાટાઘાટોના ટેબલ પર વિદેશમંત્રીની ખુરશી પાછળ જ ઊભા હતા એ જોઈને મમ્મીને લાગવા માંડેલું કે એને યાદ હતા એ પ્રેમાળ સગા હવે સત્તા અને મહત્તાની એવી સ્થિતિએ પહોંચ્યા છે કે એમનું મન હવે સતત રાજકીય બાબતો સિવાય બીજા કશાયમાં પરોવાયેલું હોઈ જ ન શકે. પોતે આવી મહત્ત્વની વસ્તુઓથી અજાણ છે એમ વિચારીને એ ક્યારનીય એમની સાથે બોલવાના વિચારે છાનો ડર અનુભવતી હતી. અને એ સાચું જ કે જેવા એણે સાહેબને પ્રણામ કર્યા કે એમણે એની સામે નાકીને જોયું હતું અને બરાબર એને ડર હતો એવી જ રાજપુરુષની અદાથી પોતાનું ગળું ખોંખાર્યું હતું, પણ મમ્મી જ્યારે પોતાને કોઈ આંતરરાષ્ટ્રીય રાજકારણના ગૂંચવાયેલા પ્રશ્ન અંગે અભિપ્રાય આપવો પડશે એવા ડરથી ધ્રૂજતી હતી, ત્યારે સાહેબે એની પીઠ થાબડી અને એમના પાઈપના ધુમાડા અને વ્હીસ્કીથી ઘેરા, સુંદર કલકત્તી અવાજમાં એ બોલ્યા : મને લાગે છે કે માર્કેટમાં ઈંડા મેળવવામાં તમને કોઈ મુશ્કેલી નહિ પડતી હોય.

મમ્મીએ પોતાનાથી શક્ય એટલી સારી રીતે જવાબ આપ્યો ત્યારે સાહેબે આગળ

પૂછ્યું કે એ જ્યારે છેલ્લે કલકત્તામાં હતા તે વખત કરતાં શાકભાજીના ભાવ ઊંચા ગયા હતા કે કેમ અને કેરોસીન મેળવવું પહેલાં જેટલું જ મુશ્કેલ હતું કે કેમ.

આવી વિશિષ્ટ અને મહત્ત્વની વ્યક્તિ આટલી ક્ષુલ્લક અને અનુપયુક્ત બાબતોમાં આવો ઊંડો રસ લે તે જોઈને મારી મમ્મી ભાવુક બની ગઈ હતી, પણ એ થોડી મૂંઝાઈ પણ હતી કારણ કે આ પ્રશ્નો આમ તો રસ હોવાના આભાસ સાથે જ પુછાયા હતા, તેમ છતાં એ બધા ઉપરાઉપરી એટલી ઝડપથી આવતા હતા કે એ આગળથી તૈયાર કરાયેલા હોય એવા લાગતા હતા. અને આમ છતાં એમના જેવા માણસે આ પ્રશ્નો પૂછવાની ટેવ પાડી હોય એવો કોઈ પ્રસંગ એ કલ્પી શકતી ન હતી, કારણ કે જે પ્રધાનો સાથે સાહેબ સમય ગાળતા હતા એમ એ માનતી હતી, તેમને ઈંડાના ભાવ કે કેરોસીનની સુલભતા જેવી નાની વાતોમાં વધારે રસ હોય એવું એ માની શકતી ન હતી અને મારા પપ્પા તો સાહેબની મારી મમ્મી સાથેની વાતચીતથી ચકિત થઈ ગયા હતા. લાંબા સમયથી એ સાહેબની ખુશામદની હદ સુધી પ્રશંસા કરતા હતા - એનું કારણ કંઈક અંશે એ એકલા જ અમારા મહત્ત્વના સગા હતા એ હતું પણ મુખ્ય કારણ તો એ હતું કે રબ્બર ઉદ્યોગના માલિકો જે મહત્તા અને ગૌરવ મેળવવા નિષ્ફળ પ્રયાસ કરતા હતા તે એમને અનાયાસ જ મળ્યા હતા અને વિશિષ્ટતાની આવી પૂર્ણવિકસિત કલ્પનામૂર્તિમાં, ઈંડા, શાકભાજી અને બીજી ઘરેલુ બાબતોમાંના રસને માટે કોઈ સ્થાન ન હતું.

આ રહસ્યનો ઉકેલ પછીનાં થોડાં વર્ષ સુધી મળ્યો ન હતો. એક વખત એમના ધંધાર્થે મારા પપ્પા આફ્રિકા ગયા હતા અને એમણે થોડા દિવસ માયાદેવી અને સાહેબ સાથે કોનેક્રીમાં ગાળ્યા હતા. ત્યાં એલચી કચેરીના એક ભોજન સમારંભમાં એમણે સાહેબને પોણાભાગના સેક્રેટરીઓની પત્નીઓ સાથે વારાફરતી આ જ વાતચીત કરતાં સાંભળ્યા, માત્ર એટલું જ તે વખતે ઈંડાને સ્થાને એ માંસનો ઉલ્લેખ કરતા હતા.

ઘેર પાછા ફરતાં એમણે મારા પપ્પાને સમજાવેલું કે શ્રીમતી થર્ડ સેક્રેટરી સાથે આવી વાતો કરવી તે જ યોગ્ય હતું. એ લોકો (આ વ્યવસાયમાં) નવા જોડાયા છે, અને આમ કરવાથી એમનું મનોબળ ટકી રહે છે. હિજ એક્સેલન્સી માનનીયશ્રી, પોતે જ એમની નાનકડી તકલીફોમાં રસ લઈ રહ્યા છે એ જાણીને એમને આનંદ થાય છે.

મારા પપ્પા એમના આફ્રિકાના પ્રવાસેથી પાછા ફર્યા પછી એમણે મારાં મમ્મી પાસે સ્પષ્ટતા કરી કે એટલે તું સમજ તે દિવસે જ્યારે આપણે એમના રાયબજારના ઘેર ગયાં હતાં ત્યારે એમણે મારી સરખામણી એક થર્ડ સેક્રેટરી સાથે કરી હતી.

હકીકતમાં, મારા પપ્પાની કોનેક્રીની મુલાકાત દરમિયાન, એમને એકાએક મળેલી ધંધાકીય સફળતા સાહેબ માટે એક પ્રકારની સમસ્યા પુરવાર થઈ હતી, એમની પાસે આખા જગત માટે બઢતી માટેની પોતીકી યોજના હતી, અને મારાં પપ્પા એમાં બહુ આગળ વધ્યા ન હતા. તેથી, શરૂઆતમાં એમની મારા પપ્પા સાથેની વાતચીત વિચિત્ર રીતે ત્રૂટક છૂટક રહેતી. એક સાંજે સરકારની નિકાસ વિષયક નીતિ વિશે બહુ લાંબી અને વિગતવાર પ્રશ્નાવલિ રજૂ થતાં, મારા પપ્પાને જાણ થઈ કે છેવટે સાહેબે

એમને ફર્સ્ટ સેક્રેટરી(વાણિજ્ય)ની પદવી આપીને એમનો વરીયતાનો પ્રશ્ન ઉકેલી લીધો હતો.

મારી મમ્મીએ સાહેબ સાથેની વાતચીત પૂરી કરી તે દરમિયાન હું પોતે વ્યગ્ર થઈને ઊભો હતો. મેં એની સાડી ખેંચી અને ઈલા ક્યાં હતી એ જાણવા બૂમ પાડી પોતે પણ આવવાની છે એવું વચન એણે મને નહોતું આપ્યું ? એણે લાચારીથી પોતાની ડોકી ધુણાવી, એટલે હું ઈલાના પપ્પા પાસે દોડી ગયો અને એમને ઈલા હજુ કેમ આવી ન હતી, એ આવવાની હતી કે નહિ ? એ પૂછી જોયું. એમણે મારા ખભા પકડ્યા, પોતાનું માથું ધુણાવ્યું અને બોલ્યા, ના એ દિલગીર હતા, પણ એ તો એને લંડન જ મૂકીને આવ્યા હતા, એ આવવાની ન હતી.

મેં સાહેબે મારા પપ્પા સામે આંખ મિચકારી તે જોઈ લીધું હતું પણ તેમ છતાંય હું નિરાશાથી મૂંગો થઈ ગયો હતો. એમની ઉંમરના માણસ પાસેથી, ખરાબ વસ્તુ માની લેવી તે જ સહજ હતું. માયાદેવીએ પણ એમને સાંભળ્યા હતા, અને એમણે જોયું પણ હશે કે હું લગભગ રડવા જેવો થઈ ગયો હતો એટલે એ મને દૂર લઈ ગયા અને કહ્યું કે ચિંતા ન કરતો. મને ઈલા એક જ મિનિટમાં દેખાવાની હતી, એ પાછળ બીજી ગાડીમાં એની મમ્મી અને ત્રિદીપ સાથે આવી રહી હતી. અલબત્ત, લિઝિ મિસી અને એમનો કૌટુંબિક રસોઇયો નિત્યાનંદ પણ હતાં.

અને પછી એ આવી પહોંચી, ગોળાકાર વળાંકને છેડે, પોતાના દીકરાના ઉપયોગ માટે સાહેબે ખરીદેલી નવી રાખોડી રંગની એમ્બેસડરમાં, હવામાં એના લાંબા વાળ લહેરાવતી, ઈલા બારીની બહાર ડોકાતી હતી.

એને ફરી મળવાના વિચારે અચાનક રોમાંચિત થઈને હું મારાં દાદીમાની સાડીમાં છુપાઈ ગયો.

કેમ, બુદ્ધુ છોકરા, મારાં દાદીમા બોલ્યાં. જો એ પેલી રહી, ઈલા ત્યાં છે. તું એની રાહ નહોતો જોતો ?

ત્રિદીપે નાટ્યાત્મક રીતે ગાડી ઊભી રાખી અને એ બધાં બહાર આવ્યાં : રાણી વિક્ટોરિયા, હવે એવાં સ્થૂલકાય બની ગયાં હતાં કે અમે દંગ રહી ગયા, ત્રિદીપે પોતે, એક ખૂણામાં સિગારેટ પીવા માટે અદૃશ્ય થઈ જતા પહેલાં મારા તરફ અમારી છૂપી ઈન્કા સલામ ઝીંકી. એ લોકો જ્યારે લંડનમાં હતાં ત્યારે એમના કલકત્તાના ઘરમાં રહેતી લિઝિ મિસી પણ હતી. છેલ્લાં પંદર વર્ષથી સાહેબ અને માયાદેવી સાથે રહેતો એમનો રસોઇયો નિત્યાનંદ, હવે દેખાયો.

એ લશ્કરમાં હતો ત્યારે એને જે કંઈ શિખવાડવામાં આવેલું તેનાથી સાવધાન, વચ્ચેના અંતર તરફ તાકી રહ્યો હતો.

પણ ઈલા, ગોલ પાર્કની વચ્ચે આવેલા પંખીની હંગારવાળા પૂતળા તરફ બારીમાંથી બહાર જોતી, ગાડીમાં જ બેસી રહી.

અચાનક એક સાથે બધાને એ યાદ આવી.

મને ઈલા દેખાતી નથી, માયા દેવી બોલ્યાં

કદાચ ક્યાંક ઊંઘી ગઈ હશે, મારાં દાદીમાએ કહ્યું.

કદાચ રિસાઈ ગઈ હશે, રવિ બોલ્યો.

ઓહ ભગવાન, એ તો હવે મોટી થઈ ગઈ હશે, મારી મમ્મીએ કહ્યું.

ના એટલી બધી મોટી નથી થઈ ગઈ, રાણી વિક્ટોરિયાએ કહ્યું. મારી દીકરી, બીચારી કંઈ ખાતી જ નથી.

ઓટોમેટિક ઘડિયાળ લેવા જેટલી મોટી થઈ ગઈ છે, એના પપ્પાએ કહ્યું. એની આઠમી વર્ષગાંઠે મેં એને સોનાનું ઓમેગા ભેટ આપ્યું છે.

પણ એ છે ક્યાં ? માયાદેવીએ પૂછ્યું.

અરે રામ, લિઝિ, લિઝિ, રાણી વિક્ટોરિયા ગર્જ્યાં. જલ્દી જા, અને ઈલા મેમને લઈ આવ, એ ક્યાં છે ?

લિઝિ મિસી ગાડી પાસે ગઈ અને અમે એના પાતળા અવાજનો ઠપકો સાંભળ્યો. સહેજવાર પછી, ઈલા ધીમેથી બહાર આવી અને પોતાની મુઠ્ઠીઓથી આંખો ચોળતી, ગાડીના દરવાજાને અઢેલીને ઊભી રહી. એણે ઉપર જોયું, ત્યારે એની આંખો મારી આંખો સાથે મળી અને અમે બંને અમારા ભેગા મળેલા કુટુંબની વચ્ચેથી એકબીજાની સામે તાકી રહ્યાં.

મેં પહેલાં ક્યારેય જોયો ન હતો એવો ઈંગ્લિશ પોષાક એણે પહેર્યો હતો. એના સફેદ ઢીલા ફ્રોક પર એક જિરાફ ચિપકાવેલું હતું, જેના પગ કિનારી પર ટેકવેલા હતા, જ્યારે એની ડોક લગભગ એની ચિબૂક સુધી લંબાયેલી હતી.

અમે જ્યારે સોહોની લાઈટો તરફ ચાલતા હતા ત્યારે, લૉગ એકરની અંધારી દુકાનની બારીઓ પર એનો અવાજ પડઘાતો હતો. આ એ ન હોઈ શકે, ઈલાએ મોટેથી કહ્યું. એ હસી પડી અને સખત ઉન્માદથી વિચારીને બોલી, 'ના' એ ન હોઈ શકે, એ એની પાસે હજુ હમણાં સુધી ન હતું. અને રવિએ એની પીઠ પર ટપલી મારતાં મને યાદ દેવડાવ્યું કે એની પાસે પેટીઓ ભરીને એવા હજારોમાંનું એ એક હોઈ શકે.

પણ મને બરાબર યાદ છે. હું એને એ ડ્રેસમાં જોઈ શકું છું. લિઝિ મિસીએ એના પર ચડાવેલા સ્ટાર્ચનો અવાજ હું હજુ પણ સાંભળી શકું છું, એની ઇસ્ત્રીથી પડેલી કરચલીઓ જોઈ પણ શકું છું, એ કાપડના જાળીદાર પોતને સ્પર્શી શકું છું, લિઝિ મિસીએ ઈલા પર છાંટેલા બેબી ટાલ્કમ પાવડરની આછી દૂધમલ સુગંધ માણી શકું છું, એનાથી ડોક પર પડેલા સફેદ ધબ્બાને અને એમની વચ્ચેની પોતાનો માર્ગ કરતી પરસેવાની બે નાનકડી સેર પણ હું જોઈ શકું છું.

તું એની સામે આમ તાકી કેમ રહ્યો છે ? મારી મમ્મીએ કહ્યું. જા જઈને એની સાથે વાત કર.

એ સાંભળીને હું હજી વધારે પાછળ ખસી ગયો.

મને ખબર પડતી નથી કે આને થયું છે શું, મારી મમ્મીએ બધાને ફરિયાદ કરતાં મોટેથી કહ્યું. એ દિવસોથી ઈલાની રાહ જોતો હતો. રોજ રાત્રે એ એના વિશે પૂછે છે : ઈલા ક્યાં છે ? એ ક્યારે આવવાની છે ? જ્યાં સુધી હું એને, ચિંતા ન કર, એ જલ્દી આવવાની છે, એમ કહું નહિ ત્યાં સુધી એ ઊંઘે નહિ.

હવે આ સાંભળ, મારા તરફ પ્રેમથી જોતાં રાણી વિક્ટોરિયા બોલ્યાં.

કેવો સરસ છોકરો છે ? તું સાંભળે છે, ઈલા ? એ તારા વિશે દરરોજ પૂછે છે.

ઈલા હસી અને એક નાજુક ઝાટકા સાથે પોતાનું માથું ફેરવી લીધું.

ત્યારે, મને ચોક્કસ ખાતરી થઈ ગઈ કે જેમ હું એના વિશે પૂછતો હતો એમ એણે મારા વિશે પૂછ્યું ન હતું.

એ ક્ષણે મને મારી મમ્મી પર ચીઢ ચડી. જિંદગીમાં પહેલીવાર એણે મને છેહ દીધો હતો. એણે મને ત્યજી દીધો હતો. અમારી બંનેની જરૂરિયાતોની અસમાનતાને એ ક્ષણે અને કાયમ માટે જાહેર કરી દીધી હતી. એણે ઈલાને એની શક્તિનું ભાન કરાવ્યું હતું અને એ કલ્પનાતીત વયસ્ક સત્યની સામે બચાવ વગર, ખુલ્લો કરી દીધો હતો. એ જરૂરિયાત સંક્રામક નથી હોતી, કોઈને આપણી જરૂર ન હોય તો પણ આપણને કોઈની જરૂર હોઈ શકે.

એ બધાને આગળ બોલતાં અટકાવવા માટે હું ગાડી પાસે દોડી ગયો અને અંદર ચઢી ગયો.

તું ત્રિદીપ-કાકુ અને નિત્યાનંદ સાથે આગળ બેસી શકે છે. ઈલા બોલી. મારે ઊંઘી જવું છે.

અમે જલ્દી હંકારી ગયા. હું નિત્યાનંદ અને ત્રિદીપ સાથે આગળની સીટમાં બેઠો, જ્યારે ઈલા, એની મમ્મી અને લિઝિ મિસી પાછળ ઝોલા ખાતાં રહ્યાં. શહેરમાંથી હંકારતા અમને હંમેશ કરતાં ઘણો વધારે સમય લાગ્યો : જ્યારે રસ્તાઓ ઉત્સવના વાતાવરણથી ઉભરાતા હોય ત્યારે ગાડીઓ માટે વિશેષ સુવિધાઓ હોતી નથી. ગરિયાહાટ નજીક અમારે ખૂબ ધીમે આગળ જવું પડ્યું, નિત્યાનંદ અને ત્રિદીપ, દુકાનદારોને રસ્તો કરી આપવા માટે આજીજી કરતાં, બારીમાંથી બહાર ડોકાતાં હતાં. સિઆલ્દા નજીક, રસ્તાની બરાબર વચ્ચે, ફૂટપાથથી બહાર તાણેલા એક પંડાલની ફરતે થઈને બહાર નીકળતા અમને લગભગ અડધો કલાક લાગ્યો. ગાડી વધુ ને વધુ ગરમ થતી ગઈ અને ત્રિદીપે, સૂર્ય પ્રકાશમાં પોતાની વાયરની ફ્રેમવાળા ચશ્માં ચમકાવતા, એના ચીડિયા કરડા મોંને વધારે નાનું કરતાં, અમારા માર્ગમાં જે કંઈ આડું આવે તે બધાને ગાળો દેવા માંડી. દક્ષિણેશ્વર પાસે વાહનવ્યહાર ફરી એકવાર વાસ્તવિક રીતે થંભી જ ગયો. અમે માંડ માંડ પુલ સુધી પહોંચ્યા, અને પછી એ ઊંચાઈથી, નીચે, બગીચામાંથી ધસમસતા પુરના પાણીની જેમ મંદિરના પ્રાંગણમાં પ્રદક્ષિણા કરી રહેલા

વિશાળ જનસમુદાયને ચકિત થઈને જોઈ રહ્યા. પણ એક વખત અમે પુલ ઓળંગી લીધો કે વાહનવ્યવહાર આછો થઈ ગયો અને તરત જ અમે ગ્રાંડ ટ્રંક રોડ તરફ આગળ વધવા લાગ્યા. પછી હંમેશની જેમ તાજા સિગારેટના ધુમાડા અને સાબુની સુગંધથી મઘમઘતા ત્રિદીપે સહેજ નિરાંતનો દમ લીધો અને પાછળ અઢેલ્યો. મેં એને થોડા પ્રશ્નો કર્યા પણ એ શૂન્યમનસ્ક લાગ્યો અને વધુ બોલ્યો નહિ, તેથી હું પણ તરત જ ઝોકાં ખાવા લાગ્યો.

હું જાગ્યો ત્યારે નિત્યાનંદ ઉત્સાહથી મારો હાથ હલાવતા બોલ્યો, ઊઠો, ઊઠો, એ રહ્યું ત્યાં, પેલું ઘર દેખાય છે, જુઓ, જુઓ.

ગાડીના આગલા કાચની ધાર પર અચાનક નાનકડી ટેકરીની ટોચ પર એક ચળકતું પીળું ધાબું દેખાયું. એ ટેબલ જેવા મેદાન પરથી કેકની જેમ ઊંચે ઊઠતું હતું. થોડી જ મિનિટોમાં અમે જેની બંને બાજુએ નોકરોના ઘર હતાં એવા એક કમાન આકારના પ્રવેશદ્વાર પર જઈ પહોંચ્યા. બંને ગાડીઓ થોડી ધીમી પડી અને બધાં અમારી પાછળ ઊડતી ધૂળથી એવા ઘેરાયેલાં હતાં એટલે બાળકો ઘરની બહાર દોડી આવ્યાં અને હાથ ઊંચા કરતાં ને બૂમો પાડતાં ગાડી સાથે દોડવા લાગ્યાં, છેક ટેકરી સુધી ફેલાયેલા જંગલની પાછળ ઘર તો અદૃશ્ય થઈ ગયું હતું. વૃક્ષો એટલાં નજીક ને ઘટાદાર હતાં કે એમણે મકાનને એક પડદાની જેમ ઢાંકી દીધું હતું. ત્રિદીપે હસીને મને બરાબર જોઈ લેવા કહ્યું, કારણ ફરીથી લાંબા સમય સુધી એવાં વૃક્ષ મને જોવા મળવાનાં ન હતાં. એના દાદાજી ગરમ પ્રદેશમાં વરસાદી-જંગલમાં રહેવા ઇચ્છતા હતા એટલે એમણે એ બધાં વૃક્ષ બ્રાઝિલ અને કોંગોથી મંગાવ્યાં હતાં.

પછી ડાબી બાજુએ આંગળી ચીંધતા નિત્યાનંદે મને કોણી મારી અને એ તરફ ફરીને મેં જોયું તો વેલાઓ પર એક વાંદરાઓનું ટોળું, ભયથી ગુલાંટ ખાતું નીચે અમારી તરફ તાકી રહ્યું હતું. ગાડી એક ખૂણામાં વળી. હજુ વધારે સીધી ઊંચે ચઢી અને અચાનક મકાન અમારી સામે આવી ગયું. એનું પ્લાસ્ટર અને રંગરોગાન નવાં હતાં, સવારના સૂર્યપ્રકાશમાં એ સોનેરી રંગે ચમકતું હતું, છત પરથી ભીની લટકતી સાડીઓનું તોરણ ફરકતું હતું, મુખ્ય પ્રવેશદ્વાર પર થાંભલાઓની હાર પહોળા બોખા સ્મિત સાથે લંબાતી હતી.

બંને ગાડી ત્યાં પહોંચી, ત્યારે મકાન સામેની અગાશીમાં ફરસબંધ ગણગણાટ શરૂ થઈ ચૂક્યો હતો. મકાનની સંભાળ રાખતા દરવાનોએ બે સગડી સળગાવી રાખી હતી. જેમાંથી ધુમાડાના આછા ગોટા હવે ઊંચે આકાશમાં ચડવા લાગ્યા હતા. એમની પત્નીઓ શાકભાજીના ઢગલાઓથી ઘેરાઈને ઓસરીના છાંયામાં ગોઠવાઈ ગઈ હતી. નિત્યાનંદ માટેની તૈયારી રૂપે પિત્તળનાં મોટાં વાસણો અગાશીમાં ગોઠવી દેવામાં આવ્યાં હતાં.

જેવાં અમે ગાડીની બહાર નીકળ્યાં કે તરત જ ઘેરાઈ ગયાં. કુટુંબની એક માત્ર પૌત્રીને આશ્ચર્યથી જોઈ તપાસી લેવા ઉત્સુક લોકોના સમૂહ વચ્ચે, ઈલા અદૃશ્ય થઈ ગઈ. એણે જરાવાર એ લોકોને પોતાની સાથે ધમાલ કરવા દીધી, ને પછી અચાનક

એમનાથી અળગી થઈ ગઈ. મારો હાથ ખેંચ્યો ને મને એ ફરસબંધ અગાશીમાંથી બીજી બાજુ ખેંચી ગઈ. જલ્દી કર એ ઝડપથી ગણગણી, ચલ આપણે સંતાઈ જઈએ.

મેં મારા ખભા ઉપરથી પાછળ નજર નાખી. એ લોકો આપણી પાછળ આવે છે, મેં બૂમ પાડી. હવે આપણે શું કરીશું?

તું માત્ર મારી પાછળ ચાલ્યો આવ, રવેશનો ઓટલો કૂદતાં એ હાંફી ગઈ. અમે થાંભલાઓ વચ્ચેથી એકબીજાંની આગળ પાછળ ચાલતાં, એક મોટા અવાવરુ રૂમમાં ગયાં. એ રૂમમાં ઠોકર ખાતાં, ધૂંધળાશથી આંધળા બનેલા, અમે એકબીજાં સાથે અથડાયાં અને પછી ગોથું ખાઈને ઠંડા આરસની સીડી પર પડ્યાં. મેં આંખો ઝીણી કરીને, એ સીડી ક્યાં જતી હતી તે જોવા પ્રયત્ન કર્યો. પણ હું આગળ માત્ર થોડા જ ફૂટ જોઈ શક્યો, અને એ પછી એ સીડી અંધકારમાં ગરકાવ થઈ ગઈ. હું દરવાનો અને છોકરાઓને બગીચામાં આમતેમ દોડતા, અને હવે એકબીજા સામે બૂમાબૂમ કરતાં સાંભળી શકતો હતો.

ત્યાં ઉપર ખૂબ અંધારું છે, મેં ઈલાને કહ્યું. આપણે ક્યાં સંતાઈશું. એ લોકો લગભગ અહીં આવી પહોંચ્યા જ છે.

એણે મને અધીરાઈથી ચૂપ રહેવા ઇશારો કર્યો. એ જાણે મકાનની આસપાસનો રસ્તો ભૂલી ગઈ હોય એમ ખચકાતાં હૉલમાં બધે જોવા લાગી. આગળ વધવાનો આગ્રહ કરતાં મેં એને ધક્કો માર્યો.

ચૂપ રહે, મને પાછળ ધકેલતાં એ બોલી અને જેવો હું હૉલની છેક દૂરની બાજુએ આવેલા મોટા ઝાંખા દરવાજાને હડસેલો મારવા જતો હતો કે તરત જ એણે બૂમ પાડી. ચલ આવ, હવે મને યાદ આવ્યું! અને એ સીડીની આસપાસના રસ્તાને શોધવા લાગી. હું એની પાછળપાછળ ગયો અને અમે દાદરની પાછળ ઢંકાઈ ગયેલા એક નીચા લાકડાના દરવાજા પાસે જઈ પહોંચ્યાં. એણે નકુચો શોધી કાઢ્યો ને ફેરવ્યો. બારણાનો ચરચરાટ થયો પણ એ ખૂલવાની કોઈ નિશાની દેખાઈ નહિ.

ચલ, જલ્દી કર. એણે મને હાંફતાં હાંફતાં કહ્યું. તું કશાય કામનો નથી?

હવે મને રવેશમાં પછડાતા પગનો અવાજ સંભળાતો હતો. મેં નકૂચો પકડી રાખ્યો ને અમે બંનેએ એક સાથે, અમારાથી શક્ય તેટલા જોરથી ખેંચ્યો. બારણું સહેજ ખૂલ્યું અને બંધિયાર હવાનો ઝપાટો અમારા ચહેરાઓ પર ફરી વળ્યો. અમે હજુ વધારે જોરથી ખેંચતા રહ્યાં અને બારણું ખૂલી ગયું. માત્ર થોડા જ ઈંચ પહોળું થયું, પણ અમારે વચ્ચેથી સરકી જવા એટલું પૂરતું હતું. અમે અંદર સરકી ગયાં ને દરવાજો જેમતેમ કરીને બંધ કર્યો. એક ક્ષણ પછી અમે બધાને હૉલમાં ધસી આવતાં સાંભળ્યાં.

પથ્થરની જમીન પર અમે એકબે પગથિયાં નીચે ગબડી પડ્યા અને હાંફતાં હાંફતાં ત્યાં જ પડ્યાં રહ્યાં. હવે અમે એ બધાને હૉલમાં વિખેરાતાં સાંભળ્યાં. કેટલાંક દાદર પર દોડતાં હતાં, કેટલાંક ઉત્તેજિત થઈને એકબીજા સામે બરાડતાં, હૉલના ખૂણાઓ જોતાં હતાં. ઈલા ખુશ થઈને હસી પડી અને એંણે મારો હાથ દબાવી રાખ્યો.

તું જોયા કર, એ બોલી. એમાંથી કોઈને પણ અહીં જોવાનો તપાસ કરવાનો વિચાર નહિ આવે.

થોડીવાર હું દીવાલમાં ઊંચે બેસાડેલી બારીમાંથી ચળાઈને આવતો ઝાંખો લીલો ચળકાટ જ ફક્ત જોઈ શક્યો, એટલે ઊંચેથી એ આકાશી તેજ જેવું લાગતું હતું. એના કાચનો લંબચોરસ ટુકડો બહારની બાજુએ ઘાસ અને શેવાળથી ઉબાઈ ગયો હતો.

જો મેં ઈલાને કહ્યું ત્યાં પેલી બારી પર ઘાસ ઊગ્યું છે.

હા, એ બોલી. આ બારી જમીન પર છે. જો એમાંથી તારે અહીં જોવું હોય તો ચત્તાપાટ સૂઈ જવું પડે.

પણ તો પછી, હું આશ્ચર્યથી બોલ્યો. આ ઓરડો જમીનની નીચે હોવો જોઈએ.

હા, અલબત એણે કહ્યું : મૂર્ખ, તને ખબર નથી પડતી ?

હું થથરી ગયો. આ પહેલાં હું ક્યારેય જમીનની નીચે નહોતો ગયો. હું તો એમ માનતો હતો કે જમીનની નીચે તો ફક્ત પાતાળ જ હતું. મેં આજુબાજુ નજર કરી અને એ ગુફા જેવો ઓરડો. મને એકાએક, ત્રિદીપે એક વખત મોરેઈલ માછલીની ગુફાના ચિત્રમાં બતાવેલા પર્વતોના ધૂંધળા શિખરો જેવા, વિચિત્ર જલીય પ્રકાશમાં, ઘેરા લીલા અસ્પષ્ટ આકારોથી ખીચોખીચ ભરેલો લાગ્યો.

અહીં આ બધી શી વસ્તુઓ છે ? હું બોલ્યો. આ જગ્યાએ આવી વાસ કેમ આવે છે ?

અમે લિઝિ મિસીને હૉલમાં ઈલાના નામની બૂમો પાડતી સાંભળી.

ચલ આપણે પાછા જતાં રહીએ, મેં કહ્યું. આપણે બહુવાર અહીં રોકાયાં.

ઈલાએ મારા મોં પર હાથ દાબી દીધો. 'ચૂપ' એણે ગુસ્સાથી કહ્યું. તારાથી ન જવાય, કારણ કે હવે હું તને અહીં લાવી છું.

રાણી વિક્ટોરિયા પણ લિઝિ મિસીને ધમકાવતાં બૂમો પાડતાં હતાં. તેં એને શા માટે દોડવા દીધી ? ત્રિદીપ એમની સાથે દલીલ કરતો હતો. જવા દો ને એમને, એ આટલામાં જ ક્યાંક રમતાં હશે. ધીમે ધીમે એમના અવાજો દૂર ખેંચાતા ગયા અને અમને ખબર પડી ગઈ કે એ લોકો પાછા બહાર અગાશીમાં ચાલ્યાં ગયાં હતાં.

મને આ જગ્યા નથી ગમતી. મેં ઈલાને ધીમેથી કહ્યું. મારે અહીં રોકાવું નથી.

બીકણ, એ બોલી. તું તો છોકરો છે. મારી સામું જો. હું તો ડરતી નથી. આ બધું તો ચાદરો નીચે ઢંકાયેલું થોડું જૂનું ફરનિચર માત્ર છે. બસ એટલું જ.

પણ આપણે અહીં શું કરીશું ? મેં કહ્યું. અહીં એટલું અંધારું છે.

બંને હાથે તાળી પાડીને એ બોલી, મને ખબર છે આપણે શું કરીશું, આપણે એક રમત રમીશું.

રમત ! અંધકારમાંથી ઊપસતાં ભૂખરાં-લીલાં આકારો તરફ જોઈને મેં બૂમ પાડી. આ જાતની જગ્યાએ આપણે કેવી રમત રમી શકીએ ?

હું તને બતાવીશ. એણે કહ્યું. એ એક સરસ રમત છે, ઘણા છોકરાઓને ગમે છે.

એ કૂદકો મારીને ઊભી થઈ. મને ખબર છે આપણે ક્યાં રમી શકીશું, એણે કહ્યું. મારી ઇચ્છા એટલી જ છે કે એ વસ્તુ હજુ ત્યાં જ હોય.

અંધારામાં અથડાતા, ધૂળની નાની નાની ડમરી ઉરાડતા, એ બધા ઢંકાયેલા આકારો વચ્ચેથી ઈલાએ પોતાનો રસ્તો કાઢ્યો ત્યારે હું એની પાછળ પાછળ ગયો. એ મને રૂમના છેક છેડે લઈ ગઈ. ત્યાં એટલું બધું અંધારું હતું કે હું એ ક્યાં હતી તે માંડ જાણી શક્યો.

હા, ચાદરથી ઢંકાયેલા એક મોટા આકાર તરફ ચીંધતાં એણે વિજયી (સ્વરે) બૂમ પાડી. એ હજુ અહીં જ છે. ચલ આવ, મને ચાદર ખસેડી નાખવામાં મદદ કર.

ચાદરનો એક છેડો મેં પકડ્યો અને બીજો ઈલાએ. અમે ખેંચાખેંચ કરી, પણ બહાર આવવાને બદલે, ચાદર અમારા હાથમાં એકદમ અણુઅણુ થઈ જતી લાગી, અને એક ક્ષણ માટે દરેક વસ્તુ ધૂળના તોફાનમાં અલોપ થઈ ગઈ.

હું આજે પણ એને, પેલા ધૂળના વાદળોમાં ધીમેકથી આકાર લેતું જોઈ શકું છું.

જાદુગરના સસલાની જેમ ઈલા હસી.

એના જેવી નાસમજ બીજી કોઈ નહિ, રવિએ નારાજગીથી કહ્યું. એમ નહિ, ઓછામાં ઓછું, એક ધુમ્મસ આચ્છાદિત પર્વત શિખર પરના મહેલની જેમ તો ખરું જ.

પણ મારી સ્મૃતિમાં હું એને પેલા ધૂળના તોફાનમાંથી રણમાંના ઉચ્ચપ્રદેશની જેમ ઊપસી આવતું જોઈ શકું છું.

એ એક ટેબલ હતું, મેં પહેલાં ક્યારેય ન હતું જોયું એટલું બધું મોટું. એ આગળ ને આગળ લંબાતું જતું લાગતું હતું. પાછળથી મને આશ્ચર્ય થતું કે એ બાળકની નાની દૃષ્ટિની સંપદા માત્ર હતી કે કેમ : પરિપ્રેક્ષ્યમાં રહેલા એ જ ભેદની અસરને કારણે બાળપણની સ્મૃતિમાં માણેલી બધી જ વસ્તુઓ ભ્રામક રીતે મોટી લાગતી હોય છે. પણ ત્રણ વર્ષ પછી, હું જ્યારે મૅને, એક ચોવીસ વર્ષની પૂરેપૂરી પુખ્ત વ્યક્તિને એ રૂમમાં લઈ ગયો અને એને એ ટેબલ દેખાડ્યું, તો એ પણ ચોંકી ગઈ હતી.

અરે ભગવાન ! એ બોલી હતી. આ તો બહુ મોટું છે. આ શા ખપમાં આવતું હશે ?

ત્રિદીપે મને એક વખત એ વિશે વિગતે વાત કરી. 1890ના અરસામાં, મારા દાદાજી જ્યારે પહેલી વખત લંડનની સફરે ગયેલા ત્યારે એમણે એ ખરીદ્યું હતું. ક્રિસ્ટલ પેલેસમાં એક પ્રદર્શનમાં એમણે એ જોયું અને એની લાલચ રોકી શક્યા નહિ. એમણે એને વહાણમાં જુદા જુદા ભાગ કરીને મોકલવું પડ્યું હતું, પણ એ જ્યારે આવી પહોંચ્યું

ત્યારે એનું શું કરવું તેની એમને ખબર પડી નહિ તેથી એમણે એને અહીં મૂકી દીધું હતું. અને એટલે તેં એને ફરીથી શોધી કાઢ્યું ત્યાં સુધી એ ભુલાઈ ગયું હતું.

મેં ભ્રમરો ચઢાવીને, એની આજુબાજુ ફરી હતી. મને આશ્ચર્ય થાય છે કે એમણે એની કેટલી કિંમત ચૂકવી હશે, કાળા વજનદાર લાકડાની એ બનાવટ પર અંગૂઠો ફેરવી લેતાં એ બોલી.

મને થાય છે કે એને અહીં વહાણમાં મોકલતાં એમને કેટલી કિંમત ચૂકવવી પડી હશે, એણે મોટેથી કહ્યું. એનો અવાજ રૂમના પડછાયાઓમાં પડઘાતો હતો. આપણે અહીં આવતી વખતે જે ઝૂંપડાંઓ જોયાં તે બધાં માટે એ પૈસાથી કેવાં સારાં છાપરાં ખરીદી શકાયાં હોત, એ હું વિચારું છું.

એના અવાજમાં રહેલો રોષ મને અપરાધી ઠેરવતો હતો. માથું નીચું રાખીને હું બોલ્યો. મને ખબર નથી.

એણે આંગળીનાં ટેરવાંઓથી ટેબલ પર થપથપાટ કર્યો. અરે, ભગવાનને ખાતર, એ આને પાછું અહીં શા માટે લાવ્યા ? એણે જોરથી કહ્યું. ઇંગ્લૅન્ડની આ નાનકડી નક્કામી ચીજનું શું કામ ? આવી સાવ ફાલતુ ચીજને શું કરવાની ?

હવે માથું હલાવતાં એ ગભરાટમાં પોતાના હોઠ કરડવા લાગી.

મને એને કોઈ જવાબ આપવાનું સૂઝ્યું નહિ. એ ટેબલ અંગે, એની કિંમત કે એના પ્રાપ્તિસ્થાન સાથે, બીજી બધી વસ્તુઓની જેમ વિચારવું મને અશક્ય લાગ્યું, કારણ કે એ જ રૂમમાં ધૂળનાં વાદળો વચ્ચે આકાર લેતું મેં એને મારી પોતાની આંખોએ જોયું હતું.

સરસ, ઈલાએ કહ્યું. ચલ આપણે એની નીચે જઈએ.

નીચે ? ભયભીત થઈને મેં પાછળથી એનું ફ્રોક ખેંચ્યું અને પૂછ્યું કે એની નીચે વળી કઈ જાતની રમત અમે રમી શકવાના હતાં ?

આવ, એણે કહ્યું. એ તો ધૂળમાંથી સરકતી એના ઘૂંટણ પર બેસી જ ગઈ હતી. આવી જા, હું તને બતાવીશ આ રમત. હું નિક સાથે રમું છું.

નિક ? અચાનક સાવધ થતાં મેં કહ્યું. નિક કોણ છે ?

તું નિકને નથી ઓળખતો ? એ બોલી, અને પાછળ તરફ જોવા પોતાના ખભા પરથી ફરીને એ બોલી : નિક, શ્રીમતી પ્રાઈસનો દીકરો છે, મૅનો ભાઈ. અમે લંડનમાં એમના ઘરમાં રહીએ છીએ. એ અને હું સવારે સાથે સ્કૂલે જઈએ છીએ અને બપોરે સાથે પાછાં આવીએ છીએ, અને પછી દરરોજ સાંજે અમે સાથે નીચે ભોંયરામાં રમવા જઈએ છીએ.

એણે મારો હાથ ઝાલ્યો અને મને નીચે ખેંચવા પ્રયત્ન કર્યો. ચલ આવ, એ બોલી. હું તને દેખાડીશ. એ રમત ઘરઘર કહેવાય છે.

ના, મેં માથું હલાવીને કહ્યું. હવે મારા મગજમાં ચકરાતા પ્રશ્નોથી હું મૂંઝાઈ

ગયો હતો.

આ નિક, હું એને પૂછતો હોઉં એમ લાગ્યું. એ કેટલો મોટો છે?

અરે એ તો મોટો છે, એણે ટેબલના પાયાનો ટેકો લેતાં કહ્યું. એ બહુ મોટો છે, તારા કરતાં ઘણો વધારે મોટો, વધારે મજબૂત પણ. એ બાર વર્ષનો છે, આપણાં કરતાં ત્રણ વર્ષે મોટો.

હું પલાંઠીવાળીને એની બાજુમાં ધૂળવાળી જમીન પર બેસી ગયો અને વિચારવા લાગ્યો.

એ કોના જેવો લાગે છે? મેં તરત જ પૂછ્યું.

એણે પોતાનું મોં મચકોડ્યું ને ગંભીરતાથી વિચારવા લાગી. જરાવાર પછી એ બોલી, એના વાળ સોનેરી છે. એ વાળ હંમેશાં એની આંખો પર પડતા હોય છે.

શા માટે? મેં કહ્યું. એ વાળ હોળતો નથી?

એ વાળ હોળે તો છે જ. એ બોલી. પણ એમ છતાં એ એની આંખો પર પડે છે.

એ છોકરીના વાળ જેટલા લાંબા હશે.

ના, એ જરાય છોકરીના વાળ જેવા નથી લાગતા.

તો પછી એ આટલા લાંબા કેમ છે?

એ એટલા બધા લાંબા નથી, એ બોલી. એ તો ફક્ત સીધા છે, અને એ જ્યારે દોડે અથવા એવું કંઈ કરતો હોય ત્યારે વાળ એની આંખો પર પડતા હોય છે. કોઈકવાર તો એ પોતાની જીભથી એ વાળને અડકી પણ શકે છે.

હું તિરસ્કારથી જમીન પર થૂંક્યો. અમે એ થૂંકને નાનકડા ફીણવાળા કાદવના હોજમાં પલટાતું જોઈ રહ્યાં.

એ ગંદો હોવો જોઈએ. પોતાના જ વાળ ખાનારો.

તને માત્ર ઈર્ષ્યા થાય છે, એણે હસીને કહ્યું. કારણ કે તારા પોતાના વાળ આટલા બધા ટૂંકા છે. એના વાળ જ્યારે એની આંખો પર પડતા હોય છે ત્યારે નિક સરસ લાગે છે. બધા જ એવું કહે છે.

એ દિવસ પછી, મેં જેને ક્યારેય જોયો ન હતો, અને મારો ખ્યાલ હતો ત્યાં સુધી કોઈ દિવસ જોવાનો પણ ન હતો, એ નિક પ્રાઈસ, મારા અરીસામાં, મારી બાજુમાં એક ભૂતિયા હસ્તી બની ગયો; એ મારી સાથે જ મોટો થતો ગયો, પણ એ હંમેશાં મારા કરતાં વધારે મોટો અને વધારે સારો, અને કેટલીક રીતે વધુ ઇચ્છવા યોગ્ય લાગતો - મને ખબર ન હતી કે, ઈલાની આંખે, એનામાં એવું બીજું શું હતું અને એટલે એ સાચું પણ હતું. હું અરીસામાં જોતો અને એમાં એ મને મારા કરતાં વધારે ઝડપથી મોટો થતો, હંમેશા મારા કરતાં એક માથું ઊંચો દેખાતો. એની બગલ અને છાતી તેમજ પેઢા નીચે વાળ ઊગી ગયા હતા જ્યારે મારાં અંગો સાવ જ સાફ હતાં. અને

છતાંય જ્યારે હું એ ભૂતિયા હસ્તીના ચહેરા પર, એનું નાક, એનાં દાંત, એના કાન જોવા પ્રયત્ન કરતો, તો ત્યાં કદી કશું જડતું નહિ. એને કોઈ નાક-નકશો નહિ, કોઈ આકાર નહિ. હું મારી આંખો બંધ કરી દેતો અને એનો ચહેરો જોવા પ્રયત્ન કરતો, પણ મને બે ચમકતી ભૂરી આંખો પર પડતા વિખરાયેલા સોનેરી વાળ જ દેખાતા અને એના વિશે તો ઈલાએ પહેલી વખત મને વાત કરી એ ક્ષણથી તે એ દિવસે મેંને હું નીચે ભોંયરાના એ રૂમમાં લઈ ગયો. એ વચ્ચેનાં ત્રણ વર્ષો દરમિયાન, એણે શું કર્યું, શું કહ્યું, શું વિચાર્યું, એની મને કશી ખબર ન હતી, સિવાય કે મારા પપ્પા લંડનના પ્રવાસેથી પાછા ફર્યા પછી તરત જ એમણે મને નિક વિશે એક વખત નાનકડી વાત કરેલી.

લંડન પહોંચ્યા પછી તરત જ મારા પપ્પાએ ઈલા અને રાણી વિક્ટોરિયા હજુ પણ ત્યાં જ હતા કે કેમ એ જાણવા શ્રીમતી પ્રાઈસને ટેલિફોન કર્યો હતો. બનેલું એવું કે એ લોકો ઘણાં વખત પહેલાં ત્યાંથી ચાલ્યા ગયા હતા, પણ શ્રીમતી પ્રાઈસે મારા પપ્પાને ગમે તેમ કરીને પોતાની સાથે ચા પીવા આવવા માટે આગ્રહ રાખ્યો. પપ્પા ત્યાં ગયા, અને જ્યારે શ્રીમતી પ્રાઈસ એમને પોતાના દીવાનખંડમાં દોરી ગયાં, તો ત્યાં એમણે નિકને પણ જોયો. એ પોતાના યુનિફોર્મમાં સજ્જ હતો, પણ એની ટાઈ એને ગળે ઢીલી લટકતી હતી. એણે મારા પપ્પા સાથે હાથ મિલાવ્યા અને શાંતિથી એક ખૂણામાં આરામખુરશી પર બેસી ગયો. મારા પપ્પા પ્રભાવિત થયા વગર રહી શક્યા નહિ. તેર વર્ષની ઉંમરના બાળકમાં ધીરતાની આવી નિશ્ચિત અકડ એમણે ક્યારેય જોઈ ન હતી.

થોડો સમય મારા પપ્પાએ અને શ્રીમતી પ્રાઈસે માયાદેવી અને સાહેબ (જેઓ એ વખતે રૂમાનિયામાં હતા અને શ્રીમતી પ્રાઈસને ત્યાં ફરવા બોલાવતા હતાં) વિશે, બૈરૂતમાં એક ઉત્સવ માટે ગયેલી મેં વિશે અને ત્રિદીપ વિશે વાતો કરી. શ્રીમતી પ્રાઈસે હસતાં હસતાં યાદ કર્યું કે ત્રિદીપે એક વખત મોટા થઈને હવાઈ-હુમલાના રક્ષક બનવાનું નક્કી કર્યું હતું. પછી મારા પપ્પા નિક તરફ ફર્યા, કારણ કે એ હજુ સુધી એક શબ્દ પણ બોલ્યો ન હતો, અને એને પૂછ્યું કે મોટો થઈને પોતે શું બનશે એની એને કંઈ ખબર છે ખરી ?

નિકે જરાક સ્મિત કરીને, પોતાના માથા પાછળ ટપટપ કર્યું, જાણે આવું કોઈ પૂછી શકે એ વાતે એને આશ્ચર્ય થયું હોય અને બોલ્યો, હા, અલબત્ત એ જાણતો હતો, એને વર્ષોથી ખબર હતી, એને પોતાના દાદાજી જેવા બનવું હતું, દાદા ટ્રેસોસેન જેવા, જેમની છબિ ત્યાં મેન્ટલપીસ પર લટકતી હતી.

હું ખૂબ નિરાશ થયો, મારા પપ્પા મને નિકના દાદાજી વિશે કશું કહી શક્યા નહિ, સિવાય કે છબિમાં એમનો ચહેરો ચોરસ લાગતો હતો, વાળ સફેદ હતા અને મૂછો દરિયાઈ ઘોડાની જેમ લાંબી અને ઝૂલતી દેખાતી હતી.

તેથી, હંમેશની જેમ મને એ બધું કહેવાનું ત્રિદીપને માથે આવ્યું. એક સાંજે

ગોલપાર્કમાં વળાંક પર ઘાસમાં બેઠા બેઠા એણે શ્રીમતી પ્રાઈસના પિતા લાયૉનેલ ટ્રેસોસેન કેવી રીતે એમના જન્મસ્થળ, દક્ષિણ કોર્નવોલનું મેબેનામનું ગામડાનું ખેતર છોડીને, પતરાની ખાણમાં કામ કરવા માટે નજીકના શહેરમાં જતા રહ્યા હતા, અને ત્યાંથી પછી એ કેવી રીતે આગળ વધ્યા હતા - ભલે એમનું શિક્ષણ ખૂબ ઓછું હતું, પણ એમના હાથ કુશળ હતા, મગજ શીઘ્ર હતું અને મહત્ત્વાકાંક્ષા પ્રબળ હતી. મલેશિયામાં પતરાની ખાણના ઑવરસિઅર થવાની અને પછી આગળ ને આગળ વધતાં, કેવી રીતે એ આખી દુનિયામાં ફીજી, બોલિવિઆ, જીનીવા કોસ્ટ, સિલોન - બધે ખાણમાં કે ગોદામોમાં કે બગીચાઓમાં કે પછી જે કંઈ હાથ લાગે તે કરતાં, છેવટે કેવી રીતે કલકત્તાને કિનારે ઊતરીને સ્ટીલ ટ્યૂબનો ધંધો કરતી એક કંપનીના એજન્ટ તરીકે કામ કરીને પોતાનું ગુજરાન ચલાવવા લાગ્યા. અને પછી પાછળથી બારાકપોરમાં પોતાની માલિકીની નાનકડી ફેક્ટરી શરૂ કરીને, બહુ મોટું ભાગ્ય ન રળી શક્યા, તો પણ ચોક્કસ સારી કહી શકાય એવી રકમ તો મેળવી જ શક્યા હતા, એ બધી જ વાત કરી. એ પછી અંતે, ધનવાન થઈને વચલી વયે એમણે લગ્ન કર્યા. એમનાં પત્ની વેલ્સના મિશનરી (ધર્માદા) ડૉક્ટરની વિધવા હતાં અને તેમણે એમનાં બે બાળકો એલિઝાબેથ અને એલનને જન્મ આપ્યો. એલિઝાબેથ બાર વર્ષની થઈ અને એલન દશ વર્ષનો થયો, ત્યારે એમણે પોતાના પતિ પાસે ફેક્ટરી વેચાવી નાખી અને એ લોકો ઈંગ્લૅન્ડ જતા રહ્યા. પોતાનાં બાળકોને યોગ્ય શિક્ષણના બધા લાભ મળે, યુનિવર્સિટી અને બધું મળે એ માટે તેમનો નિર્ધાર દૃઢ હતો. તેથી એ લોકો પાછા ગયા અને બેકિંગહામશાયરના એક નાના ગામડાની શાંતિમાં સ્થાયી થયા.

પણ હકીકતમાં લાયોનેલ ટ્રેસોસેન પાસે ધન, સ્ટીલ ટ્યૂબો અને બાળકોથી વિશેષ ઘણું બધું હતું. દાખલા તરીકે, એમની જુવાનીમાં એ મોટા શોધક હતા. એમના મૃત્યુ પછી એમની પત્નીને ખબર પડી કે એ જ્યારે મલેશિયામાં રહેતા હતા ત્યારે એ પાંચ વર્ષના ગાળા દરમિયાન એમણે જોડા પહેરાવવાના યાંત્રિક જીભીથી માંડીને ખાણોમાંથી પાણી બહાર ખેંચવાના રકાબ પંપ સુધીના નાના મોટા લગભગ પચ્ચીસેક જેટલાં યંત્રોની પેટંટ મેળવી લીધી હતી.

જ્યારે ઉત્પાદકો એમની શોધખોળો પ્રત્યે વિચિત્ર રીતે ઉદાસીન પુરવાર થયા ત્યારે એમણે હતાશ થઈને શોધખોળ કરવાનું છોડી દીધું હતું. આ પછી પુખ્ત વયના લિયોનેલ ટ્રેસોસેને કલકત્તા નજીકના એક ગામડામાં હોમિયોપેથિક હૉસ્પિટલ સ્થાપવાનો પ્રયત્ન કર્યો હતો, અને લિયોનેલ જ્યારે લગભગ વૃદ્ધ થયા ત્યારે એમણે અધ્યાત્મવાદમાં રસ કેળવવા માંડ્યો હતો અને કલકત્તામાં થિયોસોફિકલ સોસાયટીની સભાઓમાં હાજર રહેવાનું શરૂ કર્યું હતું. ત્યાં એમને કેટલાક અગ્રગણ્ય રાષ્ટ્રવાદીઓ સાથે મુલાકાત થઈ અને એમણે તેમનો વિશ્વાસ અને દોસ્તી પ્રાપ્ત કર્યાં. આને કારણે, અલબત્ત, એમને અને એમનાં પત્નીને શહેરના બ્રિટિશ સમાજના ઘણાં બધાં વર્તુળોથી અલગ કરી દેવામાં આવ્યાં અને ક્લબો અને ટીપાર્ટીઓમાં એમનાં અસંખ્ય અપમાનો થયાં ને અવજ્ઞા પણ

થઈ. પણ લાયોનેલ ટ્રેસોસેનને એથી બહુ ઓછો ફરક પડ્યો કારણ કે એ લોકો કોઈપણ રીતે એમને માટે સવિશેષ સુખદ ક્યારે યહતા જ નહિ. ચૌરંઘીમાં રેસ્ટોરાં ચલાવતા એક ઈટાલિઅન સાથે પરણેલી જાડી રશિયન સ્ત્રીના માધ્યમથી ચલાવાતી આધ્યાત્મિક બેઠકોમાં જવાનું પણ એમણે શરૂ કર્યું હતું. આ જ જગ્યાએ એ ત્રિદીપના દાદાજી, મિસ્ટર જસ્ટીસ ચંદ્રશેખર દત્તા-ચૌધરી મળ્યા હતા. હાઈકોર્ટ ચાલુ ન હોય ત્યારે આધ્યાત્મિક બાબતોમાં તેમને રસ લેવો ગમતો હતો. અસંખ્ય પ્લાનચેટ ટેબલ પર, એ સ્થૂળ સ્ત્રી પોતાના પ્રિય પ્રેતાત્મા ઈવાન ધ ટેરિબલના સર્વજ્ઞ પ્રેતને બોલાવે તેની રાહ જોવામાં બંને રોકાતાં અને એમ એમની મૈત્રી અકબંધ થતી ગઈ.

એ સાંજે ત્રિદીપને સાંભળતાં, મને લાગ્યું કે નિકે જ્યારે આવી સરળ નિશ્ચિતતાથી, મારા પપ્પાને કહેલું કે હા, અલબત્ત એને ખબર હતી કે એને શું કરવું હતું, ત્યારે એના મનમાં શું હતું તે મને સમજાઈ ગયું. એને લાયોનેલ ટ્રેસોસેનની જેમ આખી દુનિયાની સફર કરવી હતી. પૃથ્વીની આસપાસ અર્ધે રસ્તે આવેલાં દૂરદૂરનાં સ્થળોએ વસવું હતું, લા પાઝ અને કેરોની ગલીઓમાં એને ઘૂમવું હતું. એ ક્ષણે, ગોલે પાર્ક પર રાત્રિના ધૂમિલ આકાશને જોતાં, લંડનમાં તારાઓ કેવા દેખાતા હશે એ વિચારતાં, મને લાગ્યું કે છેવટે મારા મિત્રોમાં હું ક્યારેય નહોતો શોધી શક્યો એવો મારો કોઈ સગોત્ર મને જડી ગયો હતો.

પહેલી વખત મને નિક પ્રાઈસની ઓળખાણ કરાવી ત્યારે એ મહાકાય ટેબલની નીચેના પાયા પર ઈલા જ્યાં બેઠી હતી, તે મૅને બતાવ્યા પછી હું મારા પ્રશ્નો રોકી રાખી શક્યો નહિ. શું એના વાળ ખરેખર સોનેરી છે ? અને એ ખરેખર એની આંખો પર પડે છે ?

મૅએ એ વિશે જરાવાર વિચાર કર્યો અને બોલી, ના, એ વાળ માટે એને સોનેરી શબ્દ વાપરવો યોગ્ય નથી લાગતો. એ સૂકા ઘાસના રંગ જેવા હતા, પણ હા, એ એની આંખો પર ચોક્કસ પડતા હતા.

અને એ કોના જેવો લાગતો હતો ? મને થયું કે હું એને પૂછી રહ્યો હતો. એને સ્કૂલે જવું ગમતું હતું ? અને એ પછીથી શું કરવાનો હતો ?

હું ચાલાકી કરતો હતો. મને તો ખબર જ હતી એ મૅ જાણી જાય એમ હું ઇચ્છતો ન હતો.

મૅને એક ઊંધી વળેલી ખુરશી મળી આવી, એણે એ સીધી કરી અને એના પર બેસી ગઈ. અરે, એ તો બહુ સમજદાર છોકરો છે, એ બોલી. એ શાળા છોડ્યા પછી શું કરવાનો છે એની એને બરાબર ખબર છે.

શું કરવાનો છે ?

એ ચાર્ટર્ડ એકાઉન્ટન્ટની કંપનીમાં જોડાવાનો છે. અને એક વખત એ લોકો એને તાલીમ આપે પછી એને મોટા પગારે નોકરી મળશે. મોટે ભાગે વિદેશમાં, ઈંગ્લેંડમાં નહિ. એ કહે છે કે, ઈંગ્લંડ સાવ ઘસાઈ ગયું છે. વૃદ્ધ વયના પેન્શનરો સિવાયના

કોઈને પણ એ પૂરતો પગાર ચૂકવી શકે તેમ નથી.

ચાર્ટર્ડ એકાઉન્ટન્ટ એટલે? મેં પૂછ્યું.

એ હસી અને ઊંધી હથેળીએ મોં સાફ કર્યું. એના ગાલ પર એક કાળું ધબ્બું રહી ગયું.

મને ખબર નથી, ખડખડાટ હાસ્ય સાથે એણે કહ્યું. મને લાગે છે કે એ લોકો પાસે આંકડાઓથી ભરેલાં મોટા ચોપડા હોય છે જેના પર એ લોકો લાલ પેન્સિલથી નાની નિશાનીઓ કરે છે.

હું એની ખુરશીની સામે સ્થિર ઊભો રહ્યો. પણ મેં, હું બોલ્યો, એને તમારા દાદાજીની જેમ મુસાફરી નથી કરવી?

અરે, મુસાફરીનો અર્થ બધા માટે એક સરખો થતો નથી. મેં બોલી. આંખો ઝીણી કરીને એણે મારા તરફ ખાસ્સો એવો સમય સાશંક થઈને જોયાં કર્યું અને કહ્યું. મને થાય છે કે એ તને ગમશે કે નહિ.

અલબત્ત, મને એ ગમશે જ. હું મોટેથી બોલ્યો. મને એ ગમે જ છે.

તું એને ઓળખતો નથી, એણે કહ્યું. એ આપણાં બધાં જેવો જરા પણ નથી, તને ખબર છે?

'આપણા' જેવો એટલે તું શું કહેવા માંગે છે?

એ ખાસ કરીને મારા જેવો નથી, એ બોલી. અથવા અમારાં મમ્મીપપ્પા જેવો પણ નથી, નથી ત્રિદીપ જેવો કે નથી તારા જેવો અથવા તો કોઈના પણ જેવો નથી...

એ ઊભી થઈ, પોતાના સ્કર્ટ પરથી ધૂળ ખંખેરી અને દબાતે અવાજે જાણે ઠપકો આપતી હોય એમ મનોમન બોલી : પણ બધી રીતે એ ગમે એવો છોકરો છે.

મને આશા છે કે હું એને કોઈ દિવસ મળીશ. મેં કહ્યું

મને ખાતરી છે કે તું એને મળીશ જ. એણે હસીને કહ્યું. મને થાય છે કે તું એને મળીશ ત્યારે તારે એને શું કહેવાનું હશે.

હું એને સત્તર વર્ષ પછી લંડનમાં મળ્યો.

રવિ બોસ્ટન જવા નીકળવાનો હતો. એના આગલા દિવસે ઈલાએ અમને બંને માટે શ્રીમતી પ્રાઈસને મળવા લઈ જવાનું ગોઠવ્યું હતું. હું ખુશ હતો. ચાર અઠવાડિયાં પહેલાં હું લંડન આવ્યો ત્યારથી જ એમને મળવા જવાનું વિચારતો હતો, પણ કોઈક કારણે હું મારી મેળે જવાની હિંમત એકઠી કરી શક્યો ન હતો.

ઈલા અને રવિ, બ્લૂમસબરીની ઈંડિઅન સ્ટુડન્ટસ હૉસ્ટેલમાં હું હંગામી ધોરણે રહેતો હતો ત્યાં મને મળ્યાં. એ લોકો બપોર પછી આવ્યાં હતાં. હું એ વખતે ડાઈનિંગ હૉલમાં, હૉસ્ટેલ યુનિયનના પ્રેસીડન્ટ તરીકે ચૂંટાઈ આવવા માટે પ્રચાર કરતા અલ્હાબાદથી આવેલા એક દાઢીવાળા વિદ્યાર્થી નેતાને સાંભળતા ચા પીતો હતો અને દમ આલુ અને પૂરી ખાતો હતો.

જે ક્ષણે મેં ઈલાને દરવાજામાં દાખલ થતી જોઈ તે જ ક્ષણે, એના ભીડેલા હોઠ અને ચમકતી આંખો પરથી એ કંઈક રહસ્ય છુપાવતી હતી એ હું કળી ગયો હતો. પણ ગુડજ-સ્ટ્રીટ ટ્યૂબ સ્ટેશનને રસ્તે જતાં જ્યારે મેં એને એ શું હતું તે પૂછ્યું, તો એણે માથું હલાવ્યું અને જલ્દીથી અમારા બંનેથી આગળ નીકળી ગઈ.

મોરનિંગ્ટન ક્રિસન્ટ ટ્યૂબ સ્ટેશનની લાલ તખ્તી હાથમાં છૂપાવેલા પત્તાની માફક મારી બારીમાં ચમકીને અદૃશ્ય ન થઈ ગઈ ત્યાં સુધી ઈલાએ એનું રહસ્ય બતાવ્યું નહિ. તમને બંનેને ખબર છે કે આપણે જ્યારે ત્યાં પહોંચીશું ત્યારે સ્ટેશન પર કોણ આપણી રાહ જોતું હશે? એ બોલી.

મૅ? રવિએ કહ્યું.

ના, મૅ નહિ. ઈલાએ કહ્યું. એ તો એની ઓરકેસ્ટ્રા સાથે ટુર પર ગઈ છે.

તો પછી કોણ? ચલ બોલ, અમને કહે.

નિક, ઈલાએ આંખો ચમકાવતાં કહ્યું. નિક પ્રાઈસ. મૅં એને લગભગ દસ વર્ષથી જોયો નથી. ત્યારે એ એક ઓગણીસ વર્ષનો ખીલવાળો યુવાન હતો, અને હું ક્લીપોથી ખેંચેલા દાંતવાળી એક સુંદર છોકરી.

પણ મને હતું કે એ કુવેત ગયો હતો, રવિ બોલ્યો. ચાર્ટર્ડ એકાઉન્ટસી કે એવું કંઈક કરીને એ પૈસાદાર બન્યો હતો.

હા, એ ત્યાં હતો. ઈલાએ કહ્યું. એ બહુ લાંબા સમયથી દૂર હતો. પણ એ બે એક અઠવાડિયા પહેલાં અણધાર્યો જ પાછો આવ્યો. શા માટે તે મને ખબર નથી. શ્રીમતી પ્રાઈસે એ વિશે બહુ વાત કરી નહિ.

મનોમન સ્મિત કરતાં, એ બહાર બોગદાઓની કાળી દીવાલો તરફ જોઈ રહી.

હું તમને કહીશ, ઈલાએ તરત જ કહ્યું, કે શ્રીમતી પ્રાઈસને આપણે મળી આવીએ પછી હું તમને બંનેને મારા માનીતા ઈંડીઅન રેસ્ટોરાંમાં જમવા લઈ જઈશ. કલેપ્હામમાં આવેલું એ એક નાનકડું બાંગ્લાદેશી સ્થળ છે. તમને એ ગમશે. આપણે નિકને પણ આવવા માટે કહીશું - કદાચ એને આવવાનું ગમે.

જે ક્ષણે મેં એને જોયો, તે જ ક્ષણે હું એને ઓળખી ગયો. 'બહાર જવાનો રસ્તો'વાળા બોર્ડની નીચે પ્લૅટફૉર્મના સાવ છેડે એ ઊભો હતો. એણે ભૂરો સૂટ, પટીવાળી સંસ્થાકીય ટાઈ અને કાળો ઓવરકોટ પહેર્યાં હતાં. પહેલાં તો મને એ ખૂબ ઊંચો અને પહોળો, બરાબર મેં એને જેવો કલ્પ્યો હતો તેવો જ દેખાયો. પણ જ્યારે એ અને રવિ અડધે રસ્તે મળ્યા ને એમણે હાથ મિલાવ્યા, ત્યારે મેં જોયું કે હું ખોટો હતો. પ્લૅટફૉર્મની લાંબી, સીધી હારોના વિકૃત બનેલા પરિપ્રેક્ષ્યોથી મારી આંખો છેતરાઈ હતી. મેં જોયું કે એની ઘણી બધી પહોળાઈ એણે પહેરેલા ઓવરકોટને કારણે હતી અને એનું માથું રવિના ખભાને જ્યાં મારું માથું પહોંચતું હતું તેનાથી જરાય ઊંચે અડતું ન હતું.

એ જ્યારે ઈલા તરફ ફર્યો અને પોતાનો હાથ બહાર કાઢ્યો, ત્યારે મને આશ્ચર્ય થયું કે એ ઉંમરમાં હોવો જોઈએ, તેથી વધારે મોટો હતો કે કેમ, કારણ એનો ચહેરો રણના સૂર્યથી તતડીને રૂક્ષ થઈ ગયો હતો. પણ એ એવું ન હતું. એનું કારણ હતું, એક અપરિપક્વ, સહેજ શંકાશીલ ગંભીરતા, જેને લીધે વાતો કરતી વખતે એની આંખો પર કોઈ શરાફે જેમ ઘણા બધાં મહત્ત્વના લેણાંને ડૂલ થતા જોયા હોય, એવી મૂલ્યાંકન કરી લેતી કરચલીઓ પડી જતી.

એનો બહાર લંબાયેલો હાથ જોતાં ઈલા હસી અને એડી પર ઊંચા થઈને એણે પોતાના હાથ એને ગળે ભેરવી દીધા અને એના હોઠ પૂરેપૂરા ચૂમી લીધા. નિકના મોં પર લોહી ધસી આવ્યું ને એ પણ કઢંગી રીતે હસ્યો, અને એકાએક એનો ચહેરો કરચલી વગરનો થઈ ગયો, અને પોતાના હાથ ઈલાને ફરતે વીંટાળી એને છાતી સરસી ચાંપી દીધી. અને પછી એ જ્યારે ઈલાને ચુંબન કરતો હતો, ત્યારે મેં જોયું કે એના વાળ ઈલાએ લાંબા સમય પહેલાં ઓક્ટોબરની એક સવારે વર્ણવ્યા હતા તે રીતે એની આંખ પર પડ્યા હતા.

પછી જ્યારે એ પોતાના સુક્કાં ઘાસ જેવા રંગના વાળ પાછળ ઉછાળતો મારી પાસે આવ્યો અને કહ્યું : તમને મળીને કેવું સરસ લાગે છે. મેં તમારા વિશે બહુ સાંભળ્યું છે, મારી મમ્મી પાસેથી, મૅ પાસેથી અને બધા... હું શું બોલી શકું ? મેં કહ્યું. હું તમને પહેલીવાર નથી મળતો, હું તમારી સાથે જ મોટો થયો છું.

એ ચોંકી ગયો હતો.

એમાં તો કંઈક જાદુ થયો હોવો જોઈએ. એણે શુષ્કતાથી કહ્યું, કારણ કે હું તો અહીં જ આ જૂના વેસ્ટ હેમ્પસ્ટેડના કંટાળાજનક પરામાં જ ઊછર્યો છું.

લાંબા સમયથી હું અહીંની આસપાસની ગલીઓ પણ જાણું છું, મેં કહ્યું.

અને પછી હું વટ મારવા લાગ્યો.

અમે જ્યારે ટ્યૂબ સ્ટેશનની બહાર નીકળ્યા કે મેં એમને થોભાવ્યા ને રસ્તાની નીચે દેખાડ્યું. જો આ વૅસ્ટ એન્ડ લેન છે. હું બોલ્યો, તો ત્યાં પેલી બાજુ સુમાત્રા રોડ હોવો જોઈએ. તેથી પેલો ખૂણો હવાઈ હુમલાથી બચવાનું ભોયરું જ્યાં આવેલું હતું એ હોવો જોઈએ. અહીં જ મિલ લૅનથી પાછા ફરતી વખતે રવિનાં મમ્મી, તમારાં મમ્મી અને તમારા મામા ઍલન છુપાઈ ગયાં હતાં, એ વખતે પેલા બહુ મોટા, શક્તિશાળી બૉંબમાંથી એક બૉંબનો, સોલન્ટ રોડના એક ખૂણામાં, ત્યાંના ઘણાં બધાં ઘરોને ધરાશાયી કરતો વિસ્ફોટ થયો હતો. અને પેલું ઘર, પેલું રહ્યું, બરાબર રોડની નીચે, ત્યાં આગળ લેમિંગ્ટન રોડના ખૂણા પર, મને ખબર છે એને શું કહેવાય છે. લેમિંગ્ટન મેન્શન, એક દાહક બૉંબ એના પર પડેલો અને એનાથી બે માળ ખાખ થઈ ગયેલા. આ બનાવ પહેલી ઑક્ટોબર 1940ના દિવસે બનેલો, તમારા મામા મૃત્યુ પામ્યા તેના બે દિવસ પહેલાં.

નિક પ્રાઈસે સહેજ શંકાથી પોતાનું માથું મારા તરફ ફેરવ્યું એ ઈલા તરફ ફર્યો

અને એ બંને આગળ ચાલ્યાં, મને ચૂપ કરી દઈને. રવિએ મારી બાજુમાં ડગલું માંડ્યું અને મારી પાંસળીમાં કોણી મારીને, મને આવી મૂર્ખામી ન કરવા કહ્યું. શું મને ખબર ન હતી કે જર્મનોએ યુદ્ધમાં સાવ છેલ્લે સુધી શક્તિશાળી બૉંબ બનાવ્યા ન હતા? 1940માં એમની પાસે આખી શેરીને ધરાશાયી કરી નાખે તેટલો શક્તિશાળી બૉંબ હતો જ નહિ.

પણ એવું જ બન્યું હતું, મેં કહ્યું.

તને કેવી રીતે ખબર? રવિએ કહ્યું.

કારણ કે ત્રિદીપે મને કહ્યું હતું.

એને કેવી રીતે ખબર પડે? એ તો ત્યારે માત્ર બાળક હતો, નવ વર્ષનો. દરેક નાનો બૉંબ એને મોટેભાગે એક ભૂકંપ જ લાગ્યો હશે.

જુઓ, મેં કહ્યું એવું જ બન્યું હતું.

સારું, રવિ બોલ્યો. તને આટલી બધી ખાતરી છે, તો ચાલ આપણે ત્યાં જઈએ અને તારા પેલા રસ્તા પર નજર નાખીએ ને અત્યારે એ કેવો લાગે છે તે જોઈએ.

સારું, હું બોલ્યો. મેં નિક અને ઈલાને બૂમ પાડી : અમે ત્યાં સોલન્ટ રોડ પર જ્યાં બૉંબ પડેલો ત્યાં નજર નાખવા જઈએ છીએ.

ઈલાનો ચહેરો અધીરો બન્યો. તું અને તારા બેવકૂફ બૉંબ, એણે કહ્યું. આપણને આમેય મોડું થયું છે, જલ્દી કર. અમે તમારે માટે ખૂણામાં ઊભાં ઊભાં રાહ જોઈશું.

સોલન્ટ રોડ પેલી બાજુ છે, નિકે હસતાં હસતાં કહ્યું. જો તને એ આખો બૉંબથી ખલાસ થયેલો દેખાય તો અમને ચોક્કસ કહેજે.

એણે મને સોલન્ટ રોડ ક્યાં હતો એ કહેવાની જરૂર ન હતી. હું એ જાણતો જ હતો, કારણ કે નકશો મારા મનમાં હતો : સુમાત્રા રોડની નીચે, જમણી બાજુએ ચોથો વળાંક.

અમે જ્યારે ત્યાં પહોંચ્યા ત્યારે રવિ બોલ્યો, આ આપણે આવી પહોંચ્યા. પેલો તારો બૉંબ ફેંકાયેલો રસ્તો.

બંને બાજુએ વૃક્ષો અને વાડોની હારવાળો એ એક ટૂંકો રસ્તો હતો. વૃક્ષો ઝાંખા લીલાં - અંગ્રેજ વનરાજિનાં રંગનાં હતાં - પણ હજુ સુધી કુમળાં હતાં. બપોરના સીધા સૂર્યપ્રકાશથી ચમકતાં રસ્તાની બંને બાજુએ આવેલાં લાલ ઈંટનાં બધાં ઘર બરાબર એક સરખાં જ હતાં. એમને છાપરે ધારદાર નળિયાં હતાં, બારીઓ અને દરવાજાની ફ્રેમ સફેદ હતી, દરેક ઘરની વાડની પાછળ એક નાનકડો બગીચો હતો. રસ્તાની બંને બાજુએ નાની મોટરો હારબદ્ધ પડેલી હતી. અમારી બિલકુલ બાજુમાં એક નાનકડી બ્લૂ સીટ્રોઈન ગાડી હતી. એના આગળના કાચ પર એક સ્ટીકર હતું જેના પર લખ્યું હતું : વ્હેલને બચાવો. એની પાછળની સીટ પર વિચિત્ર આકારની લીલી બાટલીઓનો ઢગલો હતો અને એની પડખે સીટ સાથે બાંધેલી એક પ્લાસ્ટીકની ડોલ જેવું કાંઈક હતું.

એકાએક મેં મારી જાતને એ ગાડી સાથે જોડાયેલી જિંદગીઓની જાળમાં સપડાતી જોઈ.

પેલી બધી દારૂની બાટલીઓ છે? મેં રવિને પૂછ્યું.

ના, મૂર્ખ રવિ હસ્યો. એ બધી મિનરલ વૉટરની બાટલીઓ છે.

અને પેલું : પેલું શું છે? પ્લાસ્ટીકની ડોલ તરફ આંગળી ચીંધતાં મેં પૂછ્યું.

એ નાના બાળકને બેસવાની સીટ છે. એણે અકળાઈને કહ્યું. તેં આવી સીટ પહેલાં નથી જોઈ? એ બાળકને ગાડીમાં સહીસલામત રાખવા માટે છે.

હું સીટ્રોઈન પરથી મારી નજર હટાવી શક્યો નહિ.

બહુ થયું, એ લલ્લુ ગાડીથી. હવે તારા બૉંબ પડેલા સોલન્ટ રોડ પર નજર નાખી લે.

હું એ શાંત રસ્તા પરનાં શાંત, સુંદર અને ઘરો તરફ ઊંચે જોઈ રહ્યો. મારી અને એની નજર મળી અને અમે બંને હસી પડ્યા.

તેં ધાર્યું હતું એવું સાવ નથી. રવિ બોલ્યો.

એ વખતે મેં એને કહ્યું નહિ, પણ એ ખોટો હતો.

મને જે ત્રિદીપે જોયું હતું એ જોવાની અપેક્ષા ન હતી. અલબત્ત નહિ જ. પર્વતની ખીણમાંથી ઊડતી પથ્થરની કરચોની જેમ, બળી ગયેલા છેક ટોચ પર સહેજે નુકસાન પામ્યા વગર ચમત્કારથી લટકી પડેલા બાથટબ સહિતના ઘરોમાંથી ધસી પડતા કાટમાળના ઢગલા જોવાની મારી ધારણા ન હતી, કે ન હતી ધારણા બચાવ ટુકડીના માણસો ગુમ થયેલા પેન્શનરને કાટમાળના ઢગલા નીચેથી ખોળી કાઢતા હોય, ત્યારે રસ્તો રોકીને ઊભેલા પોલીસોને જોવાની. મને ખબર હતી કે હું ઉખડી ગયેલાં વૃક્ષો કે વળી ગયેલી બારીઓ અથવા તૂટેલી લાદીઓ જોવાનો ન હતો. મેં એમાંનું કશું પણ જોવાની ધારણા રાખી ન હતી, ચાલીસ વર્ષ જૂના ભૂતકાળમાં એ બધું ખોરવાઈ ગયાની મને જાણ હતી.

પણ આમ છતાં મેં જે કંઈ જોયું એને હું સાચું માની શકતો ન હતો : સોનેરી-લીલાં વૃક્ષો, પોતાની પેકિનિસ સાથે ચાલતી વૃદ્ધ સ્ત્રી, ઘરમાંથી બહાર ધસી આવતાં અને ખૂણા પરના પોસ્ટબોક્સ તરફ દોડતાં બાળકો, પાનખરની હવામાં લટકતો એમનો ઝાંખરા જેવો શોરબકોર. હું એ બધું જોઈ શકતો હતો અને મારી આંખો સામે ચોખ્ખું પ્રમાણ હોવા છતાં, હજી મને એમ લાગતું હતું કે ત્રિદીપે લાંબા સમય પહેલાં કલકત્તામાં સોલન્ટ રોડ વિશે કંઈક વધારે સાચી વાત કરી હતી, એવું કંઈક જે વર્ષો સુધી એક ખૂણામાં હું રાહ જોતો ઊભો રહ્યો હોત છતાંય જોઈ શક્યો ન હોત - જેવી રીતે કોઈ એક વૃક્ષને મહિનાઓ સુધી જોયા કરે પણ એના વિશે કશુંય જાણી શકે નહિ, જો એ વૃક્ષ જે અઠવાડિયે પૂરેપૂરું ખીલ્યું હોય, ત્યારે એણે એને જોયું ન હોય તો.

મેં ઈંગ્લંડને જેવું જોયું, એ રીતે હું એને ઓળખવા ઇચ્છતો ન હતો, પણ મારે

એને એના સુંદરતમ સમયે જાણવું હતું - દરેક સ્થળ પોતાનો સમય પસંદ કરી લે છે, અને ઈંગ્લંડે પોતાનો સમય યુદ્ધ દરમિયાન પસંદ કરી લીધો હતો એમાં મને કોઈ આકસ્મિકતા લાગતી ન હતી.

નિક અને ઈલા અમે એમને જ્યાં છોડ્યા હતાં ત્યાં જ સુમાત્રા રોડ, જ્યાં વેસ્ટ એન્ડ લેન સાથે જોડાઈ જતો હતો એ ખૂણા પર અમારી રાહ જોતાં હતાં. નિક વાતો કરતો હતો અને એણે અમને જોયા નહિ.

કોઈનેય ખરેખર તો કુવૈત ગમે જ નહિ, અમે એને કહેતાં સાંભળ્યો. ત્યાં દારૂ પીવા ને વિડિયો પર ફિલ્મો જોવા સિવાય કશું કરવાનું નથી. પાછા આવીને હું ખૂબ હળવાશ અનુભવું છું.

તો તને નવી નોકરી મળી ગઈ છે? ઈલાએ પૂછ્યું.

અરે, એ શોધી કાઢવાનું હું તરત જ શરૂ કરીશ. એ બોલ્યો. એ મોટો પ્રશ્ન ન બનવો જોઈએ, મને ઘણો બધો અનુભવ છે.

એણે પોતાના વાળમાં આંગળીઓ ફેરવવી બંધ કરી.

તમે કુવૈત વિશે ફાવે તે કહી શકો. એણે કહ્યું પણ ત્યાં ઘણા બધા પૈસા બનાવી શકાય છે. ખરેખર ખૂબ પૈસા. અહીં મિડલેન્ડમાં કોઈ બે ટકાની કંપનીમાં થોડી રૂપરડી રળી લેવા જેવું નહિ, પછી એણે અમને જોયાં અને આશ્ચર્યથી બોલ્યો : ઓહ, તો તમે આવી ગયા. તો તમને તમારો બૉંબગ્રસ્ત રસ્તો જડી ગયો?

એને બરાબર જડી ગયો, રવિએ કહ્યું. પણ કોઈ વિનાશક રણમેદાનના અવશેષોને બદલે, એને ફક્ત બ્લૂરિન્સમાં એક ઠીંગણી વૃદ્ધ સ્ત્રી, પોતાની પેકિનિઝને ચલાવી જતી જોવા મળી.

પણ તેમ છતાંય, નિક બોલ્યો. ત્યાં તમને તમારો રસ્તો દેખાયો તો ખરો. હવે તમારે તમારો 44, લિમિંગ્ટન રોડ તરફ જતો રસ્તો જોવા જવું છે કે નહિ?

હું પ્રયત્ન કરી શકું, મેં કહ્યું.

તો આગળ ચાલો.

મારા પપ્પા મારે માટે લાવ્યા લંડનના એ ટુ ઝેડ સ્ટ્રીટ એટલાસમાં એ શોધવું સાવ સહેલું હતું. મને મોઢે હતું પાનું 43 સ્કેવર 2, લેમિંગ્ટન રોડ, અમે જ્યાં હતાં તે રસ્તાથી બરાબર જમણી તરફ જતો હોવો જોઈએ. પણ પછી મને બરાબર ખબર હતી એ જગ્યાએ અમે જ્યારે પહોંચી ગયા, ત્યારે હું અચાનક મૂંઝાઈ ગયો. અમારી સામેના રસ્તા પર, છેક એના છેડા સુધી બંને બાજુ, ચમકતી, મેલી લાલ ઈંટોવાળા ઘરોની અગાશીઓની હાર હતી. એ બધાં ઘર મેં ધાર્યાં હતાં એટલાં ઊંચાં કે સાંકડાં ન હતાં.

પણ આમ છતાં, જ્યાં સુધી મને ખબર પડતી હતી ત્યાં સુધી લિમિંગ્ટન રોડ ત્યાં જ આવેલો હોવો જોઈએ, તેથી મેં એ તરફ આંગળી ચીંધી અને પૂછ્યું કે એ

રસ્તો એ જ હતો કે કેમ.

હા, નિક બોલ્યો. છોકરો હોંશિયાર છે. પહેલી જ વારમાં શોધી કાઢ્યું. અમે એક ઝેબ્રાક્રોસિંગ પર વેસ્ટ એન્ડ લેન ઓળંગી ગયાં અને હું બધા કરતાં આગળ નીકળી ગયો. પ્રવેશદ્વારો ઉપરના કાષ્ઠકામની ઝીણી કારીગરી, બગીચાના નાના ખંડો પર બહાર પડતી કમાન આકારની બારીઓના ખૂણાઓ અને વિવિધ પ્રકારના લોખંડી દરવાજાઓની તરાહોને જોઈ લેવામાં હું તલ્લીન થઈ ગયો હતો. પછી મારી નજર દૂર, એક ક્રિકેટના મેદાન પર પડી અને મને તરત જ 44 નંબરનું મકાન ક્યાં હતું તે ખબર પડી ગઈ. એ ઘર તરફ આંગળી ચીંધીને હું બીજાઓને બૂમ પાડવા લાગ્યો. મને આમ ઉત્તેજિત થયેલો જોઈને એ બધાં મલક્યાં અને જ્યારે એ લોકોએ મને પકડી પાડ્યો, ત્યારે નિક ખડખડાટ હસી પડ્યો.

સરસ, એ બોલ્યો. તો મારી ચીંધી રાખેલી આંગળી તરફ જોઈને એણે કહ્યું. તું ખરેખર પૂર્વમાંથી આવેલો કોઈ જાદુગર જ છે. તેં બીજી વખત આવું કરી દેખાડ્યું.

અમે જ્યારે એ મકાન પર પહોંચ્યાં, ત્યારે નિક નાના દરવાજાનું તાળું ખોલે એ પહેલાં, હું બગીચામાં નજર કરી લેવા વાડ પર વાંકો વળ્યો. બગીચામાંનું ચેરી વૃક્ષ મેં ધાર્યું હતું એ કરતાં ઘણું વધારે ઊંચું હતું.

બગીચાના નાના ખંડમાં થઈને જતા રસ્તે અમે અડધે સુધી ગયા ત્યાં જ આગળનો દરવાજો ખૂલ્યો. શ્રીમતી પ્રાઈસે અમને આવતાં જોયાં હતાં, એ દરવાજામાં જડાઈને ઊભાં રહ્યાં. તેઓ એક ઠીંગણા મહિલા હતાં, ખૂબ પાતળાં અને ઉંમરને કારણે વાંકા વળી ગયેલાં. એમનું મોં પણ નાનું હતું, પણ એમની આંખો મૅની આંખો જેવી મોટી અને પ્રભાવક હતી. સફેદ, વાંકડિયા વાળની લટો એમણે તાણીને બાંધી હતી, અને એમનો ટૂંકી-દૃષ્ટિનો સહેજ ચિંતિત તણાવ એમના કપાળ પરની રેખાઓ પર કોતરાયેલો હતો. એમણે ઘેરા મિલિટરી-લીલા રંગનું સ્કર્ટ, સફેદ બ્લાઉઝ અને ગ્રે સ્વેટર પહેર્યાં હતાં. મેં એમનાં ઘણા ફોટા જોયા હતા, પણ એ બધાથી મને એમની પારદર્શક, લગભગ અર્ધપારદર્શક અંગકાંતિ વિશે ખ્યાલ આવ્યો ન હતો. દૂરથી પણ એમની ત્વચા પર ઉપસેલી નસોને હું જોઈ શકતો હતો.

એ અમને ઉપર જવાને રસ્તે અધવચ્ચે જ મળ્યાં અને એમણે ઈલાને ચુંબન કર્યું તેમ જ મારી અને રવિ સાથે હાથ મિલાવ્યા. એમણે મને કહ્યું કે અમે અંતે મળી શક્યાં તેનો એમને આનંદ હતો. મૅ બહાર હતી તે દુખદ હતું, એને મને મળવાનું ખૂબ ગમ્યું હોત, એ વારંવાર મારા કુટુંબે કલકત્તામાં એમના પ્રત્યે દાખવેલા પ્રેમભાવની વાત કરતી હતી.

નિકે, બહુ રમૂજથી એમને મેં કેવી રીતે એ લોકોને ઘેર જવાનો રસ્તો બતાવ્યો અને એમને ઘેર એક ચેરીનું વૃક્ષ હતું એની પણ મને કેવી ખબર હતી, તે કહ્યું.

જુઓ, એ વિશે મેં ઘણું બધું સાંભળ્યું છે. મેં વિચિત્ર રીતે કહ્યું. હવે હું મૂંઝાઈ ગયો હતો.

'સારું', શ્રીમતી પ્રાઈસ હસીને બોલ્યાં. અમારે તને એક ગાઈડેડ ટુર આપવી પડશે પણ ચાલો અને પહેલાં એક ગ્લાસ શેરી પીઓ.

એ અમને હૉલમાં લઈ ગયાં, મને મારો કોટ ક્યાં ભેરવવો તે બતાવ્યું અને અમને એક મોટા ઉજાસવાળા ઓરડામાં બેસાડ્યા.

લો, આ રહ્યું બધું. એક જગ અને થોડા ગ્લાસ સહિતની ટ્રે તરફ ફરીને એ બોલ્યાં. અને તને શું પીવું ગમશે ?

હું સાંભળું એ પહેલાં એમને બે વાર બોલવું પડ્યું : હું રૂમની આસપાસનું બધું જોવામાં મશગૂલ હતો.

ત્રિદીપે એક વખત મને એ રૂમના ફોટાઓ બતાવ્યા હતા.

1939માં ત્રિદીપ અને એનાં માતાપિતા 44, લેમિંગ્ટન રોડ પર રહેવા ગયાં. પછી તરત જ શ્રીમતી પ્રાઈસે પોતાના ભાઈ એલનને અને એ બ્રિક લેનમાં જેમની સાથે એક જ મકાનમાં રહેતા હતા, એમના ત્રણ મિત્રોને પોતાની સાથે ચા પીવા નિમંત્ર્યા હતા. એ વખતે સાહેબ હજુ હલનચલન કરી શકતા હતા; એમનું ઓપરેશન એક મહિના પછી થવાનું હતું. એમણે તાજેતરમાં જ એક કેમેરા ખરીદ્યો હતો અને એ બપોરે એમણે ઘણા બધા ફોટાઓ પાડ્યા હતા.

એ વખતના ફોટાઓની ગુણવત્તા એકદમ આંખે ચડે એવી રીતે જુદી પડતી હતી. એને સમય, રંગ કે કાગળના પ્રકાર સાથે કશો સંબંધ ન હતો. ત્રિદીપે જ્યારે અમને બંનેને ઉપર એની રૂમમાં લઈ જઈને પોતાની જૂની સ્ક્રેપબુક ખોલી હતી ત્યારે મૅએ એના પર તરત જ ટીકા કરી હતી.

પોતાનાં મમ્મીપપ્પાનો ફોટો બતાવીને એણે કહ્યું હતું, ફોટા ઝાંખા થાય કે બીજું કંઈ તેની સાથે કંઈ નિસ્બત નથી. એ સમયે કેમેરાએ લોકોને કેવી રીતે નિહાળ્યા તે વાત મહત્ત્વની છે.

આધુનિક કૌટુંબિક ફોટાઓમાં કેમેરા મિત્રની જેમ ઘૂમતો હોય એમ લાગે છે, અને જ્યારે એની સામેની વ્યક્તિઓ પોતાના હાવભાવને અનૌપચારિક લાગે તે રીતે રજૂ થવા દેવા અવ્યવસ્થિત રીતે ગોઠવાઈ હોય, ત્યારે એની ચાંપ દબાય છે. પણ એ જમાનાના ફોટાઓમાં કેમેરાની આંખ હજુ જાહેર અને ત્રાહિત રહેતી જેની સામે આવીને લોકો નીડર મોજમસ્તીની આકર્ષક મુદ્રાઓ દ્વારા એને પડકારવા માટે તણાવ અનુભવતા, કે પછી હંમેશા ઔપચારિકતાથી નહિ, તોય સામાન્યપણે એમના ચહેરાઓને સ્વસ્થ કરવાના કે ખભાને ટટાર કરવાના પ્રયત્ન દ્વારા એક જાહેર રૂપ સૂચવવા પૂરતી અક્કડતાનો સંકેત કરતા.

ઉદાહરણ તરીકે એમાંના એક ફોટામાં, આગળના ભાગમાં એક મોટો, છીછરો

ખાડો છે. પાછળના બગીચામાં સ્નાઈપ એ ખાડો છેલ્લાં બે અઠવાડિયાંથી ખોદી રહ્યા છે. આ ખાડો અપેક્ષિત જર્મન બૉંબ સામે, એમની સંરક્ષણની બીજા નંબરની વ્યવસ્થા, એન્ડરસન હવાઈ-હુમલા આશ્રય સ્થળનો પાયા કરવાનો ઇરાદો છે. તેથી આ ખાડો ખૂબ મહત્ત્વનો છે. પણ ફોટામાં તો એ ખાડો એ સિવાયનું બીજું કંઈક જ હોય તેવો લાગે છે. એ એક વિખરાયેલા ફૂલોના ક્યારા જેવો લાગે છે. એ લોકોએ એની બાજુમાં ઊભા રહેવાનું નક્કી કર્યું. એ કદાચ એક પ્રકારની રમૂજ હશે. ટ્રેસોસેનના એકાદ મિત્રને એવું કરવાનો વિચાર આવ્યો હોવો જોઈએ. આ ફોટો લેવાયો તેની થોડી ક્ષણો પહેલાં એ લોકો ભવિષ્યના આ દયાજનક ભોંયરાને જોઈને, હસીને બેવડ વળી ગયાં હશે. પણ હવે કૅમેરા એમના તરફ છે એટલે એમાંથી ફક્ત એક જણ હસે છે, લેન્સની પરવા કર્યા વગર. બાકીના બધાએ પોતાના ચહેરા વ્યવસ્થિત કરી લીધા છે.

સ્નાઈપ આ ગ્રુપમાં છેક ડાબી બાજુએ છે. એમણે ચોળાયેલું કોર્ડરોય જાકીટ અને થોડીઘણી વાંકી ઊનની ટાઈ પહેર્યાં હતાં. એ બહુ ભરાવદાર માણસ નથી, પણ એના ખભા ઘણા પહોળા છે અને એને બહુ સારા લાગતા નથી. એ જરાક નમ્યા છે, એમનું માથું કૅમેરા તરફ વળેલું છે, તેથી પ્રકાશ એમના મસ્તિષ્કના ટાલવાળા ભાગ પર પડે છે. ફોટોગ્રાફમાંની બીજી બધી વ્યક્તિઓ કરતાં એ બહુ મોટા લાગે છે. અલબત્ત એ મોટા તો છે જ, પણ જેટલા મોટા દેખાય છે એટલા બધા તો નહિ. એમણે પોતાના હાથમાં પાવડો પકડ્યો છે, કદાચ પેલી રમૂજના મિજાજમાં દાખલ થવાના પ્રયત્ન રૂપે. પણ પાવડો એમને અભિપ્રેત ન હોય એવી રીતે એમના હાથમાં હાસ્યાપદ લાગે છે. જે રીતે સાવધાનીથી એને એમણે પકડી રાખ્યો છે તે પરથી એટલું તો સ્પષ્ટ છે કે આ ઓજાર એમના હાથમાં નવુંસવું છે, એ એને બાળકની જેમ ઝુલાવી રહ્યા છે. સ્નાઈપ નિ:શંકપણે એક કેળવણીકાર છે. આ ક્ષણ પૂરતું, ગમે તેમ પણ એમણે હેમ્પસ્ટેડ કૉલેજમાં મિડલ ઇંગ્લિશ લેક્ચરર તરીકેની એમની નોકરી થોડો સમય માટે છોડી દીધી છે, અને એટલા સમય માટે એમને મિનિસ્ટ્રી ઓવ ફૂડમાં કામગીરી સોંપવામાં આવી છે.

સ્નાઈપની જમણી બાજુએ એક ઊંચો, ફિક્કો પાતળા ચહેરાવાળો માણસ એના જાડાં ચશ્માંમાંથી કૅમેરા તરફ ખુલ્લી આંખે જુએ છે, એ ડેન છે. એણે કપડાની ટોપી અને ઝાંખું થઈ ગયેલું ફેર આઈલ સ્વેટર પહેર્યા છે, અને એના ગળા ફરતે એણે એક લાંબો સ્કાર્ફ વીંટાળ્યો છે. એના જેકેટના ખિસ્સામાંથી વીંટો વાળેલું છાપું બહાર ડોકાય છે.

શ્રીમતી પ્રાઈસે જ્યારે ત્રિદીપની ડેન સાથે ઓળખાણ કરાવી હતી ત્યારે એણે પહેલી નોંધ એ છાપાની લીધેલી. ડેનની ઓળખાણ જ્યારે માયાદેવી સાથે થઈ રહી હતી, ત્યારે ત્રિદીપ એડી પર ઊંચા થઈને, અને ડેનના ખિસ્સામાંથી એ છાપું બહાર કાઢી લીધા વગર રહી શક્યો ન હતો. માયાદેવીએ આ જોયું હતું અને પોતાના દબાતા અવાજે એને વઢ્યાં હતાં. ડેને એ સાંભળ્યું. એનો ફિક્કો ચહેરો રાતોચોળ બની ગયો,

અને મૂંઝવણથી થોથવાતા એણે આવું કશુંક કહ્યું. અરે, આ તો માત્ર છાપું છે. એને એ લેવા દો. એણે પોતાના ખિસ્સામાંથી એ બહાર ખેંચ્યું અને ત્રિદીપને આપી દીધું.

ત્રિદીપે થોડીવાર જોયું અને એ છાપું ન્યૂઝ ક્રોનિકલ હતું કે કેમ તે પૂછી જોયું. ડેને દિલગીરી સાથે પોતાનું માથું ધુણાવ્યું અને એ વધારે લાલચોળ બની ગયો. તો પછી ત્રિદીપે પૂછ્યું, જો એ ન્યૂઝ ક્રોનિકલ ન હતું, તો બીજું કયું છાપું હતું ?

ત્રિદીપ ઘણીવાર એના પપ્પા માટે છાપું ખરીદવા નીચે વૅસ્ટ એન્ડ લેનમાં દોડી જતો, તેથી એ ન્યૂઝ એજન્ટના ઘોડા પર એણે જોયેલા બધાં છાપાંઓથી પરિચિત જ હતો. ધ સ્પીહઅર અને પિક્ચર પૉસ્ટ છાપાં એના માનીતા હતાં પણ એને ન્યૂઝ ક્રોનિકલ પણ ગમતું, ખાસ કરીને એના ફોટાઓ.

આ ધ ડેઈલી વર્કર છે, ડેને એને કહ્યું. ત્રિદીપને એમાંથી રસ ઊડી ગયો અને છાપું એને પાછું આપી દીધું. એણે એ નામનું કોઈ છાપું જોયું ન હતું કે એનું નામ પણ સાંભળ્યું ન હતું. એને બદલે એ ધ સ્પીહઅર કેમ વાંચતો નથી ? ત્રિદીપે ડેનને પૂછ્યું હતું.

ડેને એને કહ્યું કે પોતે એ પણ વાંચતો હતો, વારંવાર નહિ તોય ક્યારેક ક્યારેક તો વાંચતો. અને ધ ડેઈલી વર્કર તો એ વાંચતો જ ન હતો, એ તો ત્યાં નોકરી કરતો હતો.

ત્રિદીપ પ્રભાવિત થયા વગર રહી શક્યો જ નહિ, કારણ કે એણે એ છાપા વિશે કદી સાંભળ્યું ન હતું, તેમ છતાં એ સ્પષ્ટપણે છાપું જ લાગતું હતું, બીજા કોઈ પણ છાપાની જેમ પ્રેસમાં છપાયેલું અને થોડા ફોટાઓ સહિતનું. ત્રિદીપ સહેજ પાછળ હટ્યો, ડેનને માથાથી પગ સુધી જોયો. અને પછી ખરેખર, ગંભીરતાથી પોતે એ છાપા માટે લખતા હતા એમ કહેવા માંગતા હતા કે કેમ તે પૂછી જોયું. આ પહેલાં છાપામાં લખનાર કોઈને પોતે કદી મળ્યો ન હતો.

હા, ડેને પોતાનું માથું ખજવાળતા એને કહ્યું કે એ એમ કરતો હતો. પછી સ્વાભાવિક રીતે જ ત્રિદીપે એને એ શેના વિશે લખતો હતો તે પૂછ્યું. ડેને ફરી માથું ખજવાળ્યું અને મોઢું ચડાવીને ત્રિદીપને કહ્યું કે એ ટ્રેડ યુનિયનો અને હડતાળો અને એવી બીજી બાબતો વિશે લખતો હતો.

પોતાને આટલી બધી વસ્તુઓ અંગે ખ્યાલ ન હતો, એવું એ એક જ સાંજે સ્વીકારતાં ત્રિદીપે શરમ અનુભવી. પણ એ ઉત્સુક હતો, એટલે અંતે એણે પોતાનો ગર્વ ત્યજી દીધો અને બોલ્યો : ટ્રેડ યુનિયન એટલે શું ?

એ વખતે ડેન પલાંઠીવાળીને ત્રિદીપની બાજુમાં બેસી ગયો. એના અને ત્રિદીપના માથાની ઉંચાઈ સરખી હતી અને એણે લાંબા સમય સુધી બહુ ઊંડો વિચાર કર્યો. પણ ડેન કંઈ જવાબ આપે તે પહેલાં શ્રીમતી પ્રાઈસ ત્રિદીપને દૂર લઈ ગયા અને કેકનો ટુકડો મૂકેલી એક પ્લેટ એના હાથમાં પકડાવી દીધી. પાછળથી ત્રિદીપે શ્રીમતી પ્રાઈસને કાવતરું કર્યાના સ્મિત સાથે ડેનને કહેતાં સાંભળ્યા : એ તો કાયમ આવા ભયંકર અઘરા

સવાલો પૂછ્યા કરે છે - અને પછી છાપામાં લખનાર વ્યક્તિની સામે સમસ્યા ઊભી કરી દે એવો પ્રશ્ન પૂછવા જેટલો પોતે હોંશિયાર છે એ વિચારે બાકીની આખી સાંજ ત્રિદીપ પોતાને માટે ગર્વ અનુભવતો રહ્યો.

લાંબા સમય પછી ત્રિદીપને ખબર પડી કે એક વખત ડેન ત્રોત્સ્કીવાદી ડાબેરીઓમાં મહત્ત્વની વ્યક્તિ હતી. કેમેસ્ટ્રીના ડિગ્રીધારી એક પ્રખ્યાત ભૌતિકશાસ્ત્રીના એ પુત્ર હતા. અને પછી પાછળથી લંડનની સ્કૂલ ઑવ્ ઈકોનોમિક્સમાં અભ્યાસ કરવા ગયા હતા. એ પછી એમણે કેટલાક ડાબેરી છાપાંઓમાં પત્રકાર તરીકે કામ કર્યું હતું, પણ તરત જ એ સ્પેનિશ સિવિલ વૉરમાં લડાઈ માટે જતા રહ્યા હતા. ત્યાં ઘવાયા પણ ઊંચી પ્રતિષ્ઠા મળી, પછી ઇંગ્લૅન્ડ પાછા ગયા હતા અને વિશાળ સમુદાયમાં વંચાતા એકાદ બે ચોપાનિયામાં મુખ્યત્વે નાત્સીવાદ પરના લખાણમાં મદદ કરી હતી. ડેન ટ્રેસોસેનના રાજકીય સલાહકાર હતા એ વિશે ત્રિદીપના મનમાં કદી કોઈ શંકા ન હતી.

આ ફોટામાં એક જુવાન માણસ, પોતાના હાથ પર માથું ટેકવીને, કેમેરા સામે ઉદ્ધતાઈથી હસતો, એમના પગ પાસે લંબાવીને પડ્યો છે. એનો ચહેરો ઉપસેલા ગાલથી ફૂલેલો છે અને વાળ વાંકડિયા છે, હટ્ટાકટ્ટા ગોળમટોળ શરીર સાથે જતા ચહેરા જેવો જ એ ચહેરો છે. એની વળેલી કોણી ટ્રેસોસેનના એક બૂટ પર ટેકવેલી છે, પણ ટ્રેસોસેન એ તરફ ધ્યાન આપતા નથી. આ માઈક છે.

એ લોકો આવી પહોંચ્યા ત્યારે માઈક પીધેલી હાલતમાં ધીંગામસ્તી કરતો હતો. એની આંખો ધૂંધળી હતી અને ગાલ રતાશભર્યા, ત્રિદીપને એ વાસી બિયરથી, ફિન્ચલી રોડ પરના દારૂના પીઠાઓના દરવાજાઓની બહાર ધસી આવતી હવાની છાક જેવો ગંધાયો. એ લઘરવઘર કોટ અને કાપડની ગંદી ટોપીમાં લપટાયેલો હતો. એ જ્યારે વાત કરવા લાગ્યો ત્યારે ત્રિદીપને એનું બોલેલું સમજવું મુશ્કેલ થઈ પડ્યું, પાછળથી શ્રીમતી પ્રાઈસે એને સમજાવેલું કે માઈકના ઉચ્ચારો વધુ પડતા આઈરિશ લહેકાવાળા હોવાથી એમ બન્યું હતું.

માઈકને સાહેબ માટે તરત જ અણગમો થઈ ગયો હતો. એ લોકોનો જ્યારે પરિચય કરાવવામાં આવતો હતો ત્યારે સાહેબના ઊનના જેકેટ અને પટ્ટીવાળી ટાઈ તરફ એણે કટાક્ષથી જોયેલું, અને પછી પોતાના પગ વધુ પડતા હલાવીને એણે પૂછ્યું હતું, તો તમે ક્યાંથી આવો છો ?

સાહેબ ઉત્તેજિત થઈ પોતાની ટાઈ સરખી કરી અને બોલ્યા : હું ભારતીય છું. માઈકે એક ધૂંધળી આંખ બંધ કરી અને એમને પગથી માથા સુધી જોઈ લીધા. મને તમે ખાસ ભારતીય લાગતા નથી એણે કહ્યું. હજુ સુધીમાં તમે કોઈ અંગ્રેજ માણસ મારી નાખ્યો છે ખરો ?

સાહેબ પોતાનું માથું ધુણાવતા, ડરથી એક ડગલું પાછળ ખસી ગયા. ત્રિદીપ ખી ખી કરવા લાગ્યો.

તો પછી તમે શાને કારણે ભારતીય છો? એક ડગલું આગળ વધતાં માઈક બોલ્યો.

પછી ટ્રેસોસેન એમની વચ્ચે પડ્યા અને એને દૂર લઈ ગયા.

ટ્રેસોસેન પોતે એ ફોટોગ્રાફમાં કેન્દ્રમાં છે. એ ખૂબ ટટ્ટાર ઊભા રહ્યા છે, અને ગમે તેમ તોય ખૂબ ઊંચા હોવાને કારણે એ બીજા બધાને આંબી જાય છે. એમનો ચહેરો લાંબો છે, આંખો સીધી, ઊંડી જડાયેલી છે. એમની આંખો અને હોઠના ખૂણા પરથી ધારદાર રેખાઓ ઊપસી આવી છે. એ છે તો ફક્ત અઠ્ઠાવીસ વર્ષના, પણ અહીં તો પાકટ વયના આરંભ અને અંત વચ્ચેની કોઈપણ નક્કી ન કરી શકાય એવી ઉંમરે એ પહોંચી ગયા હોય એવા લાગે છે. એમના જેકેટની જમણી બાંય એવી રીતે લટકે છે કે જાણે એમના હાથને કાંઈ થયું છે કે કેમ તે કહેવું અત્યંત મુશ્કેલ બને. પણ વાસ્તવમાં તો એ હાથનાં હાડકાં મોટેભાગે ધાતુના બનેલા છે અને તેથી એ તેનો માત્ર પ્રારંભિક રીત સિવાય બીજો ઉપયોગ કરી શકતા નથી. એમણે હંમેશા એવો દાવો કર્યો છે કે પોતાને મોટરસાઇકલ એક્સિડન્ટમાં ઈજા થઈ હતી. પણ શ્રીમતી પ્રાઈસને એમની વાતમાં જરાય વિશ્વાસ નથી, અથવા તો એ માને છે કે એમને એથી વિશેષ કશું થયું છે.

સૌ પ્રથમ આ ઈજા વિશે શ્રીમતી પ્રાઈસે પોતાને ફ્રાંસથી મળેલા એક પત્ર પરથી જાણ્યું હતું, એમાં એમને જાણ કરવામાં આવી હતી કે ટ્રેસોસેનને એક્સિડન્ટ થયો હતો અને તેઓ વેર્દુંમાં એક હૉસ્પિટલમાં હતા. એમના એક હાથે સખત ઈજા પહોંચી હતી, પણ ચિંતા કરવાનું કારણ ન હતું, કેમકે ડૉક્ટરોએ તેઓ સારા થઈ જશે એવું કહ્યું હતું. કાગળમાં ફ્રાન્સેસ્કા આલે વીની સહી હતી અને તારીખમાં સાતનો આંકડો વચ્ચેથી કપાયેલો હતો. આ વિશે શું વિચારવું તેની શ્રીમતી પ્રાઈસને સમજ પડતી ન હતી. એમને હતું કે ટ્રેસોસેન સ્ટુટગાર્ટમાં હશે, અંગ્રેજી શીખવતા હશે, પણ એમણે વાંચ્યું હતું કે ત્યાં એ લોકો માટે મુશ્કેલી થઈ હતી. અને હવે અહીં એ સરહદની બીજી બાજુએ હતા. બલ્કે તેઓ એવા શહેરમાં હતાં જેના નામ સાથે એમની પેઢીની દરેક વ્યક્તિના મનમાં ભયાવહ સ્મૃતિઓ જોડાયેલી હતી. એ હૉસ્પિટલમાં પડ્યા હતા, જ્યાં નામ પરથી યહૂદી અને જર્મન બંને લાગે એવી સ્ત્રી, માની લઈએ કે, એમની સારસંભાળ લેતી હતી. પણ જ્યારે શ્રીમતી પ્રાઈસે જાતે ત્યાં જવાનો પ્રસ્તાવ મૂકતો પત્ર લખ્યો તો એમના સંવાદદાતાએ વળતી ટપાલે એમ કરવું જરૂરી નથી એવો પ્રત્યુત્તર પાઠવ્યો. એ પોતે જ એલનની સારસંભાળ રાખતી હતી અને એ જલ્દી સારા થઈ જવાના હતા.

પણ એક મહિના પછી, જ્યારે એ ઈંગ્લંડ પાછાં ફર્યાં ત્યારે જરાય સ્વસ્થ લાગતા ન હતા. શ્રીમતી પ્રાઈસ ઇચ્છતા હતા કે એ હેમ્પસ્ટેડમાં પોતાની સાથે થોડો વખત રહે જેથી એ એમની ચાકરી જાતે જ કરી શકે, પણ એ તો બ્રિક લેન જતા પહેલાં ફક્ત એક જ અઠવાડિયું રહ્યા હતા. શ્રીમતી પ્રાઈસે એમને એક વખત શું બન્યું હતું

તે અંગે પૂછ્યું અને એમણે રાત્રિના સમયે પોતાની મોટરસાઇકલ રસ્તાની બહાર ચલાવવા વિશે કશુંક બબડતા, અસ્પષ્ટ રીતે ઉડાઉ, જાતને ઉતારી પાડતો જવાબ આપ્યો હતો. હવે પોતે એમને ફાંસ મળવા નહોતાં ગયાં એ દોષથી ડઘાઈ જઈને શ્રીમતી પ્રાઈસ એવું માનવા લાગ્યાં હતાં કે એમની પાસેથી યોગ્ય જવાબ મેળવવાનો અધિકાર એ ખોઈ બેઠાં હતાં.

પણ આમ છતાં, એ જ્યારે એમને ફરીવાર મળ્યાં ત્યારે એ ખુશ જણાતાં હતાં અને તેથી શ્રીમતી પ્રાઈસને ખૂબ નિરાંત થયેલી. એમણે શ્રીમતી પ્રાઈસને કહ્યું કે વિક્ટર ગોલાન્ઝે નામના લેફ્ટ બુક ક્લબ નામની ક્લબ ચલાવતા એક પ્રકાશક સાથે એમના મિત્રોએ એમનો પરિચય કરાવ્યો હતો. એમને ક્લબના સમાચાર પત્રનું સંપાદન કરવામાં મદદરૂપ થવાની નોકરીનો અનુરોધ થયો હતો એમ એમણે જણાવેલું.

એ ફોટો લેવાયો ત્યારે પણ હજુ એ ક્વેન્ટ ગાર્ડનની બાજુમાં હેન્રીટાસ્ટ્રીટમાંની એમની ઑફિસમાં કામ કરતા હતા. પણ જ્યારે યુદ્ધ શરૂ થયું અને ક્લબની ઑફિસો બર્કશાયર ખસેડી લેવામાં આવી ત્યારે એમણે રાજીનામું આપી દીધું અને 'ધ ટ્રીબ્યુન અને ધ ઓબસર્વરમાં ક્યારેક ક્યારેક લખાણો દ્વારા થોડા પૈસા કમાઈ લઈને લંડનમાં જ રહી ગયા, અને કેટલીકવાર હોબર્નની પાસે સેંટ બ્રાઈડસ સ્ટ્રીટ પરની સોશ્યાલિસ્ટ બુકશોપને મદદ કરતા રહ્યા.

ફ્રાન્સેસ્કા આલેવી ડેન અને ટ્રેસોસનની વચમાં ઊભાં છે. એ પાતળાં અને ઊંચાં છે, એમના વાળ કાળા છે અને અણિયાળા નાકવાળો ચહેરો અદ્ભુત રીતે ઉદાસ છે. એમણે લાંબું કાળું સ્કર્ટ અને કમરથી સાંકડું જેકેટ પહેર્યાં છે. ગ્રુપને છેડે ઊભેલાં માયાદેવી અને શ્રીમતી પ્રાઈસ બંને જણ એમના લાલિત્યથી અંજાઈ જઈને, એકીટશે એમના તરફ જોઈ રહ્યાં છે.

શ્રીમતી પ્રાઈસે ઘણી વખત ફ્રાન્સેસ્કા અંગેની ધારણા માયાદેવીને કહી છે. એ જાણે છે કે ફ્રાન્સેસ્કા બ્રિક લેનના એ ઘરમાં બીજા ત્રણ માણસો સાથે ભાગીદારીમાં રહે છે. પણ તેઓ કહે છે તે રીતે, એ સમજી શકતાં નથી કે ખરેખર એની ભાગીદારી કોની સાથે છે. આમ તો હકપૂર્વક એ એલન જ હોવો જોઈએ, એમ તેમને લાગે છે, કારણ કે હવે એમને ખાતરી થઈ ચૂકી છે કે એલને, ફ્રાન્સેસ્કાને જર્મનીમાંથી છૂપી રીતે બહાર નીકળી જવામાં મદદ કરતાં જ પોતાને ઈજા પહોંચાડી હતી. પણ સાથે સાથે ફ્રાન્સેસ્કા માઈક સાથે પણ એટલી જ હળેલી લાગે છે. શ્રીમતી પ્રાઈસે હકીકતમાં એક વખત જાહેરમાં એને માઈકનું ખમીસ અંદર ખોસતાં જોઈ છે. ઘણો પ્રયત્ન કરવા છતાં શ્રીમતી પ્રાઈસને ફ્રાન્સેસ્કા ખરેખર ગમતી નથી - એ ખૂબ લાલિત્યપૂર્ણ તો છે જ, ખૂબ તેજસ્વી ખૂબ દુન્યવી... પોતાનો ભાઈ ન કરે, નથી કરતો... એવી ઈચ્છા કર્યા વગર શ્રીમતી પ્રાઈસ રહી શકતાં નથી.

એ લોકોનો એક બીજો ફોટો ડ્રોંઈંગરૂમમાં લેવાયેલો છે. એ ત્રિદીપને ખૂબ ગમે છે. નમતી સાંજના પ્રકાશમાં લાંબા એક્સ્પોઝથી લીધેલો એ એક ધૂંધળો, અસ્પષ્ટ ફોટો

છે. એ બધા એક મોટી આરામખુરશીની આસપાસ ગોઠવાઈ ગયા છે. એમની પાછળ ડ્રોઈંગરૂમનો થોડો ભાગ જોઈ શકાય છે. એ રૂમ બહુ મોટો, ખાલી લાગે છે. એમાં ફર્નિચર બહુ થોડું છે અને દીવાલો પર કશું જ દેખાતું નથી. બીજે છેડે, પાછળના બગીચામાં ખૂલતું બારણું દેખાય છે, પણ એ વજનદાર પડદાથી કાળા કરી નાખેલા ધબ્બાથી વિશેષ કશું નથી.

ફ્રાન્સેસ્કા ખુરશીમાં બેઠી છે અને માઈક તેમજ ડેન એના હાથા પર ટેકો લે છે. એ ત્રણે જણાં હાલી ગયાં છે અને એમના ચહેરા ફોટા પર ધબ્બા જેવા લાગે છે. એ બધા હસે છે - કદાચ સાહેબના એમના ફોટા પાડવાના આગ્રહ પર માયાદેવી અને શ્રીમતી પ્રાઈસ આરામખુરશીની પાછળ, એમનાથી ઘણા ઊંચા લાગતા એલન ટ્રેસોસેનને વચ્ચે રાખીને ઊભા છે. શ્રીમતી પ્રાઈસના હાથમાં મેં છે. એક સફેદ નાનકડું પોટકું અને તે એની સામે ગર્વથી હસીને જોઈ રહ્યાં છે. એના માથાની છેક ઉપર એના સોનેરીવાળની સુંદર લટને ગોળ વાળેલી છે.

પોતાની અદ્‌ભુત ઊંચાઈએથી ટ્રેસોસેન માયાદેવી તરફ નીચે જોઈ રહ્યાં છે, એ મૃદુ અને મૂંઝાયેલા લાગે છે.

આ ફોટો લેવાયો તેની થોડી જ મિનિટો પહેલા ટ્રેસોસેન અને માયાદેવીએ પહેલી જ વખત એકબીજાની સાથે વાતચીત કરી હતી. આખી સાંજ એમણે એક પણ શબ્દની આપલે કરી ન હતી તેથી એ બંને જ્યારે ફોટો પડાવવા માટે એકમેકની બાજુમાં ઊભાં રહ્યાં ત્યારે એ જરા અતડા લાગતા હતા. છેવટે પોતાનું ગળું ખંખેરતા, ટ્રેસોસેને ટિપ્પણી કરી હતી : તમે ઈંગ્લંડ આવવા માટે ખરાબ સમય પસંદ કર્યો છે, ખરુંને ? યુદ્ધ ડોકાતું હોય, ત્યારે ઘરથી આટલે દૂર આવવું તમારે માટે ચિંતાકર બનતું હશે.

હા, માયાદેવીએ જવાબ આપ્યો હતો, મને ચિંતા છે, પણ તે મારા દીકરા અને પતિની. મારે માટે એ પસંદગીની બાબત ન હતી, પણ જો એમ હોત તો હું મારી મેળે ઈંગ્લંડ આવવાનો બીજો વધારે સારો સમય પસંદ કરી શકી ન હોત.

ટ્રેસોસેન ચોંકી ગયા. શા માટે ?

વારુ, માયાદેવીએ હસીને કહ્યું, પોતે લંડનમાં વિતાવેલા એકાદ બે મહિના કેટલા બધા ઉત્તેજક હતા - છેલ્લાં થોડાં અઠવાડિયાં દરમિયાન પણ વાતાવરણ બહુ નાટકીય ઢબે બદલાઈ ગયું હતું. દુકાનોમાં, રસ્તાઓ પર લોકો વધારે હૂંફાળા થતા જાય છે એ તરફ એમનું ધ્યાન ગયા વગર રહ્યું નથી. હવે દરેક વ્યક્તિ વધારે સારી રીતે વર્તતી હતી. ઘણીવાર જ્યારે એ અને ત્રિદીપ બહાર જતા ત્યારે લોકો ત્રિદીપને માથે પ્રેમથી ટપલી મારતા અને પોતાની સાથે થોડીક વાત કરવા ઊભા રહેતા; દુકાનદારો એમના પતિની ખબર પૂછતા અને એમનું ઑપરેશન ક્યારે થવાનું છે એ પણ પૂછતા. પણ આ માત્ર એમને એકલાને લાગુ પડતું ન હતું. દરેક વ્યક્તિ બીજી વ્યક્તિ સાથે પ્રેમાળ બનતી જતી હતી. કેમ, એ દિવસે જ સવારે એમની બહેન એલિઝાબેથે કહેલું કે નીચે રસ્તાને છેડે રહેતાં પેલાં વૃદ્ધા શ્રીમતી ડનબાર એમની જીવંત સ્મૃતિમાં તો પહેલી જ

વાર શિષ્ટ બન્યાં હતાં.

હા, ટ્રેસોસેન બોલ્યાં એ ખરું છે - હવામાં એક પ્રકારની ઉત્તેજના છે.

હા, એ સાચો શબ્દ છે. માયાદેવી બોલ્યાં, ઉત્તેજના. હું નસીબદાર છું હું ઈંગ્લંડને જીવંત બનતું જોઈ શકી છું. જો હું અત્યારે અહીં ન હોત તો મને એ જોવા ન મળત.

ટ્રેસોસેન હસ્યા. લોકોને મારી વાતમાં વિશ્વાસ નથી બેસતો. એમણે કહ્યું. પણ ત્યાં - જર્મનીમાં પણ આવું જ છે - જોકે અલબત્ત અહીં કરતાં ઘણી વધારે કઢંગી રીતે. અહીં પાછા આવવાનું બહુ વિચિત્ર લાગતું હતું - અરીસામાંથી ડગલાં ભરવા જેવું.

એ જ વખતે સાહેબે પોતાનું શટર ક્લિક કર્યું. માયાદેવી શરમાઈને હસતાં ટ્રેસોસેન તરફ ઊંચે જુએ છે. એમની સાડી એમના માથા પરથી સરકી ગઈ છે. એ ઉંમરમાં ટ્રેસોસેન જેટલાં જ છે ને ઉપરાંત બે બાળકોની માતા પણ છે તેમ છતાં એ એમના કરતાં અડધી ઉંમરના લાગે છે, સ્વચ્છ આંખોવાળા, નિર્દોષ અને તેજસ્વી રીતે સુંદર.

આ ત્રિદીપનો માનીતો ફોટો છે : ટ્રેસોસેનના ચહેરા પરનો વિલક્ષણ, આછો મૂંઝાયેલો દેખાવ એને બહુ ગમે છે. એમની સામે ઊંચું જોઈને, માયાદેવી જે રીતે હસે છે એ એને ગમે છે. જ્યારે એ ટ્રેસોસેનને પોતાનો હીરો બનાવીને વાર્તાઓ ઉપજાવી કાઢે છે, ત્યારે એમનો અંત, હંમેશા ટ્રેસોસેનનો એવો દેખાવ અને માયાદેવીનું એમના તરફ ઊંચે જઈને હસવું, એવો જ આવે છે.

એ સાંજની ત્રિદીપની એક છેલ્લી કાલ્પનિક છબી મારી પાસે છે : ટ્રેસોસેન અને તેમના મિત્રો બ્રિક લેન પાછા ફરતા જ્યારે લેમિંગ્ટન રોડ પરથી પસાર થતા હોય છે ત્યારે ત્રિદીપ બારીમાં ઊભો છે અને પડદાની આડશમાંથી એમને જોઈ રહ્યો છે. અત્યારે ઘણું મોડું થયું છે અને ઉનાળાના અંતિમ ભાગની સાંજ રાત્રિના અંધકારમાં પલટાતી જાય છે. પ્રકાશની એ આકસ્મિક ઝાંયમાં ઝડપાઈ ગયેલો માઈક, રીઢા બોક્સરની સંતુલિત ચપળતાથી એની એડીઓ પર ડોલે છે, અને ટ્રેસોસેન તરફ ઝડપથી નાના મુક્કાઓ ઉગામે છે પણ ટ્રેસોસેન પણ ઝડપી છે, અને માઇકના મુક્કાઓ સહેલાઈથી ચુકાવે છે, અને એનું સમતુલન ગુમાવડાવે છે, અને પછી એમનો ડાબો હાથ બહાર આવે છે અને માઇકને એની છાતી વચ્ચેથી પૂરેપૂરો ઝાલે છે. માઇક ટૂંકો થઈ ટૂંટિયું વળી જાય છે, હાથ ઢીલા કરી લબડાવી દે છે, મોંથી ચાળા પાડે છે અને જીભ બહાર કાઢે છે. પછી એ લોકો પોતાના હાથ એકબીજાના ખભા આસપાસ વીંટાળે છે અને ફ્રાન્સેસ્કા પોતાનો હાથ ડેનના હાથમાં ભરાવે છે અને એ લોકો એક નાનું ટોળું બની ગલીમાંથી એટલે મોટેથી ગાતાં ગાતાં પસાર થાય છે કે શ્રીમતી પ્રાઈસના પાડોશીઓ પડદામાંથી ડોકિયાં કરે છે.

વર્ષો પછી, ત્રિદીપ એમને એ રસ્તા પરથી ધીમેથી વધતા જતા અંધકારમાં એકબીજાને જોરથી પકડી રાખીને ચાલ્યા જતાં એકદમ સ્પષ્ટ રીતે જોઈ શકતો હતો.

પણ એને ખબર હતી કે એના મનમાં એ ચિત્રની જે સ્પષ્ટતા હતી તે માત્ર અબોધની લોભાવનારી સ્પષ્ટતા જ હતી, પોતે યાદ રાખેલી વિગતના ભ્રામકભારથી સર્જાયેલી જાણકારીનો એક આભાસ. ઉદાહરણ તરીકે, એ જાણતો હતો કે એ લોકો એમના બ્રિક લેન પરના ઘરને રસ્તે જતા હતા, લેમિંગ્ટન રોડને છેડે એ લોકો વેસ્ટ હેમ્પસ્ટેડ સ્ટેશન તરફ ડાબી બાજુએ વળવાના હતા. પણ બ્રિકલેનના એ મકાનની અંદરના જે જગતમાં લોકો જવાના હતા, એ વિશે એ કંઈ પણ જાણતો ન હતો, વિશ્વાસ અને લાગણીઓના તાણાવાણા અને એને એક સાથે પકડી રાખતી નાની ઈર્ષ્યાઓ અંગે એ કશુંય જાણતો ન હતો. એના મનના એક ભાગમાં એ ઘર એક તેજસ્વી શુદ્ધ વિશ્વ રૂપે ઊપસતું હતું, એ વિશ્વ શ્રદ્ધાના પાયા પર ચણાયેલું હતું પણ બીજા ભાગમાં એને ખબર હતી કે એને વાસ્તવિક બનવા માટે એમાં કોઈક જગ્યાએ તુચ્છ, નાની, ભદ્દી ઈર્ષ્યાઓ માટે પણ જગ્યા હોવી જોઈએ. આ ભદ્દાપણું ક્યાં રહેલું હતું તે એ કલ્પી શકતો નહિ તેથી એ નિરાશ થઈ જતો હતો. ઉદાહરણ તરીકે એ ગંદા બાથટબ અંગેની દલીલોમાં કે પછી એ અઠવાડિયે સાકરનું બિલ કોણ ચૂકવશે તે અંગેની દલીલોમાં હતું કે કોણ કોના બેડરૂમનો ભાગીદાર થશે, તે અંગેના ઝગડાઓમાં રહેલું હતું. એ જે હોય તે, એ ક્ષણે લિમિંગ્ટન રોડ પરથી એકબીજાને ખભે હાથ વીંટાળીને પસાર થતાં, એ લોકો નાત્ઝી સોવિયેત સંધિ જાહેરાતથી ફક્ત એક અઠવાડિયું દૂર હતા. એ સંધિ પછી એમના ઘરમાં કશું જ ક્યારે પણ ફરીવાર આમ ને આમ રહેવાનું ન હતું. વધારે વાસ્તવિક કઈ ચીજ હતી, એમના ગંદા બાથટબ અને ભાગીદારીમાં વપરાતા બેડરૂમ, કે પછી એક સપ્તાહ દૂર એમની રાહ જોતી પેલી વાસ્તવિકતા ? એને નિરાશ થવાનું સૌથી મોટું કારણ એ હતું કે એ લોકોની વાસ્તવિકતાઓમાંની સૌથી મોટી વાસ્તવિકતાનો સામનો કરવો તે કેવું હશે પોતે કલ્પી શકતો ન હતો. અને તે એ કે બે વર્ષના ગાળામાં આ.ચારમાંના ત્રણ જણ મૃત્યુ પામ્યા હશે. બૉંબ, ટોરપીડો અને મૃત્યુ પામવાની કલ્પના કરવી ઘણી સહેલી હતી - માત્ર બનાવો, છેવટે તો હજારો ફિલ્મો, ફોટોગ્રાફ અને કોમિકબુક્સમાં નોંધાયેલા. પણ પેલી અનંતગણી વધારે અગત્યની વાસ્તવિકતા કલ્પવી સહેલી ન હતી. એમને જાણ હતી તે હકીકત, કે એ સાંજે રસ્તા પરથી ચાલ્યા જતી વખતે પણ એમને ખબર હતી કે શું થવાનું હતું - વિગતો નહિ, કદાચ સમય પણ નહિ, તેમ છતાં એ લોકો જાણતા હતા, એ ચારે ચાર જણ, કે એમનું જગત અને બધી જ શક્યતાઓ સાથે એ લોકો પોતે પણ યુદ્ધમાંથી બચી શકવાના ન હતા. આ જાણકારીનો રંગ કયો છે ? કોઈને ખબર નથી, કોઈ ક્યારેય જાણી પણ ન શકે, સ્મૃતિમાં ય નહિ, કારણ સમયમાં એવી કેટલીક ક્ષણો હોય છે જેને જાણી શકાતી નથી. 1939ના ઉનાળા દરમિયાન લંડનમાં કે બર્લિનમાં, યુવાન હોવું અને બુદ્ધિમાન હોવું એટલે શું તે કોઈ ક્યારેય સમજી શકે નહિ.

અને એ દરમિયાન, એ રહ્યા એ લોકો, પેલા ઝળહળ ઉનાળામાં બ્રિક લેન પાછા ફરતાં, હસતાં અને ગાતાં જતાં હતાં.

શ્રીમતી પ્રાઈસ મને જે રૂમમાં લઈ ગયાં તે મોટો અને હવાઉજાસવાળો હતો, અને એમાં સોફા, નાજુક લાંબા પાતળા પાયાવાળી ખુરશીઓ અને ઊંચી વળાંકદાર પીઠવાળી આરામખુરશીઓ, એક સેજલોન્ઝ, લાંબા પાતળા પાયાવાળા નાના ટેબલ વગેરે ફર્નિચર ભરેલું હતું. ત્યાં હતી તે બધી જ જગ્યા પર વસ્તુઓનો ખડકલો હતો : ઊંચી ભૂરી ચાઈનીઝ ફૂલદાનીઓ, ફૂલોની ડિઝાઈન અને ગોળ સોનેરી કિનારવાળી નાની ચિનાઈ માટીની પ્લેટો, ટોચ સુધી ગુલાબની પાંદડીઓથી ભરેલા મોટા બાઉલ્સ, સુવર્ણ કાંસાનાં ઘડિયાળો અને ચાંદીની ફ્રેમમાં મઢેલા ફોટાઓ. દીવાલો વનસ્પતિનાં ચિત્રો, કાષ્ઠકલાના નમૂનાઓ અને પાણીરંગોની સજાવટોથી ઢંકાયેલી હતી. શ્રીમતી પ્રાઈસે મને આશ્ચર્યથી આમતેમ નજર નાખતો જોયો, અને જાણે પોતાના કોઈ દુર્ગુણનો ખુલાસો આપતા હોય એમ અપરાધ ભાવે કહ્યું કે એ પોતે ચર્ચના વેચાણના આદી બની ગયાં હતાં, અને એ રૂમમાંની વસ્તુઓ એમના જીવનભરના સંગ્રહનો એક નાનકડો ભાગ માત્ર હતો.

ઈલા બોલી, સરસ, આ રૂમ ઓછામાં ઓછું એક આશ્ચર્ય તો છે, ખરું ને?

હા, એમ જ, મેં એને કહ્યું, એક ખરેખરું આશ્ચર્ય અને પછી નિકે હસીને મને પૂછ્યું કે જેવી રીતે મેં ગલીઓમાંથી માર્ગ શોધી કાઢ્યો હતો તેવી રીતે હું આ ઘરમાં પણ જાતે જ રસ્તો શોધી શકીશ કે કેમ?

મારે મારી જાતને પ્રયોજતાં પહેલાં સહેજ વિચાર કરવો પડ્યો. હું દરવાજા તરફ ફર્યો અને બોલ્યો : જો મારી ભૂલ થાય તો સુધારજો, પણ ધારો કે હું આ દરવાજામાંથી બહાર જાઉં અને જમણી બાજુ વળું અને થોડાંક ડગલાં સીધો ચાલ્યો જાઉં, તો એ રસ્તો મને રસોડા તરફ લઈ જાય, ખરુંને? અને જો રસોડામાં પહોંચતાં પહેલાં હું જમણી બાજુ વળું તો, શું હું ભોંયરા તરફ લઈ જતા પેલા દાદરની હાર પર, જો મારે એ પગથિયા ઊતરવાના હોય તો ન આવી પહોંચું?

હવે એમના આશ્ચર્યચકિત ચહેરાઓ' તરફ હસવાનો વારો મારો હતો.

આ માની શકાય એવું નથી, પોતાનું માથું હલાવતાં ઈલાએ સિસકારો કર્યો. એ આ કેવી રીતે કરે છે?

અને, આખો વખત, અલબત્ત એણે જ તો મને આ બધું બતાવ્યું હતું.

એણે મારો હાથ પકડ્યો હતો અને મને ટેબલની નીચે ખેંચ્યો હતો. હું એની બાજુમાં બેઠો હતો ત્યારે એણે ધૂળમાં લાઈન દોરી હતી અને કહ્યું હતું, હવે યાદ રાખજે, પેલો બહાર જવાનો રસ્તો છે, અને પેલી તરફ એ લોકો ક્રિકેટ રમે છે.

પછી, નાના ધૂળિયા ચોરસને ભૂંસી નાખતાં એણે કહ્યું. પેલો બગીચો છે અને પેલું ચેરીનું વૃક્ષ. અને પેલો મુખ્ય દરવાજો અને તમે ઘંટડી દબાવો અને પગલૂછણિયા પર પગ કોરા કરી લો પછી અંદર આવી શકો.

દરવાજામાંથી અંદરની બાજુ ચીંધતો એક લાંબો સાંકડો લંબચોરસ એણે દોર્યો હતો.

આ હૉલ છે એ બોલી.

એની ડાબી બાજુએ એણે એક બીજો મોટો ચોરસ દોર્યો.

એ ડ્રોઈંગરૂમ છે એણે કહ્યું. એની આવી મોટી બારીઓમાંથી બહાર બગીચો દેખાય છે, અને તું આ દરવાજામાંથી ડાઇનિંગ રૂમમાં જઈ શકે, અને એમાંથી ફરી રસોડામાં, બરાબર જમણી બાજુએ પેલી તરફ અને પછી પાછલી બાજુએ બહાર કિચન ગાર્ડન છે.

હું જ્યારે રેખાઓના આ ધૂળિયા શતરંજ બોર્ડ તરફ તાકી રહ્યો હતો, ત્યારે એ મારી નજીક, જમણી બાજુએ સરકી અને એણે એક બીજો રૂમ દોર્યો. આ વખતનો રૂમ વધુ નાનો હતો.

આ બેડરૂમમાં હું અને મા રહીએ છીએ, એ બોલી. એ હૉલની બરાબર બાજુમાં છે.

એણે એ ચિત્રમાં બેએક લાઈન વધારે દોરી અને કહ્યું : ‘આ ભોંયરું છે અને પેલો દાદર. ત્યાં હું અને નિક કેટલીકવાર ઘરઘર રમીએ છીએ.

તમે ત્યાં નીચે શા માટે રમો છો ? મેં કહ્યું. તમે આમ ટેબલ નીચે કેમ રમતાં નથી ?

એ બધું એક જ છે. એણે કહ્યું. આ ટેબલ ભોંયરા જેવું જ છે.

તમે ત્યાં નીચે જતાં રહો છો તેની કોઈને ખબર નથી ? હું બોલ્યો. એ લોકો તમને અટકાવતા નથી ?

અલબત્ત, એમને ખબર જ છે. એ લોકો અમને ત્યાં જવાની ના શા માટે પાડે ? એમને ખબર છે કે અમે માત્ર રમીએ છીએ.

તમે અહીં ડ્રોઈંગરૂમમાં કેમ નથી રમતાં, કે પછી ત્યાં બગીચામાં અથવા બહાર જ્યાં બધા ક્રિકેટ રમે છે ત્યાં કેમ નહિ ?

ઘરઘર કંઈ બહાર બગીચામાં રમાય નહિ. ઈલાએ કહ્યું. એ તો કોઈ અંધારી છૂપી જગ્યા જોઈએ...

એ ડ્રોઈંગરૂમમાંથી ફરીથી મારી બાજુમાં સરકી પછી પલાંઠીવાળીને બેસી ગઈ અને ડ્રોઈંગરૂમની દીવાલની બાજુમાં આછો લંબચોરસ દોર્યો.

આ દાદર છે, એ બોલી. તમારે એના પર ચડવું પડે અને પછી તમે બેડરૂમમાં આવી શકો.

દાદરની બરાબર પાસે જમણી બાજુએ, એણે બીજી કેટલીક રેખાઓ દોરી. આ આન્ટી એલિઝાબેથનો બેડરૂમ છે, એ બોલી. એ બરોબર ડ્રોઈંગરૂમની ઉપર છે. જો તમે આ બારીઓની બહાર નજર કરો તો તમે ક્રિકેટનું મેદાન જોઈ શકો.

મેં જોરથી મારું માથું હલાવ્યું. એ રેખાઓ અંગે કશુંક મને બેચેન બનાવવા લાગ્યું હતું.

તું જૂઠું બોલે છે, હું એના તરફ તાડૂક્યો. એ દાદર ન હોઈ શકે, કારણ કે આ તો સપાટ છે, અને દાદર તો ઉપર જાય, એ સીધા હોતા નથી. અને એ ઉપલો માળ ન હોઈ શકે કારણ કે ઉપલો માળ તો ઊંચે હોય અને આ ઊંચે નથી, આ તો ડ્રોઈંગરૂમની બરાબર બાજુમાં છે.

હું ઘૂંટણિયે પડ્યો અને ધૂળમાંનું બધું છેકછાક કરવા લાગ્યો, રેખાઓ ભૂંસી નાખતા મેં બરાડા પાડ્યા. તું જૂઠું બોલે છે, તું ગાંડી છે, આ ઘર ન હોઈ શકે.

એણે પોતાના હાથ મારી છાતી પર મૂક્યા ને મને ધક્કો માર્યો. એ બહુ જોરાવર ન હતી પણ એ મને પાછળ મારી એડીઓ પર ધકેલી દઈ શકી.

તું મૂર્ખ છે, એ બોલી. તને સમજાતું નથી? મેં બધી વસ્તુઓ જરા બીજી રીતે ગોઠવી છે. જો આપણે કલ્પના કરીએ કે આ ઘર છે તો, એ ઘર બને. આપણને જ્યાં ગમે ત્યાં આપણે ઘર બનાવી શકીએ.

ના! મેં બૂમ પાડી. એ સાચું ઘર ન બને. એ ન જ બની શકે.

કેમ? એણે હસીને પૂછ્યું.

ભ્રમરો તાણીને, હું ધૂળમાંની આકૃતિઓમાં અટવાતો રહ્યો.

એ સાચું ઘર ન હોઈ શકે, છેવટે મેં કહ્યું, કારણ કે એને વરંડો નથી.

વરંડો? જાણે કે એનો સ્વાદ ભૂલી ગઈ હોય એમ મોંમાં એ શબ્દ મમળાવતા, એણે આશ્ચર્યથી કહ્યું. આપણે વરંડાને શું કરવો છે?

પોતે શોધેલા વિશ્વમાં વરંડા માટેની જગ્યા શોધવાનું અશક્ય લાગતાં, પોતાના નખ કરડતી ઈલા હવે મૂંઝાઈ ગઈ હતી. અને હું, એની ગૂંચવણ પારખી જઈને, એકાએક હિંસક જીતનો અનુભવ કરતો હતો.

મેં એને ધક્કો માર્યો. અલબત્ત આપણા ઘરને વરંડો તો હોવો જ જોઈએ, હું બોલ્યો. નહિ તો બહાર શું થાય છે તેની આપણને કેવી રીતે ખબર પડે?

આથી વિશેષ ઘણું બધું કહેવાનું હતું, મને ખબર હતી, પણ એ કેવી રીતે કહેવું તે હું જાણતો ન હતો. એક સારા ઘરને વરંડો તો હોવો જ જોઈએ. અરે કેમ, અમારા નાના ફ્લેટને પણ વરંડો તો હતો જ. મારે માટે વરંડાની જરૂર, દીવાલો અને દરવાજાઓની જરૂર, કરતાં વધારે મહત્ત્વની જ હતી.

હું મારાં ઘૂંટણ પર બેઠો અને એના ઘર પર વાંકા વળીને એક લાઇન ભૂંસી નાખી અને એ જગ્યાએ બીજી દોરી.

જો, મેં કહ્યું. આ રહ્યો આપણો વરંડા.

એ ચોંકીને મારા તરફ તાકી રહી, પોતાની આંગળીઓના વેઢા દાંત સાથે ઘસ્યા. એની આંખોની ચમક પરથી મને ખ્યાલ આવ્યો કે એ રડવા જેવી થઈ ગઈ હતી.

તું એમ ન કરી શકે, એણે કહ્યું. તારે એ લાઈન ત્યાં નહિ દોરવાની.

હું બેઠા બેઠા જ પાછળ ખસ્યો, ને બે ઘૂંટણ પાસે લાવતાં બોલ્યો : શા માટે નહિ?

કારણ, એણે કહ્યું ત્યાં મેગ્ડાનો રૂમ થવાનો છે.

મેગ્ડા ? મેં કહ્યું, પણ મેગ્ડા તો અહીં નથી.

મેગ્ડા ઈલાની ઢીંગલી હતી. મેં એક વખત એ જોયેલી. એ બહુ મોટી ઢીંગલી હતી, લગભગ ઈલા જેટલી જ ઊંચી, એના ગાલ રતૂમડા ને હાથ હિમ જેવા સફેદ હતા, વાળ સોનેરી હતા અને એની ભૂરી આંખો જેટલી વાર એને ઊંચકો એટલીવાર આપમેળે જ ખૂલતી હતી. તે આંખોથી હું મૂંઝાઈ ગયો હતો, એ સાચુકલી હતી કે કેમ તે જાણવાની મને ઇચ્છા હતી, પણ મેં જ્યારે એમને સ્પર્શ કરવા મારો હાથ બહાર કાઢ્યો હતો ત્યારે ઈલાએ મારી આંગળીઓ પર થાપટ મારીને બૂમ પાડેલી : તારે મેગ્ડાને નહિ અડકવાનું.

અને જે હોય તે, મેં સતર્ક થઈને કહ્યું, ઢીંગલીને રૂમ શા માટે જોઈએ ?

ઢીંગલી મેગ્ડાને નહીં ? ઈલા ગર્જી. આ તો સાચી મેગ્ડા છે. આપણું બાળક. ઘરમાં એક બાળક તો જોઈએ જ.

મેગ્ડા કેવી લાગે છે ?

એના સરસ સોનેરી વાળ છે, યાદ કરવાનો પ્રયત્ન કરતાં ઈલા ભવાં ચઢાવીને બોલી. એની આંખો ભૂરી છે અને એ દરરોજ સ્કૂલે જાય છે.

બાળમંદિરમાં ? મેં કહ્યું.

ના, અલબત્ત નહિ, એ તો રીતસરની સ્કૂલમાં જ જાય છે.

પણ તો પછી, હું વિજયી થઈને વચ્ચે બોલી ઊઠ્યો, એ બાળક ન કહેવાય. એ તો આપણા જેટલી જ મોટી હોવી જોઈએ.

મૂર્ખ, ઈલા બોલી. આપણે હવે મોટાં થયાં છીએ. એ કેટલાં વર્ષની છે તે મહત્ત્વનું નથી.

એણે બગાસું ખાધું, પગ લંબાવ્યા ને આંખો ચોળવા લાગી.

પહેલાં, એ બોલી, આપણે જાગવાનું, પથારીમાંથી બહાર આવવાનું ને કપડાં બદલવાનાં અને પછી તારે કામ પર જવાનું. તારા ગયા પછી હું મેગ્ડાને સ્કૂલે લઈ જઈશ.

એણે એના ડ્રેસની કિનાર હાથમાં લીધી, માથા પરથી સરકાવી અને પોતાના ખભા પર ગોઠવી.

ત્યાં, હસીને પોતાની છાતી પર હાથ ચાંપીને એ બોલી, જો હું કપડાં બદલું છું.

હવે એની છાતી ખુલ્લી હતી, માત્ર ભૂરી કિનારી વાળી ચડ્ડી સિવાય, એ સાવ નવસ્ત્ર હતી. એ ખૂબ પાતળી અને નાજુક લાગતી હતી, એનું કાળું શરીર અંધારામાં ઘટ્ટ પડછાયા જેવું લાગતું હતું. એના ખભા અણિયાળા હતા અને એનાં હાડકાં ચામડી નીચેથી તીક્ષ્ણ ધારદાર લકીરો ઉપસાવતા હતા. હું એનાં લાકડી જેવાં હાડકાં જોઈને

મૂંઝાઈ ગયો હતો. મેં મારો હાથ લંબાવ્યો અને મારી આંગળીઓ એની પાતળી પાંસળીઓ અને ત્યાંથી એના ખભાના છેડા સુધી અને ત્યાંથી એના હાથના વળાંક સાથે કોણીના ઉપસેલા ખૂણા સુધી નીચે લઈ, ફરી ઉપર લાવ્યો અને એણે પોતાની છાતીમાં ખોસી દીધેલા કાંડા પર ફેરવી. એની ડીંટડી પર એક નાનું કાળું ઊપસી આવેલું ટપકું હતું.

આ શું છે? મેં મારા અંગૂઠાથી એ મસળતાં પૂછ્યું, રહેવા દે, એણે ખી ખી કરતાં કહ્યું.

મને લાગ્યું કે એની ચામડી નીચે એક નાના વટાણાના કે રાઈના દાણા જેવું કશુંક વણાઈ ગયું છે. એ ફાટશે કે કેમ, એવા આશ્ચર્યથી મેં એને ચીમટી ભરી. ઈલા થથરી ગઈ અને આશ્ચર્યથી ચકિત થતો હું પણ થથરી ગયો.

બંધ કર, એણે સખતાઈથી કહ્યું. પણ હું અટકી શક્યો નહિ. એ ગઠ્ઠાની મખમલી સખતાઈથી મૂંઝાઈને હું એના વિશે આતુર થઈ ગયો હતો, એને સ્વાદ હશે કે કેમ તે અંગે મને વિસ્મય હતો, મને મારી જીભ ત્યાં લગાડવાનું મન થયું.

પણ એણે મારું માથું ઝાટકી નાખ્યું ને મને પાછળ ધકેલી દીધો.

બસ કર, એ બોલી. હવે તારે કામ પર જવાનું છે. તેં કપડાં બદલી જ લીધાં છે એમ આપણે માની લઈશું.

એ અંધારા ઓરડાની આસપાસ હું ભયભીત બનીને તાકી રહ્યો. મારે કામ પર ક્યાં જવાનું છે? મેં પૂછ્યું.

ત્યાં, એણે એક જેમ તેમ ઢંકાઈને પડેલી ખાનાંઓવાળી તિજોરી બતાવતાં કહ્યું. એ તારી ઑફિસ છે. હવે તું જા. હું કહું નહિ ત્યાં સુધી તું પાછો ન આવી શકે અને હું શું કરું છું તે જોવા તારે પાછળ ઘર તરફ જોવાનું નહિ.

હું આગળ ધસ્યો, ખાનાંઓવાળી તિજોરી તરફ દોડ્યો, અને ત્યાં સંતાકૂકડી રમતી વખતે કરીએ તેમ, મારી આંખો બંધ કરીને, મોટેથી એકબે ગણતો ઊભો રહ્યો. લગભગ પાંચ મિનિટથી વધારે સમય થયો ન હતો પણ મને એક યુગ વીતી ગયો હોય એમ લાગ્યું, કારણ કે મેં ફક્ત બે જ વખત સો સુધી ગણ્યું હતું. પછી ઈલાએ બૂમ પાડી : બરાબર, હવે તું પાછો આવી શકે છે. મેગ્ડા સ્કૂલેથી પાછી આવી ગઈ છે.

એ બગીચામાં મારી રાહ જોતી હતી. ચેરીના વૃક્ષ સાથે અઢેલીને. લેમિંગ્ટન રોડ પર ખૂલતા વચલા દરવાજા સુધી હું પહોંચું તે પહેલાં એણે મોટેથી બૂમ પાડી. તને ખબર છે, મેગ્ડાને આજે સ્કૂલમાં શું થયું?

શું? એની પાછળ ઘરમાં પ્રવેશતાં મેં કહ્યું. મેગ્ડાને શું થયું?

મને કંઈ પણ કહેતાં પહેલાં, એ મને ડ્રોઈંગરૂમમાં લઈ ગઈ અને મને બેસાડી દીધો.

મેગ્ડાની નવી સ્કૂલનાં બાળકોએ એના જેવી છોકરી પહેલાં કદી જોઈ ન હતી.

સ્કૂલમાં એનો પહેલો દિવસ ખૂબ ખરાબ ગયો. જ્યાં સુધી શ્રીમતી ટોલાન્ડે એમને અટકાવ્યા નહિ ત્યાં સુધી એ બધાં એની સામે તાકી જ રહ્યાં, તાકી જ રહ્યાં. પણ એ પછી જો કે એ લોકો શ્રીમતી ટોલાન્ડથી ડરતાં હતાં તો પણ, એ લોકો પોતાના પુસ્તકો અને પેન્સિલો નીચે પાડવાનો ડોળ કરતાં જેથી એ લોકો મેગ્ડા સામે જોવા આમતેમ ફરી શકે. એ છેલ્લાં બે અઠવાડિયાંથી ત્યાં જતી હતી તે પછી ય એ લોકો હજુ પણ એને તાકી જ રહે છે.

એ બધાં છોકરીઓ, છોકરાઓ, અરે શિક્ષકો પણ એની સામે એ રીતે તાકી રહેતાં, કારણ, એમણે મેગ્ડા જેવી સુંદર છોકરી ક્યારેય જોઈ ન હતી. એ લોકોએ એના તેજસ્વી, સોનેરી પ્રકાશ જેવા ચમકતા વાળ ક્યારેય જોયા ન હતા. એ લોકોએ આવી ઊંડી ઘેરી ભૂરી આંખો કદી જોઈ નહતી કે નહોતા જોયા એના જેવા રતૂમડા, તંદુરસ્ત અને હસમુખા ગાલ. અને એ લોકોએ એનાં જેવાં કપડાં પણ નહોતાં જોયાં : એનાં કપડાં એટલાં બધાં ચોખ્ખાં અને સરસ રીતે ઈસ્ત્રી કરેલાં હતાં કે એ કોઈ સ્કૂલ યુનિફોર્મ જેવાં નહિ, પણ ઓક્સફોર્ડ સ્ટ્રીટની દુકાનના શો કેસમાં તમે જોયેલો કોઈ ડ્રેસ હોય એવાં લાગતાં હતાં. એ જે બેગ સ્કૂલે લઈ જતી હતી તે પણ બીજાઓની બેગ કરતાં વધારે સરસ હતી. એ સરસ લેધર બેગ એના પપ્પાએ એને ફ્લોરેન્સથી લાવી આપી હતી. એ કંઈ એ લોકો પોતાની સાથે લાવતા હતા તે ગંદા થેલાઓ જેવી જરાય ન હતી.

તમે એ લોકોને તાકી રહેવા માટે દોષ ન દઈ શકો : એ લોકોએ ક્યારેય મેગ્ડા જેવી સુંદર કોઈ છોકરી જોઈ ન હતી. અને એમને એ ગમતી પણ હતી. એ બધાને એના મિત્ર થવું હતું. છોકરીઓ, છોકરાઓ, શિક્ષકો, બધાંને. રમતગમતના મેદાન પર એ લોકો ક્યારેક એની પાસે આવીને એના કાનમાં કહેતા : મારે તારા સૌથી સારા દોસ્ત થવું છે.

પણ એક છોકરી પહેલા જ દિવસથી મેગ્ડાને ધિક્કારતી હતી. એનું નામ હતું ડેનિસ.

હવે ડેનિસ હતી બદસૂરત. એના ગંદા લાલવાળ એના માથા પરથી ચીકણા પીછાની જેમ લટકતા હતા. એને માથું ધોઈ આપનાર મા પણ ન હતી, એની માએ એને ત્યજી દીધી હતી અને એ ઑસ્ટ્રેલિયા ભાગી ગઈ હતી. અને એની ચામડી, એની ચામડી તો ગંદા આઈસ્ક્રીમ જેવી હતી - વાસી અને ખરબચડી તેમ જ એના પર કાળા મસા ઊભરાતા હતા. શિક્ષિકા પણ જેટલીવાર એની સામે જોતાં એટલીવાર થરથરી જતાં.

પણ ડેનિસ ઘણી મોટી હતી, વર્ગના સૌથી મોટા છોકરા કરતાં પણ મોટી અને એ બહુ શક્તિશાળી પણ હતી. એણે એક વખત એક છોકરાને મુક્કો મારીને તેનો દાંત પાડી નાખેલો.

પછી બધા એની સાથે સારી રીતે વર્તતા, કારણ બધા એનાથી ડરતાં હતાં. કોણે

કોના મિત્ર થવાનું તે ડેનિસ નક્કી કરતી હતી અને જો ડેનિસને કોઈ ન ગમે, તો બસ થઈ રહ્યું. એની સાથે કોઈ બોલે જ નહિ એવું એ અચૂક કરતી.

પણ એક વખત મેગ્ડા આવી એટલે ડેનિસે જોયું કે હવે વધારે વખત બધે એનું રાજ ચાલવાનું નથી. એણે જોયું કે બીજાં બાળકો મેગ્ડા સામે કેવી રીતે જોતાં હતાં, એ જોઈ શકતી હતી કે બધાં એના દોસ્ત થવા ઇચ્છતા હતાં. અને એ બધાને અટકાવવાનો પ્રયત્ન કરતી છતાં એ બધાં મેગ્ડા સાથે વાતો કરતા, જ્યારે જ્યારે એ, ડેનિસ, આસપાસ નજરે ન ચડતી હોય ત્યારે.

જેમ જેમ દિવસો વીતતા ગયા તેમ તેમ ડેનિસ મેગ્ડાને વધુ ને વધુ ધિક્કારવા લાગી.

અને આજે આમ બન્યું.

શ્રીમતી ટોલાન્ડે ડેનિસને બ્લેકબોર્ડ પર એક વાક્ય લખવા કહ્યું. ડેનિસ બ્લેકબોર્ડ પાસે ગઈ, અને જ્યારે એણે લખી લીધું ત્યારે વર્ગમાં બધાએ જોયું કે એણે જે લખ્યું હતું તે હતું : John cot the ball.

આખો ક્લાસ ખડખડાટ હસી પડ્યો.

પછી શ્રીમતી ટોલાન્ડે મેગ્ડાને એ વાક્ય લખવા કહ્યું. અને અલબત્ત, મેગ્ડાને આવડતું હતું એટલે એણે પોતાના સુંદર હસ્તાક્ષરે લખ્યું : John caught the ball.

શાબાશ છોકરી, શ્રીમતી ટોલાન્ડે એને કહ્યું, અને પછી એ ડેનિસ તરફ બોલ્યાં : સારું, ડેનિસ, તારે કદાચ એની પાસેથી અંગ્રેજીના પાઠ ભણવા પડશે, ભલે એ એની નહિ, તારી પોતાની ભાષા છે છતાં પણ.

બધાં ડેનિસ તરફ જોવા ફર્યાં અને હસ્યાં ને હસતા જ રહ્યાં. ડેનિસે ત્યાં બેસીને સાંભળી લેવું પડ્યું.

જ્યારે મેગ્ડા એના ડેસ્ક પર પાછી જતી હતી ત્યારે એણે ડેનિસને બોલતાં સાંભળી : ટચૂકડી, બહાર નીકળ પછી તને જોઈ લઈશ. એણે જોયું કે ડેનિસનો ચહેરો કેવો લાલ થઈ ગયો હતો અને એ એનાથી ડરી ગઈ.

તેથી આજે, શાળા છૂટ્યા પછી એણે એ દરરોજ જે રસ્તે આવે છે તે રસ્તે નહિ આવવાનું નક્કી કર્યું હતું. મોટાભાગના દિવસોએ મેગ્ડા હિલફીલ્ડ રોડ પાસેના બગીચામાં થઈને આવે છે, પણ આજે એણે એમ કર્યું નહિ. એણે વિચારેલું કે બગીચા પાસેથી જલ્દી પસાર થઈ જશે અને એને બદલે બીજો રસ્તો લેશે.

શાળા છૂટ્યા પછી એનો એમ જ કરવાનો ઇરાદો હતો. પણ જ્યારે કોઈ જોઈ ન જાય એ વિચારે, એ માથું નીચું રાખીને બગીચા પાસેના ખૂણા પાસે વળી, તો એણે કોઈને બૂમ પાડતાં સાંભળી : એ ય બદમાશ, એ ય હરામખોર !

એ પાછળ જોવા ફરી નહિ, પણ એને ખબર હતી કે એ ડેનિસ હતી : એને અવાજ પરથી ખબર પડી ગઈ હતી. એ વધારે ઝડપથી ચાલવા લાગી.

પણ અવાજ એની પાછળ બૂમો પાડતો આવતો હતો : દોડ નહિ, ટચૂકડી, બદમાશ.

હવે મેગ્ડાએ દોડવા માંડ્યું. એ એને કહેવામાં આવેલું તે પ્રમાણે, ડાબે કે જમણે જોવા માટે થોભ્યા વગર, રસ્તા પર દોડતી રહી. હવે એ ખૂબ ગભરાઈ ગઈ હતી. એની બેગ પડી ગઈ, અને એને ખબર હતી કે જો એ ખોવાઈ જશે તો બાબા ખૂબ ગુસ્સે થશે, તો પણ એણે ઊભા રહેવાની હિંમત ન કરી. એ નાકની દાંડીએ, પોતાથી બને એટલી ઝડપે દોડતી હતી. એણે ત્રણ કે ચાર જણાને, એની બરાબર પાછળ, એને પકડી પાડવા દોડતા સાંભળ્યા. પણ હવે એ બહુ ઝડપથી દોડતી હતી. આ પહેલાં કદી પણ ન દોડી હોય એટલી ઝડપથી અને એને ખબર પડી ગઈ કે એમાંનાં કેટલાંક પાછળ રહી ગયાં હતાં. હવે એમાંથી ફક્ત એક જ જણ એની પાછળ દોડતું હતું. એ પગલાં એની પાછળ ફૂટપાથ પર ઠપઠપ કરતાં એને ચોખ્ખાં સંભળાતાં હતાં.

એના બે ખભા વચ્ચે કશુંક અથડાયું, અને એ ફૂટપાથ પર પહોળી થઈને પટકાઈ. એણે ઉપર જોયું તો ડેનિસ એની સામે હાંફતી, ડોળા કાઢતી હતી. સાલી, બદમાશ.

એક ખુલ્લો હાથ જોરથી વીંઝાતો આવ્યો ને મેગ્ડાના ચહેરા પર પડ્યો. મેગ્ડાનો ગાલ ફૂટપાથ સાથે અથડાયો. એણે પોતાના લોહીને ધૂળમાં છંટાતું જોયું. ડેનિસ એના પર ઝૂકેલી હતી. એનું મોં એની એટલી નજીક હતું કે મેગ્ડાને એના શ્વાસમાં દારૂની ગંધ આવી.

સાલ્લી, એ બોલી, ગોબરી સાલ્લી, અને એણે મેગ્ડાના મોંમાં મુક્કી મારી. પછી એણે પોતાનો હાથ પાછો ખેંચી લીધો. મેગ્ડાએ આંખો મીંચી દીધી, મોં ઢાંકી દીધું ને ચૂપચાપ ઊભી રહી. એ બીજું કશું કરી શકે એમ ન હતી. ડેનિસ એના કરતાં ઘણી વધારે જોરાવર હતી.

અને પછી પીડાની એક નાનકડી ચીસ સાથે એણે કોઈને ડેનિસને પોતાથી દૂર ખેંચી લેતું હોય એમ સાંભળ્યું. પહેલાં તો એ જોવાની હિંમત કરી શકે નહિ.

પછી જ્યારે એણે આંખો ખોલી, તો એ પોતાના હાથ સાથળ પર રાખી એના ઉપર ઊભો હતો.

જતી રહે, નિક પ્રાઈસે ડેનિસને કહ્યું. ચાલી જા, અહીંથી ચાલી જા. ડેનિસે મોં મચકોડ્યું ને પોતાના પગ ઘસડવા લાગી.

ડેનિસ ચાલી ગઈ, એટલે નિક પ્રાઈસ મેગ્ડા પાસે નીચે બેસી ગયો અને એનું મોં પોતાના ખમીસની બાંયથી લૂછી નાખ્યું. એણે એને ઊભા થવામાં મદદ કરી અને એના મોંમાં ચોકલેટ મૂકી, અને એનો હાથ પોતાના હાથમાં લેતાં એ બોલ્યો : ચલ આવ, હવે હું તને ઘેર લઈ જઈશ.

એવી રીતે, એ ટેબલ નીચે, નિક પ્રાઈસે મારા તરફ જોયું હતું : મારા જેવો ટૂંકી ચડ્ડી પહેરેલો છોકરો, પણ મારા કરતાં ઘણો મોટો, એનું માથું સોનેરી ઝગમગાટ હતો અને એ એક નાનકડી બાળકીને એના જુલમગાર પાસેથી બચાવતો હતો.

પણ પછી, માન્યામાં ન આવે એવી રીતે ઈલા ધ્રુસકે ધ્રુસકે રડી પડી હતી.

ત્રણ વર્ષ પછી એ જ રૂમમાં, મેં જ્યારે મૅને આ વાત કહેવાનું પૂરું કર્યું તો એણે મારા ખભા પર હાથ મૂક્યો ને બોલી : ચલ, આપણે બહાર જઈએ, અહીં તો બહુ અંધારું છે.

હું એને રવેશના ચમકતા તડકામાં લઈ ગયો, અને એ કપચીવાળા પ્રાંગણ તરફ જતી સીડીના એક પગથિયે ફસડાઈ પડી. મારો હાથ પકડીને એણે મને પોતાની બાજુમાં બેસાડી દીધો.

એવું ખરેખર બન્યું ન હતું, એણે ધીમેથી કહ્યું તું એ જાણે પણ છે, જાણે છે ને? મેં મારું માથું ધુણાવ્યું.

એ દિવસે હું ઘેર જ હતી, એ બોલી. અને મને ખબર છે કે નિક ઈલાને મદદ કરવા રોકાયો ન હતો. એ આખે રસ્તે દોડતો પાછો આવ્યો હતો. એ દિવસોમાં એ સ્કૂલેથી જલ્દી ઘેર દોડી આવતો હતો.

શા માટે?

મૅએ પગથિયાની ઈંટમાંથી આપમેળે ઊગી નીકળેલું પીપળાનું પાન ખેંચી કાઢ્યું ને જાતે જ હવા નાખવા લાગી.

મને પાકી ખાતરી નથી, એણે કહ્યું, પણ હું માનું છું કે નિક ઈલા સાથે દેખાવા ઇચ્છતો ન હતો. તું તો જાણે છે કે ઈલાને સ્કૂલમાં કોઈ મિત્રો ન હતાં. કદાચ એ ખૂબ શરમાળ હતી એટલા માટે જ. પણ એણે સ્કૂલે જવાનું શરૂ કર્યા પછી નિક હંમેશા આવતો તે કરતાં ઘણો વહેલો ઘેર આવવા લાગ્યો. પછી એ દિવસે ઈલાના વર્ગમાં કંઈક બન્યું હતું, અને મને લાગે છે કે નિકે એ વિશે સાંભળ્યું હતું. એ હંમેશ કરતાં પણ ખૂબ વહેલો દોડી આવ્યો અને સીધો ઉપર પોતાના રૂમમાં જતો રહ્યો. મમ્મીએ એને શું બન્યું હતું તે પૂછ્યું પણ એણે એમને કશું કહ્યું નહિ. એકાદ કલાક પછી, અમે જ્યારે ઈલા વિશે ચિંતા કરવા લાગ્યા હતા, ત્યારે એક પોલીસ એને પાછી લઈ આવ્યો હતો. એને થોડા ઉઝરડા પડ્યા હતા બાકી એ સ્વસ્થ હતી. એણે અમને શું બન્યું હતું તે ક્યારેય કહ્યું ન હતું પણ એ પછી એ સ્કૂલે પાછી ગઈ નહિ. અને પછી, થોડા જ સમયમાં એ લોકો ત્યાંથી ચાલ્યાં ગયાં.

મેં પછી વેસ્ટહેમ્પસ્ટેડની ગલીઓમાંથી સ્કૂલેથી એકલી પાછી ફરતી ઈલાની કલ્પના કરવાનો પ્રયત્ન કર્યો. હું એને પોતાનાં પગલા સાથે તાલ મિલાવીને હવામાં એની સ્કૂલ બેગ ઉછાળતી, ઝડપથી અને ખૂબ ઝડપથી લગભગ દોડતી હોય એમ ચાલી જતી જોઈ શકતો હતો. એ ખૂબ મોટેથી હસતી તેથી લોકો એની પાછળ હસવા પૂંઠ ફેરવતા, ઈલા ચાલી જતી હતી. મેં ઘણીવાર એને જોઈ હતી એમ, એના ગાલ પરના ખંજન સાથે, આપમેળે મલકાતી. ઈલા એકલી ચાલતી હતી, એ ઠંડા, ભૂખરા આકાશ નીચે ઝરમર વરસતા વરસાદમાં; ઈલા જ્યારે કલકત્તામાં હોય ત્યારે એની આસપાસ એટલાં બધાં સગાંવહાલાં અને મોટરો તેમ જ નોકરો રહેતાં કે એને કદી એકાદ ગલી

જેટલું પણ ચાલવું પડતું નહિ - અને એકલવાયાપણું તો શા માટે - અમે બધાં હતાં, સૌ કોઈ, હું એનાં સગાંવહાલાં, એના મિત્રો, બધાં એની સાથે ચાલવાની રાહ જોતાં. ઈલા, એક પરિષ્કૃત વ્યક્તિ, જે અમને નકશામાં જ જેના નામ અમે સાંભળ્યા હોય એવા દૂરના દેશોની ચતુર કન્યાઓ અને શ્રીમંત યુવાનો વિશેની વાતો કહી શકતી હતી. ઈલા એકલી જતી હતી કારણ નિક પ્રાઈસને એક ભારતીય સાથે ઘેર જતો એના મિત્રો જોઈ જાય, તેથી એ શરમાતો હતો.

તું એને બહુ ખરાબ માની લેતો નહિ, મેં બોલી. હવે એ મને સમજાવતી હતી. એ બહુ નાનો હતો, અને એ ઉંમરે બાળકો બધાં એક સરખાં જ હોય એમ જોવા ઈચ્છતા હોય છે.

ઘણાં વર્ષો પછી, જ્યારે મારાં દાદીમા મહિનાઓથી બિછાને પડ્યાં હતાં અને એ એમની અંતિમ માંદગી પુરવાર થવાની હતી. એક સાંજે હું એમની બાજુમાં બેઠો હતો, ત્યારે મેં એમને આપમેળે જ ઈલાએ કહેલી વાત અને મેંએં ઉમેરેલા નાનકડા વિચિત્ર અંતની વાત કરી.

ઓક્સીજન સિલિન્ડરો, ગ્લુકૉઝના બાટલાઓ, ડિસ્પોઝેબલ સિરિંજો અને એમની માંદગી માટેની બીજી બધી સામગ્રીઓથી ઘેરાયેલાં હોવા છતાં, એ સાંજે, લાંબા સમય પછી દાદીમા ખૂબ પ્રસન્ન લાગતાં હતાં. મારી વાત સાંભળી લીધા પછી એમણે કહ્યું : હું છોકરાનો દોષ જોતી નથી. એમાં ઈલાનો વાંક હતો. એ વાંક એનો પોતાનો, અને માયાનો વાંક તેમ જ એની પેલી મૂર્ખ માનો વાંક હતો. આમ બનવાનું જ હતું : કોઈ પણ એ જોઈ શકે. એને ત્યાં રહેવાનો કોઈ હક્ક નથી. એ ત્યાંની વતની નથી.

એમણે પોતાનું માથું ટુવાલથી ઢાંકી દીધું ને ખાંસી ખાવા લાગ્યાં. મારી કૉલેજની ઉનાળાની રજાઓમાં દિલ્હીથી હું પાછો ફર્યો તે બે અઠવાડિયાંથી આ સૂકો ખખડતો કફ મને રોજ રાત્રે જાગતો રાખતો હતો. પા કલાક પછી એમનો હુમલો જતો રહ્યો અને એ એમના ઓશીકા પર પડીને હાંફવા લાગ્યાં. મોઢા પર રૂમાલ દબાવીને એ મારી સામે જોવા ફર્યાં. એમની આંખોના ચમકારાથી હું સમજી ગયો હતો કે ઘણીવાર બનતું એમ અત્યારે પણ ઓચિંતી જ એમની કમાન છટકવાની હતી. એમને એ વાત કહેવા બદલ મારી જાત પર ગુસ્સે થતો હું, અપરાધીની જેમ મારી ખુરશીમાંથી ઊભો થયો અને એમને શાંત પાડવાનો પ્રયત્ન કર્યો.

કંઈ વાંધો નહિ, દાદીમા. મેં એમની શાલ, એમના પાતળા, ધ્રૂજતા ખભા સુધી ખેંચતા કહ્યું. એમાં કંઈ વાંધો નથી. તમે સૂઈ જાવ અને આરામ કરો.

ઈલાએ ત્યાં ન રહેવું જોઈએ, એમણે ખોખરા અવાજે થોથવાતાં કહ્યું. એ ત્યાંની વતની નથી. એ દેશમાં ઈલા કરે છે શું ?

એ ત્યાં ફક્ત થોડા વખત માટે અભ્યાસ કરવા રહી છે, દાદીમા મેં ધીમેકથી કહ્યું. એ વખતે ઈલા લંડનમાં, યુનિવર્સિટી કૉલેજમાં ઇતિહાસ વિષય સાથે B.A. કરતી હતી.

પણ એણે ત્યાં રહેવું ન જોઈએ, દાદીમા મારા હાથ અશક્તપણે હડસેલી દેતાં, બરાડી ઊઠ્યાં.

હું અસહાયપણે એમના તરફ જોતો મારી ખુરશીમાં પાછળ અંઢેલી ગયો. છેલ્લા કેટલાંક મહિનાઓથી દાદીમાનું મોં ધીમે ધીમે ક્ષીણ થતું ગયું હતું તેથી હવે એમના ગાલ પરની ચામડી, સૂકા, બરડ, ચામડાની જેમ નીચે લટકતી હતી.

ઈલાને ત્યાં રહેવાનો કોઈ અધિકાર નથી, એમણે કર્કશતાથી કહ્યું. એ ત્યાંની વતની નથી. એ લોકોને પોતાનો દેશ ઊભો કરતાં ઘણો લાંબો સમય લાગ્યો છે, હજારો વર્ષો, યુદ્ધ અને રક્તપાતનાં વર્ષોનાં વર્ષો. ત્યાં રહેતી દરેક વ્યક્તિએ ત્યાં રહેવાનો અધિકાર પોતાના લોહીથી પ્રાપ્ત કર્યો છે. પોતાના ભાઈના લોહીથી અને પોતાના પિતાના લોહીથી અને પોતાના પુત્રના લોહીથી. એ લોકો પોતે એક રાષ્ટ્ર છે એમ સમજે છે કારણ કે એમણે એમની સરહદો લોહીથી આંકી છે. માયાએ તને કહ્યું નથી કે એમના બધા મુખ્ય ચર્ચોમાં લશ્કરના ધ્વજ કેવા લટકે છે અને બધાં દેવળો સમગ્ર વિશ્વમાં, યુદ્ધ દરમિયાન માર્યા ગયેલાઓનાં સ્મરણચિહ્નોથી કેવાં અંકિત છે? યુદ્ધ જ એમનો ધર્મ છે. એક દેશ આજ રીતે બને છે. એક વખત યુદ્ધ થાય એટલે લોકો ભૂલી જાય છે કે તેઓ જન્મે કોણ હતા? મુસ્લિમ, હિંદુ, બંગાળી કે પંજાબી : એ બધા એક જ લોહીમાંથી જન્મેલ પરિવાર બની જાય છે. તમારે ભારત માટે પણ એ જ હાંસલ કરવાનું છે, તું નથી જોતો?

હું અત્યારે પણ એ બધું જાણે આજે જ બન્યું હોય એમ એમને જોઈ શકું છું, એમની લોહી ધસી આવેલી આંખો, એમના હોઠ પરથી લટકતા કફના તાંતણાઓ, જ્યારે એ પોતાની પથારીમાં મોટેથી બોલતાં પડ્યાં છે. અને આમ છતાં, હું જ્યારે એમની સામે જોઉં છું, મારી સામે ટૂંટિયું વાળીને પડેલાં, એમના પસીનાથી ગૂંચવાઈ ગયેલા પાતળા સફેદ વાળ, ત્યારે મારું હૃદય એમના પ્રત્યે પ્રેમથી ઉભરાઈ જાય છે - પ્રેમ અને પેલી બીજી વસ્તુ, જે દયા નથી પણ બીજું જ કશુંક છે, કશુંક એવું જેને અંગ્રેજી ભાષા એની અનુપસ્થિતિમાં જ સમજે છે - કરુણા, એક માર્દવ, જે માત્ર દયા નથી કે માત્ર પ્રેમ નથી. એ બધું મારા પર એટલી સખત રીતે છવાઈ જાય છે કે એકવાર જ્યારે મેં ઈલાને એમણે જે કહ્યું હતું તે વાત કરી અને ઈલાએ સિગારેટ ફૂંકતા યુદ્ધખોર ફાસિસ્ટો અંગે લાપરવાહીથી ઉલ્લેખ કરેલો, ને મારો ગુસ્સો જે રીતે ભભૂકી ઊઠેલો એ, આજે પણ અનુભવી શકું છું. હું એની સામે કેવો બરાડી ઊઠેલો તે મને યાદ હતું અને ત્રિદીપે એકવાર કહેલું તે મેં ઈલાને કહ્યું હતું, દાદીમા કંઈ ફાસિસ્ટ ન હતાં, એ તો માત્ર આધુનિક મધ્યમ વર્ગીય મહિલા હતાં. ભલે સંપૂર્ણપણે નહિ, કારણ કે એ પ્રકારના લોકો જે કપોળ કલ્પિત જગત રચતા એવા જાત-છેતરામણીના જગતમાં

એ પોતાને પ્રવેશવા દે તેમ ન હતાં. એમને જોઈતી હતી ફક્ત એક મધ્યમવર્ગીય જિંદગી, જેમાં સમગ્ર વિશ્વના બધા મધ્યમ વર્ગોની જેમ, એ પોતે પણ રાષ્ટ્રીયતા અને પ્રાદેશિકતાની એકતા, સ્વમાન અને રાષ્ટ્રીય તાકાતમાં વિશ્વાસ રાખીને ટકી શકે, બસ એમને એટલું જ જોઈતું હતું - એક આધુનિક મધ્યમ વર્ગીય જિંદગી, એક નાની ચીજ જે ઇતિહાસે એમને સંપૂર્ણસ્વરૂપે આપી ન હતી અને જે માટે એ તેને કદી માફ કરી શક્યા ન હતાં.

બીજે દિવસે વહેલી સવારે દાદીમાએ મને એમની રૂમમાં બોલાવ્યો. હું એમની બાજુમાં બેઠો ત્યારે મેં જોયું કે એમની આંખો લાલઘૂમ હતી અને ચહેરો પહેલાં કદી ન હતો એટલો ફિક્કો અને વધુ પડતો થાકેલો હતો.

બોલ, હું તને કહું કે ઈલા ત્યાં શા માટે રહે છે ? પોતાની કોણી પર ટેકો દેતાં એ બોલ્યાં.

મેં એમને સૂઈ જવા, આરામ કરવા આજીજી કરી પણ એમણે મને અધવચ્ચે જ અટકાવ્યો.

એ ત્યાં શા માટે ગઈ છે તે કહું ? એ બોલ્યાં. હવે એ ધ્રૂજવા લાગ્યાં હતાં, એમના ચહેરામાં આંખો દાહક બની ગઈ હતી. એ ત્યાં ગઈ છે કારણ કે એ લોભી પણ છે, એ ત્યાં પૈસા માટે ગઈ છે.

હું હસ્યા વગર રહી શક્યો નહિ.

એણે પૈસા ખાતર ત્યાં શા માટે જવું જોઈએ ? મેં કહ્યું. એના કુટુંબ પાસે અહીં, ત્યાં એ લોકો પાસે ક્યારેય હોય તે કરતાં ઘણાં વધારે પૈસા છે. પોતાના કુટુંબની એ એક માત્ર પૌત્રી છે અને એ લોકો કેટલા પૈસાદાર છે તે તો તમે જાણો છો. એ જો અહીં રહી હોત તો એ આખી જિંદગી ગણી શકે તે કરતાં પણ વધારે પૈસા એની પાસે હોત. અને એની પાસે મકાનો અને નોકરો તેમજ ગાડીઓ પણ હોત. ત્યાં એની પાસે કશું નથી. એ એક મકાનના નાનકડા રૂમમાં બીજા પાંચ વિદ્યાર્થીઓ સાથે ભાગીદારીમાં રહે છે, એને રાંધવું પડે છે, સફાઈ કરવી પડે છે અને અહીં એક ડઝન નોકરો એને કરી આપવા માટે દોડે તે પ્રકારનાં બધાં કામ કરવા પડે છે.

એ માત્ર પૈસાની વાત નથી, મારા દાદીમા તાડૂક્યાં. એ તો વસ્તુઓની વાત છે. પૈસાથી ખરીદી શકાય તેવી બધી જ વસ્તુઓ - ફ્રીજ જેવું, શ્રીમતી સેનના જમાઈ અમેરિકાથી પાછું લઈ આવ્યા છે, બે દરવાજાવાળું અને તમારા ગ્લાસમાં આઈસના ટુકડા પડે એવા ખાનાવાળું, કલર ટી.વી અને ગાડીઓ, કેલક્યૂલેટરો અને કૅમેરાઓ, અહીં તમે ન મેળવી શકો એવી બધી વસ્તુઓ.

પણ એની પાસે એ વસ્તુઓ નથી, મારા અવાજને કાબૂમાં રાખવાનો પ્રયત્ન કરતાં મેં સામે દલીલ કરી. તમને એ ખબર છે. એને ખિસ્સાખર્ચથી ચલાવવું પડે છે, એની પાસે એવી બધી વસ્તુઓ ખરીદવાના પૈસા નથી હોતા. ઉપરાંત એને વસ્તુઓ જોઈતી પણ નથી. એ પોતાનો ફાજલ સમય પૂર્વલંડનમાં આવી વસેલા ભારતીયોની

મદદ માટે દેખાવો કરવામાં અને ઉદ્દામવાદી નાટકોમાં કામ કરવામાં વિતાવે છે. તમને આ વાતની ખબર છે - એ છેલ્લે જ્યારે અહીં આવેલી ત્યારે તમે પોતે જ મને પૂછેલું : શું ઈલા સામ્યવાદી બની ગઈ છે?

એ લાલચુડી છે, મારાં દાદીમા બોલ્યાં, અને કશું ઝાલવાનું પણ બળ નહોતુંજ એવી મુઠ્ઠીથી પથારીની ચાદર પર ઘા કર્યો. તું એનો બચાવ શા માટે કરે છે તે મને સમજાતું નથી. તું મને કહે, કારણ તું તો એને બહુ સારી રીતે જાણે છે : જો એને પૈસા કે સાહ્યબી નથી જોઈતાં, તો એ ત્યાં રહે છે શા માટે?

એ દરમિયાન હું એટલો ગુસ્સે થઈ ગયો હતો કે મેં એમને કહી જ દીધું. એક વર્ષ પહેલાં, હું અને રવિ દિલ્હીથી ઉનાળુ વેકેશનમાં કલકત્તા આવ્યા હતા, તે જ સમયે લગભગ, ઈલા પણ ઉનાળામાં કલકત્તા આવી હતી.

ઈલાની આ ટ્રીપ એકદમ ઓચિંતી જ હતી. લંડનમાં એની કૉલેજમાં વેકેશન પડ્યાને બે જ દિવસ પછી એણે આ નિર્ણય લીધો હતો. પછી એણે બ્રાતિસ્લાવા એના પપ્પાને ફોન કર્યો અને એમણે લંડનમાંના પોતાના ટ્રાવેલ એજન્ટને ફોન કર્યો અને ચાર દિવસ પછી ઈલા કલકત્તા આવી પહોંચી.

એ એટલું બધું ઓચિંતું બન્યું હતું કે મારાં મમ્મીપપ્પાને પણ એ વિશે ખબર ન હતી.

દિલ્હીથી આવતો કલકત્તા મેઈલ જ્યારે હાવરા સ્ટેશને પહોંચ્યો ત્યારે, એ લોકો હંમેશની જેમ નવ નંબરના પ્લૅટફૉર્મ પર, કદી કોઈએ ચાલુ હાલતમાં ન જોયેલા જૂના ઘડિયાળ નીચે રાહ જોતાં હતાં. આછા લીલા રંગની સાડીમાં સજ્જ મારી મમ્મી, મને ઉનાળાના વેકેશન માટે પાછો ફરેલો જોઈ આનંદથી ઊછળી પડી. મારા પપ્પા અમારા સામાનનું ધ્યાન રાખવામાં, ગોઠવવામાં રોકાયેલા હતા. અમે રવિને એમના બાલિગંજ પ્લેસ પરના ઘેર ઉતારી દીધો, પોતાનાં માતાપિતાને મળવા દાર્જિલિંગ જતા પહેલાં થોડા દિવસ એ ત્યાં રોકાવાનો હતો.

કૉલેજના ભૂખમરા (વાળી) મારી ચાર મહિના જૂની ભૂખને મેં એક કલાક ચાલેલા ભોજનથી સંતોષી લીધી. પછી મારી મમ્મી, એની હંમેશની કુતૂહલભરી આડીઅવળી રીતે મને સાંજના ભોજનમાં શું ભાવશે, ખરેખર શું ભાવશે એ જાણવાનો પ્રયત્ન કરતી હતી, ત્યાં જ મારાં દાદીમાએ કરડાકીથી ફરમાવ્યું : તું એનું સાંજનું જમવાનું ભૂલી જાય તો વધારે સારું. આજે સાંજે તને એ જોવા મળે એમ લાગતું નથી.

કેમ નહિ? મારી મમ્મી સતેજ થઈને એમના તરફ ફરતાં બોલી. મેં તો બનાવી લીધા છે...

કારણ, મારાં દાદીમા બોલ્યાં. એમની આંખો મારી આંખોને તાકતી હતી, કારણ કે ઈલા અહીં છે.

હું ચૂપ રહ્યો. એમણે જે કહ્યું તે માની લેવાની મારી હિંમત ન હતી.

ઈલા અહીં છે ! મારી મમ્મી બોલી. તમને કેવી રીતે ખબર? એણે ગઈ કાલે

ફોન કર્યો હતો, મારાં દાદીમાએ કહ્યું. રાણી વિક્ટોરિયાએ એને મારી ખબર પૂછવા કહ્યું હતું.

તમે અમને કેમ કહ્યું નહિ? મારી મમ્મી બોલી.

કારણ મને થયું કે બપોરના ભોજન વખતે આ અહીં રહે તો તને ગમે, મારાં દાદીમા બોલ્યાં.

એ કેમ છે? મેં એમને પૂછ્યું, એણે કહ્યું ખરું?

મને ખાતરી છે, એ મઝામાં જ છે. મારાં દાદીમા બોલ્યાં કદાચ એ ગયે વર્ષે અહીં આવી હતી તે કરતાં પણ વધુ સારી છે. એણે વાળ ટૂંકા કરાવી નાખ્યા છે, ટુથબ્રશના ઠૂંઠા જેવા, અને એ પહેરે છે ફ્રી સ્કૂલ સ્ટ્રીટની વેશ્યા જેવા ચુસ્ત ટ્રાઉઝર.

મને આશ્ચર્ય થાય છે કે અત્યારે અહીં કેમ આવી છે? જલ્દીથી, વાતનો વિષય બદલી નાખતાં મારી મમ્મી બોલી. આવી ગરમીમાં શા માટે?

એક કલાક પછી, જ્યારે અમે એના એલ્ગીન રોડના ઘેર, એના રૂમમાં બેઠાં હતાં ત્યારે ઈલાએ મને કહ્યું : કારણ કે અત્યારે જ મને પણ રજાઓ હોય, સમજ્યો, અને વળી હું એક વર્ષથી આવી પણ ન હતી.

જે હોય તે, મને રૂમાલથી મારું પરસેવે રેબઝેબ ભીનું મોં લૂછતો જોઈને એણે હસીને કહ્યું, તને તો મારા કરતાંય વધારે ગરમી લાગે છે.

અને અલબત્ત એ સાચી હતી : ગરમી એને અડી જ ન હતી.

કપાયેલા વાળમાં એ વધુ યુવાન લાગતી હતી, એક રીતે છોકરા જેવી, અને એ વધારે પાતળી પણ થઈ ગઈ હતી. એના હાથ દંડ જેવા લાગતા હતા અને એના ગાલ પરના ખંજન જરાય દબાઈ ગયાં ન હતાં. ઝાંખા ભૂરા જીન્સ અને ટી શર્ટમાં સજ્જ એ મને અકલ્પ્ય રીતે વિદેશી ને સુંદર લાગતી હતી. અમેરિકન મેગેઝિનોમાંનાં ચિત્રો સિવાય આવી છોકરી આ પહેલાં મે કદી જોઈ ન હતી.

ઈલા ત્યાં હતી, એ ઊંચી - સિલિંગવાળા બંધ ઓરડાની સૂકી બપોરના અંધકારમાં, તદ્દન બેઠેલી નહિ, પણ ચામડાની આરામખુરશીમાં લંબાવીને પડેલી, એના પગ પાછળ વાળેલા હતા એથી જીન્સનો ઉપરનો ભાગ એના ટી-શર્ટ પરથી સરકી ગયો હતો અને એની નાભિ અંધારામાં પણ ચમકતી હતી. એનું શરીર ખુરશીની સીટમાં આરામથી ઝૂલતું હતું, માથું હાથ પર ટેકવેલું હતું, તેથી એનાં નાનાં સ્તન એના સુતરાઉ ટી-શર્ટમાંથી બહાર ધસી આવેલાં હતાં એના શ્વાસોચ્છવાસ સાથે બે નાજુક બિન્દુઓ કઠણ બની પછી ઘેરા વર્તુળોમાં ફેલાઈ જતા હતા. એમાંના એક પર નાનો કાળો તલ હતો. એ પોતાના શરીર પ્રત્યે બેધ્યાન, નાના બાળકની જેમ, ખુરશીમાં આમતેમ ફરે છે, અને મારે, મારા જાંઘ વચ્ચે વધતા આછા શૂળને ઝાલી રાખવા, મારી જાંઘના સ્નાયુઓને ખેંચી રાખીને મારા પેટ પર આળોટવું પડે છે અને મેગેઝીન જોયા કરવું પડે છે. જો કે એથી તો શૂળ વધુ ખરાબ રીતે ભોંકાય છે, રક્તબંધના લબકારાની

જેમ જાણે કે મારા અંડકોશમાં કશુંક ફાટી નીકળવાનું ન હોય. હું મારી જાતને એનાથી દૂર ધકેલી દઉં છું, જમીન પર, કારણ કે મારાથી એને મારી આવી દશા જોવા ન દેવાય, શરમને કારણે નહિ, પણ માત્ર મારી એની સાથેની દોસ્તી નભાવી રાખવા ખાતર, કારણ કે મને ખબર છે કે અમારી વચ્ચે સંબંધોની એક શતરંજ બિછાવેલી છે જેમાં મને એક પિતરાઈ ભાઈનું સ્થાન આપવામાં આવ્યું છે, કદાચ માનીતા ભાઈનું, પણ તેમ છતાં પિતરાઈ ભાઈનું અને એથી વિશેષ કશું જ નહિ.

રવિ દાર્જિલિંગ જવા રવાના થવાનો હતો એના આગલા દિવસે, અમે એમના ઘરમાં એક આખો દિવસ ઉંઘરેટિયા રહીને જ વિતાવ્યો. એના રૂમમાં આળસ ખાતા, જમીન પર ઠંડી જગ્યાઓ શોધતા, વાંચતા અને ઝઘડતા. બપોર વીતી ગઈ ને સૂર્ય આથમી ગયો, ત્યારે ઈલાએ શટર્સ ખોલી નાખ્યા. નીચે રસ્તા પર ધીમે ધીમે સરકતી જતી ગાડીઓનું દૃશ્ય એના પર જાણે ટોનિકનું કામ કરતું હતું.

ચલ, ઊઠી જા, મારો હાથ ખેંચીને એણે કહ્યું. ચલો આપણે ક્યાંક બહાર જઈએ. આપણાથી આખો દિવસ આમ સૂઈ ન રહેવાય. વળી રવિ પણ આવતી કાલે જતો રહેવાનો છે. મને લાગે છે આપણે એને પાર્ટી આપવી જોઈએ.

રવિ જમીન પર સુસ્તીથી હાલ્યો અને એ વાંચતો હતો તે પુસ્તક એના હાથમાંથી પડી ગયું. પાર્ટી, એ બોલ્યો, આવી ગરમીમાં ?

હા, ઈલાએ કહ્યું. ચલો આપણે ક્યાંક જઈએ અને મજા કરીએ.

મેં અને રવિએ એકબીજા સામે લાંબો સમય શંકાભરી નજરે જોયું.

મારી પાસે પૂરતા પૈસા નથી. મેં કહ્યું.

મારી પાસે પૈસા છે. એ હસી. હું તમને પાર્ટી આપીશ.

પણ આપણે જઈશું ક્યાં ? રવિ બોલ્યો.

ક્યાં તે હું કહીશ, ઈલા બોલી : ચલો આપણે ગ્રાંડ હોટેલમાં જઈએ. મેં સાંભળ્યું છે કે ત્યાં નાઇટક્લબ છે.

આપણે નાઇટક્લબમાં જઈને શું કરીશું ? રવિ બોલ્યો.

આપણે થોડોક બિયર પીશું, ઈલા બોલી, અને કેબેરે જેવો કોઈ ડાન્સ જોઈશું.

બિયર ! રવિ મોટેથી બોલ્યો. અને તે આવી જગ્યાએ ?

કેમ શું થયું ? એણે તીખાશથી કહ્યું. તું તો બિયર પીએ છે કે નથી પીતો ? તેં મને તારી કૉલેજના મિત્રોએ આપેલી વિદાયગીરીની પાર્ટીની વાત કરી હતી તેનું શું ? તું થોડો દંભી છે.

ઈલા આવા પ્રકારના નિર્ણયો બહુ સહેલાઈથી લેતી, કારણ એને મન નૈતિકતા માત્ર એક નિષેધ જ હોઈ શકે. સિદ્ધાંત ખાતર કદી પણ માંસ ન ખાનાર વ્યક્તિને એ સમજી શકતી અને બિરદાવી શકતી, પણ જે વ્યક્તિ ફક્ત ઘર પૂરતો શાકાહારી

હોય, એ એને મન છેલ્લી કક્ષાનો દંભી હતો. એ જાણતી હતી કે રવિ પ્રસંગોપાત્ પોતાના રૂમમાં ચોરીછૂપીથી 'રમ'ની બાટલીઓ લાવીને અને આખી રાત મિત્રો સાથે જયાફત ઉડાવીને, હકાલપટ્ટીનું જોખમ લેવામાં પણ ખૂબ ખુશ થતો અને કારણ કે એ સમજી શકતી ન હતી કે રવિ એ બધું ખાસ કરીને કૉલેજમાં જ કરતો કારણ એવા સંજોગોમાં એ પ્રકારના પરાક્રમો અંગે એક ચોક્કસ ભોળપણ રહેતું, એક પ્રકારની સાધુતા, જે નિયમોના ઉલ્લંઘન દ્વારા જ એનો આદર કરતી હોય, એટલે એ સમજી શકતી ન હતી કે, એ નાઈટક્લબમાં, આંખો ફરતે કાળા કુંડાળાવાળા ને મોટી ફાંદવાળા માણસોથી ઘેરાઈને બિયર પીવામાં રવિ શા માટે પોતાની જાતને ભ્રષ્ટ થતી સમજતો હતો. ઈલા એની ખોટી શરમનું સાચું સ્વરૂપ સમજી શકતી ન હતી કારણ એના નિર્ણયોમાં સંદર્ભનું કશું સ્થાન ન હતું.

એ માત્ર હલકી-મધ્યમવર્ગીય દુષ્ટતા જ છે, ઈલાએ એક વખત મને રવિ વિશે કહ્યું હતું. એ તમારી કૉલેજમાં આવો દંતકથા જેવો કેવી રીતે બની ગયો છે એ મારે માટે એક રહસ્ય(ની વાત) છે. મને હતું કે વિદ્યાર્થીઓએ સંકુચિત-મનોવૃત્તિ માટે પડકારરૂપ બનવું જોઈએ. પણ પૂર્વ સ્નાતકો તો બાહુબળને જ માન આપે છે, ને મને લાગે છે રવિ પાસે એ પુષ્કળ પ્રમાણમાં છે.

પહેલી વખત મને જ્યારે ખબર પડેલી કે રવિ કૉલેજમાં કેટલી બધી પકડ ધરાવતો હતો, ત્યારે હું પણ મૂંઝાઈ ગયેલો. એ સમજવું ખૂબ મુશ્કેલ હતું, કારણ કે એ વાતાવરણમાં એને વિશેષ યોગ્યતા અપાવે એવા કોઈપણ ક્ષેત્રમાં ખાસ કુશળ ન હતો. એ રમતગમતમાં અસાધારણ ન હતો, કૉલેજની ક્રિકેટ ઈલેવનમાં પોતાનું સ્થાન જાળવી રાખે એટલો જ સારો; અભ્યાસમાં એ સારો હતો પણ તેજસ્વી નહિ. એ બુદ્ધિશાળી ન હતો, એનો પહેરવેશ આકર્ષક ન હતો, પ્રતિભાવંત ન હતો, અમારી કૉલેજના બીજા ડઝન છોકરાઓમાં કોઈપણ રીતે અસામાન્ય નહિ, અને તેમ છતાં માંગ્યા વગર જ, ભાગ્યે જ નોંધ લેવાય એમ સૌથી વધુ તેજસ્વી વિદ્યાર્થીઓ અને ઉત્તમ રમતવીરોને મળતું તે કરતાં ઘણું વધારે માન એ મેળવતો હતો.

એને મળતું આ માન ખરેખર તો એના જગત તરફના દૃષ્ટિકોણની અતિમાનવીય સાદગીને અને નિર્ણયો કરવામાં અંને કશો હિચકિચાટ ન થતો એ હકીકતને, એક અંજલિ હતી; એ વાત સમજતા મને સારો એવો સમય લાગ્યો હતો - કારણ કે નેતૃત્વના એવાં કેટલાંય ક્ષેત્રો હતાં જેમાં દલીલબાજીની શક્યતા એ સ્વીકારતો જ નહિ - અને એના નિર્ણયોનો બચાવ કરવાનો એને ડર ન હતો, કારણ કે એની પાસે પુષ્કળ શારીરિક સામર્થ્ય હતું. દાખલા તરીકે, એક વખત અમારી કૉલેજમાં એક વિદ્યાર્થીને નાની શી ગેરવર્તણૂક બદલ કાઢી મૂકવામાં આવ્યો તે કારણે મોટો હંગામો થયો હતો. એણે એક છોકરીને ચા પીવા કે એવી કોઈ ચીજ માટે પોતાની રૂમમાં આવવા આમંત્રણ આપેલું. વિદ્યાર્થી યુનિયન એકમતે હડતાલનું એલાન આપવા તૈયાર થઈ ગયું હતું. પણ રવિએ આખી કૉલેજમાં એકલાએ, બીજા બધા સાથે જોડાવાની ના પાડી : એણે કોઈ દલીલ

કરી નહિ કે ભાષણો પણ કર્યાં નહિ. એણે માત્ર યુનિયનની સભાઓમાં હાજર રહેવાની ના પાડી અને જ્યારે યુનિયનના કેટલાક આગેવાનોએ એને માર મારવાની ધમકી આપી, તો એમના આશ્ચર્ય વચ્ચે એમને ખબર પડી કે રવિ સીધેસીધી શારીરિક હરીફાઈ દ્વારા મામલો થાળે પાડવાની શક્યતા સ્વીકારવા તૈયાર હતો. કૉલેજમાં એની આવી પ્રથા હતી તેથી છેવટે આગેવાનોએ નમતું જોખ્યું અને હડતાલ પાછી ખેંચી લેવામાં આવી.

પાછળથી મેં એને પૂછ્યું હતું : તું હડતાળમાં શા માટે નહોતો જોડાવાનો ? મને કહે, માત્ર એ જાણવામાં જ રસ ધરાવું છું.

પણ એણે જવાબ ન આપ્યો, એટલે મેં ફરીથી પૂછ્યું, અને પછી એણે કચવાતે મને કહ્યું. કારણ કે નિયમ એટલે નિયમ, જો તમે એનું ઉલ્લંઘન કરો તો તમારે એની કિંમત ચૂકવવા તૈયાર રહેવું જોઈએ.

પણ શું એ સારો નિયમ છે ? મેં પૂછ્યું. એણે માત્ર સ્મિત કર્યું અને મારા ગમે તેટલા સખત પ્રયત્ન છતાં હું એની પાસેથી મારા ઉત્તર મેળવી શક્યો નહિ.

હું પાછળથી સમજ્યો કે એ જવાબ આપી શકે એમ ન હતો : કારણ એનો અધિકાર આપણે જેને નીતિમત્તા કહીએ છીએ એ સારાસાર વિવેકના આંતરિકક્ષેત્રમાંથી જન્મતો હતો, અને એની સફળતાની શરત એ હતી કે એના નિર્ણયો હંમેશા દલીલથી દૂર રહેવા જોઈએ. મને સમજાયું કે શા માટે એના અભિપ્રાયો હમેશાં એના સાગરિતો સામે પ્રભુત્વ જમાવતા હતા : કારણ જ્યાં એમને સામાન્ય મૂંઝવણોનાં ધુમ્મસમાં પણ માર્ગ ખોળવો પડતો, ત્યાં દરેક મુશ્કેલ પરિસ્થિતિમાં પણ રવિ પાસે એક આંતરસૂઝ હતી, જેને કારણે એણે શું કરવું જોઈએ એની એને સીધી સમજ પડી જતી, પછી ભલે એમ કરવાનું કારણ એ જાણતો ન હોય. અને એ લોકો એને અનુસરતા, કારણ કે એ એકલો જ એ બધી અગવડ ભરી, મોટેભાગે હાસ્યાસ્પદ તરકીબોનો બચાવ કરવા તૈયાર રહેતો. એના સાગરિતોને તો આ તરકીબો ભૂલી જવાનું બહુ સહેલાઈથી સમજાવી શકાતું. એટલા માટે જ એ લોકો અને હું, બંને એને બિરદાવતા અને એનાથી ડરતા હતા, અને એ જ કારણે એની હિંમત, ભલે એ શારીરિક સ્વરૂપે પણ છતી થાય તોય એના શુદ્ધતમ અર્થમાં નીતિમય જ હતી.

ચલો, એક વખત તો તમે મઝા કરી લો, ઈલા બોલી. ગમે તેમ તોય તમે થોડા વખતમાં દૂર જતા રહેવાના છો, તેથી પાછળથી તમે એ વિશે બધું ભૂલી જઈ શકશો.

પણ તારે ગ્રાંડ હોટેલમાં શા માટે જવું છે ? રવિએ પૂછ્યું.

કારણ, એ આ શહેરનું અલબત્ત સૌથી વધુ વૈભવશાળી સ્થળ છે. પોતાનું માથું પાછળ ઝુકાવીને ઈલાએ કહ્યું. શું એટલું જ માત્ર પૂરતું સૌથી વધુ સારું કારણ નથી ?

મારે એવી જગ્યાએ નથી જવું, રવિ બોલ્યો.

પણ એક વખત ઈલાએ નક્કી કર્યું હોય એટલે એને એ મળવું જ જોઈએ. એ રવિ સામે વાંકી વળી અને પોતાનું માથું એને પગે લગાડ્યું.

પ્લીઝ, રવિ કાકુ એ બોલી. પ્લીઝ આટલી એક જ વખત જો તમને ત્યાં નહિ

ગમે તો આપણે ઊઠી જઈશું. હું વચન આપું છું.

આમ અમે ઊપડ્યાં : રેશમી બ્લાઉઝ અને સ્કર્ટમાં દેદીપ્યમાન ઈલા, હું અને રવિ અમારા ચોળાયેલા પાયજામા અને કુર્તાનો કાયમી વિદ્યાર્થી ગણવેશ નહિ બદલવાના દૃઢપણે આગ્રહીઓ.

અમે ગ્રાંડ હોટેલના પ્રવેશદ્વારે પહોંચ્યાં ત્યારે પાઘડીવાળા દરવાનની મરેલી માછલી જેવી આંખોને તિરસ્કારથી અમને ઝાટકી નાખતી જોઈ. રવિ અને હું બંને સીધો રસ્તો કાપીને ચૌરંઘી ચાલ્યા ગયા હોત. પણ ઈલા બરાબર અમારી પાછળ જ હતી અને પોતાના રેશમી ફરફરાટથી એ અમને દરવાજામાંથી, ઝુમ્મરોવાળા હૉલમાં ઢસડી ગઈ. અમને એ રિસેપ્શન કાઉન્ટર પર લઈ ગઈ અને પોતાના મધુર અંગ્રેજી ઉચ્ચારણોમાં એ લોકોને અમને નાઇટક્લબનો રસ્તો બતાવવા કહ્યું. એનાથી યોગ્ય રીતે જ પ્રભાવિત થઈને એમણે પોતાનો એક ગણવેશધારી સેવક અમને રસ્તો બતાવવા માટે મોકલ્યો. એ માણસ અમને બીજા કોરિડોરમાંથી એક મોટા શણગારેલા રૂમમાં લઈ ગયો. એણે બારણું ખોલ્યું. ઈલાએ આપેલી ટીપ ખિસ્સામાં મૂકી ને ઝૂકીને એક બાજુ ઊભો રહ્યો.

એ ગુફા જેવા રૂમમાં ક્યાંક અંદર, અમે અંધારામાંથી પડઘાતી ઈલેક્ટ્રિક ગીટારની ગુંજ સાંભળી.

હું અંદર નથી આવતો, રવિ બોલ્યો. એણે ઈલાના હાથમાંથી પોતાનો હાથ છોડાવી લીધો. એને પરસેવો વળ્યો હતો.

અરે, ચાલોને, ઈલા ઉત્તેજિત થઈને બોલી. ચલો રવિ કાકા તમે તમારી વાત રજૂ કરી દીધી છે. મોટા શહેરની બદમાશીથી ગભરાતા તમે એક ગરીબ ખેડૂત માત્ર છો એ સ્વીકારવા અમે તૈયાર છીએ. તો હવે તમે આરામ પણ કરી શકો છો અને આનંદ પણ માણી શકો છો.

એણે ફરી રવિનો હાથ પકડી લીધો અને રવિ એની પાછળ અંદર ઢસડાયો.

અંદર એટલું બધું અંધારું હતું કે વેઇટરે અમને ખાલી ટેબલોના ઝૂમખાઓ વચ્ચેથી ઈલેક્ટ્રિક ટોર્ચથી લઈ જવા પડ્યાં. મારા ચહેરા પર કંઈક ભીની અને વિચિત્ર રીતે રૂંછાવાળી વસ્તુનો સ્પર્શ થયો. સહજપણે જ મારો હાથ એ દૂર કરી દેવા ઊંચકાયો. એનો ફરીથી મારા હાથે સ્પર્શ થયો અને એક ખુરશી પછાડતો હું પાછળ કૂદી ગયો.

આ બધી કઈ વસ્તુઓ છે ? મારી ચામડી ઝણઝણતાં હું મોટેથી બોલ્યો. મને કશુંક અડક્યું હતું.

સાહેબ, આ બધી માત્ર સજાવટો છે, વેઇટરે કહ્યું. એ અમને એક ખાલી ટેબલ પાસે લઈ આવ્યો અને ઈલા માટે ખુરશી પાછળ ખેંચી. અમે બેસી ગયાં, અને અમારી આંખો અંધારાથી ટેવાઈ ગઈ ત્યારે અમે જોયું કે બધી ખાલી જગ્યા ઝૂલતી તાડપત્રીઓથી ઢાંકી દેવામાં આવી હતી. દીવાલો પર તરાપા ચીતરેલા હતા અને છતમાંથી નારિયેળના

ઝૂમખાં લટકતાં હતાં. ઈલાએ ડાન્સફ્લોરની બાજુના પ્લૅટફૉર્મ પરના વાદ્યવૃંદ તરફ ઈશારો કર્યો. એમાં કાળો સૂટ, બો ટાઇ અને સ્ટ્રોહેટમાં સજ્જ ચાર વ્યક્તિઓ હતી.

એ ખીખી કરીને હસી. મને લાગે છે કે આને સમુદ્રકાંઠો સમજવો.

બંને હાથે તાળી પાડતાં એણે હસીને અમારા બે સામે જોયું. સરસ, એણે કહ્યું, આપણે થોડો બિયર મંગાવીશું ?

એ મારા તરફ ફરી એટલે મેં ડોકી ધુણાવી, પણ રવિ કંઈ બોલ્યો નહિ.

તમે કૉલેજમાં છો એવો ડોળ પણ નથી કરી શકતા ? એણે કહ્યું. જો એથી તમને થોડા ઓછા દંભી હોવાની લાગણી થતી હોય તો.

રવિએ અચાનક જ એનો હાથ ઊંચો કર્યો અને વેઈટરને ઇશારો કર્યો. વેઈટર આવ્યો એટલે એણે કહ્યું. અમને ત્રણ બિયર આપો.

એણે પોતાના હાથ ટેબલ પર ચપ્પટ રાખ્યા અને એના પહોળા, સશક્ત ખભા ઉલાળતા, ઈલા સામે જોવા મોં ફેરવ્યું.

તારા ત્રોત્સ્કીવાદી ભાઈબંધોને ખબર છે ખરી કે તું જ્યારે ક્રાંતિ માટે નિદર્શન ન કરતી હોય ત્યારે તારો સમય કેવી રીતે વિતાવે છે ? એ બોલ્યો.

એ હસી ને પોતાની પહેલી આંગળીથી એના ગાલે ટપલી મારી. મૂર્ખ, ક્રાંતિ માટે નિર્દશન ન કરાય. એ બોલી અને હા, એમને ખબર છે અને એમને એની ચિંતા નથી કારણ ટ્રોટ્સ્કાઈટો કંઈ તું બનવાનો છે એવા મૂંજી કારકુનો નથી.

આમ કહેતાની સાથે એને પોતાની જાત પર ગુસ્સો આવ્યો.

અરે ચલ જવા દે, રવિ, એણે આજીજી કરી. આજે અહીં તારી છેલ્લી સાંજ છે. આપણે લડવાનું માંડી વાળીએ.

એથી રવિ વધારે ગુસ્સે ભરાયો, પણ હંમેશની જેમ એ જ્યારે ખરેખરો ગુસ્સે ભરાયો હોય ત્યારે કશું પણ બોલવાનું એને સૂઝ્યું નહિ. પછી અમારી બિયરની બાટલીઓ આવી અને રવિ એ ખાલી કરવામાં લાગી ગયો. અમારા ગ્લાસ પૂરેપૂરા ભરાઈ ગયા એટલે એણે પોતાનો હાથ ઊંચો કર્યો અને એમાંનો અડધો એક જ ઘૂંટડામાં ખાલી કરી નાખ્યો. પછી એ પાછળ અઢેલીને બેઠો, ને મોં લૂછતો, ઊંડા શ્વાસ લેતો એની અંદર તાકતો રહ્યો.

એટલામાં મારી રાહત વચ્ચે ડ્રમ પર એક મોટો અવાજ થયો અને બેંડના સંચાલકે માઇક્રોફોનમાં જાહેરાત કરી. હવે સજ્જનો અને સન્નારીઓ, આપની વચ્ચે કુમારી જેનિફર તમારે માટે ગીત ગાવા અહીં આવી ગઈ છે. આપ સૌ એને તાળીઓથી વધાવી લો.

ઝૂકીને અભિવાદન કરતી, કુમારી જેનિફર અંધારામાંથી બહાર આવી. એ એક આછી ગોરી, આધેડવયની સ્ત્રી હતી. એના શરીર પર ઝળહળતું ઘેરા લાલ રંગનું પરિધાન હતું.

કેમ છો મિત્રો, પૂરા વ્યાવસાયિક ઉત્સાહથી પાતળા ઊંચા અવાજે એણે લલકાર કર્યો. ચલો ત્યારે હવે આવો, તૈયાર થઈ જાવ, તમે બધાં જ, એક જબરદસ્ત મોજમસ્તી માટે.

સ્પોટલાઇટ ઘૂમી, એનું પરિધાન રંગબેરંગી ઝાંયમાં ઝળકવા લાગ્યું અને એ અમારી પાસેના ટેબલ પર ટેકો લઈને ઊભી રહી ગઈ.

તો પછી, માઇક્રોફોનમાં દબાતા અવાજે એણે કહ્યું. અહીં આપણી વચ્ચે આ કોણ છે ?

એ ટેબલ પર બેઠેલા, બે પ્રૌઢવયના વેપારીઓ શરમના માર્યા આમ તેમ ખસ્યા. એણે એમના ગાલ પર ટપલી મારી, પણ જેવા એ લોકોએ એને સ્પર્શ કરવા પોતાના હાથ લંબાવ્યા, કે એ એમને દૂર હડસેલીને જોરથી જીભનો ડચકારો કરતી, નૃત્ય કરવા લાગી.

અરે, અરે, એ લોકો તરફ ઢળતી પાંપણોમાંથી નજર નાખતાં એ બોલી, આજે આપણે છકી તો નથી ગયાં ને ?

જો એ અહીં આવી, રવિએ એના ગ્લાસમાં જોઈ રહેતાં કહ્યું, તો હું એના દાંત તોડી નાખીશ. પણ એના બદલે એ નૃત્યમંચની મધ્યમાં જઈ પહોંચી, ઊંચા પાટિયા પરથી કૂદકો મારતા ડૂબકીબાજની જેમ હાથ ફેલાવ્યા અને મોટેથી બોલી : ચલો ત્યારે મિત્રો - આપણે ઑલ્ બ્લ્યૂ આઈઝ- ગીત સાથે નૃત્ય કરીએ - આજની રાત્રે એક અજનવી સાથે નૃત્ય કરીએ.

હા, એ જ બરાબર છે, ઈલાએ ટૂંકો શ્વાસ લીધો. ચલો આપણે નૃત્ય કરીએ. એથી આપણે પ્રફુલ્લિત થઈ જઈશું.

ચલ આવ, મારો હાથ ખેંચતા એ બોલી. ઊભો થા, આપણે નૃત્ય કરીએ.

પણ હું શિથિલ થઈ ગયો હતો અને ખરે વખતે જ મારા પગ એકદમ સભાન થઈ ગયા. અને જ્યારે નૃત્યમંચનો ખાલીખમ વિસ્તાર જોયો, ગોળમટોળ મિસ જેનીફરને કેન્દ્રમાં ઝૂલતી જોઈ, અને પેલા વેપારીઓની ભૂખીડાંસ આંખોને એને તાકી રહેલી જોઈ, એટલે મને સમજાઈ ગયું કે હું એ મંચ પર કદી પણ એક ડગલુંય નહિ માંડી શકું.

ના, મારું માથું ધુણાવતાં મેં કહ્યું. હું નહિ કરી શકું, અહીં નહિ.

એ નિરાશ થઈને બીજી તરફ ફરી, રવિ, એ બોલી. તને નૃત્ય કરવાનું મન નથી ?

મને નૃત્ય કરતાં નથી ફાવતું, એના તરફ જોવા, પોતાનું માથું ઊંચું કરતાં રવિએ કહ્યું. અને જો મને આવડતું હોત તો પણ હું આવા સ્થળે નૃત્ય ન કરત. મને લાગે છે હવે તારે બેસી જવું જોઈએ, કારણ કે તારે પણ નૃત્ય નથી કરવાનું.

પહેલાં તો એ માત્ર આશ્ચર્ય જ પામી.

મારે નૃત્ય નથી કરવાનું, એ બોલી. શા માટે નહિ?

કારણ કે હું તને નૃત્ય કરવા દેવાનો નથી, રવિએ કડકાઈથી કહ્યું.

તમે મને નહિ કરવા દો? એ બોલી. એના ચહેરાના સ્નાયુઓ ધીમે ધીમે તંગ થતા ગયા.

તમે મને નહિ કરવા દો, એણે કહ્યું. શા માટે? તમે તમારી જાતને સમજો છો શું?

રવિએ એની છાતી સાથે અદબવાળી દીધી. હું કોણ છું એથી કશો ફરક પડતો નથી એ બોલ્યો. હું તને નૃત્ય કરવા દેવાનો નથી.

હવે એ મારા તરફ જોવા ફરી. એના હોઠ પાતળા ને ફિક્કા પડી ગયા હતા. શું એ એમ માને છે, એણે મને પૂછ્યું કે હું એની કૉલેજની નવીસવી છોકરીઓમાંથી કોઈ એક કે એવી કોઈ છું? એ એમ માને છે કે એનામાં બહુ જોર છે એટલે એ મને રોકી શકશે? એ એમ માને છે કે હું કોઈ કૉલેજીયન ગુંડાથી ડરું છું? ચલ, આપણે જોઈએ કે એ મને કેવી રીતે અટકાવે છે?

એણે પોતાની ખુરશી પાછળ હડસેલી ને ઊભી થઈ ગઈ.

મેં મારો હાથ બહાર કાઢ્યો ને એનું સ્કર્ટ ખેંચ્યું. ઈલા, પ્લીઝ, આમ ન કર. મેં કહ્યું તું એને જાણતી નથી. મહેરબાની કરીને બેસી જા અને ચાલો આપણે ઘેર જતાં રહીએ.

એણે મારા હાથ પર ચમચમતી થપ્પડ મારી. મારે જોવું છે, એ બોલી, ચલ આપણે જોઈએ કે એ મને રોકવા શું કરે છે?

હું એકદમ કૂદ્યો ને એની સામે ઊભો રહી ગયો. ઈલા, પ્લીઝ, મેં કહ્યું, તું આ શું કરે છે?

એણે મને એક તરફ ધકેલી દીધો. હું તને કહું છું, હું શું કરું છું તે, એ બોલી.

હું ત્યાં બેઠેલા પેલા બે વેપારીઓ પાસે જાઉં છું અને એમાંના પાતળા વેપારીને મારી સાથે નૃત્ય કરવા કહેવાની છું.

એ ઝડપથી ફરી અને ચાલી ગઈ.

પોતાની ખુરશીમાં જડાઈ રહીને રવિ, એને બે વેપારીઓ તરફ જતી જોઈ રહ્યો. અમે એને એ લોકો સામે હસતી જોઈ, પછી એણે એ બેમાંના પાતળા વેપારી સાથે વાત કરવા શાલિનતાથી પોતાનું માથું નમાવ્યું અને એ ઊભો થયો. અમે જોયું કે એના ચહેરા પર સહેજ સ્મિત ફરક્યું અને પછી લુચ્ચી, લાલચુ શંકા છવાઈ ગઈ. એ ફરી હસી અને વેપારી ઉત્સુકતાથી નમીને, એનો હાથ ઝાલવા એક ડગલું આગળ આવ્યો.

મેં રવિની ખુરશી ખસકવાનો કર્કશ અવાજ સાંભળ્યો અને હું એને રોકવા બાજુમાં સરક્યો. મને કોણીએથી હડસેલીને એ ત્રણ લાંબી ફલાંગો ભરીને એ લોકોની પાસે પહોંચી ગયો. એણે એક હાથે ઈલાના બ્લાઉઝનો કોલર પકડ્યો ને એને વેપારી પાસેથી

દૂર આંચકી લીધી. પછી એણે પોતાના હાથનો પંજો ખુલ્લો કર્યો અને પેલા માણસની છાતી વચ્ચે જોરથી દબાવ્યો. પોતાના ખભા પાછળ નમાવી એ એવો જોરથી ઘૂમ્યો કે પેલો માણસ લગભગ પાંચ ફૂટ જેટલો પોતાની ખુરશી સાથે લઈને પછડાયો.

ગાયિકાના હાથમાંથી માઈક્રોફોન પડી ગયું અને સ્પોટલાઈટની નીચે વાદ્યવૃંદ એક રૂપેરી દૃશ્યમાં સ્તબ્ધ થઈ ગયું. એક ક્ષણ સંપૂર્ણ શાંતિ છવાઈ ગઈ. પછી સિનેમાના અટકીને ચાલવા માંડેલા રીલની જેમ બધા ફરી સજીવ થઈ ઊઠ્યા અને વેઇટરોનું એક ટોળું અમને ઘેરી વળ્યું.

રવિ જ એક માત્ર સંપૂર્ણ શાંત માણસ હતો. એણે પોતાના હાથ એની સામે જ ખુલ્લા રાખ્યા અને શાંત, ધીમા અવાજે બોલ્યો. મને અડશો નહિ. અમે પૈસા ચૂકવી દઈશું અને તરત જ જતા રહીશું, પણ તમે મને અડશો નહિ.

પોતાનું પાકીટ બહાર કાઢીને એણે એક વેઇટરને પચાસ રૂપિયાની નોટ આપી. પછી ઈલાને ફરતે હાથ મૂક્યો ને અમને બહાર લઈ ગયો. વેઇટરો ફૂટપાથ સુધી અમારી પાછળ આવ્યા.

અમે મ્યુઝિયમ સુધી ચાલ્યાં ત્યાં સુધી ઈલા એક પણ શબ્દ ન બોલી. ત્યાં ખૂણા પર એ ઊભી રહી ગઈ અને કટાયેલા લોખંડના સળિયા પર ઝૂકી.

તું ગાંડો થઈ ગયો છે? એણે દાંત ભીડીને રવિને કહ્યું. તને શું લાગે છે, તું શું કરતો હતો?

જો, રવિ બોલ્યો. હવે એ બધું પતી ગયું. ચલ આપણે એ ભૂલી જ જઈએ.

આપણે એ નહિ ભૂલી શકીએ, એણે કહ્યું. હવે એ ચીસ પાડતી હતી, પણ એનો અવાજ સ્ત્રીઓનો હોય છે એમ બહુ ધીમો હતો. આપણે એ નહિ ભૂલી શકીએ. મને ફક્ત એટલું કહે: તને શું લાગે છે, તું શું કરતો હતો?

જો ઈલા, સાંભળ, રવિ પોતાનું માથું હલાવતો બોલ્યો. તેં જે કર્યું તે તારે કરવું જોઈતું ન હતું. તને એ ખબર હોવી જોઈએ. અહીં છોકરીઓ એ રીતે વર્તતી નથી.

તું સમજે છે શું તારા મનમાં? ઈલા એની સામે થૂંકી. છોકરીઓ એટલે શું? મને જે ગમશે તે હું કરીશ, જ્યારે ઇચ્છા થશે ત્યારે અને જ્યાં ઇચ્છા થશે ત્યાં.

ના તું નહિ કરે, એ બોલ્યો. જો હું આસપાસ હોઈશ તો નહિ જ. છોકરીઓ અહીં આમ વર્તતી નથી.

શા માટે નહિ? એણે ચીસ પાડી. કહે તો શા માટે નહિ?

તું ઈંગ્લંડમાં તને જે ગમે તે કરી શકે, એ બોલ્યો. પણ કેટલીક વસ્તુઓ એવી છે જે અહીં ન કરી શકાય. એ આપણા સંસ્કાર છે, આપણે એ જ રીતે જીવીએ છીએ.

ઈલા, આંખો પહોળી કરીને, અવાક્ બની, એની સામે તાકી રહી. પછી મારી સામે જોવા એ ગોળ ફરી. હવે તું જુએ છે? તને સમજાય છે - એ મોટેથી બોલી.

એણે પોતાનો હોઠ ક્રોધથી કરડ્યો અને એની છલકતી આંખોમાંથી આંસુઓ ટપકવા માંડ્યાં.

મેં એની ફરતે મારા હાથ વીંટ્યા ને એને મારા તરફ ખેંચી. એણે ડૂસકાં ભરતાં ભરતાં મારા કુર્તાથી મોં લૂછ્યું અને ફરી ફરીને કહેવા લાગી. હવે તેં જોયું ને ? તને સમજાય છે ? અને મેં સમજ્યા વગર જ એની પાછળ એ શબ્દો દોહરાવ્યા : શું જોઉં ? શું સમજું ? મારા હથેલીના પૃષ્ઠભાગથી મેં એનાં આંસુઓના પ્રવાહને રોકવાનો પ્રયત્ન કર્યો.

પછી મને દૂર ધકેલી દઈને એણે ટેકસી બોલાવવા હાથ ઊંચો કર્યો. ટેકસી ઊભી રહી અને એ અંદર ધસી ગઈ. બારી નીચે પાડી દીધી અને જોરથી બોલી. હવે તમને ખ્યાલ આવે છે કે મેં શા માટે લંડનમાં રહેવાનું પસંદ કર્યું છે ? હવે સમજાય છે ? માત્ર એટલા માટે જ કે મારે મુક્ત રહેવું છે.

શાનાથી મુક્ત ? મેં કહ્યું.

તમારાથી મુક્ત ! એણે સામો બરાડો પાડ્યો. તમારા ફાલતુ સંસ્કારથી મુક્ત અને તમારા બધાથી મુક્ત.

ટેક્સી ચાલવા લાગી અને મેં એની સાથે સાથે દોડ્યા માંડ્યું.

તું મારાથી કદી પણ મુક્ત નહિ થઈ શકે, ખુલ્લી બારીમાંથી મેં બૂમ પાડી. જો હું આવતી કાલે મરી જવાનો હોઉં તો પણ તું મારાથી મુક્ત નહિ થઈ શકે. તું મારાથી મુક્ત નહિ થઈ શકે કારણ હું તારી અંદર રહેલો છું... જેવી રીતે તું મારી અંદર છે.

પછી ટેકસીની ઝડપ વધી ગઈ ને એ ચૌરંઘી તરફ અદશ્ય થઈ ગઈ.

આમ માંદગીને બિછાનેથી મને તાકી રહેલાં મારાં દાદીમાને મેં આ બધું કહ્યું. મેં એમને કહ્યું કે ઈલા લંડનમાં રહેતી હતી કારણ એ મુક્ત રહેવા ઇચ્છતી હતી.

પણ જે ક્ષણે મેં એ કહ્યું તે ક્ષણે હું સમજી ગયો હતો કે મેં ભૂલ કરી હતી. મને ખબર હોવી જોઈતી હતી કે એક ઍરટિકિટની કિંમતે ખરીદી શકાય એવી મુક્તિ માટે એમને માત્ર તિરસ્કાર જ હતો. કારણ એમણે પોતે પણ એક વખત મુક્ત થવાની ઇચ્છા કરી હતી, પોતાની મુક્તિ માટે એમણે હત્યાનું સ્વપ્ન જોયું હતું.

એ ઇચ્છે છે તે મુક્તિ નથી, મારાં દાદીમા બોલ્યાં. એમના કરમાયેલા મોં પરના ખાડામાંથી એમની લાલઘૂમ આંખો ચમકતી હતી. એને તો પોતે જે કંઈ કરવા ઇચ્છે તે કરી શકાય એટલા માટે એકલા રહેવું છે. કોઈપણ સ્વેચ્છાચારીને એટલું જ જોઈતું હોય છે. ત્યાં તો એ એને પૂરતા પ્રમાણમાં સહેલાઈથી મળી રહેવાનું છે, એવાં સ્થળો પાસે આપવા જેવું એટલું જ હોય છે. પણ સ્વતંત્ર થવાનો અર્થ આવો નથી થતો.

પછી હું ઊભો થયો ને પાછો મારા રૂમમાં જતો રહ્યો. મારી બારીમાંથી, તળાવના

અંધકારને તાકી રહેતાં મને ઈલાનો ચહેરો ફરી દેખાયો. તે રાત્રે ટેક્સીમાં જોયો હતો એવો જ આંસુઓથી ભીંજાયેલો, ઘૃણા અને ક્રોધથી મરડાયેલો, અને મને વિચાર આવ્યો કે એ લોકો બધા કેવા મુક્ત થવા ઇચ્છતા હતા. પોતાનું સ્વાતંત્ર્ય મેળવવા પાછળ કેવા ઘેલા થતા હતા. મને આશ્ચર્ય થવા લાગ્યું કે કદાચ હું તો પાગલ નથી, કારણ મને તો બંધનયુક્ત રહેવામાં જ સુખ મળે છે. મારી અંદરના અવાજોની બૂમરાણ સાંભળ્યા વગર હું જીવી શકું નહિ એમ સમજનાર કદાચ હું એકલો તો નહિ હોઉં.

બીજે દિવસે સવારે હું ફરી મારાં દાદીમાને મળવા ગયો.

હવે એમને માટે એક નર્સ રાખવામાં આવી હતી, અને જે ક્ષણે એમણે મને રૂમમાં પ્રવેશતો જોયો એમણે નર્સને પડખું ફેરવી આપવા કહ્યું જેથી એમને મારી સામે જોવું ન પડે. હું એમની પીઠ પાછળ જ કેટલાંક સામાન્ય વિધાનો કરતો રહ્યો પણ એમણે કશો જવાબ ન આપ્યો.

નર્સ મૂંઝાઈ ગઈ હતી. એણે પોતાના અતિ પ્રસન્ન સ્વરે મારાં દાદીમાને કહ્યું. આમ જુઓ, તમે આના પ્રશ્નોના જવાબ કેમ નથી આપતાં? છેવટે તો એ તમારો પૌત્ર છે.

નર્સે જ્યારે આ પ્રમાણે કહ્યું ત્યારે મને દાદીમાના ચહેરા પરના હાવભાવ દેખાયા નહિ, પણ હું એની કલ્પના કરી શક્યો. એમણે પોતાના પલંગ પાસેના નાના ટેબલ પર મૂકેલા બેડપાનને લેવા હાથ લંબાવ્યો અને એને નર્સ પર ફેંકવાનો પ્રયત્ન કર્યો. પણ એ એટલાં બધાં અશક્ત થઈ ગયાં હતાં કે એને માંડ જમીન પર પટકી શક્યાં.

નર્સ ગભરાઈ ગઈ. એ માત્ર બેચાર દિવસથી જ દાદીમા સાથે રહેતી હતી. એ તો માનતી હતી કે દાદીમા માયાળુ હતાં.

હવે તમારે ચાલ્યા જવું જોઈએ, એણે મને કહ્યું. દર્દી બેચેન થઈ ગયાં છે.

હું ઝડપથી રૂમની બહાર સરકવા ગયો. પણ જેવું મેં બારણું ખોલ્યું કે દાદીમાનો પથારીમાંથી હુકમ છોડતો અવાજ સંભળાયો. એ એમનો અસલ અવાજ હતો. મને યાદ હતો તે સખત અવાજ, માંદગી દરમિયાન કથળેલો અવાજ નહિ.

તું હંમેશા એ નાલાયક વિશે કેમ વાત કરે છે? એ બોલ્યાં.

હું ઘૂમ્યો. તમે કોના વિશે વાત કરો છો? એમના માથા પાછળ તાકી રહેતાં મેં કહ્યું.

પેલી નાલાયક મેમસાહેબની, એ બોલ્યાં. ઈલાની. તું હંમેશા એનો બચાવ શા માટે કરે છે? એ તારી થાય છે શું?

નર્સ એમના મોંમાંથી પડતું થૂંક લૂછવા વચ્ચે ધસી આવી અને હું રૂમની બહાર સરકી ગયો.

એ સાંજે મારાં દાદીમાની તબિયત વધારે બગડી. આખી રાત અમારા રૂમની

દીવાલોની આરપાર અમે એમને શ્વાસ લેવાની તકલીફ ઉઠાવતાં સાંભળ્યા કર્યા. બીજે દિવસે સવારે હું એમને જોવા ગયો ત્યારે એ પોતાના ઓશીકાઓ પર નાનકડો ઢગલો થઈને પડ્યાં હતાં હું રૂમમાં દાખલ થયો કે તરત જ એમણે એમની લાલઘૂમ આંખો મારા પર ઠેરવી અને બોલ્યાં : તું મને જવાબ કેમ નથી આપતો ? બોલ, એ અંગ્રેજ બદમાશ તારી શું થાય છે ?

હું કંઈપણ બોલી શકું એ પહેલાં નર્સ દોડી આવી અને એણે મને રૂમની બહાર ધકેલી દીધો.

એ પછી થોડા દિવસ એમની તબિયત એકધારી બગડતી ચાલી. એમની પથારી પર ઓક્સિજન ટેન્ટ મૂકવાની વ્યવસ્થા કરવામાં આવી હતી. હવે અમારે ઘેર નર્સ ઉપરાંત એક ડૉક્ટર પણ રાત્રે રહેવા લાગ્યા હતા. કેટલીકવાર દિવસ દરમિયાન, નર્સ અમને ઓક્સિજન ટેન્ટમાં શ્વાસ લેવા મથતાં દાદીમાને જોઈ લેવા દેતી. પણ અમારામાંથી કોઈને તેમની સાથે વાત કરવાની છૂટ ન હતી. ડૉક્ટરો એમને હૉસ્પિટલમાં ખસેડવા ઇચ્છતા હતા પણ કોઈ સંસ્થામાં મરવા કરતાં તો પોતે ઘરમાં મરવાનું વધુ પસંદ કરશે એમ ડૉક્ટરોને કહેવા જેટલી શક્તિ તો એમનામાં બચી જ હતી.

પછી, ધીમે ધીમે એ સાજા થયાં. ઓક્સિજન ટેન્ટ દૂર કરી દેવાયો અને મારી મમ્મીએ લાંબા સમય સુધી એમના બિછાના પાસે બેસી રહેવાનું શરૂ કર્યું. પણ મને કે મારા પપ્પાને એમના રૂમમાં જવાની રજા મળી નહિ.

હવે મારી રજાઓ લગભગ પૂરી થઈ ગઈ હતી. મારાં દાદીમાની તબિયત સુધારા પર હતી એટલે મારાં મમ્મીપપ્પાએ મારે દિલ્હી કૉલેજમાં પાછા જતા રહેવું જોઈએ એમ નક્કી કર્યું. મારા છેલ્લા વર્ષની પરીક્ષાઓને ફક્ત ત્રણ જ મહિના બાકી રહ્યા હતા અને રજાઓ દરમિયાન મેં ભાગ્યે જ કશું વાંચ્યું હતું. મેં રોકાઈ જવાની તૈયારી રાખી હતી, પણ એમની સલાહ માની લેવામાં જ મને વધુ આનંદ જણાયો.

મારે ટ્રેન પકડવાની હતી. તે દિવસે મારી મમ્મી મને મારાં દાદીમાના રૂમમાં એમની રજા લેવા લઈ ગઈ. એ પથારીમાં બેઠાં હતાં અને છેલ્લા કેટલાંક સમયથી લાગતાં હતાં તે કરતા ઘણા વધારે સ્વસ્થ જણાતાં હતાં. એમણે બહુ હોંશથી મારી કૉલેજ વિશે અને આવનારી પરીક્ષાઓ અંગે વાતચીત કરી તેથી મને ખૂબ રાહત થઈ. જવાનો સમય થયો એટલે હું એમને પગે પડ્યો. અને હંમેશની જેમ, એમણે મને આશીર્વાદ આપવા, મારું માથું છાતી સરસું દાબી દીધું. એમના આશીર્વાદનો શાંત, પરિચિત ગણગણાટ મને સંભળાયો. પછી એમણે પોતાનું મોં મારા કાન નજીક ઝુકાવ્યું, જેથી હું એમના ઉચ્છ્વાસની ઉષ્મા મારા ચહેરા પર અનુભવી શકું.

તું એ નાલાયકની જાળમાં કેમ ફસાયો ? એ બબડ્યાં, મને ખબર છે કે એણે જ તને દિલ્હીમાં તું જેમની પાસે જાય છે એ વેશ્યાઓના પાશમાં ધકેલ્યો છે. તું એમ માને છે કે મને ખબર નથી ? તું એમ માને છે કે હું એ ચલાવી લઈશ ?

મેં એમના હાથમાંથી મારું માથું આંચકી લીધું. એમણે મારી સાથે આંખ મેળવી

ને સ્મિત કર્યું. હું માની શક્યો નહિ કે આ ચિમળાઈ ગયેલી, નકામી થઈ ગયેલી, અશક્ત સ્ત્રી એ હું જેને આટલી બધી ચાહતો અને જેનાથી ડરતો તે જ વ્યક્તિ હતી.

બે મહિના સુધી મારાં મમ્મીપપ્પા દર બીજા દિવસે મને દાદીમાના સમાચાર લખતાં રહ્યાં. મેં કલકત્તા છોડ્યું તે પછી થોડા વખતમાં એમની સ્થિતિ સુધરી હતી. પછી, ડૉક્ટરો પારખી શકે એવા કોઈ જ કારણ વગર, એ એકાદ અઠવાડિયું બહુ ગંભીર રીતે બીમાર રહ્યાં. ફરી પાછાં એ ચમત્કારિક રીતે સાજા થઈ ગયાં, તે પોતાની મેળે પત્રો વાંચી શકે અને લખી પણ શકે ત્યાં સુધી.

પછી આખું અઠવાડિયું મારાં મમ્મીપપ્પાના કાગળો ન આવ્યા. એ વખતે ભારતના ઇતિહાસ સિવાય બીજા કશાનો વિચાર કરવાનો મને સમય ન હતો, તેથી મેં પાસ થવા સિવાય કશાની ચિંતા ન કરી.

એ પછીના પત્રમાં મારાં મમ્મીપપ્પાએ લખ્યું હતું કે મારાં દાદીમા મૃત્યુ પામ્યાં હતાં અને એમના મૃત્યુના બીજા દિવસે એમના અંતિમ સંસ્કાર કરવામાં આવ્યા હતા. હું કદાચ કલકત્તા દોડી જવાનો વિચાર કરું એટલે એમણે મને તારથી ન જણાવવા નક્કી કર્યું હતું. મારી પરીક્ષા જ્યારે આટલી નજીક હતી ત્યારે એ લોકો મને તકલીફ પહોંચાડવા માંગતા ન હતાં.

એ દિવસે, એક વર્ષ પહેલાં કૉલેજ છોડી ગયેલો રવિ હજુ પણ કૉલેજમાં હોય એવી ઇચ્છા મને પ્રબળપણે થયેલી. બીજા કોઈની પણ સાથે હું વાત કરી શકું એવું મને લાગ્યું નહિ એટલે હું કૉલેજની બહાર, નીચેના રસ્તે મોરિસનગર બસસ્ટૉપ સુધી રખડ્યો. થોડીવાર પછી 210 નંબરની ખાલી બસ આવી અને હું એમાં ચઢી ગયો. મને બારી પાસેની સીટ મળી અને હું રીંગ રોડ પરના બગીચાઓ અને રેડફોર્ટની દીવાલોને પસાર થતી જોતો, બહાર તાકતો રહ્યો. બસ સેંટ્રલ સેક્રેટેરિયેટ પર પહોંચી, એટલે હું રસ્તો ઓળંગી ગયો અને બીજી 210 પાછી પકડી લીધી. માલ રોડ પર મેં નીચે ઊતરીને ચાલવાનું નક્કી કર્યું. એ સમયે અંધારું થઈ જ ગયું હતું, રસ્તાઓ સૂમસામ હતા, પરીક્ષાના ભાર હેઠળ આખી યુનિવર્સિટી શાંત હતી.

નિર્જન વૃક્ષરાજિમાંથી પસાર થતાં મને રડવું આવી ગયું, દુ:ખથી એટલું નહિ પણ ગુસ્સાથી, કે મારાં મમ્મીપપ્પાએ મને સમયસર જણાવ્યું નહિ, જેથી હું એમના અંતિમ સંસ્કાર વખતે ત્યાં હાજર રહી શક્યો હોત. રીજ પરના સ્મારક તરફ જતા સીધા ચઢાણવાળા રસ્તે હું ઉપર જતો રહ્યો, અને ત્યાં ઘાસ પર બેઠા બેઠા મેં મારા ગુસ્સાને શમી જતો અનુભવ્યો. છેવટે, જે રીતે મને મારાં દાદીમાના મૃત્યુની જાણ થયેલી તે યોગ્ય જ લાગ્યું. મારા ઉત્તર- બુર્ઝુવાં વર્ગના સુવ્યવસ્થિત જગતમાં સાચું સ્થાન પામવા માટે એ હંમેશાં વધુ પડતી સંવેદનશીલ વ્યક્તિ હતાં. મને જે જગત વારસામાં મળ્યું હતું, તેમાં મૃત્યુ કરતાં પરીક્ષાઓ વધુ મહત્ત્વની હતી.

બે દિવસ પછી એક પટાવાળો અમારી કૉલેજના ડીનનો સંદેશો લઈ મારી પાસે આવ્યો. એ મને તરત જ મળવા માંગતા હતા. પુસ્તકો એક બાજુ મૂકી દઈને હું તરત

જ એમની ઑફિસે ગયો. એ એક ઠીંગણા, જાતમહેનતે આગળ વધેલા નાનકડા માનવી હતા જે કોઈને પણ ગમતા નહિ. કોઈ એમના તરફ સવિશેષ અણગમો બતાવવાની તકલીફ પણ લેતું નહિ. એમણે એ અંગે કોઈ આશ્વાસન મેળવ્યું હોય એમ લાગતું ન હતું.

જેવો હું એમની ઑફિસમાં દાખલ થયો કે એમણે મને ખુરશી પર બેસી જવા ઈશારો કર્યો. હું બેસી ગયો એટલે એમણે પોતાની સામે ટેબલ પર પડેલા કાગળ પર ટકોરા માર્યા અને બોલ્યા : આવે વખતે તમને તકલીફ આપવા બદલ હું ખરેખર દિલગીર છું, પણ અત્યારે એક બહુ ગંભીર વાત મારી પાસે છે. કાયમ માટે નહિ, તો થોડા સમય માટે પણ તમને કૉલેજમાંથી દૂર કરવાની સંભાવના છે. આ વાત બહુ ગંભીર છે. છેવટે તો આરોગ્ય વિષયક દૃષ્ટિકોણ લક્ષમાં લેવાવો જોઈએ.

એ હાસ્યાસ્પદ લાગતા હતા, છતાં એમના અવાજની લઢણથી હું ચોંકી ઊઠ્યો : શૈક્ષણિક કારકિર્દી માટેની જે કોઈ તક મારી પાસે હતી તેને ખતમ કરી નાખવાની સત્તા એમની પાસે હતી.

ખરેખર, બન્યું છે શું સાહેબ? મેં કહ્યું.

ફરી કાગળ પર ટકોરો મારતાં એમણે કહ્યું, અમને માહિતી મળી છે કે તમે બદનામ બસ્તીમાં વેશ્યાઓના ઘરની મુલાકાતે જાઓ છો. આ માહિતી જણાવે છે કે તમારા પોતાના હિત ખાતર તમને તુરંત કૉલેજમાંથી દૂર કરી પાછા કલકત્તા મોકલી આપવા.

હું એવો તો ડઘાઈ ગયો કે ક્ષણાર્ધ માટે મૂઢની જેમ એમની સામે તાકી રહ્યો. પછી મેં બોલવાનો પ્રયત્ન કર્યો. આપને આ માહિતી કોણે આપી છે, સાહેબ?

તમારા પોતાનાં દાદીમાએ. કાગળ મારા હાથમાં આપતાં એમણે કહ્યું. તમે જાતે જ જોઈ લો.

પત્ર ફક્ત ત્રણ લીટીનો હતો. અક્ષરો ખૂબ આડાઅવળા હતા, પણ હતા અચુક મારાં દાદીમાના. એમાં જણાવ્યું હતું કે હું દિલ્હીમાં વેશ્યાગમન કરતો તેની એમને ખબર હતી. એમણે એ અંગે મારી સાથે વાતચીત કરી હતી અને મેં પસ્તાવાના કોઈ ચિહ્ન બતાવ્યાં ન હતાં. અને પોતે એક શાળાના શિક્ષિકા હોઈ માનતાં હતાં, કે મારી કૉલેજને, જો પોતાના સ્વમાન જેવું જરા પણ કંઈ હોય તો એણે તરત જ મને ઘેર મોકલી દેવાની જોગવાઈ કરવી જોઈએ.

એમના મૃત્યુ પછી મારા તરફ લંબાતા એમના પુનર્જીવન પામેલા હાથના દેખાવથી, મારા સમગ્ર બાળપણ દરમિયાન હું જેમ ડરતો તેમ અત્યારે પણ એટલો બધો ગભરાઈ ગયો, કે ડીનની સમક્ષ ખુલાસો રજૂ કરતાં પહેલાં મારી જાતને વ્યવસ્થિત કરતાં મને થોડો સમય લાગ્યો. મેં એમની આંખોમાં આંખો પરોવીને કહ્યું કે મારા કૉલેજનાં બધાં વર્ષોમાં હું ચાણક્ય સિનેમા અને કાશ્મીરી ગેટ પરના ખૈબર રેસ્ટોરાંથી વિશેષ બદનામ એવી કોઈ જગ્યાએ ગયો નથી. મેં કહ્યું કે ખરેખર આ કાગળ લખ્યો,

ત્યારે મારાં દાદીમા ખૂબ બીમાર હતાં. અને એ બીમારીમાંથી એમનું ચિત્ત ભ્રમણાઓનો ભોગ બની ગયું હતું.

પરિસ્થિતિ એટલી બધી વિચિત્ર હતી કે ડીનનો એ પત્રમાંથી વિશ્વાસ ઊઠી ગયો અને એમણે મને જવા દીધો. પણ એમણે મને ચેતવણી આપી કે કૉલેજના મારાં છેલ્લાં કેટલાંક અઠવાડિયાંઓ દરમિયાન એ મારા પર સતત નજર રાખશે.

હું બહાર જવા ઊભો થયો ત્યારે મેં એ પત્ર પર એક નજર નાંખી. દાદીમા હંમેશ કરતાં તે મુજબ એમણે પત્રમાં છેક ઉપર જમણી બાજુના ખૂણામાં તારીખ પણ લખી હતી. પાછળથી તારીખો મેળવી જોતાં, મને ખ્યાલ આવ્યો કે એ પત્ર એમણે એ મૃત્યુ પામ્યાં તેના આગલા દિવસે લખ્યો હતો.

હું ક્યારેય સમજી શક્યો નથી કે એકાદ બે વખત, મારા મિત્રો સાથે મેં કરેલા સ્ત્રીગમન વિશે એમને કેવી રીતે ખબર પડી હતી. હું એ પણ સમજી શક્યો નથી કે ઈલા પ્રત્યેના મારા અનુરાગની હું મારી જાત સાથે કબૂલાત કરવાની હિંમત કરું તે પહેલાં, એની જાણ એમને કેવી રીતે થઈ ગઈ હતી.

મારા લંડનનિવાસ દરમિયાનની પહેલી પાનખરમાં, પાછળથી એક વખત કાંઠાના ટેકરા પરનાં વૃક્ષો જ્યારે સાવ પાંખાં બની ગયાં હતાં, ત્યારે મને પ્રતીતિ થઈ ગઈ કે આ સત્ય હવે હું મારી જાતથી વધુ વખત છુપાવી શકીશ નહિ.

હું સોહોમાં અથવા ટ્રાફેલ્ગાર સ્કેવરની આસપાસ રખડ્યા કરતો, અને માત્ર આનંદ ખાતર જ શહેરને ખૂંદતો ચાલ્યા કરતો હતો એવું મારી જાતને મનાવવા પ્રયત્ન કરતો. પણ તરત જ હું કાંઠા પરના ટેકરાઓ પર ચાલી જતો. હું પાળી પર વાંકો વળતો ને થેમ્સની (ઘેરા પ્રવાહ પારથી) દક્ષિણ કિનારાની નક્કર ટેકરીઓને જોયા કરતો. હું સ્ટીલના લેમ્પ પર, માછલીના બીબાઓના હોઠ પર મારા હાથ ફેરવી લેવા ઊભો રહી જતો. અને ઘણીવાર મારા આશ્ચર્ય સાથે, મને ખ્યાલ આવતો કે ક્યાંક મારા ગળાના ઊંડાણમાં હું જૂનું હિંદી ફિલ્મી ગીત બેકરાર કરકે હમે યું ન જાઈએ... ધીમા અવાજમાં ગણગણતો હતો. એ જ તરજ શા માટે તેની મને ખબર નથી. મેં એ ફિલ્મ જોઈ ન હતી કે એ રેકર્ડ પણ મારી પાસે ક્યારેય હતી નહિ, પણ હંમેશા એ જ તરજ રહેતી અને ક્યારેય બીજી કોઈ બદલાતી નહિ. એ કોઈપણ જાતના સંકેત વગર જ આવતી, કોઈપણ પ્રત્યક્ષ કારણ વગર, અને એ તરજ હંમેશા એક જ રહેતી તેમ છતાં કેટલીકવાર એ જુદી જ સંભળાતી.

કેટલીકવાર એ આનંદી, હલકદાર પ્રકારની તરજ લાગતી. અને પછી ભલે એ ભીની, ઠંડી રાત હોય કે શાંત, સૂકી રાત હોય, હું નિર્જન કાંઠાના ટેકરાઓ તરફ, જ્યારે ઢગલાબંધ મોટરો મારી પાસેથી ગર્જતી પસાર થતી જતી ત્યારે મોટેથી ગાતો, આનંદથી આગેકદમ કરતો જતો. હું બીજી ફૂટપાથ પાસેથી પસાર થતો, મારા ખિસ્સામાંથી પેન્સિલ બહાર કાઢી હાથમાં પકડી રાખતો જેથી હું ચાલ્યો જતો હોઉં ત્યારે રેલિંગ સાથે અથડાઈને એ તરજ સાથે તાલ મિલાવતો એનો અવાજ મને સંભળાયા

કરે. પણ કેટલીકવાર એ અવાજ વિચિત્ર રીતે ગંભીર બની જતો : ફૂટપાથ પરના પડછાયાઓના ધબ્બાથી હું ખમચાઈ જતો અને કાંઠાના ટેકરાઓ પર હારબંધ આવેલા ઊંચાં મકાનોના ઘેરા સમૂહો કોણ જાણે કેમ બિહામણા લાગવા માંડતા. હું લેમ્પની નીચેના પ્રકાશપ્રવાહમાં રહેવા પ્રયત્ન કરતો, અને નીચે થેમ્સની સુંવાળી કાળાશ તરફ હું જોતો નહિ. હું માથું નીચું કરી દેતો અને મારા મફલરમાં મારી દાઢી છુપાવીને, મારી પાસેથી પસાર થતી બીજી ઓવરકોટ પહેરેલી વ્યક્તિઓ સામે જોવાની હિંમત કર્યા વગર ઝડપથી ચાલવા લાગતો. એવી રાત્રિઓએ હું એ તરજને ચાલી જવા, મને એકલો છોડી જવા વિનંતી કરતો. કેટલીકવાર મને એમ પણ લાગતું કે મેં એને હરાવી છે, એ ચાલી ગઈ છે. હું બાંકડા પર બેસી જતો અને ખાતરી કરી લેવા ધ્યાનથી સાંભળતો અને પછી અનિવાર્યપણે હું એને મારા ગળાના ઊંડાણમાં ધીમેથી ગુંજતી ફરી સાંભળતો.

આવી ઘણી સાંજે હું વહેલો કે મોડો લેમ્બેથ બ્રીજ પર જઈ ઊભો રહેતો. બ્રીજ પરથી હું મહેલના ફિક્કી લાલ ઈંટના કાંગરાઓ તરફ જોતો અને ખરેખર આશ્ચર્ય સાથે મારી પોતાની જાતને કહેતો : હું અહીં લેમ્બેથ બ્રીજ પર શા માટે ઊભો છું ? જો હું આટલે સુધી આવી જ ગયો છું તો કદાચ સ્ટોકવેલ સુધી ચાલી નાખું અને ઈલાને મળતો આવું.

પછી હું બ્રીજ પરનો અડધો રસ્તો ચાલી નાખતો, સળિયા પર વાંકો વળીને ઊભો રહેતો અને મારે ત્યાં શા માટે ન જવું જોઈએ એ વિશેનાં કારણો વિચારતો : કારણ એ બહુ દૂર હતું. હું ત્યાં પહોંચું એ પહેલાં કદાચ વરસાદ વધી જાય. એ અઠવાડિયે હું બે વખત તો ત્યાં જઈ જ આવ્યો હતો, ગમે તેમ પણ ઈલા ઘેર નહિ હોય... હું આવી દલીલો પૂરેપૂરા કપટથી કર્યા કરતો, જાણે કે બે જૂના મિત્રો વચ્ચેની વાતચીત ચોરીછૂપીથી સાંભળી લેતો હોઉં. આખો વખત મારા મનનો એ શંકાશીલ ભાગ, જેને હું લેમ્બેથ બ્રીજ પર શા માટે હતો એની પૂરેપૂરી ખબર હતી તે મૂંગો જ રહેતો : હું મારી જાતને એની વાત સાંભળવાની છૂટ આપતો ન હતો.

પણ એક વખત મેં નિર્ણય કર્યો હતો - ખાસ કરીને એક વખત હું મારી જાતને સ્ટોકવેલથી ત્રણ કરતાં વધુ દિવસ સફળતાપૂર્વક દૂર રાખી શકેલો એ સમયગાળા દરમિયાન આમ બન્યું હતું - મારા મન પરથી બહુ મોટો બોજ ઊંચકાઈ ગયો હતો, અને હું બ્રીજ પરથી ઝડપથી ચાલ્યો જતો, વધારે ને વધારે ઝડપથી, લગભગ દોડવા લાગું ત્યાં સુધી, છેક સ્ટોકવેલમાં ઈલાના ઘર સુધી.

એ તરજને તળિયે દાટી દેવા, ચાલતી વખતે હું મારા મગજમાં આંકડા રમ્યા કરતો. હું કેટલા માઈલ ચાલ્યો હતો અને એમ કરવામાં મને કેટલો સમય લાગ્યો હતો એ શોધી કાઢવા હું પ્રયત્ન કરતો : સાડા છ માઈલ, હું મારી જાતને કહેતો અથવા 11,440 વાર અથવા એથી વધારે સારું તો 34,320 ફૂટ અથવા 10,461 મીટર. આંકડાઓમાં મારું મન રોકાઈ જાય અને થાકી જાય એટલે સ્ટોકવેલ તરફ દોડવાના, ઝડપથી ને વધુ ઝડપથી દોડવાના અદ્ભુત આનંદમાંથી હું મારી જાતને છોડાવી શકું.

પાછળથી કેટલીકવાર હું બ્રિટિશ સન્ડે મેગેઝીનોમાં હીરા અને ઝવેરાતની જાહેરાતો જોતો, અથવા હું એમના ફિલ્મ-સ્ટારોની પ્રણયકથાઓના અહેવાલો વાંચતો, અને મને આશ્ચર્ય થતું કે આમ કેમ થતું હશે કે આ સ્થિતિમાં, જે સ્થિતિને આપણે પ્રેમ કહીએ છીએ તેમાં લોકો ગણતરી કરવા અને વસ્તુઓ માપવા તરફ શા માટે દોરવાતાં હશે ? જ્યારે એ સ્થિતિ પોતે જ અથવા પેલાં મેગેઝીનો આપણને કહે છે તેવું કંઈક, આંકડા અને જથ્થાના ખ્યાલોથી વિપરીત પરિવર્તિત હોય છે. મને આશ્ચર્ય થતું કે સંજોગો એવા કેવા હોઈ શકે કે માણસ પોતે જે સ્ત્રીને ચાહી હોય એને માટે એક ગાડી કે એક ટાપુ ખરીદવામાં, છેલ્લા પાઉન્ડ કે ડૉલર સુધી બરાબર કેટલા પૈસા ખર્ચ્યા તે એક પત્રકારને કહેવા લલચાઈ જાય. મને આશ્ચર્ય થતું કે શા માટે જાહેરાતો, માણસોને તેમનાં સ્ત્રી મિત્રો કે પ્રેમિકાઓને માટે ખરીદવાના દાગીનાઓની ચોક્કસ કિંમત પ્રત્યે આટલી બધી કાળજીપૂર્વક ધ્યાન દોરતી હશે. પોતે જે પુરુષને ચાહતી હતી તેને પાછો મેળવવા માટે એક છોકરીએ નવ વખત આપઘાત કરવાનો પ્રયત્ન શા માટે કર્યો હશે ? હું ઈલાને મળવા ગયો ત્યારે કેટલા બધા માઈલ ચાલ્યો તે ગણવાનું મને શા માટે મન થતું હશે ? મને કોઈ જવાબ સૂઝતો નહિ, સિવાય કે એનું કારણ પેલી અવસ્થા છે. પ્રેમ, એ મનુષ્ય તરીકે જે બીજા ખ્યાલ - ન્યાયના ખ્યાલ - વગર આપણે જીવી શકીએ નહિ, તેનાથી તદ્દન અસંગત છે. પ્રેમ એ ન્યાયનો એવો કટ્ટર દુશ્મન છે કે આપણું ચિત્ત ભયને કારણે એના સાચા સ્વરૂપથી સંકોચાઈને પ્રેમને એના વિરોધ સાથે સાંકળીને એને અર્થવર્તી કરવા પ્રયત્ન કરે છે. એ જાણે કે આપણે આપણી જાતને જ કહેતાં હોઈએ છીએ - એણે પોતાની પ્રેમિકાને બરાબર આટલી રકમનો હીરો ખરીદી આપ્યો, અથવા એ સ્ત્રીએ એને ચોક્કસ આટલું બધું મળી શકે તેવી કારકિર્દી એને માટે છોડી દીધી. એ આશામાં કે સાધારણતાનાં સર્વ ઉપમાનોને જો આપણે પ્રયોજીએ, એની થપ્પી પર થપ્પી કરતાં જઈએ તો કદાચ અંતમાં આપણે પ્રેમની એ સ્થિતિની નજીક પહોંચી શકીએ. છતાં જેમ સાદડી શબ્દ અને ખરેખર સાદડી વચ્ચે કોઈ સંબંધ નથી હોતો તેમ, પ્રેમની સ્થિતિ અને એનાં ઉપમાનો એકબીજાથી તદ્દન ઉદાસીન હોય છે. આપણી શક્તિનો અંત આવે ત્યાં સુધી હીરાઓ, આપઘાતો, માઈલો, યાતનાઓ જેવાં ઉપમાનોનાં ઢગ ખડકતા જઈએ પણ પ્રેમની એ ખરેખરી સ્થિતિનું પગેરું મળી શકતું નથી. અને બરાબર એવી જ રીતે આપણને એથી વિરુદ્ધનું કશુંક પ્રાપ્ત થાય છે.

કદાચ એ માઈલો અને ચોરસવાર મારાં પોતાનાં સજીવ ઉપમાનો હતાં, ન્યાયનો હિસ્સો માંગવાનો મારો પ્રયત્ન. કારણ કે મારી પાસે જે કંઈ હતું તે બધું મેં તોલમાપ પર નાંખી દીધું હતું, નક્કામી વસ્તુઓ નહિ, છેવટે તો હું પણ એક મનુષ્ય હતો, મારી પોતાની લાયકાત અને ક્ષમતાવાળો, કુરૂપ નહિ, વિત્ત વગરનો નહિ, સુશિક્ષિત અને ધીરજવાન અને હસમુખો તથા જેવી બીજી ગુણવત્તાવાળો પણ ખરો - સારાપણામાં મનુષ્ય પાસે આથી વધુ બીજું શું હોઈ શકે - એટલે મેં એ બધું હોમી દીધું હતું. મારી

પાસે જે હતું તે બધું, અને એ તોલમાપે તો એમના વજનની એક નાના કંપ જેટલીય નોંધ લીધી ન હતી.

એટલા જ માટે હું એ બધા માઈલ ચાલતો હતો, એવી આશામાં કે એ આંકડાઓનું બળ જ ઈલા સાથે બોલી શકે. એની મૈત્રી પણ ગુમાવી દેવાના ડરથી હું એને કહેવાની હિંમત ન કરતો એ બધી વાત ઈલાને કહી શકે, કે કોઈક રીતે એ ભેગા થયેલાં ભારનું વજન પેલા જટિલ કાંટાને મારી તરફ નમાવી શકે. પણ જ્યારે ઈલા ઘેર હોય ત્યારે એ બારણું ખોલે ને કહે : તને જોઈને આનંદ થયો. અંદર આવ, પણ હું ઇચ્છું કે તને જમવાની આશા નહિ હોય. અને હું પ્રસન્નતાથી હસીને એને કહું : હું આઠ માઈલ ચાલ્યો છું, એમ કરવામાં મને બરાબર બે કલાક અને દસ મિનિટનો સમય થયો, અને એ આશ્ચર્યથી પોતાની ભ્રમરો ખેંચીને બોલે. કેમ એ તંદુરસ્તી માટેની કોઈ કસરત છે ?

એ મકાનમાં ઈલા જે લોકો સાથે ભાગીદારીમાં રહેતી હતી એ બધા જ્યારે ઘરમાં હોય ત્યારે સાંજનો સમય રસોડામાં વિતાવતાં હતાં. એમાંનો એક દાઢીવાળો આઈરિશ કમ્પ્યુટર વિજ્ઞાની હતો. ફોર્થ ઈન્ટરનેશનલ સાથે કામ કરવા માટે નોર્થ લંડન પોલિટેકનિકમાંથી બીજા વર્ષમાં અભ્યાસ છોડી દેનાર એક લેસ્ટરશાયરની વિદ્યાર્થિની હતી અને ઘાનાનો એક ચીડિયો નવજુવાન હતો, જે એન્ટી નાત્સી લિગમાં બહુ સક્રિય હતો. એ લોકો રસોડામાં ટેબલની આસપાસ બેસતાં અને ચાના પેગ પીતાં કે પછી કેટલીકવાર, પૈસાની છૂટ હોય ત્યારે બિયર પીતાં સાંજ પસાર કરતાં. એમની વાતચીત મોટેભાગે હંમેશા ઉગ્ર રીતે વ્યવહારુ રહેતી. કલાકો સુધી એ લોકો વિજ્ઞાપનો ચીતરવા કઈ પેન વધુ સારી તે અંગે, અથવા એમના હવે પછીના ધરણા વખતે એમણે ચા કે ભોજનની વ્યવસ્થા કેવી રીતે કરવી જોઈએ, તે અંગે દલીલો કર્યા કરતાં. કલકત્તા કે દિલ્હીમાં સમાન વિચારસરણીવાળી વ્યક્તિઓ વચ્ચે થાય એવી કોઈ સ્ફોટક દલીલો કે બૂમાબૂમ થતાં નહિ. મોટેભાગે એ લોકો યુક્તિઓ અને વ્યૂહરચનાઓના નાના મુદ્દાઓ અંગે ચર્ચા કરતાં, અને એમની દલીલો સામાન્ય રીતે, વ્યક્તિગત રાજકીય નિર્ણયોના લાંબા ઇતિહાસ પ્રત્યેના સંદર્ભોથી લદાયેલી, વધતા જતા વૈકલ્પિક વિધાનોની શ્રેણીની બનેલી રહેતી. આ સંવાદો એવા તો સંયત રહેતા કે પહેલાં તો હું એમને દલીલો સ્વરૂપે કળી જ ન શકતો. પણ હકીકતે તો એમાં એક ભયાવહ તત્ત્વ હતું, ઇરાદાની એક ગંભીરતા જે આમ શાંત રહેવાને કારણે વધારે ખતરનાક હતી.

આ બધી દલીલોની પૃષ્ઠભૂમિકામાં ઈલા ઘણેભાગે મારા જેટલી જ અજાણ અને ઉદાસીન દેખાતી. ખરેખર થોડા જ વખતમાં મને એટલું તો સમજાઈ જ ગયું હતું કે એમની રાજકીય જિંદગીમાં ઈલા બહુ જ ઓછો ભાગ ભજવતી હતી. કેટલીકવાર ઈલાનો અભિપ્રાય પૂછ્યા વગર જ એમણે પોતાના નિર્ણયો બહુ પહેલાંથી લઈ લીધા હોય એ

સ્પષ્ટ થઈ જતું. એમને ઈલા ચૌક્કસ ગમતી હતી, પણ એ લોકો એને એક પ્રકારે મહેમાન જ માનતા હોય એમ લાગતું, ખાસ કરીને એક સજાવટ. અથવા એમના પોતાનામાં કે એમના બીજા બિરાદરોમાંનાં સર્વદેશીયતાનાં જે લક્ષણો અંગે હંમેશા ટીકા કરવા એ તત્પર રહેતાં તે અંગેની નારાજગી પણ એનામાં જોતાં હતાં એવું પણ ન હતું. એક રીતે તો એ લોકો એને માટે ગૌરવ અનુભવતા. એ લોકો વારંવાર એની કૌટુંબિક સમૃદ્ધિ વિશે પૂછતા. ભારતમાં એને વતન, કેટલા નોકરો હતા, વગેરે અને ઈલા એ લોકોને જે કંઈ કહે - મોટેભાગે અતિશયોક્તિથી - તે ઉત્સુકતાથી સાંભળી રહેતા. એ લોકો એને આપણી પોતાની ઉચ્ચ વર્ગીય માર્કસવાદી વ્યક્તિ તરીકે સંબોધતા. આનાથી તેમને આનંદ થતો હોય એવું લાગતું, એમને ઇતિહાસની એક સૂક્ષ્મ સૂઝ હતી અને કદાચ એ લોકો ઈલાને ફેબીઅન્સ સાથેની એક કડીરૂપે જોતા હતાં. અથવા કદાચ એમનાં જીવન અને વિચારોની બીજાં ભૂખંડ પર અસર થઈ શકે છે એ ખ્યાલ એમને માટે પોતાની ઘરઆંગણાની નિષ્ક્રિયતાનું થોડું વળતર હતું. ગમે તે હોય, પણ બીજી રીતે મળતાવડા નહિ એવા એ લોકો, ઈલાના મિત્રો પ્રત્યે સહિષ્ણુ હતા અને ઉત્સાહી પણ. એક નિયમ તરીકે તો એ લોકો બહારની વ્યક્તિઓને ધિક્કારતા, તેમના અંગે શંકાશીલ રહેતા, પણ 'ઈલાના મિત્રો' એક ખાસ બાબત ગણાતી : એ લોકો એના તરફ બહુ ધ્યાન ન આપતા હોય ત્યારે પણ, એમને રસોડાના ટેબલ પાસે બાજુમાં બેઠેલા જોતાં ખૂબ ખુશ થતાં.

મોટેભાગે હું આવું ત્યારે નિક પ્રાઈસને રસોડામાં જોતો. એ હંમેશા ખૂબ સરસ કપડાં પહેરતો. હું એની સિલાઈની સફળતાનું રહસ્ય પૂછતો અને એ મને સમજાવતો કે એનું શર્ટ ટર્નબુલ ઍન્ડ એસ્સરમાંથી અને એનું જેકેટ અરમાનીમાંથી ખરીદેલું હતું. જ્યારે એ જોતો કે એ નામોનો મારે મન કોઈ અર્થ ન હતો ત્યારે એ ધીમેથી હસતો. ત્યાંના રસોડામાં એ કઢંગો લાગવો જોઈતો હતો, પણ હકીકતમાં એ ત્યાં મારા કરતાં વધારે બંધબેસતો હતો. એના સ્વભાવમાં એક વ્યવહારુ, જાતે જ કરી લો અભિગમ હતો, જે એ ઘરના પરિવેશ સાથે સરસ રીતે ગૂંથાઈ જતો હતો. એને છાપકામની શાહી અને વિજ્ઞાપનો માટેના રંગોમાં ગજબનો રસ હતો. એ લોકોની વાતો પરથી મેં શોધી કાઢેલું કે નિક વારંવાર આખો દિવસ એમને ઘેર જ વિતાવતો - એની પાસે સમય તો હતો જ કારણ કે હજુ સુધી એણે કોઈ નોકરી સ્વીકારી ન હતી કે એને મળી ન હતી. એ વખતોવખત આંટાફેરા કરતો અને એ લોકો જે કંઈ કામ કરતાં તેમાં મદદ કરતો - જેવાં કે ચોપાનિયાનાં પ્રૂફ સુધારી આપતો કે વિજ્ઞાપનો ચીતરી આપતો. એ એમનાં ધરણાઓમાં પણ જતો અને ધરણાઓમાં એમની સાથે ઊભો પણ રહેતો. મને માહિતી મળી હતી કે નિક એ લોકો વચ્ચે નાની સરખી પ્રખ્યાત વ્યક્તિ બની ગયો હતો, કારણ કે એ હંમેશા સૂટ અને ટાઈમાં સજ્જ થઈને જતો. અને તેથી, સરસ છાપ ઊભી કરી શકવાને કારણે, એને વારંવાર જ્યાં મુશ્કેલી થતી ત્યાં પોલીસ સાથે વાટાઘાટ કરવા પ્રતિનિધિ તરીકે મોકલી આપવામાં આવતો. રાજકારણની, હું એને જે અર્થમાં

સમજી શકતો તે અર્થમાં એ ઘરમાં કદી વાત થતી નહિ એટલે, નિકને એ લોકો સાથે કોઈપણ રીતે અસંમત થવાનું કારણ ન હતું.

એવી જ એક સાંજે, છેક ચેરિંગ ક્રોસથી સ્ટોકવેલ આખે રસ્તે ચાલતો ગયો હતો. ત્યારે નિકની બાજુમાં બેસીને, ઈલાએ મારા તરફ જોયું અને મારા મેલા ભૂરા ફરના કોટ અને ભૂખરા રંગના કોડ્રોય જીન્સ તરફ નાકનું ટેરવું ચડાવ્યું. એણે કહ્યું : આપણે તને ઢંગનાં કપડાં અપાવવા કંઈક કરવું જોઈએ.

મેં એને યાદ દેવડાવ્યું કે, મારી ફેલોશીપ, મારી જરૂરિયાતો પૂરતી તો બરાબર હતી, પણ કપડાનો નવો કબાટ ખરીદવા જેટલી ઉદાર ન હતી. એણે મારા વાંધાઓને ખભા ઉલાળીને એકબાજુ કરી દીધા અને બોલી : તું જ્યાંથી તારી ખરીદી કરી શકે એવી ચોક્કસ જગ્યાની મને ખબર છે.

ક્યાં છે ?

તને એ નહિ મળે. એ બોલી. એ જગ્યાએ ભારતીયો અને બાંગ્લાદેશીઓ સસ્તા છૂટક માલની ઘણીબધી દુકાનો ચલાવે છે.

એ ક્યાં આવ્યું ? મેં કહ્યું.

એ જગ્યાનું નામ બ્રિક લેન છે. એ બોલી.

મારું મોઢું જોઈને એણે પોતાની વાત ટૂંકમાં પતાવી દીધી.

શું વાત છે ? પોતાની ભ્રમરો ઊંચી ચઢાવતાં એ બોલી : તેં એ જગ્યા વિશે સાંભળ્યું છે ?

મેં ઝડપથી મારું ડોકું ધુણાવ્યું ને અમે ક્યારે જઈ શકીશું તે એને પૂછ્યું. અમે બે દિવસ પછી, કેમ્બલ્સ હેડમાં બપોરના ભોજન સમયે મળવાનું નક્કી કર્યું.

હું મોડો આવ્યો હતો. મેં તરત જ ઈલાને રૂમના છેવાડેના ખૂણામાં જોઈ અને પછી મેં નિકને એની બાજુમાં બેઠેલો જોયો. એણે ઊનનું જેકેટ અને રેશમી ટાઈ પહેર્યા હતાં, ઈલાએ પુલોવર અને જીન્સ. એણે નિકને કંઈક કહ્યું, પણ એ ચાર ગડી કરી રાખેલું ફાઈનાન્સીયલ ટાઈમ્સ વાંચતો હતો. એ એનાથી સહેજ દૂર ખસ્યો અને ઈલા પોતાનું મોં સિલિંગ તરફ ઊંચું રાખીને ફરીથી પાછળ ખસી ગઈ. એ લોકો એક લાંબા લાકડાની સીટ પરના જુદા જુદા ખૂણે, એકબીજા વચ્ચે ખાસ્સું અંતર રાખીને છૂટાંછૂટાં બેઠાં હતાં. એ લોકો અજાણ્યા હોઈ શકત - એમને એવા માની લેવા વધારે સરળ લાગવું જોઈતું હતું - પણ જે રીતે ટોળું એમની ફરતે વીંટળાઈ વળ્યું હતું તે પરથી હું તરત જ કહી શકું એમ હતો, કે એ બંને ત્યાં સાથે જ આવ્યાં હતાં. હું બાર પાસે ઊભો રહીને એમને જોવા ઇચ્છતો હતો. એક મિનિટ માટે નહિ પણ કલાકો સુધી હું એમનાં સંબંધની ભાષા શીખવા ઇચ્છતો હતો. પણ બારની પાછળ ઊભેલા માણસે હું શું લઈશ તે પૂછ્યું, અને પિત્તળના નાળચામાંથી બહાર રેલાઈને હૂંફાળો, પીળો બિયર મારો ગ્લાસ ભરી દે એટલામાં ઈલાએ મને જોઈ જ લીધો હતો.

તું ક્યાં હતો ? જેવો હું એમના ટેબલ પાસે પહોંચ્યો કે ઈલા બોલી અને નિકે એનું સુંદર સોનેરી માથું હલાવી એની આંખ પરના વાળ દૂર કર્યા અને હસીને પોતાનો હાથ બહાર કાઢ્યો. હું બચાવ કરવા ગયો પણ ઈલાએ મને વચ્ચે જ અટકાવ્યો.

નિકે પણ સાથે આવવાનું નક્કી કર્યું. એ પોતાના અવાજમાં ક્ષમા માગવાની આછી છાંટ સાથે બોલી : તું કલ્પી શકે છે શા માટે ?

એક ક્ષણ માટે એ ગંભીરતાથી મારી સામે જોઈ રહી અને પછી એના ચહેરા પર હાસ્ય છવાઈ ગયું. એણે કહ્યું : નિક ધંધો શરૂ કરવાનું વિચારે છે. આયાત-નિકાસનો ધંધો - તૈયાર ભારતીય પોષાકનો વેપાર.

ઈલાએ મારે માટે પોતાની બાજુમાં જગ્યા કરી અને પછીના પા કલાક સુધી નિકે પોતાની યોજનાની વિગતો સમજાવી. હું ભાગ્યે જ સાંભળતો હતો, પણ મને સમજાઈ ગયું હતું કે એને ઈલા અને એનું કુટુંબ ભારતમાં પૈસા રોકે અને નિક લંડનમાં હોલસેલનું કામ કરે એ સાથે સંબંધ હતો.

ઈલાએ જોયું હશે કે હું કંટાળ્યો હતો, કારણ એણે થોડીવાર પછી નિકની વાત વચ્ચેથી જ કાપી નાખી અને મને કહ્યું : તું બહુ ઉત્સાહી છે, ખરું ને ? બ્રિક લેન જવા માટે ?

મેં માથું ધુણાવ્યું અને મને કુતૂહલથી જોઈ રહીને એ બોલી : શા માટે ? બ્રિક લેન અંગે એવું શું રસપ્રદ છે ?

આપણે ત્યાં પહોંચીશું ત્યારે હું તને કહીશ. મેં કહ્યું : ચાલો આપણે જઈએ.

મારે માટેનું પહેલું આશ્ચર્ય એ હતું કે બ્રિક લેન એક ગલી હતી જ નહિ. મેં એના અંગે વિચારેલું કે મેં ઑક્સફોર્ડમાં જોયેલી બીજી ગલીઓની જેમ એ એક લાંબી, સાંકડી, વાંકીચૂંકી ગલી હશે.

જેની પાછલી બાજુએ વેલાઓના છેડા વીંટળાઈ વળ્યા હોય એવી ભૂખરા પથ્થરની દીવાલ હશે - પણ અલબત્ત ત્યાં મોટરો, નિયોન લાઈટો અને સાથે સાથે થોડી પોષાકોની દુકાનો પણ હશે. મેં ત્યાં નાનાં, લાલ ઈંટોવાળાં મકાનો એકમેકની સોડમાં, ગીચોગીચ છતાંય દરેકે દરેક એક નાના બગીચાવાળાં અને બારીની પાળીઓ પર ફૂલોવાળાં હશે એમ વિચાર્યું હતું.

મેં જે જગ્યા જોઈ એને ઓળખવા માટે મારી પાસે કોઈ સાધન ન હતું. હું ક્યારેય ગયો હતો એમાંની કોઈપણ જગ્યા જોડે એને સંબંધ ન હતો. હું ધૂનમાં જ ઈલા અને નિકથી આગળ ચાલવા લાગ્યો, એ લેનમાં હારબંધ આવેલી દુકાનો પર ચળકતા બંગાળી પાટિયા જોતો, જાહેરાત માટે હારબંધ ગોઠવેલાં છેલ્લામાં છેલ્લા બંગાળી ફિલ્મ મેગેઝીનો જોતો, લંડનની જીર્ણ ઈંટોની દીવાલો પર ચોંટાડેલી જાહેરખબરો વાંચતો. ડાબેરી પક્ષે સપ્તરંગી ફલક પર છપાવેલી જાતિભેદ વિરુદ્ધની ઘેરા રાખોડી રંગની જાહેરાતો હવે તદ્દન નવી હિંદી ફિલ્મની જાહેરાતો હેઠળ દટાઈ ચૂકી હતી - શિયાળાની ઠંડી સવારે ગરિયાહાટના દુકાનદારોની જેમ, પોતાની આંગળીઓ કોટની બાંયોમાં છુપાવીને,

હસતાં અને વાતો કરતાં, મારી પાસેથી ઝડપથી પસાર થતાં લોકો વચ્ચે થતી ઝડપી આપલેમાં બંગાળી બોલીઓની ડઝનેક છાંટ સાંભળતો હતો. એક મીઠાઈની દુકાનમાંથી ઠલવાતા રસગુલ્લાની સુગંધ માણવા હું સહેજ થોભ્યો અને નિક અને ઈલાને જલ્દી ચાલવા હાથથી ઇશારો કર્યો. મને લલચાઈને દુકાનમાં તાકી રહેતો જોઈને ઈલા હસી પડી. આ તો બરાબર પેલી ગોલપાર્કને ખૂણે આવેલી દુકાન જેવી જ છે, એ બોલી, કેમ ખરું ને? અને એ દુકાન હતી પણ એવી જ. એના ઝગમગતા કાઉન્ટરો અને પ્લાસ્ટીક ટેબલો પણ બરાબર એવાં જ હતાં, સિવાય કે એ દુકાન અઢારમી સદીના લંડનના ત્યજી દેવાયેલાં ઘરોમાંથી એકની અગાશી પર બાંધવામાં આવી હતી, અને એને ખૂણે કોઈ પાનનો ગલ્લો ન હતો, કોઈ નથુ ચોબે ન હતો, પણ એને બદલે નિકે બતાવ્યું એમ, એના ઉપર હોક્સમૂરના ક્રાઈસ્ટ ચર્ચ સ્પિટાલ ફિલ્ડ્સનો ઊંચો મિનારો લટકતો હતો.

હવે તું જો. ઈલાએ મને હસીને કહ્યું, આ બધું તારે માટે નવું છે. મેં તને હંમેશા કહ્યું છે. તને લંડન વિશે કંઈ ખબર નથી.

નિકે એક મોટું દેવળ જેવું મકાન બતાવ્યું. જેના પાટિયા ઉપર લખ્યું હતું લંડન જામા મસ્જિદ.

જો તને પેલી મસ્જિદ દેખાય છે? એ બોલ્યો.

એ પહેલાં એક દેવળ હતું. યુદ્ધ શરૂ થયું અને પછી પણ આ બધો વિસ્તાર ત્યારે યહૂદીઓનો હતો.

એ સમયે જ્યારે તારા મામા અહીં રહેતા હતા! મેં કહ્યું. તારા મામા એલન.

મારા મામા? એણે આશ્ચર્યથી કહ્યું. એ અહીં રહેતા હતા?

હા, મેં કહ્યું. એ ક્યાં રહેતા હતા તે હું તમને બતાવીશ.

મેં મારી ઝડપ વધારી અને ખૂણાઓમાં દીવાલો પર ગલીના પાટિયા જોતો જોતો એ લોકો કરતાં આગળ ચાલવા લાગ્યો. બ્રિકલેનની છેક છેવાડે આવેલા રેલ્વે બ્રીજની નીચેની ગલીમાં, શનિવારની સાંજના પબમાંથી આવતી હોય તેવી બિયરના શિકરોની તાજી ખુશ્બુ પમરાવતી એક મોટી બિયરની ભઠ્ઠી આગળથી મેં એમને પસાર કર્યાં. અહીં ગલી શાંત હતી. અમે પસાર થયાં હતાં એવો કોઈ ઘોંઘાટ કે ગિર્દી ન હતાં, ફૂટપાથ પરની ઘણી દુકાનો ભાંગીચૂકી હતી અથવા ત્યજી દેવાઈ હતી. બારીઓના કાચ તૂટેલા હતા એટલે અમે કકડભૂસ થયેલા મકાનોની ભીતર, એમના તૂટેલા લાકડાનાં પાર્ટીશનો, તૂટેલી બાટલીઓ અને સડતાં ડબ્બાઓની ઉજ્જડતા જોઈ શકતા હતા. મોટાભાગની જે દુકાનો હજી ચાલુ હાલતમાં હતી તેમાં દિલ્હીના જનપથ વિસ્તારમાં ફેરિયાઓ પ્રવાસીઓ માટે વેચે છે તેવા ભારતીય બનાવટના ચામડાંનાં કપડાંઓ - કાળાં ચામડાનાં જેકેટ અને કથ્થાઈ ચામડાના થેલાઓ અને પટ્ટાઓ વેચાતા હતા. છેવટે હું શોધતો હતો તે ગલીનું પાટિયું મને જડી ગયું.

'ત્યાં' મેં નિકને ખૂણા પરનું ઘર વિજયના ઉત્સાહથી બતાવતાં કહ્યું : યુદ્ધની શરૂઆતમાં તારા એલન મામા ત્યાં રહેતા હતા.

એ મકાનની ખખડધજ હાલત અને ભોંયતળિયે લાગેલું તાજ ટ્રાવેલ એજન્સીનું પાટિયું ઝીણવટથી જોઈને એણે દૃઢ અવિશ્વાસથી મોં બગાડ્યું.

'જો' એ બોલ્યો. તું કંઈ ખોટું સમજ્યો છે. એ એમનું ઘર ન હોઈ શકે. એ ગરીબ ન હતા, તું જાણે છે. મારા નાના એમને માટે સારા એવા પૈસા મૂકી ગયા હતા. એ પોતાને જ્યાં ગમ્યું હોત ત્યાં રહી શક્યા હોત.

એણે એવી રીતે ભવાં ચઢાવ્યાં જાણે કે એ સૂચવવા માંગતો હતો કે મેં જાણીબૂઝીને એના કુટુંબ પર કાદવ ઉછાળ્યો હતો. મેં ખભા હલાવ્યા. નિકને એ વાત સમજાવવાનો મને કશો અર્થ ન લાગ્યો કે એના મામા ત્યાં એમને રહેવું પડ્યું હતું એટલે નહિ પણ એ રહેવા ઇચ્છતા હતા એટલે રહ્યા હતા, કે કદાચ એમને પોતાના પૈસા મોટરગાડી કે બંગલાને બદલે ચિત્રવિચિત્ર નાના મેગેઝિનો પાછળ ખર્ચવાનું વધારે પસંદ હતું. મને પણ એવા માણસોમાં શ્રદ્ધા રાખવાનું કપરું લાગતું હતું.

એ મકાનને પહેલે માળે ફક્ત બે મોટી બારીઓ હતી. એમાંના એક પર મોટા લાકડાનાં પાટિયાં જડેલાં હતાં, પણ બીજી બારી ખુલ્લી હતી અને એમાંથી અમે મખમલ જેવા લાગતા સિન્થેટિક કાપડના રંગીન પડદાઓના છેડાઓ જોઈ શકતા હતા.

એ બારી ડેનના બેડરૂમની હતી. મેં નિર્ણય લીધો : શાહીથી કાળા કરાયેલાં છાપાંઓથી બારીના કાચ કેવી રીતે કાળા કરી દેવાયા હતા એ બહુ સહેલાઈથી જોઈ શકાતું હતું. 1940ના સપ્ટેમ્બરની એ રાત્રે, જ્યારે બીજાઓ સાથે દાદર નીચે ચટ્ટાઈ પર સૂવાનો પ્રયત્ન કરતાં એ થાકી ગયા હતા, ત્યારે તેણે આ જ બારી ખોલી હતી. એ એક પ્રકારે અનિદ્રાના રોગી હતા અને એ જ્યારે પોતાની પથારીમાં ન સૂતા હોય તો એમને મહાપરાણે ઊંઘ આવતી હતી. દાદર નીચે સૂવું અલબત્ત ખૂબ સલામત હતું, પણ હવે એમને ઊંઘની જરૂર હતી. એ સપ્તાહમાં એ ભાગ્યે જ સૂતા હતા અને આવતી કાલે તો હંમેશની જેમ એમણે પાછું કામ પર ચઢી જવાનું હતું.

પરંતુ ઉપલા માળે પણ કશું વધારે સરળ ન હતું. વિમાનોની ધડાધડ ઉપર વધારે મોટી લાગતી હતી. દરેક વખતે આસપાસમાં ક્યાંક બૉંબ ઝીકાતો એટલે એમના સ્ટીલના ખાટલાનો ઢીલો થયેલો એક સ્ક્રૂ ડરામણો અવાજ કરતો. એમણે એ વિશે બીજાઓને વાત કરી હતી અને એક સવારે એ લોકોએ એમને એ જૂનો ખાટલો ખસેડવામાં મદદ કરી હતી, પણ એમને એ સ્ક્રૂ જડ્યો ન હતો. હજુ એ ત્યાં જ હતો, ખડખડાટ કર્યા કરતો. એ પલંગમાંથી નીચે ઊતર્યા, સિગારેટ સળગાવી અને એમની સળગતી સિગારેટની ટોચ એમની પીઠ પાછળ ઢંકાયેલી રહે એની ખાતરી કરી લઈને, બારી સહેજ જ ખોલી. રાત હૂંફાળી ને શાંત હતી એટલે સ્વચ્છ હવાથી ઘણી રાહત થઈ.

નીચલા માળે બધાં સૂઈ ગયાં હતાં. એ લોકો માટે આખો દિવસ થકવનારો બન્યો હતો, કારણ કે પૂર્વ તરફ વસનારાઓ માટે હોટલનાં ભોંયરાંઓને હવાઈ હુમલાઓ

સામે રક્ષણસ્થાનોમાં ફેરવી નાખવામાં આવે એવી માગણી કરવા એ લોકો સેવૉય હોટલની બહાર ધરણાં કરવા ગયાં હતાં. પોતે કંઈક કર્યું હતું એથી ખુશ, એ લોકો વિજયથી થનગનતા, બ્રિકલેન પાછાં ફર્યાં હતાં. પણ પાછળથી એ લોકો જ્યારે પોતાનું ભોજન લઈ રહ્યાં હતાં, ત્યારે ડેને રેડિયો ચાલુ કર્યો અને નેશનલ પ્રેયર ડે સર્વિસ સ્ટેશન પકડ્યું. એમણે એક મિનિટ શાંતિથી સાંભળ્યું અને પછી ફ્રાન્સેસ્કાએ રડવાનું શરૂ કર્યું હતું. તેથી ડેને રેડિયો બંધ કરી દીધો હતો અને હવે જ્યારે બૉંબમારો શરૂ થયો હતો, ત્યારે એ ત્રણે જણા એમણે દાદર નીચે બિછાવેલી પથારીમાં ઘસઘસાટ ઊંઘી ગયાં હતાં.

ધાતુની તીવ્ર ચીસથી હવા ચિરાઈ કે તરત જ ડેને ટૂંટિયું વાળી દીધું, પણ પછી એ એકાએક શાંત થઈ ગઈ તેથી એણે હળવાશ અનુભવી અને પોતાની સિગારેટ સળગાવી. જો થોડીવાર પછી બ્લિટસમાં, જ્યારે સમગ્ર શહેરે બૉંબ વિશે સામૂહિક જ્ઞાન કેળવી લીધું હતું, ત્યાં આમ બન્યું હોત તો એ શાંતિને કારણે ડેનને એ બૉંબ બહુ નજીકમાં જ હોવાની જાણ થઈ હોત. એ જમીન સરસા સપાટ સૂઈ ગયા હોત, અને જો એમણે એમ કર્યું હોત તો એ જીવી ગયા હોત. પછી ભલે એમની બારી સામેની જ ફૂટપાથને દશ ફૂટ ઊંડો ખાડો પાડતા બૉંબે તોડી નાખી, અને મકાનના આગળના મોટા ભાગને નીચે ફેંકી દીધો. એ જ ભાગ જ્યાં હવે તાજ ટ્રાવેલ એજન્સીની જાહેરાત માટેની બારીઓ હતી, પણ એ બહુ વહેલું બન્યું હતું. બૉંબમારો શરૂ થયો હતો એના ફક્ત થોડાક જ દિવસો પછી. ધડાકાએ કાચના નાના અણિયાળા ટુકડા કરી નાખ્યા, અને એમને રૂમમાં સોયોના પડદાની જેમ વેર્યા ત્યારે ડેન બરાબર બારી પાસે જ ઊભા હતા. હેવી રેસ્ક્યૂ સર્વિસના માણસો જ્યારે એમનું શરીર બહાર લાવ્યા, ત્યારે એમના અંગેઅંગમાં ધડાકાથી ફેંકાયેલા કાચના છરી જેવા તીક્ષ્ણ, સ્વચ્છ, પારદર્શક ટુકડાઓ ખૂંપી ગયા હતા.

આ મકાન હોનારતમાં સૌથી પહેલા દાદર ભાંગ્યો હતો. ધડાકાથી પાયા હચમચી ગયા ત્યારે લાકડાએ એક મોટી મરડાતી ચીખ નાખી હતી. એ ક્ષણિક વિરામમાં ટ્રેસોસેનને માઈકને દાદર નીચેથી ખસેડી લેવાનો અને એમના શરીરને ફ્રાન્સેસ્કાના શરીર પર નાખી દેવાનો સમય મળી ગયો. પછી એક બીમ એમના ઉપર પડ્યું, એમની કરોડરજ્જુ ભાંગી ગઈ ને એ તત્કાળ મૃત્યુ પામ્યા.

એ લોકોએ ફ્રાન્સેસ્કાને ખોદી કાઢી, ત્યાં સુધી એ એમના શરીર નીચે, આઘાતથી જકડાયેલી છતાં બીજી રીતે ઘવાયા વગર દબાયેલી પડી હતી. એક મહિના પછી એને આઈલ ઑવ્ વાઈટ પર અજાણ્યા દુશ્મનો માટેની નજરબંદી શિબિરમાં મોકલી દેવામાં આવી હતી. માઈક તો ગયા હતા, પણ એમણે નૌકાદળમાં જોડાવા સહી કરી જ દીધી હતી અને એમને એક મહિના પછી બોલાવવામાં આવ્યા હતા. 1943માં શ્રીમતી પ્રાઈસે ધ ટાઇમ્સમાં અકસ્માત પામેલાઓની યાદીમાં એમનું નામ વાંચ્યું હતું, અને પાછળથી એમને ખબર પડી હતી કે માઈકનું સુરંગ હટાવનાર જહાજ, લોસ્ટોફ્ટ બંદરની નજીક

એક યુ બોટથી નષ્ટભ્રષ્ટ થઈ ગયું હતું.

બે દિવસ પછી ત્રિદીપ માયાદેવી અને શ્રીમતી પ્રાઈસ સાથે ટ્રેસોસેનની વસ્તુઓ ભેગી કરી લેવા બ્રિક લેન આવ્યો, ત્યારે એણે એ ચારે જણનો એક ફોટો રસોડાની દીવાલ પર ટિંગાડેલો જોયો. એ ફોટો એ બગીચામાં લેવાયો હતો અને બધા ખુશખુશાલ હતા. ડેન સહેજ દૂર ઊભા હતા. માઈકે પોતાના હાથ ટ્રેસોસેન અને ફ્રાન્સેસ્કાને ફરતે વીંટાળ્યા હતા.

કેટલું દુખદ. ઈલા બોલી. એ લોકો એ ઘરમાં અદ્‌ભુત રીતે સુખી હોવા જોઈએ.

તને એ કેવી રીતે ખબર પડે ? મેં એના અવાજમાં નિશ્ચિતતાનો સૂર સાંભળી આશ્ચર્યથી કહ્યું.

કારણ કે અમે પણ સ્ટોકવેલમાં એમની જેમ જ રહીએ છીએ. એણે કહ્યું.

પહેલાં તો મને લાગ્યું કે એ મજાક કરતી હતી. પણ જ્યારે મેં એની સામે જોયું ત્યારે મને ખ્યાલ આવ્યો કે એણે જે કહ્યું હતું તેવું જ એ માનતી હતી. પોતાનો અનુભવ માત્ર પાછળથી આવ્યો હોવાને કારણે બીજી બધી ક્ષણોને પણ આવરી લઈ શકે તેમ હતો. બધા ઍરપોર્ટની લોંચની જેમ સમય અને સ્થળ સરખા લાગતા હોવાથી એક જ હતા, એવું ઈલા જે સહજ ઘમંડથી માની લેતી હતી એનું મને આશ્ચર્ય થવા લાગ્યું હતું.

તને લાગે છે કે કોઈપણ વ્યક્તિ આવે સમયે 'અદ્‌ભુત રીતે સુખી' હોઇ શકે ? મેં એના તરફ ઘા કર્યો. તને એમ નથી લાગતું કે એ લોકો વચ્ચે ખૂબ ઝઘડો પણ થયો હોય - દાખલા તરીકે નાત્સી - સોવિયેટ સંધિ વિશે ?

ઈલા જરાય હલી નહિ, શાંત રહી. અલબત્ત એ લોકો ઝઘડ્યા જ હતાં, એ હસી. એ રીતે જીવવાની મઝાનો એ એક ભાગ છે. તું ખૂબ વધારે નિષ્ઠાવાન છે. અને ગમે તેમ તોય, તું કદી એ રીતે રહ્યો નથી - તું નહિ સમજી શકે.

તને શી ખબર છે, હું કેવી રીતે રહ્યો છું ? મેં કહ્યું.

સારું, એ શાંતિથી બોલી. મને ખબર છે, એક ઉદાહરણ તરીકે, તેં તારી આખી જિંદગી દિલ્હી કે કલકત્તાના મધ્યમવર્ગીય પરાંઓમાં સહીસલામત રહીને વિતાવી છે. આવા પ્રકારના સુખનો શો અર્થ થાય એ તું ન સમજી શકે. તમે ઇતિહાસના એક ભાગ છો એટલું જાણવા માત્રમાં જ આનંદ રહેલો છે. અમે સ્ટોકવેલના અમારા નાનકડા મકાનમાં કદાચ વધારે કશું ન મેળવી શકીએ, પણ અમને ખબર છે કે ભવિષ્યમાં દરેક જગ્યાના - નાઈજીરિયા, ભારત, મલેશિયા કોઈપણ સ્થળના રાજકીય માણસો અમારી તરફ જોશે જ. ટ્રેસોસેન અને એમની જમાત માટે પણ આમ જ થયું હશે. ઓછામાં ઓછી એમને એટલી તો ખબર હતી જ કે એ લોકો પોતાના સમયની ખૂબ મહત્ત્વની ઘટનાઓ - યુદ્ધ, ફાસિઝમ. આજે તમે તમારા ઐતિહાસિક પુસ્તકોમાં વાંચો છો તે બધી વસ્તુઓનો એક ભાગ હતાં. એ જ કારણે એમનાં વ્યર્થ મૃત્યુમાં ય એક પ્રકારની વીરતા છે. એ જ કારણે એમને યાદ કરવામાં આવે છે અને એટલે જ તું અમને અહીં

લઈ આવ્યો છે. એવી ઘટનાઓના ઉશ્કેરાટને તું નહિ સમજે. તું જ્યાં હોય ત્યાં કશું ખરેખર મહત્ત્વનું બનતું જ નથી.

કશુંય ખરેખર મહત્ત્વનું નહિ? મેં લુચ્ચાઈથી પૂછ્યું.

હા અલબત્ત દુકાળ અને હુલ્લડો અને વિનાશ જરૂર હોય છે. એણે કહ્યું. પણ એ બધી સ્થાનિક બાબતો છે. છેવટે ક્રાંતિ અથવા ફાસિસ્ટો વિરુદ્ધની લડાઈ જેવી નહિ, જગતને કોઈ રાજકીય ઉદાહરણ પૂરું પાડે તેવું કશું નહિ. ખરેખર યાદ રહી જાય તેવું તો કશું જ નહિ.

પછી પોતાના અનુભવની કેન્દ્રવર્તીતા અને અભિવ્યક્તિમાંના એના અતૂટ વિશ્વાસને કારણે, એક પછાત વિશ્વમાં દમરહિત શાંતિમાં, વીતી જતી મારા જેવાની જિંદગીઓની ક્ષુલ્લકતા પ્રત્યેની એની દયાને કારણે એ મને ખૂબ દૂર લાગી.

મેં એની સામે બરાડવાનું શરૂ કર્યું. કહેવા માંડ્યું કે એ મને હસવા પ્રેરતી હતી, એ અને એના દયાજનક સુખાળવા મિત્રો, કે એને શૌર્ય અને રાજકારણ વિશે કશી ખબર ન હતી, કે હું ટ્રેસોસેન જેવા માણસોને એના કરતાં વધારે સારી રીતે સમજી શકું એમ હતો, કારણ કે રાજકારણના વિકટ સમયની હું કલ્પના કરી શકતો હતો.

વિકટ? એ બોલી. એનો અવાજ તીણો થતો જતો હતો. બાપ રે, તું બહુ નાદાન છે. બધા જાણે છે કે ત્રીસીના એ ડાબેરીઓ બર્લિનમાં પેલા પીઠાઓમાં શું કરતા હતા. મોટેભાગે એ લોકો પોતાનો સમય એકમેકના બિસ્તર અંગે ઝઘડવામાં વિતાવતા હતા - નહિ કે નાત્સી સોવિયેટ સંધિ અંગે. પણ તું એની કલ્પના નહિ કરી શકે, કારણ કે તને ઇંગ્લંડ વિશે કશી ખબર નથી.

પછી મેં નમતું જોખ્યું, કારણ અલબત્ત એ સાચી હતી. હું ઇંગ્લંડ વિશે એક નવી શોધથી વિશેષ કશું જાણતો ન હતો. તેમ છતાં સાઠ અને સિત્તેરના દાયકામાં કલકત્તાની મોટી ભયાનકતામાંથી બચી ગયેલા મારી ઉંમરના લોકોને હું જાણતો હતો. મને થતું હતું કે એમની હિંમત વિશે મને ઓછામાં ઓછી એક પ્રેક્ષક જેટલી માહિતી તો હતી જ, એવી વાત જે પોતાના સુંદર કપડાં અને સુંવાળા હાથ સાથે ઈલા કદી સમજી શકે નહિ.

અને છતાંય એટલું જ સત્ય ન હતું, કારણ એક વખત ઈલા જ્યારે એના હેરડ્રેસરની દુકાનમાંથી બહાર આવી ત્યારે હું એની સાથે હતો. એના બધા વાળ નવા અને વાંકડિયા બની ગયા હતા. એ એના મિત્રોની નાનકડી ટુકડી સાથે, બાઇસિકલની ચેઈનથી સજ્જ, ઘૂંટણ સુધીના બૂટ પહેરેલા જાતિવાદીઓની ટોળકીનો સામનો કરવા સીધી બ્રિક્સ્ટન ચાલી ગઈ હતી.

મારે માટે તો હું જાણતો હતો કે મેં એમ કરવાની હિંમત કરી ન હોત.

નિક અમારી વ્યર્થ દલીલોથી કંટાળી ગયો હતો.

ચલો. એણે કહ્યું. આપણે જઈએ અને ઘરમાં એક નજર નાખી આવીએ.

એ અમને રસ્તાની પેલી તરફ લઈ ગયો અને તાજ ટ્રાવેલ એજન્સીના ચીકણા કાચના દરવાજા ધક્કો મારીને ખોલી નાખ્યા. બારણું એક ખૂબ મોટા ભેજવાળા રૂમમાં ખૂલ્યું. એ રૂમ એટલો મોટો હતો કે એ લોકોએ એક દીવાલ તોડી નાખી અને બે રૂમ ભેગા કરી દીધા હતા એ તરત જ દેખાઈ આવ્યું. રૂમની એક બાજુએ એક લાંબું ફોરમાઈકાના ટોપવાળું ટેબલ પડેલું હતું. એની પાછળ છોકરીઓ હારમાં બેઠી હતી. કેટલીક ચૂડીદારમાં તો કેટલીક સ્કર્ટમાં. નિકે ધક્કાથી દરવાજો ખોલ્યો કે તરત જ એક નાનકડી ઘંટડીનો ટીણણ અવાજ થયો. અમે જેવા અંદર દાખલ થયાં કે એમાંની એક છોકરીએ અમારા તરફ ભવાં ચઢાવ્યાં અને અમને પોતાના ટેબલ સામે પડેલી ખુરશીઓમાં બેસવા ઈશારો કર્યો. પણ અમે બેસીએ તે પહેલાં એક કથ્થાઈ સૂટમાં સજ્જ મધ્યમ ઉંમરના માણસે રૂમના બીજે છેડેથી બંગાળીમાં બૂમ મારી : ઝીનત, એમને અહીં મોકલ. હું એમની સાથે વાત કરીશ.

અમે એના ટેબલ તરફ જતાં હતાં ત્યારે એણે અમને ઝીણવટથી જોયાં અને જેવાં અમે બેઠાં કે એણે કોઈપણ જાતના હાવભાવ વગર દબાતા લંડનના અવાજમાં કહ્યું હું તમારે માટે શું કરી શકું ?

ઈલા સહજતાથી જ ગરવી ભારતીય યુવતીની રસમ અપનાવતાં બોલી : અમને થોડી ઘણી માહિતી મેળવવામાં રસ છે.

ટેબલની પાછળ બેઠેલો માણસ પ્રભાવિત ન થયો. એણે એની સામે જોયું અને બોલ્યો : તમે કેટલા માણસો મુસાફરી કરવાના છો ? અમે ફક્ત ગ્રુપ જ લઈએ છીએ.

અમે કલકત્તા જવાના છીએ. મેં એને મારું સૌથી વધારે અનુગ્રહપૂર્ણ સ્મિત રેલાવતાં બંગાળીમાં કહ્યું : તમે અમને થોડો ખ્યાલ આપી શકો તો...

અહીં બધી વાત અંગ્રેજીમાં, જ એણે મારા તરફ ઘા કર્યો. જ્યાં સુધી તમે મને તમારામાંના કેટલા માણસો મુસાફરી કરવાના છે એ ન જણાવો ત્યાં સુધી હું તમને કશું કહી શકું નહિ.

તમે અમારી સાથે મિત્રતાભર્યો વ્યવહાર નથી કરતા. નિક બોલ્યો : હવે તમે એમ કરશો ખરા ?

મારું કામ મિત્ર બનવાનું નથી. એણે કહ્યું.

તમે મને એ કહો, કે અહીં ક્યારેય એક દાદરો હતો ખરો ?

શું ? એ માણસ બરાડી ઊઠ્યો.

હું ફક્ત એટલું જ જાણવા માંગતો હતો કે અહીં ક્યારેય બૉંબ ધડાકાથી ઊડી ગયેલો એક દાદર હતો કે કેમ ?

બહાર નીકળો. એ બોલ્યો. તમે મારો પૂરતો સમય બગાડ્યો છે.

તમે સાંભળો તો ખરા. નિકે શરૂ કર્યું.

જો તમે જલ્દી નહિ કરો તો હું તમને બહાર ફેંકી દઈશ એ બોલ્યો.

મને આ જગ્યા ગમતી નથી. ઈલાએ અહંકારથી કહ્યું. હું જતી રહું છું.

અમે સાથે જ ઊભાં થતાં અને દરવાજા તરફ ચાલ્યા ગયા ત્યારે પેલો માણસ અમારી પીઠને તાકી રહ્યો હતો.

શરત મારું કે ઉપલે મજલે એ મીઠાઈની દુકાન ચલાવે છે. અમે બહાર નીકળતા હતા ત્યાં નિક મોટેથી બબડ્યો.

મેં એ સાંભળ્યું. પેલો માણસ બરાડ્યો, પણ એ બીજું કશું બોલી શકે તે પહેલાં અમે બહાર નીકળી ગયાં હતાં. અમે રસ્તો ઓળંગી લીધો ત્યારે મેં એ ઘર પર છેલ્લી નજર કરી લેવા પૂંઠ ફેરવી, અને એની બાજુમાં પડેલા મોટા બાકોરામાંથી ત્રિદીપે જોયું હતું એ રીતે જોવા પ્રયત્ન કર્યો.

નિક પણ ઊભો રહી ગયો અને તાજ ટ્રાવેલ એજન્સીની સામે પાછા ફરીને જોતાં બોલ્યો : તમારે આવા માણસોના હાથમાં બધું આપી જ દેવું પડે. પછી ભલે એ લોકોને કશી સમજ ન પડતી હોય, અને તમને એની જાણ થાય એ પહેલાં તો એમણે બીજો નાનકડો ધીકતો ધંધો ઊભો કરી દીધો હોય. હવે જો મારા હાથ પર થોડી મૂડી હોય તો હું વાયદાના બજારમાં પ્રવેશી શકું. મારા મિત્રોએ એ ક્ષેત્રમાં ખૂબ કમાણી કરી છે. એમાં માત્ર કઈ વસ્તુ કયા સમયે ખરીદવી એનો જ પ્રશ્ન છે.

આ એક જ વખત મેં મારી ચીઢ વ્યક્ત થવા દીધી.

તારે પહેલાં કોઈ નોકરી મેળવવા વિશે વિચારવું ન જોઈએ ? મેં કહ્યું. વાયદાના બજારમાં તું અઢળક કમાણી કરવી શરૂ કરે તે પહેલા ?

એણે મારા પ્રશ્નને ગંભીરતાથી લીધો અથવા ઓછામાં ઓછું એમ કરવાનો ડોળ કર્યો.

મુશ્કેલી એ છે કે અહીં નોકરીઓમાં પૂરતા પૈસા મળતા નથી. એ બોલ્યો. આ વાત ખરેખર વિચિત્ર છે. ચાર્ટર્ડ એકાઉન્ટન્ટસને પંદર હજાર કે એવા પાઉન્ડથી શરૂઆત કરવી પડે છે. અમેરિકા અથવા કુવૈતમાં એથી બે કે ત્રણ ગણા વધારે પૈસા એમને મળી શકે.

તો પછી તેં તારી કુવૈતની નોકરી શા માટે છોડી દીધી ? મેં પૂછ્યું.

હું એનાથી કંટાળી ગયો હતો. પોતાના નાકનું ટેરવું ચડાવતાં એ બોલ્યો. એ ખરેખર ધંધાકીય સાહસ ન હતું. ત્યાંની વ્યવસ્થાપકીય પદ્ધતિઓ તદ્દન જૂની. મેં ત્યાં મારું પોતાનું કંઈક ઊભું કરવાનો વિચાર કરેલો, પણ મુશ્કેલી એવી કે, એ માટે તમારે ધંધામાં આરબ ભાગીદાર રાખવો પડે, અને એ લોકો હંમેશા દખલગીરી કર્યા જ કરે.

તો તું એમ કહેવા માંગે છે કે એક સરસ સવારે તેં તારી નોકરી ફગાવી દીધી અને પાછો આવી ગયો ? હું એને શંકાસ્પદ જ લાગ્યો હોઈશ, કારણ મારી સામે એક લાંબી ભાવહીન નજર નાખવા એણે પીઠ ફેરવી.

હા, એ બોલ્યો. મેં બરાબર એમ જ કરેલું.

ખરેખર ? મેં કહ્યું પણ જો હું તારી જગ્યાએ હોઉં તો વાયદાના બજારનો વિચાર કરતાં પહેલાં હું નોકરી મેળવવાનો વિચાર કરું.

એકાએક ઈલાએ નિકના બાવડામાં હાથ નાખ્યો. મેં ઝડપથી એની સામે ચોર નજરે જોઈ લીધું. એના હોઠ સફેદ થઈ ગયા હતા. એ ખૂબ ગુસ્સે થઈ ગઈ હતી.

મારે અને નિકે હવે જવું પડશે. એ બોલી. મને લાગે છે કે તારી પોતાની ખરીદી કરવા તું પૂરતો પુખ્ત છે.

એ પોતાની એડી પર ફરી અને નિકને દૂર ખેંચી ગઈ, મને હું જ્યાં હતો ત્યાં અવાક્ ઊભો રાખીને. એ લોકો સો વાર જેટલે દૂર ગયાં પછી એ નિકને છોડીને મારા તરફ દોડતી આવી.

તું મારા મિત્રો સાથે કડકાઈથી વર્તે એ મને ગમતું નથી. અમે સામસામે આવી ગયાં એટલે એણે કહ્યું. તું બીજીવાર સ્ટોકવેલ આવે તે પહેલાં મને ટેલિફોન કરે તો વધારે સારું. હું કદાચ ઘરમાં ન પણ હોઉં.

હું ઈલાને ફરી મળ્યો તે પહેલાં એક પખવાડિયું વીતી ગયું હતું.

ક્રિસમસની આગલી સાંજે અમે 54 લિમિંગ્ટન રોડ પર મળ્યાં. શ્રીમતી પ્રાઈસે અમને પોતાની અને નિક તથા મૅની સાથે નાનકડા કૌટુંબિક ભોજન માટે આમંત્ર્યા હતાં.

ઈલા ખૂબ મોડી આવી. શ્રીમતી પ્રાઈસ અને મેં ભોજન પીરસવા જતાં હતાં ત્યાં જ એ અંદર અમારા પર ધસી આવી. એ દેદીપ્યમાન, ખુશખુશાલ હતી. એણે ઘૂંટણ સુધીના લાંબા લેધર બૂટ અને ટૂંકું સ્કર્ટ પહેર્યાં હતાં. એણે દરેક જણને વારાફરતી ક્ષમાયાચના કરી. મેં રાહતનો દમ ખેંચતાં જોયું કે જ્યારે એ મારી પાસે આવી, ત્યારે હસતી હતી.

તું આટલા બધા દિવસ ક્યાં ગયો હતો ? એ બબડી. તું મને મળવા કેમ નથી આવ્યો ?

પછી એ ટેબલના વખાણ કરવા ફરી ગઈ. એ ખૂબ સુંદર રીતે સજાવેલું હતું. ચાંદી અને કાચ મીણબત્તીના અજવાળામાં ચમકતા હતાં અને ટેબલની મધ્યમાં એક મોટો ફ્રૂટનો વાડકો આછો ઝગમગતો હતો. અમે બધાએ અમારી બેઠક લીધા બાદ મૅએ અમને સૂપ પીરસ્યો અને નિકે અમને વાઈન આપ્યો. ઈલા જાણે કે વિસ્ફોટ કરવાની હોય એમ બંને હાથે તાળી પાડીને મોટેથી કહેવા લાગી : મારે એક સરસ સમાચાર આપવાના છે. તમે કદી એ માનશો નહિ.

મેં એના ચમકતા ચહેરાને નિક તરફ ફરતો જોયો કે મારું હૃદય ઠંડું પડી ગયું.

મને નોકરી મળી ગઈ છે. એ બોલી.

સરસ ! મૅ બોલી. કઈ જગ્યાએ ?

સૅવ ધ્ ચિલ્ડ્રન ફંડ સાથે. ઈલાએ કહ્યું. એ લોકો પગાર બહુ નહિ આપે પણ એ કામ સરસ છે.

હળવાશથી હાંફતા હું બોલ્યો : પણ હું તો માનતો હતો કે તને બાળકો પ્રત્યે તિરસ્કાર છે.

પણ મારે એ નાના જીવોને ખરેખર જોવાના નથી. એ બોલી. મારે એમને ફક્ત બચાવવાના છે, જો એનો અર્થ હિસાબી ચોપડા તૈયાર કરવાનો અને ફાઈલો ગોઠવવા જેટલો જ થતો હોય તો એ કામ બહુ અઘરું નથી.

અમે હસ્યાં. નિકે ભોજનના પ્રારંભનો પ્રસ્તાવ મૂક્યો અને અમે બધાં અમારા પ્યાલા ગટગટાવી ગયા. પછી શ્રીમતી પ્રાઈસે ધ્રૂજતા હાથે પોતાનો પ્યાલો ઊંચો કર્યો. એમના નાના કરચલીઓવાળા ચહેરા પર સ્મિત દોડી ગયું અને એ બોલ્યાં : ઓછેવત્તે અંશે અહીં આપણે બધા સરખે સરખા ભેગાં થયાં છીએ. જો તમે મારા જેવી ઘરડી સ્ત્રીને ગણતરીમાં ન લો તો - એટલે મને લાગે છે કે આજે આપણે શ્રીમાન જસ્ટીસ ચંદ્રશેખર દત્તા-ચૌધરી અને મારા પિતાશ્રી, લાયોનેલ ટ્રેસોસેનને સ્મરણાંજલિ આપવી જોઈએ, કારણ કે એ બે ન હોત તો આજે આપણે અહીં ભેગાં મળી શક્યાં ન હોત.

અમે ફરી અમારા પ્યાલા ઊંચા કર્યા, પણ આ વખતે ગંભીરતાપૂર્વક નિકે પોતાનો પ્યાલો ફરી ખાલી કર્યો અને પછી પોતાની આંગળીઓમાં એને ઘુમાવીને, પોતાના શબ્દોને સહેજ લથડાવતાં એ બોલ્યો : દાદા ટ્રેસોસેનની જિંદગી ખૂબ સરસ હતી. ડિકેન્સનના કોઈ સ્ટેજ શૉની જેમ આખી દુનિયામાં એવી રીતે ફર્યા કરવાનું કેવું અદ્દ્ભુત કહેવાય. એના જેવું પહેલાં ક્યારેય બન્યું ન હતું અને એના જેવું ફરી પાછું ક્યારેય બનશે પણ નહિ.

એ મારા તરફ ફર્યો અને ઉદાસ મોં કરી ખભા ઉલાળ્યા.

અને મને શું મળ્યું ? એ બોલ્યો. નક્કામું જૂનું કુવૈત બહુ મોડા જન્મ લેવાથી તમારે ભાગે આવું જ આવે છે.

'સારું'. અમારી પ્લેટો પાસે આવતાં મૅ ધીમેથી બોલી, મને લાગે છે કે તારે એ શક્યતાનો સ્વીકાર કરવો જોઈએ કે દાદાજી ટ્રેસોસેને તેં કુવૈતમાંથી જે કંઈ મેળવ્યું તે કરતાં થોડું વધારે મેળવ્યું હોત.

કુવૈત ! નિકે ફૂંફાડો માર્યો. ત્યાં કેવું છે તેની તને ખબર હોત તો તેં આમ કહ્યું ન હોત. એ તો એક પરપોટો છે જે હવે કોઈપણ દિવસે ફૂટી જવાનો છે. એટલે જ જ્યારે હજુ જરાતરા પણ બહાર નીકળી જવાય એમ હતું ત્યારે હું ત્યાંથી બહાર નીકળી ગયો.

મૅએ ટેબલ પર પ્લેટો પછાડી અને જાણે કે લાંબા સમયથી જોઈ રહી હોય એમ

એની સામે જોયું. પછી એ એના તરફ ઝૂકી અને બોલી : નિક, તને નથી લાગતું કે કુવૈત વિશે આ જૂઠું બોલવાનું તું બંધ કરે એનો સમય પાકી ગયો છે ? એ જુઠ્ઠાણું માત્ર બીજા લોકો માટે હતું ત્યાં સુધી હું એ ચલાવી લેવા રાજી હતી. પણ હવે તો તેં તારી જાતે પણ એમ માની લેવા માંડ્યું છે, અને તારે એમ ન કરવું જોઈએ, ખરેખર ન કરવું જોઈએ. તારે ઊભા થઈને સત્ય કહી દેવું જોઈએ. તને મારી જેમ જ સત્ય બોલી શકે એ રીતે ઉછેરવામાં આવ્યો છે. તારે લોકોની આંખમાં આંખ માંડવા શક્તિમાન થવું જોઈએ અને અમને જે કહ્યું હતું તે એમને પણ કહેવું જોઈએ : તારામાં એમ કહેવાની હિંમત હોવી જોઈએ કે તારા સાહેબને તું ગમતો ન હતો. એમણે તારી સામે ગોટાળા કરવાના આક્ષેપોની યોજના ઘડી કાઢી હતી. એમણે જાળ બિછાવી તો હતી જ.

નિક પોતાના પગ હલાવતો ઊભો થઈ ગયો. એણે પોતાનો નેપકિન ટેબલ પર નાખ્યો અને મૅ તરફ સિસકારો કર્યો.

તું જૂઠી છે, કૂતરી. એ બોલ્યો. તારા લગ્ન ન થયા તેનું મને જરાય આશ્ચર્ય નથી. દરરોજ સવારના નાસ્તા વખતે આમ તાકી રહેતી આંખો અને પેલી જૂઠી પ્રામાણિકતા સહી (ચલાવી) લેવાનું કોને ગમે ?

પછી એ શ્રીમતી પ્રાઈસ તરફ ફર્યો અને કહ્યું કે એ ઉપર પોતાની રૂમમાં જાય છે. એને કશું ખાવું નથી, પણ પોતાની હડપચી ગળામાં દબાવી દઈને શ્રીમતી પ્રાઈસ ઘસઘસાટ ઊંઘી ગયાં હતાં. બીજો એક પણ શબ્દ બોલ્યા વગર, એ રૂમની બહાર જતો રહ્યો, અને એક ક્ષણ પછી ઈલા એની પાછળ બહાર દોડી ગઈ.

મૅએ જોયું હોય એમ લાગ્યું નહિ. એ મીણબત્તીની જ્યોતને શૂન્ય ભાવે તાકી રહી હતી. અરે ભગવાન, એ બબડી. મેં આ શું કર્યું ?

પંદરેક મિનિટ પછી નિક અને ઈલા સાથે પાછાં આવ્યાં. અમે શ્રીમતી પ્રાઈસને જગાડ્યાં અને મૅ તુર્કી લઈ આવી અને એને કાપી. શ્રીમતી પ્રાઈસે થોડીવાર મારી સાથે કલકત્તા વિશે વાતો કરી, પણ બીજું કોઈ એક શબ્દ ન બોલ્યું. અમે અમારી તુર્કી પતાવી દીધી, કે મૅએ જાણે કે એ કોઈ વિધિમાંથી ઊંઘમાં ચાલી જતી હોય એમ મીણબત્તીઓ બુઝાવી દીધી. ક્રિસમસ પુડિંગ લઈ આવી અને એને પ્રકાશિત કર્યું. પણ જ્યારે બ્રાન્ડીની સ્વચ્છ ભૂરી જ્યોત ઝબકી ઊઠી ત્યારે મેં એકલાએ જ તાળીઓ પાડી.

અમે અમારો ભાગ ખાઈ ગયા અને પ્લેટો સાફ કરી દીધી. પછી શ્રીમતી પ્રાઈસ અમને એમના ડ્રોઈંગરૂમમાં લઈ ગયાં અને અમારા બધા માટે બ્રાન્ડીના ગ્લાસ ભર્યા. મેં શક્ય એટલી ઝડપે મારો ગ્લાસ ખાલી કર્યો અને જવા માટે ઊભો થયો.

આપનો ખૂબ આભાર ખરાબ ન લાગે તેવો પ્રયત્ન કરતાં મેં શ્રીમતી પ્રાઈસને કહ્યું. એક સાચ્ચી ઈંગ્લિશ ક્રિસમસ- આનાથી વધારે કશું સારું ન હોઈ શકે. આજની સાંજ ખૂબ સુંદર હતી. હવે મારે જવું જોઈએ, નહિ તો હું ઘેર જવાની છેલ્લી ટ્રેન

પણ ચૂકી જઈશ.

એમણે ઝીણી નજરે આંખ મિચકારીને મારી સામે સ્મિત કર્યું અને પોતાનો હાથ લંબાવ્યો. મને આનંદ છે કે તને મઝા આવી. એ બોલ્યાં : તારે ફરીથી આવવું પડશે.

હું મારા સ્કાર્ફ અને ઓવરકોટ લેતો હતો એ દરમિયાન, મેં બારી પાસે ગઈ અને એણે બહાર બગીચા તરફ જોયું.

મને નથી લાગતું કે તું હજુ હમણાં જ જઈ શકે. એ બોલી. તેં જોયું છે કે, બહાર કેવું વાતાવરણ છે ? બહાર તો હિમવાત ફૂંકાય છે. તું થીજી જઈશ.

મારા સ્કાર્ફ અને ઓવરકોટમાં વીંટળાઈને હું એની પાસે જઈને ઊભો રહ્યો. હું બહુ દૂર જોઈ શકતો ન હતો. બારીની સામે બહાર બરફ જ બરફ વરસતો હતો.

તું અહીં જ રહી જા એ વધારે સારું છે. મેં બોલી. મને લાગે છે કે આપણે બધાએ જ રહી જવું પડશે. મારામાં આવા તોફાનમાં ઇઝલિંગટન પાછા જવાની હિંમત નથી.

એણે મારી સામે જોયું, જાણે કે હું જતો રહું તો પોતે રહી નહિ શકે એમ કહેવા એ મને વિનંતી કરતી હતી.

સારું. હું બોલ્યો. હું રહી જઈશ.

પણ હું તમને બધાને રાખીશ ક્યાં ? શ્રીમતી પ્રાઈસ બોલ્યાં. મેં, તારા જૂના બેડરૂમમાં બે માણસ માટે જગ્યા નહિ થાય અને નિકના રૂમમાં પણ નહિ થાય.

મને ખબર છે. મેં પ્રફુલ્લતાથી બોલી. બેઉ જણ ભોંયરામાં જૂના કેમ્પ ખાટલાઓમાં સૂઈ શકશે. ત્યાં નીચે પેલું જૂનું હિટર છે તેથી એમને ઠંડી પણ નહિ લાગે. નિક અને હું એમને અમારી સ્લિપિંગ બેગ્સ પણ આપીશું. એમને બરાબર સગવડ મળવી જોઈએ.

મને તો એ ફાવશે. મને આછું ચુસ્ત રહસ્યમય સ્મિત આપતાં ઈલા બોલી. મેં મારી સંમતિ માથું ધુણાવીને આપી. મારું હૃદય આશાથી ઊછળતું હતું.

તો સારું, તું વ્યવસ્થા કર. શ્રીમતી પ્રાઈસ બોલ્યાં. મને તો એંશી વર્ષ થયાં અને હું તો હવે સૂઈ જઈશ.

મેં જલ્દી રૂમમાંથી બહાર જતી રહી અને અમે એની પાછળ પાછળ ગયાં. સૂટકેસની પાછળ સિકુડાઈ રહેલું બારણું એણે ખોલી નાખ્યું અને સ્વીચ ચાલુ કરી. ત્યાં થોડી ભેજની વાસ આવતી હતી, પણ ગંદકી ન હતી. મેં ધાર્યું હતું એ કરતાં રૂમ ઘણો વધારે સ્વચ્છ હતો. ભોંયરાના એક ખૂણામાં કાગળની થેલીઓની થપ્પીઓ હતી અને બીજે ખૂણે સૂટકેસ અને પતરાની પેટીઓનો ઢગલો હતો. મેંએ અમને સૂટકેસોની પાછળ રહેલા પાટીના ખાટલા બતાવ્યા. મેં અને નિકે એ બહાર ખેંચી કાઢ્યા. એમને ખોલવાની કળ હાથ લાગતાં અમને જરા વાર લાગી, પણ એક વખત પથરાઈ ગયા પછી એ બહુ આરામદાયક લાગતા હતા. નિક અને ઈલા ઉપર જઈને સ્લીપિંગ

બેગ્સ, ટુવાલો અને રાતે પહેરવાનાં કપડાં લઈ આવ્યાં અને થોડી જ વારમાં ભોંયરું અમને આમંત્રતું હૂંફાળું બની ગયું. પછી મૅ અને નિક અમને શુભરાત્રિ કહીને ચાલ્યાં ગયાં.

એ લોકોના ગયાં પછી ઈલા મારી સામે જોવા ફરી.

તો આ રહ્યાં આપણે. એણે હસીને કહ્યું. આપણે પાછા આપણા જૂના ટેબલ નીચે ઘર ઘર રમવા આવી ગયાં.

મેં ડોકી ધુણાવી અને એમાંના એક ખાટલાની ધાર પર સૂઈ ગયો. મારા ઘૂંટણ ધ્રૂજતા હતા અને મારી હથેળીઓ ભીની થઈ ગઈ હતી. ઈલાએ મારી તરફ પૂંઠ ફેરવી અને પોતાનું જેકેટ અને સ્વેટર ખેંચી કાઢ્યાં. આ દરમ્યાન એ ધીમા અવાજે મૅ વિશે અને એણે કેવી રીતે એ સાંજની મઝા ખતમ કરી નાખી એ વિશે બબડતી રહી.

હવે એણે એક પાતળું બ્લાઉઝ પહેર્યું હતું. હું એના સ્તનના વળાંકો અને એની ડીંટડી પરનું તલનું ટપકું પણ જોઈ શકતો હતો.

અહીં ખરેખર ગરમી છે. પોતાના બ્લાઉઝના બટન ખોલતાં ઈલા બોલી. મને નથી લાગતું કે મારે કોઈ રાત્રીપોષાકની જરૂર પડે.

એ ટુવાલ લેવા ફરી અને પાટીના ખાટલાના એક ખૂણે હું ટૂંટિયું વળીને પડેલો, ત્યાં એની નજર પડી.

તું તાકી શું રહ્યો છે ? એ આશ્ચર્યથી હસી પડી. મારે ફરી પાછી તારી તરફ પૂંઠ કરવી પડશે.

એ ફરી ગઈ અને પોતાનું બ્લાઉઝ ઉતારી નાખ્યું. હવે મને એની ગંધ આવતી હતી. સાબુ અને તાજા પરસેવાની ગંધ. હું એની કમરની સુંવાળી ત્વચાને આછા કમર બંધમાં વળી જતી જોઈ શકતો હતો.

એણે પોતાને ફરતે ટુવાલ વીંટાળી દીધો ને સ્કર્ટ ફગાવી દીધું.

એ ક્ષણે પોતાની બગલથી જાંઘ સુધી ટુવાલમાં વીંટળાયેલી, એના વજનને એક પગ પર ઢાળી દેતી, સુંવાળા, ઘેરા રેશમ જેવી કંપિત ત્વચાવાળી ઈલા, મને, હું અને મારા મિત્રો જેમને મળી ચૂક્યા હતા તે બધી સ્ત્રીઓ કરતાં તદ્દન જુદી જ, કોઈ બીજા જ લોકની હોય એવી લાગી - કોઈપણ માનવ આકૃતિ હોઈ શકે તેથી વધારે સંપૂર્ણ.

હવે હું વધારે વખત શાંત બેસી ન શક્યો. હું ધીમેકથી એની પાછળ જઈ ઊભો રહ્યો અને મારો હાથ એના ખુલ્લા ખભા પર મૂકી દીધો.

તારો હાથ ખસેડી લે. એ હસી. એ બહુ ઠંડો છે.

એ મારા તરફ ફરી. મને ખબર નથી કે એણે મારા ચહેરા પર શું જોયું પણ એના હોઠ પરનું હાસ્ય અદૃશ્ય થઈ ગયું.

અરે, શું થયું ? એણે બૂમ પાડી. તું મારી સામે એવી રીતે કેમ જુએ છે ?

એ મારા તરફ જોવા બે ડગલાં પાછળ ખસી, ને પછી પાછી દોડીને મારા બાહુમાં

આવી મને ભેટી પડી.

અરે બિચારો છોકરો ! એ બોલી.

એના અવાજમાં ભારોભાર દયા હતી.

તું બિચારો છે, બિચારો.

એ ઊભી થઈ ને એણે મારા ચહેરા પર હાથ ફેરવ્યો. ત્યારે જ મને ખબર પડી કે મારા ગાલ પરથી આંસુઓ નીચે ટપકી રહ્યાં હતાં.

મને ખબર જ ના પડી. એ બોલી. તું મારે મન હંમેશાં મને નહિ મળેલા ભાઈ જેવો હતો. હું દિલગીર છું. જો મને ખબર હોત, તો હું આ રીતે ક્યારેય વર્તી ન હોત. હું સાચું કહું છું, મારામાં વિશ્વાસ રાખ.

કંઈ વાંધો નહિ. મેં કહ્યું.

એ આવી અને મારી બાજુમાં બેસી ગઈ અને મારા ગળા પર અને પીઠ પર આંગળી ફેરવી. હું દિલગીર છું. એ બોલી. હું ખરેખર, સચ્ચાઈપૂર્વક દિલગીર છું.

તારે દિલગીર થવાનું કોઈ કારણ નથી. મેં કહ્યું. એમાં મારા સિવાય કોઈનો વાંક નથી.

અમે ઉપર ક્યાંક દરવાજો બંધ થવાનો અવાજ સાંભળ્યો. ઈલા દોડી.

મારે હવે થોડીવાર જવું જોઈએ. એ બોલી. હવે એનો અવાજ રાહતથી હળવો બન્યો હતો. હું નીક સાથે થોડી વાત કરવા ઉપર જાઉં છું. એ બહુ બેચેન થઈ ગયો છે.

મારી હડપચી ચૂમી લેવા એ મારા પર ઢળી ને મેં એના શરીરની હૂંફનો અનુભવ કર્યો.

તું સૂઈ જા. એ બોલી. હું થોડી જ મિનિટોમાં પાછી આવીશ.

એક ક્ષણ પછી મેં એને ધીમેથી દાદર ચઢતી સાંભળી.

હું સિલિંગ સામે તાકતો ચતોપાટ પડી રહ્યો, અને કલાકો વીતતા ગયા તેમ તેમ હું ઈલાને ફરી ફરી, અઢાર વર્ષ પહેલાં ગોલ પાર્ક પર પેલી ગાડીમાંથી ઊતરી ત્યારે લાગતી હતી એવી જ જોઈ રહ્યો. એ સવારે પહેલીવાર અને કાયમ માટે એણે મને અમારી જરૂરિયાતોની અસમાનતાઓનું નિદર્શન કરીને પુખ્તતામાં ખેંચી લીધો હતો. એ રાત્રે જ્યારે ભોંયરામાં એ પાછી ન આવી ત્યારે હું સમજી ગયો કે હજુ પણ ફરીથી એણે મારી જિંદગી બાનમાં લીધી હતી. હું સમજી ગયો કે મારી જિંદગીનો માનવી તરીકેનો એક અંશ ખતમ થઈ ચૂક્યો હતો. હવે મારી કોઈ હસ્તી ન હતી, સિવાય કે એક ઇતિવૃત્ત.

સન 1962માં હું દશ વર્ષનો થયો, ત્યારે સાઈઠ વર્ષની ઉંમરે પહોંચતાં મારાં દાદીમા નિવૃત્ત થયાં. 1936ની સાલથી એક કન્યાશાળામાં એ શિક્ષિકા તરીકે કાર્ય કરતાં હતાં. એ જોડાયાં ત્યારે શાળામાં ફક્ત 50 વિદ્યાર્થિનીઓ હતી અને શાળાનું મકાન પતરાના છાપરાવાળા બે તબેલાનું બનેલું હતું. ચોમાસા દરમિયાન ઘણીવાર એમને ઘૂંટીભેર પાણીમાં ઊભા રહીને ભણાવવું પડતું. એક વખત, એમના કહેવા પ્રમાણે સ્થિતિ એટલી બધી ખરાબ થઈ ગઈ હતી કે એક છોકરીએ ભૂમિતિના પિરિયડ દરમિયાન કંપાસના સાધન વડે એક માછલીને ખરેખર વીંધી નાખી હતી. પણ છેલ્લા બે દાયકા દરમિયાન એ શાળા એક સફળ સંસ્થા બની ગઈ હતી અને એને દેશપ્રિયા પાર્ક નજીક એક મોટું મકાન મળી ગયું હતું. એમની નિવૃત્તિ પહેલાંનાં છેલ્લાં છ વર્ષથી મારાં દાદીમા ત્યાંનાં મુખ્યશિક્ષિકા હતાં.

એમણે ત્યાં વિતાવેલાં સત્તાવીશ વર્ષ દરમિયાન શાળા પ્રત્યે એમને ખૂબ લગાવ થઈ ગયો હોવા છતાં એ પોતાની નિવૃતિની રાહ જોવા લાગ્યાં હતાં. અન્ય સહકર્મચારીઓના પ્રપંચો કે શાળાના વ્યવસ્થાપકો સાથેની લડાઈ માટે હવે એમનામાં કોઈ શક્તિ બચી ન હતી. એ મારાં મમ્મીપપ્પાને કહેતાં : પોતે હવે ઘરડાં થવાં લાગ્યાં હતાં, બાકીની ઉંમર પૂરતું એમણે કમાઈ લીધું હતું અને એ ઉપરાંત, મારા પપ્પાની કારકિર્દી પણ સરસ ચાલતી હતી એટલે એમને કોઈ ચિંતા રહી ન હતી.

શાળામાં એમના છેલ્લા દિવસે એક વિદાય સમારંભ યોજવામાં આવ્યો હતો, એમાં મને અને મારાં મમ્મીપપ્પાને આમંત્રણ મળ્યું હતું. એ વિધિપૂર્વકનો એક હૃદયસ્પર્શી સમારંભ હતો. કલકત્તા કોર્પોરેશન, કૉંગ્રેસ પાર્ટી અને સી.પી.આઈ.એ પોતાના પ્રતિનિધિઓ મોકલ્યા હતા. ઘણાં વક્તવ્યો થયાં અને મારાં દાદીમાને દરેક વર્ગમાંથી એક વિદ્યાર્થિનીએ એમને હાર પહેરાવ્યો. પછી મારાં દાદીમાની એક માનીતી, મુખ્ય વિદ્યાર્થિનીએ, છોકરીઓએ ફાળો એકત્રિત કરીને એમને માટે આણેલી ભેટ ખુલ્લી મૂકી. એ તાજમહાલનું મોટું આરસપહાણનું મોડેલ હતું. એની અંદર એક બલ્બ હતો અને એ ટેબલ લેમ્પની જેમ સળગાવી શકાતો હતો. મારાં દાદીમાએ પણ ભાષણ કર્યું. પણ એ એમની વાત બરાબર પૂરી કરી શક્યાં નહિ, કારણકે અંત પર આવતાં પહેલાં એમણે રડવાનું શરૂ કર્યું હતું અને એમને પોતાનાં આંસુઓ લૂછવા વારંવાર અટકવું પડતું હતું. એક મોટા લીલા રૂમાલથી એ પોતાની આંખો લૂછતાં હતાં ત્યારે મેં આસપાસ

નજર ફેરવી, અને મારા આશ્ચર્ય વચ્ચે, મને ખબર પડી કે, મારી આજુબાજુમાં બેઠેલી ઘણી બધી વિદ્યાર્થિનીઓ પણ પોતાની આંખો લૂછતી હતી. મેં હંમેશા માની લીધું હતું કે એમને ચાહવાનો મારો પોતાનો જ એક વિશેષ અધિકાર હતો. આખી શાળાએ મારા આ અધિકાર પર તરાપ મારી હતી એની જાણ થઈ ત્યારે સમાધાન કઈ રીતે કરવું તેની મને સમજ પડી નહોતી.

પછી અમને શિક્ષકખંડમાં ભોજન આપવામાં આવ્યું. શિક્ષકોએ દાદીમાને આશ્ચર્ય પમાડવાનું નક્કી કર્યું હતું.

મારાં દાદીમા મુખ્યશિક્ષિકા હતાં ત્યારે એમણે નક્કી કર્યું હતું કે ગૃહવિજ્ઞાનનો અભ્યાસ પસંદ કરનારી દરેક વિદ્યાર્થિનીએ પોતે જે પ્રદેશની હોય તે કરતાં જુદા બીજા એક પ્રદેશની કોઈ ખાસ વાનગી બનાવતાં શીખવું જ જોઈએ. આ દેશની વિવિધતા અને વિશાળતા વિશે વિદ્યાર્થિનીઓને શીખવવાનો આ એક સરસ કીમિયો બની રહે, એવું એમણે માન્યું હતું. વિદાયવેળાના આશ્ચર્ય તરીકે, ગૃહવિજ્ઞાન વિભાગે મારાં દાદીમાએ શરૂ કરેલી આ યોજનાના પરિણામ રૂપ નમૂનાઓ અમારી સમક્ષ રજૂ કરવાનું ગોઠવ્યું હતું.

અમને શિક્ષકખંડમાં લઈ જવામાં આવ્યાં પછી, એક પછી એક વિદ્યાર્થિનીઓ હાથમાં ટ્રે લઈને દાખલ થઈ. મારાં દાદીમાં ખુશ થયાં. અમારે માટે શું આવવાનું હતું તે તેઓ તરત જ સમજી ગયાં. એમણે આ યોજનામાં એટલો બધો રસ લીધો હતો કે પ્રત્યેક વિદ્યાર્થિનીની વિશેષતા એમને કંઠસ્થ જ હતી. પેલી રહી રંજના (કે માતંગિની), વિદ્યાર્થિની રૂમમાં દાખલ થાય કે તાળી પાડીને એ કહેતાં - રંજના કેરાલાની વાનગી બનાવે છે એટલે હવે તમને એવિયલ ખાવા મળશે. અથવા આ સુનયના છે, આ સત્ર માટે એ આપણી તમિલવાનગીની વિદ્યાર્થિની છે. તમે એનો ઉપમા ચાખવા મળે એટલી રાહ જુઓ. તમને જાતે જ તમિળ બની જવાની ઇચ્છા થશે. પણ પછી, પોતાના ઉત્સાહના અતિરેકમાં એમણે ભૂલો કરવાનું શરૂ કર્યું. જુઓ ત્યાં તમારે માટે સરસ મટન ખુરમા છે. એમણે કહ્યું. અને પછી ઊભાં થઈ જતાં એ મોટેથી બોલ્યાં : અરે, પેલાં રહ્યાં મારા પ્રિય દહીંવડા, તમે જરા થોભો અને રાહ જુઓ એ કેવી પોચી અને પાણીદાર પંજાબી છોકરી છે !

એમ બન્યું હતું કે જે છોકરીએ દહીંવડા બનાવેલા એ અસાધારણ રીતે જ ભરાવદાર હતી. એની આંખોમાં આંસુઓ ધસી આવ્યાં, દહીંવડાની પ્લેટ મોટા ધબાકા સાથે પડી ગઈ ને સંસ્કૃતના શિક્ષિકાની સાડી પર છાંટા ઊડ્યા ને એ દોડતી રૂમની બહાર જતી રહી.

અમે અમારું બાકીનું ભોજન મૂંગાં મૂંગાં પતાવી દીધું.

કોણ જાણે કેમ, બસ એટલું જ ખોટું થયું હતું, પાછળથી 'તાજમહલ'ની ટેક્સીમાં જગ્યા થઈ શકે એમ ન હોવાથી મુખ્ય શિક્ષિકાએ અમને ઘેર જવા એક સ્કૂલ બસ મોકલી આપી. અમે દરવાજાની બહાર નીકળ્યાં ત્યારે આખી શાળા હારબંધ હાથ ઊંચા કરી

વિદાય આપવા ઊભી રહી ગઈ. મારાં દાદીમાએ પણ ગાલ પરથી વહેતાં આંસુઓ સાથે સૌને હાથ ઊંચો કરી 'આવજો' કર્યું.

એમની નિવૃત્તિનો પહેલો દિવસ મને બરાબર યાદ છે. આટલાં વર્ષોથી એમના રૂમમાં જમા થયેલી જૂની ફાઈલો અને કાગળિયાની સાફસૂફીમાં એમણે આખી સવાર વિતાવી હતી. સાંજે એમણે અમને પોતાના રૂમ પર નજર નાખવા બોલાવ્યા. એ સંપૂર્ણપણે બદલાઈ ગયો હતો. ફાઈલો અને કાગળો દૂર થઈ ગયાં હતાં ને આખો ઓરડો 'તાજમહાલ'ની હળવી સફેદ રોશનીથી ચમકતો હતો. એ રાત્રે દાદીમા ખૂબ ખુશ હતાં. ભોજન સમયે પોતાનું અસલી હૂંફાળું ને રમતિયાળ હાસ્ય રેલાવતાં, પેલું ચુસ્ત હોઠવાળું, અમે જેનાથી ટેવાઈ ગયાં હતાં તે હાસ્ય નહિ. પછી એમણે શાળામાંનાં એમના શરૂઆતના દિવસોની ચિત્રવિચિત્ર વાતો કહી.

પણ એમનું સુખ ઝાઝો સમય ટકી શક્યું નહિ.

થોડા દિવસ પછી એક બપોરે હું સ્કૂલેથી ઘેર આવ્યો ત્યારે મેં જોયું કે મારી મમ્મી અને મારાં દાદીમા બન્ને પોતપોતાના રૂમમાં પુરાઈ ગયાં હતાં. એ રાત્રે મેં મારી મમ્મીને આંખમાં આંસુ સાથે મારા પપ્પાને ફરિયાદ કરતી સાંભળી કે એને આખો દિવસ ટોકવામાં આવી હતી - એની રસોઈ વિશે, એનાં કપડાં વિશે, એ જે રીતે ઘરની સંભાળ રાખતી હતી તે વિશે. આ પહેલાં મારાં દાદીમાએ આવી બધી બાબતો વિશે કદી ધ્યાન આપ્યું ન હતું.

થોડા જ સમયમાં એમણે બીજી વસ્તુઓ વિશે પણ ચિંતા કરવાનું શરૂ કર્યું.

એક બપોરે હું અને મારો મિત્ર મોન્ટુ ગોલપાર્ક પર અમને સ્કૂલ બસે ઉતાર્યા હતા. ત્યાંથી સાથે ઘેર પાછા આવતા હતા, એ વખતે મોન્ટુ એકદમ ઊભો રહી ગયો અને એણે ઉપર અમારા ફ્લેટ તરફ આંગળી ચીંધી. જો એણે મોટેથી બૂમ પાડી, તારાં દાદીમાના ઓરડામાં એક પાઘડીવાળો માણસ છે.

એ વખતે મોન્ટુ મારો સૌથી સારો મિત્ર હતો. એ અને એનું કુટુંબ અમારી બાજુના જ મકાનમાં રહેતાં હતાં, પણ અમારા ફ્લેટ એટલા બધા નજીક હતા કે અમે પોતપોતાની બાલ્કનીઓમાંથી એકબીજા જોડે વાત કરી શકતા. એનું મૂળ નામ મોન્ટુ ન હતું. એ તો મન્સૂર હતું અને એ લખનૌનો હતો. પણ એ કલકત્તામાં ઊછર્યો હતો. એના પપ્પા બાલિગંજ સાયન્સ કૉલેજમાં અધ્યાપક હતા. અને જ્યારે એ લોકો પાર્ક સર્કસમાંથી ગોલપાર્ક રહેવા આવ્યા ત્યારે કોઈએ એનું નામ ટૂંકાવીને મોન્ટુ કરી નાખ્યું હતું. અમે એકબીજાના કુટુંબ વિશે જાણતા ન હોઈએ એવી બાબતો બહુ ઓછી હતી. એ બરાબર જાણતો હતો કે મારાં દાદીમા માટે એમના ઓરડામાં કોઈપણ પુરુષને, કોઈ અજાણ્યા પાઘડીવાળા માણસને પ્રવેશ મળવો તદ્દન અસ્વાભાવિક હતું.

'જુઠ્ઠો' હું બોલ્યો. પણ મેં ઉપર જોયું તો મને ખ્યાલ આવ્યો કે એ સાચો હતો. મારાં દાદીમાની બારીમાં એક પાઘડીવાળું માથું ખરેખર જોઈ શકાતું હતું.

હું ઝડપભેર ગલીમાંથી દોડીને ઉપર દાદર ચડી ગયો ને અમારા ફ્લેટની ઘંટડી

પર મારી મમ્મીએ બારણું ખોલ્યું નહિ ત્યાં સુધી આંગળી દબાવી રાખી.

દાદીમાના રૂમમાં કોણ છે? હું હાંફતાં હાંફતાં જ બબડ્યો. મમ્મીએ એની આંગળી ઊંચી કરી હોઠ પર મૂકી ને મને ચેતવણી આપતી હોય એમ મારે ખભે ટપલી મારી, પણ મેં એ ગણકાર્યું નહિ ને સીધો દાદીમાના રૂમમાં જ પહોંચી ગયો.

દાદીમા એક ભીની સાડી વાળ પર વીંટાળીને ખુલ્લી બારી સામે બેઠાં હતાં.

અવાક્ બનીને હું એક પછી એક ડગલું પાછળ હટતો ગયો અને મારી મમ્મીને શોધવા દોડી ગયો.

દાદીમા શું કરે છે? એમના માથાને શું થયું છે?

મારી મમ્મીએ મને હેઠો બેસાડ્યો ને વ્યવસ્થિત રીતે સમજાવ્યું કે મારાં દાદીમાએ એક આયુર્વેદિક સારવાર લેવાનું શરૂ કર્યું હતું અને ડૉક્ટરોએ એમને સવારમાં વાળ બાંધી રાખવાની સૂચના સાથે કેટલાંક હર્બલ તેલ આપ્યાં હતાં.

પણ શા માટે? મેં પૂછ્યું. એમના માથાને શું થયું છે?

મારી મમ્મીએ ગુસ્સાથી મારા તરફ ભવાં ચઢાવ્યાં.

દાદીમાને લાગે છે કે એમને ટાલ પડવા માંડી છે. એ બોલી.

પછી એનો ગુસ્સો ઓગળી ગયો ને એ હસવા લાગી. મારાં દાદીમા એનો અવાજ સાંભળી ન જાય એટલા માટે એને પોતાના મોઢા પર ઓશીકું દબાવી દેવું પડ્યું.

એ સાંજે હું બહાર અમારી બાલ્કનીમાં ન ગયો; મારાં દાદીમા ટાલ પડવાથી ડરી ગયાં હતાં એટલે એમણે પોતાના વાળ બાંધી દીધા હતા એ વાત મોન્ટુને સમજાવવાની શરૂઆત હું કેવી રીતે કરી શકીશ તે મને સમજાતું ન હતું.

સદ્ભાગ્યે દાદીમાએ પેલી સારવાર લાંબો વખત ચાલુ રાખવાનો આગ્રહ ન રાખ્યો. પોતાના માથા પર ભીની સાડી વીંટાળીને કલાકો સુધી એક ખુરશીમાં એમને બેસાડી રાખે એવું જબરજસ્ત મિથ્યાભિમાન એમનામાં હતું જ નહિ. આમ પણ એમનું માથું જાડા સફેદ વાળથી ભરેલું હતું.

એને બદલે એમણે ફરીથી પોતાની શાળામાં જવાનું શરૂ કર્યું. એ બપોરે નીકળી જતાં અને બેચાર કલાક પછી એમણે સ્ટાફરૂમમાં સાંભળેલી ભયંકર વાતો અંગે ઊભરા ઠાલવતાં પાછા ફરતાં : કેવી રીતે નવી મુખ્ય શિક્ષિકાએ એમણે રોપેલા ગુલાબના છોડવાઓને ઉખેડી નાખીને એ જગ્યાએ બાસ્કેટબોલ માટેનો ચોક તૈયાર કરાવવાની યોજના કરી હતી, કેવી રીતે એ હલકટ સ્ત્રીએ શ્રીમતી ફલાણી-ફલાણીનું સ્ટાફ મીટિંગમાં અપમાન કર્યું હતું વગેરે વગેરે. એમની આવી ડઝનેક મુલાકાતો પછી નવી મુખ્ય શિક્ષિકાએ મારા પપ્પાની ઑફિસમાં ફોન કરીને એમને કહેલું કે જો એ પોતાની માતાને સ્કૂલથી દૂર રાખવાનો કોઈ રસ્તો નહિ શોધી કાઢે તો એ ચોકીદારને એમને બીજીવાર અંદર દાખલ ન કરવા દેવાની સૂચના આપી દેશે.

મારા પપ્પાએ એમને શું કહ્યું તે મને ખબર નથી, પણ એ પછી દાદીમા શાળાના

સ્થાપના દિવસ સુધી ત્યાં ફરી ગયાં ન હતાં.

એ પછી થોડાંક સપ્તાહ એમણે પોતાનો બધો સમય એમના રૂમમાં એકલાં જ વિતાવ્યો. એક વખત મેં એમનું બારણું હડસેલ્યું ને જોયું તો એ પોતાના જોડેલા હાથ તરફ શૂન્યપણે તાકી રહેતાં બારી પાસે બેઠાં હતાં. મેં બારણું જલ્દી બંધ કરી દીધું. મને એમના હાથમાં શું હતું તેની ખબર હતી. સમય, કાળા ગઠ્ઠાઓ સહિતનો, મને એની દુર્ગંધ આવતી હતી.

અમે થોડો સમય દાદીમાને એકલાં જ છોડી દીધાં અને થોડા જ સમયમાં એમણે અમારી સાથે વધુ વખત ગાળવાનું શરૂ કર્યું. સાંજના સમયે એ પોતાના ઘૂંટણ પર કોઈ પુસ્તક કે અડધો લખાયેલો કાગળ રાખીને બેસતાં અને પહેલાં કરતા તે પ્રમાણે અમારાં સગાંવહાલાં વિશે અથવા મારા પપ્પાના કામકાજ વિશે કે મારા ગૃહકાર્ય વિશે વાતો કરતાં - પણ હું કહી શકું એમ હતો કે હવે એ એમનો પ્રયત્ન માત્ર જ હતો, એમને હવે બહુ પરવાહ ન હતી એ સ્પષ્ટ હતું.

એમનામાં આવેલા આ પરિવર્તનથી હું મૂંઝાતો હતો અને ચિંતિત પણ રહેતો. મેં મારી રીતે એને પહોંચી વળવાનો પ્રયત્ન પણ શરૂ કરી દીધો હતો. મારા શાળાના દરેક કામ પ્રત્યે એમણે અજમાવેલી જોહુકમી પ્રત્યે મેં હમેશાં નારાજગી દાખવી હતી, પણ હવે મારી પોતાની મેળે જ મેં એમને મારા ગૃહકાર્યમાં મદદ કરવા વિનંતી કરવા માંડી હતી અને પહેલાંની જેમ જ્યારે હું એમને મારી સાથે મારા ટેબલ પર બેસવા સમજાવી શકતો, તો એવા પ્રસંગોએ એમનું ધ્યાન બહાર જતું અટકાવવા મારે મારાં પુસ્તકો પર સહી છાંટવા જેવા નાના નુસખાઓ કરવા પડતા. કેટલીકવાર મારી યુક્તિઓ કામ કરી જતી અને દાદીમા એમની ભાવસમાધિમાંથી એક ઝાટકે બહાર આવી જતાં અને એમની ફૂટપટ્ટીની પાતળી ધાર મારી આંગળીના વેઢાઓ પર ફટકારતાં. પણ પછી તરત જ એમનું મન ભટકવા લાગતું અને હું મારી નોટબુકમા લીટા કરતો બેસી રહેતો, જ્યારે એ બારીની બહાર તાકી રહેતાં. પણ આ બધા છતાંય એમની આંખોએ પોતાની ચમક જરાય ગુમાવી ન હતી કે એમની ગતિનો લય કે ઉત્સાહ જરાય ઓછા થયા ન હતા.

એમના મનમાં કંઈક ઊથલપાથલ ચાલી રહી છે. દાદીમા સામે ઝીણી નજરે જોતાં, એક દિવસ મારી મમ્મીએ મને ધીમેકથી કહ્યું, એમના ચહેરાના દેખાવ પરથી હું કહી શકું છું. આપણે સાવધાન રહેવું જોઈએ.

1962નું વર્ષ અમારે માટે ઉત્તેજનાનું વર્ષ હતું. મારાં દાદીમા નિવૃત્ત થયાના થોડા મહિનામાં મારા પપ્પા પોતાની સંસ્થાના જનરલ મૅનેજર બન્યા. આ નિમણૂક અણધારી હતી કારણ એ સંસ્થામાં બીજા ઘણા ઉમ્મરલાયક અને અનુભવી કાર્યકરો હતા. મારા પપ્પાએ તો આવી બઢતી વિશે સ્વપ્ન પણ સેવવાની હિંમત કરી ન હતી. પણ હંમેશાં મારા પપ્પાની કારકિર્દીમાં સફળતાનું નાનું સરખું પણ ચિહ્ન દેખાતાં અમારાં સગાંવહાલાંઓને એ જણાવવા ઉતાવળા થઈ જતાં. મારાં દાદીમાએ આજે આ અણધારી

ને શાનદાર પ્રગતિની ભાગ્યે જ નોંધ લીધી હોય એમ લાગતું હતું. મેં એકવાર એમને થોડાક ફોન કરતાં સાંભળ્યા હતાં પણ બસ એટલું જ. મારા પપ્પા આસિસ્ટન્ટ મૅનેજર, પર્સોનેલમાંથી મૅનેજર, માર્કેટિંગની પદવી પર બઢતી પામ્યા ત્યારે દાદીમાએ બધાને એ કહેવા ફોન કરવામાં કેવી રીતે આખો દિવસ વિતાવ્યો હતો, તે મને બરાબર યાદ હતું અને આ વખતે એમના ફોન કેવા ટૂંકા હતા તેની નોંધ લીધા વગર હું રહી શક્યો નહિ.

મારા પપ્પાની બઢતી પછી તરત જ થોડા સમયમાં અમે સધર્ન એવેન્યુમાં, તળાવની સામે એક નવા ઘરમાં રહેવા ગયાં. મારે મન ગોલપાર્કના અમારા સાંકડા ફ્લેટ પછી અમારું આ નવું ઘર ખૂબ વિશાળ હતું. અમે ઉપયોગમાં લઈ શકીએ તે કરતાં એમાં ઘણી બધી વધારે જગ્યા હતી - ઉપલે માળે ઓરડાઓ, નીચલે માળે ઓરડાઓ, વરંડાઓ, એક બગીચો ને સાથે સાથે ક્રિકેટ રમી શકાય તેટલી મોટી એક છત. મને નિસ્બત હતી ત્યાં સુધી, સૌથી સારી વાત, મોન્ટુ અને મારા બીજા મિત્રો હજુ મારી નજીક જ હતા કારણ કે અમારું નવું ઘર ગોલપાર્કથી ફક્ત થોડી જ મિનિટોમાં ચાલીને જઈ શકાય એટલું જ દૂર હતું.

મારાં દાદીમાને આ ઘરથી પરિચિત કરાવવાની જવાબદારી મેં મારે માથે લઈ લીધી. છૂપાં માળિયાં, અણધાર્યા દરવાજા અને ઓસરીઓ બતાવતાં મેં એમને કેટલીય વાર ચારેબાજુ ફેરવ્યાં. એમણે મને અનુમોદન આપતાં કેટલાક સિસકારા કર્યા પણ એ બધા અવાજો એક જ પ્રકારના હતા એટલે હું તરત જ સમજી ગયો કે દાદીમા ફક્ત મારે ખાતર જ એમને રસ હોવાનો ડોળ કરતાં હતાં.

અમે જેવાં નવા ઘરમાં ગોઠવાતા ગયાં કે અમારા કુટુંબની અંદરનાં સમતુલનો સૂક્ષ્મ રીતે પણ દૃઢતાથી બદલાતા હતાં એ ધીમે ધીમે સ્પષ્ટ થવા લાગ્યું. અમારા જૂના ફ્લેટમાં મારાં દાદીમા ગૃહવ્યવસ્થા જાળવી રાખવા પર વિધિવત્ નિયંત્રણ રાખવાનો પ્રયત્ન કરતાં. હવે એમને કશી ચિંતા હોય એમ લાગતું નહિ. હવે મને ભૂખ લાગી હોય અને દાળમૂઠના કબાટની ચાવી જોઈતી હોય કે તળાવને કિનારે શીંગદાણા ખરીદવાના પૈસા જોઈતા હોય તો મારે મમ્મી પાસે જવાનું રહેતું.

મારાં દાદીમાની સર્વવ્યાપી હાજરી, ધીમે ધીમે ઘરના બાકીના ભાગમાંથી પાછી ખેંચાતી ગઈ અને એમના ઓરડાની ચાર દીવાલો વચ્ચે કેન્દ્રિત થતી ગઈ.

દાદીમાનો ઓરડો ઘરનો સૌથી સરસ ઓરડો હતો. આ ઓરડો બહુ વિશાળ હતો અને એની દીવાલો ફરતે પડદાવાળી ઊંચી બારીઓ હતી. વર્ષોથી એમણે સંગ્રહેલા ફર્નીચરના કેટલાક નમૂનાઓ, તળાવમાં પાંદડાં વહ્યાં કરે એમ, એ રૂમની વિશાળ જગ્યામાં વહ્યા કરતા હતા. હું હજી ક્યારેક ક્યારેક મારું ઘરકામ લઈને એમની પાસે જતો. સામાન્ય રીતે હું જ્યારે એમના ઓરડામાં જતો, ત્યારે એમને એક ખુલ્લી બારી પાસે આરામખુરશીમાં બેઠેલાં જોતો - એક નાનકડી નબળી આકૃતિ બહાર તળાવની આરપાર તાકી રહેતી હોય. હું એમનું ધ્યાન ખેંચવા માટે જોરથી મારી નોટબુકમાં લીટા

કરતો, એક ખુરશી ખેંચીને એમની પાસે બેસી જતો.

એક સાંજે એ સવિશેષ વ્યગ્ર લાગતાં હતાં, ત્યારે મેં હતાશ થઈને મારી નોટબુક નીચે ફેંકી દઈને જોરથી કહ્યું, દાદીમા, તમે હંમેશાં આમ બારીની બહાર શા માટે તાક્યાં કરો છો? તમને આ ઘર નથી ગમતું?

એમણે આશ્ચર્યથી મારી સામે જોયું અને મારો ખભ્ભો થાબડ્યો. આ ઘર સરસ છે. એમણે હસીને કહ્યું. આ ઘર તારા જેવા બાળક માટે સરસ છે.

પછી એમના કપાળે કરચલીઓ પડી ને એ હોઠ દબાવીને બોલ્યાં : પણ તું જાણે છે કે હું અને માયા જે ઘરમાં ઊછર્યાં હતાં એ ઘરથી આ બહુ જુદું છે.

કેવી રીતે? મેં પૂછ્યું.

અને પછી મહિનાઓ સુધી આવી સાંજોએ એમણે મને એ અને માયા ઢાકામાં જે ઘરમાં મોટા થયાં હતાં એ ઘર વિશે વાતો કર્યા કરી.

એ ઘર બહુ વિચિત્ર હતું. એનો વિકાસ મધપૂડાની જેમ વધતાં વધતાં ક્રમશઃ થયો હતો. દરેક નવી પેઢીના વડાઓ એમાં મજલા અને વધારાનું બાંધકામ ઉમેરતાં ગયા અને છેવટે એ એક વિશાળ નમી ગયેલાં પગથિયાવાળા પિરામિડ જેવું બની ગયું. કુટુંબના એટલા બધા પિતરાઈઓ એમાં રહેતા હતા કે એમાંના સૌથી વધુ જાણકાર લોકો પણ પોતાના અરસપરસના સગપણ અંગે સહેજ ગૂંચવાઈ જતા હતા.

એ ઘરમાં એમના પોતાના રહેઠાણનો હિસ્સો ખાસ્સો મોટો હતો, અને મારાં દાદીમાની સૌ પ્રથમ સ્મૃતિમાં એ ઘણો ખીચોખીચ હતો. એ સમયે એમનું એક બહુ મોટું સંયુક્ત કુટુંબ હતું, બધાં એક સાથે રહેતાં અને સાથે જમતાં. એમનાં દાદા- દાદી, એમનાં માતાપિતા, એ પોતે અને માયાદેવી, એમના જેઠામોશાય - એમના પિતાજીના મોટા ભાઈ - અને એમનું કુટુંબ, જેમાં લગભગ એમની જ ઉંમરના ત્રણ પિતરાઈ ભાઈઓ, અને સાથે સાથે એક કે બે કુંવારાં ફોઈબા. એમના દાદાજી ગુજરી ગયા ત્યારે એ ફક્ત છ વર્ષનાં જ હતાં, પણ તોય દાદીમાને એ બરાબર યાદ હતા. એક કડક દેખાવની અને હંમેશા કરચલીઓ પડેલા કપાળવાળી, પાતળા બાંધાની વ્યક્તિ. એમની હાજરીમાં દરેક જણ, એમના પિતાજી અને જેઠામોશાય પણ પોતાનું માથું નમાવી અને આંખો જમીન પર સ્થિર રાખી ધીમા અવાજે બોલતા. પણ એ જ્યાં વકીલાત કરતા ત્યાં જિલ્લા કોર્ટે જવા રવાના થતાં કે પાંચે ભાઈબહેનોની ઘોંઘાટભરી રમતો સાથે આખું ઘર જીવંત થઈ ઊઠતું. દરરોજ સાંજે આ પાંચે બાળકોને તેમની માતાઓ દાદાજીના અભ્યાસખંડમાં લઈ જતી - ત્યાં દરેક જણે વારાફરતી બારાખડી કડકડાટ બોલી જવી પડતી - પહેલાં બંગાળીમાં અને પછી અંગ્રેજીમાં. બાળકોએ પોતાના હાથ બહાર રાખી હથેલી નીચી રાખવાની અને જેટલી વાર ભૂલ થાય એટલીવાર દાદાજી એમની છત્રીના હેન્ડલથી બાળકોને આંગળીના વેઢા પર ફટકારતા. જો એ લોકો રડે તો એમને પગના નળા પર ફટકો પડતો.

આમ છતાંય, ભલે દાદાજી ડરામણા હતા તો પણ આખા ઘરને એકત્રિત રાખી

શક્યા હતા. એ મૃત્યુ પામ્યા પછી, મોટા પુત્ર તરીકે, જેઠામોશાયે એમનું સ્થાન લેવાનો ઘણો પ્રયત્ન કર્યો, પણ એ સફળ ન થયા. જેઠામોશાય. એક વિચિત્ર માણસ હતા. કેટલીક બાબતોમાં એ વિચિત્રપણે પ્રેમાળ પુરુષ પણ હતા, છતાં બીજી બાબતોમાં એ પોતાના પિતા કરતાંય વધુ ડરામણા હતા. એક રીતે એ વધુ પડતા પાતળા, હકીકતમાં મરિયલ હતા. એમના લાંબા કૃશ ચહેરાની બખોલોમાં એમની ચમકતી વેધક આંખો ઊંડી ખૂંપેલી હતી. પણ એમના કેટલાક વિચિત્ર ખ્યાલો હતા - દાખલા તરીકે એમને ઊભા રહીને જમવું ગમતું, કારણ એ માનતા કે પાચનક્રિયા માટે એ વધારે સારું છે. એ કહેતા કે ગાય કરતાં વધારે સારું પાચનતંત્ર બીજા કોઈનું નથી. અને તમે એમના તરફ જુઓ, એ ઊભી રહીને ખાય છે. તેઓ ચોક્કસ ધૂની હતા અને બાળકો એમને પૂરી ગંભીરતાથી જુએ એ બહુ અઘરું હતું. ઉદાહરણ તરીકે, એમના પિતાના મૃત્યુ પછી એમણે આગ્રહ રાખ્યો હતો કે બાળકોએ દરરોજ સાંજે એમની પાસે પણ બારાખડી બોલી જવી. એ વખતે એ બરાબર એમના પિતાજી બેસતા હતા એ જ પ્રમાણે બાળકોના વેઢા પર પોતાની છત્રીનું હેન્ડલ રાખીને બેસતા. પણ એ દરેક રીતે એમના પિતા જેવા સખત લાગતા હોવા છતાં, એ જ્યારે સાંભળતા હોય ત્યારે એમને ટાંગાના થાકેલા ઘોડા જેવી જ હોઠમાંથી ફૂંક મારવાની વિચિત્ર ટેવ હતી. આથી ઘણીવાર એ કે માયાદેવી, અડધી બારાખડી બોલ્યાં પછી ખડખડાટ હસી પડતાં. આથી તેઓ ખૂબ ગુસ્સે થતાં અને તેમના વેઢાઓ પર ફટકાઓ વરસાવતા, દાદીમા અને માયાદેવી ગળાફાડ ચીસો પાડતાં અને પછી જેઠામોશાયનો પિત્તો સાવ જતો અને એ તેમને પગના નળા પર મારવા લાગતા. બાળકો સામાન્ય રીતે આ ઘટનાની મઝા લૂંટતા, કારણ કે જેઠામોશાય એમને ખરેખરી ઈજા પહોંચાડવા જેટલા સશક્ત નહોતા. ઉપરાંત એ જ્યારે સાચે જ ગુસ્સે ભરાતા, ત્યારે એમનો ચહેરો વિચિત્ર બની જતો. પણ અલબત્ત એમની મા ગુસ્સે થઈ જતી. જેઠામોશાયનો આશય ખરાબ ન હતો એ વાત એને સમજાતી નહિ. વાત માત્ર એટલી જ હતી કે એમને પોતાના ગુસ્સા પર જરાય કાબૂ ન હતો. ઘણીવાર પોતાનો ગુસ્સો બેકાબૂ બની ગયા પછી, જેઠામોશાય જાણે માફી માગતા હોય એમ છાનામાના બાળકો માટે હલવો કે સંદેશ લઈ આવતા. પણ એમની માતાને આ વાતની ખબર ન હતી, અને એમના સસરાના મૃત્યુના એકાદ મહિનામાં કે એમ, માને જેઠામોશાય, એમની પત્ની કે એમના કુટુંબીઓ સાથે બોલવાનો વ્યવહાર રહ્યો નહિ.

આ ઝઘડાઓને વકરતાં ઝાઝો સમય ન લાગ્યો. બંને સ્ત્રીઓ એકબીજા પર બાકીનાં બાળકો કરતાં પોતાનાં બાળકો પ્રત્યે વધારે પક્ષપાત રાખવાની, સંયુક્ત ભંડારમાંથી પોતાનાં બાળકો માટે વધુ નાસ્તા ચોરવાની અને એવી બીજી શંકાઓ કરવા લાગી. પોતાના રૂમોના એકાંતમાં બંને પોતપોતાના પતિઓને નામર્દ અને બાળકોના હિતનું રક્ષણ કરવાને અસમર્થ કહી ઉતારી પાડતી. થોડા જ સમયમાં બંને ભાઈઓ પણ ઝઘડવા લાગ્યા. અને એ બંને વકીલ હોવાને કારણે એમની લડાઈએ એક વિશેષ ઉગ્ર, કાયદાકીય સ્વરૂપ ધારણ કર્યું, જેમાં ખરેખર બોલવાનું બહુ ઓછું રહેતું. એને

બદલે એ લોકો એકબીજાને કાનૂની કાગળો પર નોંધો મોકલતા. મારાં દાદીમા મોટાં હતાં એટલે એમને જ હંમેશા આ નોંધો લઈ જવી પડતી, અને એ આવા કામથી ખૂબ ડરતાં કારણ કે જેઠામોશાય આ બધી નોંધ ફરીને ફરી વાંચી ન લે અને એમના કપાળની નસો ગુસ્સાથી તંગ ન થઈ જાય ત્યાં સુધી એમને તેમની ખુરશીની બાજુમાં ઊભા રહેવું પડતું.

એ દિવસો બાળકો માટે બહુ ભયંકર હતા. એમની માતાઓ જ્યારે બંધબારણાંઓ પાછળ ઝઘડતી-બબડતી હોય કે સુવાના ઓરડામાં પડીને રડતી હોય ત્યારે એમને પાછળ સંકોચાઈને ઊભા ઊભા સાંભળ્યાં કરતાં એ દિવસો પસાર કરવા પડતા હતા. હવે બધાં ભાઈબહેનોને છાનામાનાં રમવું પડતું હતું જેથી એમનાં માતાપિતા એમને એક સાથે જોઈ ન જાય.

થોડા સમયમાં આ બધી બાબતો એવા વળાંક પર આવી ઊભી કે એ લોકોએ લાકડાની દીવાલ બનાવી ઘરને બે ભાગમાં વહેંચી દેવું પડ્યું. બીજો કોઈ વિકલ્પ જ ન હતો. પણ આ દીવાલ બનાવવાનું કામ ખૂબ અઘરું પુરવાર થયું, કારણ કે બંને ભાઈઓએ વકીલ જેવી ચોકસાઈથી પોતાના હક્કો વિશે આગ્રહી બનીને, ઝીણામાં ઝીણી વિગતનું વિભાજન એકદમ ચોક્કસ થાય એવી માંગણી કરી હતી. અંતે દીવાલ બંધાઈ ગઈ ત્યારે એ લોકોને ખબર પડી કે એ કેટલાક દરવાજાઓમાંથી એવી રીતે પસાર થતી હતી કે હવે એમાંથી કોઈ આવજા કરી શકે એમ ન હતું. એ બાથરૂમમાંથી પણ એવી રીતે પસાર થઈ હતી કે જૂનું કમોડ બે ભાગમાં વહેંચાઈ ગયું હતું. બંને ભાઈઓએ એમના પિતાના નામની તખ્તીના પણ બે ભાગ કરી નાખ્યા. વચ્ચે એક પાતળી સફેદ લાઈન દોરી એના બે ભાગ કરવામાં આવ્યા, અને બંને અડધિયા પર પોતાના નામ કોતરી દેવડાવ્યાં - જો કે અક્ષરો એટલા નાના કરવાની જરૂર પડી કે કોઈ તેને વાંચી શકતું નહિ.

આ લોકો કુખ્યાત વકીલાતગીરીના વારસદારો હતા.

ઝઘડો ખૂબ વધી ગયો હતો ત્યારે એ બધાએ ઘરના ભાગલા ઇચ્છ્યા હતા, પણ એક વખત ખરેખર એમ બન્યું અને દરેક કુટુંબ પોતપોતાના ભાગમાં રહેવા ગયું, ત્યારે એમણે જે નિરાંત ઝંખી હતી એને બદલે એમને એ ઘર પર એક વિચિત્ર, ભૂતિયા શાંતિ ઊતરી આવી હોય એવો અનુભવ થયો. એ પછી ઘર પહેલાં જેવું ક્યારેય ન રહ્યું, એમાંથી ચેતના હરાઈ ગઈ. માયાદેવી કરતાં મારાં દાદીમા માટે એ વાત વધારે ખરાબ હતી, કારણ કે એમને અગાઉનો સમય યાદ હતો. એ ઘણીવાર એમની સામેની બાજુએ પોતાના ભાઈઓ તરફ જોતાં અને એમના વિશે આશ્ચર્ય અનુભવતાં, પણ બંને કુટુંબો વચ્ચે એટલી બધી કડવાશ ફેલાઈ ગઈ હતી કે હવે-એ પોતાની જાતને એ લોકો સાથે ખરેખર વાત કરવા સમજાવી શકતાં નહિ.

પછીનાં વર્ષોમાં મારાં દાદીમા લોકોને, આપણે ભાઈઓ જેવાં છીએ, એમ બોલતાં સાંભળીને હંમેશા થોડા હતાશ થઈ જતાં હતાં. એનો શો અર્થ થાય? એ

તરત જ પૂછતાં. એનો અર્થ એમ કે તમે મિત્રો છો? એમને તો બહુ નાની વયે જ ભાઈચારાનો અર્થ સમજાઈ ગયેલો, એટલે મારા પિતાને ભાઈ આપવાનું જોખમ લેવાની એમણે હિંમત જ ન કરી.

આમ છતાં, એ જ બંને સ્ત્રીઓ મારાં દાદીમાની મમ્મી અને એમનાં કાકી, જેઓની જિંદગી એમના ઝઘડાઓના જથ્થાબંધ મનદુઃખોને કારણે કેટલાંક વર્ષ ટૂંકી થઈ ગઈ હતી. તે મૂંગા રહેવા છતાંય જ્યારે એમની દીકરીઓનાં લગ્નોની વાત આવે ત્યારે સહિયરો બની જતી. દાખલા તરીકે, એમનાં કાકીએ માયાદેવીના સાહેબ સાથે લગ્ન ગોઠવવામાં મુખ્ય ભાગ ભજવ્યો હતો. ન્યાયાધીશ દત્તા-ચૌધરી ઢાકાની સફરે એમના પુત્ર (તે વખતે અઢાર વર્ષનો જાણીતો ઉમર લાયક યુવાન) સાથે આવ્યા છે, એની જાણ કાકીને જ પહેલાં થઈ હતી, અને એમણે પોતાની બંને દીકરીઓને પરણાવી દીધી હોવાથી, એ વૃદ્ધ ન્યાયાધીશને માયાદેવી (જેની સુંદરતા શહેરમાં જાણીતી હતી) વિશે જાણ થાય એની પાકી ખાતરી કરી હતી. એક વખત એટલું પાર પડ્યું કે બાકીનું બધું સરળ હતું, કારણ કે એમની જન્મકુંડળીઓ અને બીજી દરેક બાબત ખાસ્સી મળતી આવતી હતી. સગાઈ તરત જ નક્કી થઈ ગઈ અને છ મહિનાની અંદર માયાદેવીના લગ્ન થઈ ગયા. માયાદેવી સાસરે ગઈ, ત્યારે એમની માતાએ એને કાકી માટે કલકત્તાથી અડધો ડઝન સાડી મોકલવાનું ભુલાય નહિ એવી કડક સૂચના આપી હતી.

પણ ત્યાં ઢાકાના એ ઘરમાં, એ દીવાલની પાર એ લોકોએ કદી પણ એકાદ શબ્દની ય આપલે કરી ન હતી.

મારાં દાદીમાની બાબતમાં એવું હતું, કે એમનાં લગ્ન માયાદેવીના લગ્ન પહેલાં ચાર વર્ષ અગાઉ થઈ ગયા હતા. મારા દાદાજી બર્મામાં રેલ્વેમાં ઍન્જીનિયર હતા. મારાં દાદીમાએ પોતાનાં લગ્ન જીવનનાં પહેલાં બાર વર્ષ મૂલમેન અને માન્ડલે જેવી પરીકથાઓમાં આવતા નામધારી શહેરોમાં વારાફરતી રેલ્વે કોલોનીઓમાં વિતાવ્યાં હતાં. પણ પાછળથી એમને ફક્ત હૉસ્પિટલો, રેલ્વે સ્ટેશનો અને બંગાળી સોસાયટીઓ જ યાદ હતાં. આકર્ષક પેગોડાઓના એ દેશમાં એમને ખરેખર યાદ રાખવા જેવું બીજું કંઈ લાગ્યું જ નહોતું.

મારા પપ્પાનો જન્મ માન્ડલેમાં 1925માં થયો હતો. મારાં દાદીમા દર વર્ષે એમને એકાદ બે મહિના પોતાનાં માતાપિતા સાથે રહેવા ઢાકા લઈ જતાં. એમના ભાગનું ઘર હવે વધુ ખાલી રહેતું કારણ એમના પિતરાઈઓ (જેમાં બે ભાઈ અને એક બહેન હતાં) ઉપખંડના જુદા જુદા ભાગોમાં વિખેરાઈ ગયા હતા. માયાદેવીના લગ્ન થઈ ગયાં અને એ કલકત્તા રહેવા ચાલ્યાં ગયાં પછી એ ઘરમાં ફક્ત પેલાં ચાર વૃદ્ધો - એમનાં કાકા, કાકી તથા માતાપિતા - જ રહ્યાં હતાં. હવે એમને બહુ ઓછું ઝઘડવાનું થતું, પણ લાંબા સમયપટે ય એમની જૂની કડવાશમાં જરાય ઘટાડો કર્યો નહોતો. મારાં દાદીમાએ એ લોકોને ભૂતકાળ ભુલાવી દેવા પોતાથી બનતું કર્યું, પણ દાયકાઓની દુશ્મનાવટથી કોઠે પડી ગયેલી આદતોમાં એ લોકો એવા તો ખૂંપી ગયા હતા કે બેમાંનું

કોઈપણ સમાધાનનું સાહસ કરવા ઇચ્છતું નહોતું. હવે એમને દીવાલ ગમતી હતી, એ એમના જીવનનો એકભાગ બની ચૂકી હતી.

મારા પપ્પા છ વર્ષના હતા, ત્યારે મારાં દાદીમાનાં માતાપિતા છ છ મહિનાને અંતરે ગુજરી ગયાં. એ પછી મારાં દાદીમા ઢાકા ફક્ત બે જ વખત ગયાં હતાં, અને પછી એમણે અને માયાદેવીએ જે રૂમ વારસામાં મેળવ્યાં હતાં તે હજુ પણ અકબંધ હતાં કે કેમ તેની ખાતરી કરી લેવા માટે બંને પ્રસંગોએ પેલી તરફ જઈને એમનાં કાકા અને કાકી સાથે વાત કરવાનું નક્કી કર્યું હતું. પણ હવે ઘર બહુ દુખદ સ્મરણોથી ઘેરાયેલું હતું અને બંને વખત એ ઢાકામાં માત્ર એકાદ દિવસ રહીને માન્ડલે પાછા આવી ગયાં હતાં.

અને પછી 1935માં મારા દાદાજીને આરાકાન પર્વતમાં કોઈક ઠેકાણે આવેલી નહેરના બાંધકામનું નિરીક્ષણ કરતાં હતાં ત્યારે સખત ઠંડી લાગી ગઈ. એ લોકો એમને માન્ડલે પાછા લઈ આવે તે પહેલાં ન્યૂમોનિયાને કારણે એ ગુજરી ગયા.

એમના અવસાન વખતે મારાં દાદીમા બત્રીસ વર્ષનાં હતાં. એમની પાસે કોઈ બચત નહોતી અને એમણે જિંદગીમાં ક્યારેય નોકરી કરી નહોતી. પણ આ જ પરિસ્થિતિએ એમને પોતાના દીકરાને શાળા અને કૉલેજનું શિક્ષણ મળે તે જોવા વધારે મક્કમ બનાવ્યાં. સદ્ભાગ્યે એમની પાસે હજુ પણ ઢાકા યુનિવર્સિટીમાંથી ઇતિહાસના વિષય સાથે સ્નાતકની ડિગ્રી મેળવી હતી તે સર્ટિફિકેટ મોજૂદ હતું. એના આધાર પર રેલ્વેના એક સદ્ભાવી ઑફિસરે એમને કલકત્તાની એક સ્કૂલમાં નોકરી મળી જાય એવી ગોઠવણ કરી - જે શાળામાં એ પાછળથી બીજા સત્તાવીશ વર્ષ કામ કરવાના હતાં.

એ પછીનાં થોડાં વર્ષો એમને ઢાકા જવાનો સમય નહોતો અને પછી 1947માં તો ભાગલા પડ્યા અને ઢાકા પૂર્વ પાકિસ્તાનની રાજધાની બની ગયું. ત્યારબાદ ત્યાં પાછા જવાનો કોઈ સવાલ જ ન રહ્યો. જેઠામોશાય અને કાકીના સમાચાર ફરીથી કદી એમને મળ્યા નહિ.

પછીનાં વર્ષોમાં, કલકત્તામાં ભવાનીપુરના એક રૂમના ટેનામેન્ટમાં રહ્યાં રહ્યાં એ ઘણીવાર ઢાકા વિશે વિચારતાં. એ જૂનું ઘર, જેઠામોશાય, એમનાં માતાપિતા, એમનું બાળપણ - એ બધી જ વસ્તુઓ વિશે, જ્યારે માણસો સમજી જાય કે પોતાની જિંદગીનો ઉત્તમ સમય વીતી ચૂક્યો છે.

પણ તને ખબર છે ? બહાર તળાવની પેલેપાર જોતાં, અર્ધું હસીને એ બોલ્યાં, આ બધો વખત એક જ વસ્તુ એવી હતી જેના કારણે મને ઢાકા વિશે અફસોસ થતો હતો.

કઈ વસ્તુ ? મેં પૂછ્યું.

એ હસ્યાં : કે એ ઊંધું ઘર મને ફરી કદી જોવા મળ્યું નહિ.

શું શું ? મેં કહ્યું.

એમણે હસવા માંડ્યું.

ઘરના ભાગલા પડ્યા. એમણે કહ્યું, ત્યારે માયા ખૂબ નાની હતી અને એને બીજી બાજુ જરા પણ યાદ નહોતી. તેથી પાછળથી ઘણીવાર એ જ્યારે ઊંઘી ન જાય કે એવું કંઈ કરે, ત્યારે એને ડરાવવા માટે હું મકાનના એ ભાગ વિશે વાતો ઘડી કાઢતી. પેલી બાજુ બધું ઊંધું છે, હું એને કહેતી. ભોજનની શરૂઆતમાં એ લોકો મીઠાઈ ખાય છે ને અંતે દાળ પીએ છે. એમની ચોપડીઓ છેલ્લેથી શરૂ થાય છે ને પહેલે પાને પૂરી થાય છે. એ લોકો પલંગની નીચે સૂઈ જાય છે ને ચાદર પર જમે છે. એ લોકો ઝાડુથી રસોઈ કરે છે ને કડછીથી ઘર સાફ કરે છે. એ લોકો છત્રીથી લખે છે ને પેન્સિલો લઈ ફરવા જાય છે... અને માયાને આ વાતો એવી ગમવા લાગી હતી કે રોજ રાત્રે મારે એક નવી વાર્તા બનાવી કાઢવી પડતી. નહિ તો એને ઊંઘ જ ના આવતી. એક રાત્રે હું એને કહેતી કે આજે જેઠામોશાયને એમના પ્યાલામાં ચા આપવામાં આવી ત્યારે એમણે પોતાનો મિજાજ ગુમાવ્યો ને બરાડ્યા : તમે લોકો મને આ રીતે શા માટે આપો છો ? તમને ખબર નથી કે ચા બાલદીમાંથી પીવાની હોય છે ? અને બીજી રાત્રે મારે એક નવી વાત ઘડી કાઢવી પડતી, એટલે હું કહેતી : આજે જેઠામોશાય આપણા એક ભાઈને ખૂબ વઢ્યા કારણ કે એ રસોડામાં નહાવાનું ભૂલી ગયો હતો. આવો બધો બબડાટ. અને જ્યારે હું વાત પૂરી કરી લેતી, કે હું બાહુક જેવું મોં બનાવતી અને કહેતી : જો તું આ જ મિનિટે ઊંઘી નહિ જાય તો હું તને ચોકની દીવાલની પેલી બાજુ ફેંકી દઈશ અને પછી તારે પણ ઊંધાચત્તા થઈ જવું પડશે. સામાન્ય રીતે માયા માટે આંખો મીંચી દઈને સૂઈ જવા માટે આટલું પૂરતું થઈ રહેતું. પણ તને ખબર છે કે વિચિત્ર વસ્તુ તો એ હતી કે જેમ જેમ અમે મોટાં થતાં ગયાં તેમ તેમ હું પણ અમારી વાતોમાં વિશ્વાસ કરવા લાગી. ઘણીવાર અમે ખાસ્સાં મોટાં થઈ ગયાં પછી, જ્યારે અમે સ્કૂલે જતાં અને બધું કરતાં, ત્યારે અમે એમના ભાગના ઘરની સામે, એક ઠેકાણે બગીચામાં બેસતાં અને જેઠામોશાયના બારણા સામે જોઈ રહીને અંદર શું થતું હતું એની કલ્પના કરવાનો પ્રયત્ન કરતાં. હવે તો બપોર થઈ છે, માયા કહેતી તેથી એ લોકો પોતાનો નાસ્તો કરતાં હશે, અથવા એવી કોઈ બીજી મૂર્ખા જેવી વાત કરતી, પછી અમે બંને ખડખડાટ હસી પડતાં અને એકબીજાને ગળે વીંટળાઈ જતાં. પણ કેટલીકવાર, તને ખબર છે, જ્યારે અમારાં માતાપિતા અમારા પર ગુસ્સે થતાં અથવા અમને કોઈક વાતે માઠું લાગતું, તો અમે ત્યાં બહાર બેસી રહેતાં અને એ ઘર ભણી તાકી રહેતાં. એ વખતે અમને એ વધુ સારી જગ્યા લાગતી અને અમને ત્યાં ભાગી જવાની પણ ઇચ્છા થતી.

પણ હવે, મારા વાળ પંપાળતાં એમણે ઉદાસ થઈને કહ્યું, એ બધું પૂરું થઈ ગયું છે. એ બધા મૃત્યુ પામ્યા છે અને મારે હવે ક્યાંય કોઈ વાર્તાઓ શોધી કાઢવાની નથી અને કશે પણ નાસી છૂટવાનું નથી.

થોડા જ સમયમાં અમારો ટૂંકા ગાળાનો કલકત્તા શિયાળો શરૂ થયો. એ ઋતુમાં

તળાવો સુંદર થઈ જતાં અને સાંજે હું મારી ક્રિકેટની મેચ માટે બહાર જતો ત્યારે દાદીમા મારી સાથે આવવા લાગ્યાં હતાં. મને નિરાંત હતી, કે એક વખત અમે દરવાજામાંથી બહાર નીકળી જઈએ કે મને એકલો છોડી પોતાની મેળે ચાલ્યા જવાની દાદીમાને સરસ સૂઝ હતી, પણ કેટલીકવાર હું જ્યારે ફાઇન-લેગ, કે ડીપસ્કેવર-લેગ, પર ફિલ્ડિંગ ભરતો હોઉં ત્યારે, તળાવના છેક દૂરના કિનારે એમને એક નાનકડા સફેદ રંગના ધબ્બા જેવાં, ઝડપથી ચાલતાં, દર થોડી મિનિટે સાંજના સમયે ત્યાં ફરવા આવેલાં બીજાં વૃદ્ધો સાથે સહેજ વાત કરતાં રોકાતાં જોતો. મારાં મમ્મી-પપ્પા એમના ફરવા જવાથી ખુશ હતાં. મેં ચૂપકીથી એમને વાત કરતાં સાંભળ્યા હતાં કે હવે દાદીમા નિયમિત રીતે ઘરની બહાર જાય છે અને પોતાની ઉંમરની વ્યક્તિઓને મળે છે એટલે એમની સાથે કામ પાડવું વધુ સરળ બન્યું છે. થોડા જ વખતમાં દાદીમા અમારી ક્રિકેટની રમત પૂરી થઈ ગયા પછી પણ લાંબા વખત સુધી બગીચામાં રહેવા લાગ્યાં. મોટેભાગે હું ઘેર જતાં પહેલાં એમની તપાસ કરતો અને સામાન્ય રીતે હું એમને તળાવના કોઈ એક મોટા ઝાડ નીચે બાંકડા પર બેઠાં બેઠાં એમના નવા મિત્રો સાથે વાતો કરતાં જોતો.

રાત્રે જમતી વેળાએ મારા પપ્પા મજાકથી હસતાં, દાદીમાને એ લોકો શાના વિશે વાત કરતાં એ પૂછતાં : દાખલા તરીકે, એ લોકોને તાજેતરની ચીન સાથેની લડાઈ અંગે કશા ખ્યાલ હતા ?

અરે, આવી બધી વર્તમાન વાતોમાં અમને કશો રસ નથી. દાદીમા જવાબ આપતાં. અમે તો ભૂતકાળની વાતો વાગોળીએ છીએ.

હવે બન્યું હતું એમ કે બગીચામાં જનારા ઘણાખરા વૃદ્ધો, ભાગલા દરમિયાન કે એના પહેલાં પૂર્વની સરહદ પરથી પણ આવ્યા હતા. એમાંના ઘણાબધા, મારા દાદીમાની જેમ, કલકત્તાના અમારી બાજુના, એ વખતે હજુ અવિકસિત હતો એવા ભાગમાં સ્થાયી થયા હતા. તેથી મારાં દાદીમા તળાવને કિનારે ફરવા જતાં ત્યારે પહેલાં ઢાકામાં જેમને એ મળ્યા હોય કે જેમના વિશે એમણે સાંભળ્યું હોય એવા લોકો મળી જાય એ કંઈ માત્ર સંયોગ જ ન હતો.

આવી એક સાંજે મારા પપ્પા એમની ઑફિસમાં ચાલેલી લાંબી મિટિંગોથી થાકીને ઘેર આવ્યા. એ આટલા બધા થાકેલ ઘેર પાછા આવે એવું વારંવાર બનતું નહિ, અને જ્યારે જ્યારે એમ બને ત્યારે અમારા ઘર પર કટોકટીની એક આનંદદાયક અનુભૂતિ છવાઈ જતી. પાછળથી મને ઘણીવાર લાગતું કે મારાં મમ્મીપપ્પા પોતાના જીવનમાં આવી ક્ષણોની જ સૌથી વધુ રાહ જોતાં હતાં. મારા પપ્પા, એક વાળ પણ આઘોપાછો ન થયો હોય એવી રીતરસમોથી ક્યારેય પણ ચાતરીને ન ચાલેલી એમની જિંદગીના સૂક્ષ્મ લાભોને આવે વખતે જ એ થાક્યાપાક્યા હોય, કચકચ કરતા હોય, એમની પૂરતી કાળજી લેવાતી હોય ત્યારે જ માણી લેતા. મારી મમ્મી આવે જ વખતે ઘરકામની કલામાં એની સ્વાભાવિક આવડત બતાવી શકતી - દાખલા તરીકે, કોઈ મોટો સંગીત સંચાલક

કોઈકવાર સંગીતના નાદોની વિશાળ ઉત્તેજના વચ્ચે મૌનના પૂરા અર્ધસ્વરને રચે, તે રીતે સમય સાથે એકદમ તાલ જાળવી રાખીને અમારા ઘરના સૂર અને સંવાદિતાને છેક મર્મર સુધી ઝાલી રાખવાની એની આવડત.

આવી સાંજે મારી મમ્મી, મારા પપ્પા મોટરમાંથી પગ બહાર મૂકે તે સાથે જ એમના તણાવયુક્ત ચહેરાના સંકેતો વાંચી લેતી. એ તરત જ પપ્પાને એ લોકોના ઉપરના મજલે આવેલા રૂમમાં બોલાવી લેતી અને પછી પોતે ફરી નીચે આવી જતી અને ઝડપથી ઘરમાં બધે ફરી વળતી. નોકરોને રસોડાનો રેડિયો બંધ કરી દેવાનું કહેવામાં આવતું, બહારના વાહનવ્યવહાર તરફ પડતી બારીના રૂમની બારીઓ ઝડપથી પણ ધીમે બંધ થઈ જતી અને મને મારી પિસ્તોલથી નહિ રમવા ચેતવી દેવામાં આવતો. ઘરમાં શાંતિ છવાઈ જતી ત્યારે એ ફરી ઉપલે મજલે જતી અને કુર્તા પાયજામાની એક સ્વચ્છ જોડ બહાર કાઢી હળવેકથી પપ્પાને બાથરૂમમાં મોકલી આપતી. પપ્પા સ્નાન કરતા હોય ત્યારે મમ્મી ફરી એકવાર નીચે આવી અને એમને ભાવતી ગરમ, મીઠી અને દૂધવાળી ચા બનાવી, ઉપરના માળે બગીચા તરફ પડતા વરંડામાં લઈ જઈ, પપ્પાની આરામખુરશીની પાસેના ટેબલ પર મૂકી દેતી. પછી સ્નાન કરીને શાંત બની પપ્પા બહાર આવી ચા પીતાં હોય, ત્યારે મમ્મી એમની બાજુમાં બેસી જતી, અને એકધારા ધીમા શાંત અવાજમાં એ દિવસે ઘરમાં શું શું બન્યું તે બધી જ વાતો કરવા લાગતી.

આવી જ એક સાંજે મારાં દાદીમા અમારી પાસે ધસી આવ્યાં ને મોટેથી બોલી ઊઠ્યાં : આજે બગીચામાં મને કોણ મળ્યું તે તમે ક્યારેય નહિ માનો !

મારી મમ્મીને આ દખલગીરી ગમી નહોતી, અને એણે એ તરફ અણસાર પણ કરેલો, એ જે કંઈ હોય, ભોજનસમય સુધી રાહ જોઈ શકાઈ હોત. પણ મારાં દાદીમાને કશું રોકે તેમ નહોતું.

મને આજે મીનાદી મળી હતી. એમણે હાંફતાં હાંફતાં કહ્યું. તમે એમને ઓળખતા નથી, એમનું કુટુંબ ઢાકામાં અમારી ગલીને નાકે રહેતું હતું. એમની પાસે હંમેશા આખી દુનિયાના સમાચાર હોય. અમે શાળાએ જતી બાળકીઓ હતી ત્યારથી જ એ એવાં હતાં. ગમે તે હોય, અમે આ કે તે વિષય પર વાતો કર્યા કરતાં હતાં - આટલાં વર્ષોમાં આજે હું પહેલી જ વાર એમને મળી - અને એકાએક એ મારો હાથ ચટ દઈને પકડે છે ને કહે છે, તમને ખબર છે કે તમારો એક ભાઈ, તમારા જેઠામોશાયનો દીકરો એના કુટુંબ સાથે અહીં કલકત્તામાં જ રહે છે ? જો હું ભૂલતી ન હોઉં તો ગરિયામાં જ ક્યાંક ? અલબત્ત એ જાણતાં જ હતાં કે મને ખબર ન હોય, એ પોતે તો દરેક જણ વિશે બધું જ જાણે. પણ એ ગમે તે હોય, મેં કહ્યું. ના, અમારો સંપર્ક તૂટી ગયો છે, એ ક્યાં હતો તેની મને કશી માહિતી નથી. અને મીનાદીએ એ કેવી રીતે શોધી કાઢ્યું ? એમણે કહ્યું કે લાંબા સમય પહેલાં એમની નોકરાણીએ એનું નામ દીધેલું, લગભગ એકાદ વર્ષ પહેલાં તેથી સ્વાભાવિકપણે જ, જેમનું નામ મીનાદી, એમણે નોકરાણીને કેટલાક સવાલો કર્યા અને એમણે તરત જ શોધી કાઢ્યું કે એ તે જ હતો

- મારો ભાઈ, જેઠામોશાયનો દીકરો. પણ મારું સદ્‌ભાગ્ય છે કે એમની પાસે બીજા લોકોની બાબતોનું આવું હાલતું ચાલતું સમાચાર પત્ર છે, કારણ હવે એ મારો ભાઈ ચોક્કસ ક્યાં રહે છે તે શોધી કાઢવાના છે જેથી હું જઈને એને મળી શકું.

ખૂબ હાંફી જતાં દાદીમા અમારી સામે આતુર દૃષ્ટિએ જોઈ થોડું રોકાયાં.

આ વાતમાંથી દાદીમા પોતાને શું સમજાવવા માગતાં હતાં એનો ખ્યાલ ન આવતા, મારા પપ્પાએ હળવે રહીને એમને કહ્યું કે આટલાં બધાં વર્ષો પછી સંભવ છે કે આપણે પરસ્પરને ઓળખી પણ નહીં શકીએ.

મારાં દાદીમાએ ભવાં ચઢાવ્યાં. એ વાત મહત્ત્વની નથી, એ તાડૂક્યાં. અમે એકબીજાને ઓળખીએ કે નહિ તેથી કશો ફેર પડતો નથી. અમે એક જ માંસ, એક જ લોહી, એક જ હાડકાના છીએ અને હવે છેવટે, આટલાં બધાં વર્ષો પછી કદાચ અમે એ બધી કડવાશ અને તિરસ્કાર સુધારી પણ લઈ શકીએ.

પછી છેલ્લા થોડા વખતથી અમે સાંભળ્યો નહોતો અને જેની સામે કોઈ દલીલ ન કરતું એવા એમના વિલક્ષણ અવાજમાં એમણે મારા પપ્પાને કહ્યું : રવિવારે ગાડી તૈયાર રાખવાનું ભૂલી ન જતો. મીનાદીએ મને વચન આપ્યું છે કે એમની નોકરાણીને મારા ભાઈને ઘેર આપણને લઈ જવા મોકલશે.

એ વખતે મારી મમ્મીએ આશ્ચર્યથી એક સિસકારો કર્યો અને કંઈક કહેવા એનું મોં ખોલ્યું, પણ મારા પપ્પાએ એની સામે પોતાનું માથું હલાવ્યું અને એ પાછી શાંત થઈ બેસી ગઈ.

મારાં દાદીમા, જે કરવા વિચારતાં હતાં એ મંજૂર રાખવા મારી મમ્મી ઇચ્છતી ન હતી એમ નહોતું. એથી ઊલટું, એણે પોતે જ એમ કર્યું હોત, એણે થોડું વહેલું કર્યું હોત, કારણ એને માટે તો સગાંવહાલાં અને કુટુંબ એ જગતને આકાર અને અર્થ આપનારી મધ્યવર્તી બાબતો હતી, નૈતિક વ્યવસ્થાનો આધાર હતી. પણ બીજી તરફ મારાં દાદીમાએ ક્યારેય પોતાને આટલી બધી કૌટુંબિક લાગણી હોવાનો ડોળ કર્યો નહોતો. એમણે પોતાની નીતિમત્તા હંમેશા, શાળાની મુખ્યશિક્ષિકાની જેમ કેટલીક વિશાળ અને વધારે અમૂર્ત બાબતોમાં જ સ્થાપી હતી. એકંદરે થોડા અપવાદોને બાદ કરતા, દાદીમા એમનાં સગાંવહાલાંઓથી અત્યંત સાવધ રહેતાં. એમને માટે સગાંવહાલાં શંકાકુશંકા અને જવાબદારીઓમાં બાંધી લેતી દીવાલ હતાં. સામાન્ય રીતે એ જ્યારે સગાંવહાલાં વિશે બોલતાં ત્યારે, એ અમને યાદ અપાવવા માટે હોય કે ફલાણા કાકા હવે આપણને જ્યાં પણ જુએ ત્યાં આપણી સામે મલકીને હસે છે તે સારી વાત છે. પણ જ્યારે મારા દિવસો કપરા હતા ત્યારે એ સગા ઝડપથી રસ્તાની બીજી બાજુ ચાલ્યા જતા. એમને ભૂલી જવું ગમતું કે એ વર્ષો દરમિયાન, પોતાના અભિમાનની ઉગ્રતામાં, એમણે પોતે જ મોટાભાગનાં સગાંસંબંધીઓ સાથે છેડા ફાડી નાખ્યા હતા અને એ લોકો પાસેથી કોઈપણ જાતની મદદ લેવાનો ઇન્કાર કર્યો હતો. એમની પોતાની સગીબહેન, માયાદેવી પાસેથી પણ નહિ, એ હતાં જ એવા એક કઠોર

વ્યક્તિત્વવાળાં કે એમની મરજી વગર માણસો એમના પર પોતાની કોઈ મદદ ઠોકી દઈ શકે નહિ અને આ સગાંવહાલાંઓમાં દાદીમાની ઇચ્છા પૂછવા જેટલી ઉદારતા ક્યારેય ન હતી. આ અભિમાનની એમણે ચુકવવી પડેલી કિંમત એ હતી કે એમની કલ્પનામાં અપમાનો અને અનાદરના એક બંધમાં એ રૂપાંતરિત થઈ ગયું હતું. એક કાલ્પનિક અવરોધ, જે એમની માન્યતા પ્રમાણે એમનાં સગાંવહાલાંઓએ એમના અપમાનોને અનેકગણા વધારવા ચણી દીધો હતો.

મારી મમ્મી દાદીમાની કૌટુંબિક લાગણીઓના આ અણધાર્યા ધોધથી ચોંકી જાય તે સાવ સ્વાભાવિક જ હતું. કોઈએ પણ ક્યારેય દાદીમાને એમના કોઈપણ સગા વિશે વાત કરતા સાંભળ્યા ન હતાં - માયાદેવી વિશે પણ નહિ, જેમને એ ચાહતાં. જે વ્યક્તિએ પોતાનાં માતાપિતાને આ જગતમાં બીજા કોઈથી પણ વધારે તિરસ્કાર્યાં હતાં, તેમનાં બાળકો વિશે બોલતાં આજે એમના અવાજમાં અતિ ઉત્સાહ હતો.

મને ખબર નથી પડતી કે હવે એમના મગજમાં શું ભરાયું છે. મારી મમ્મી પછી ચિંતાથી બોલી, પણ મને ખાતરી છે કે એમને એમના ભાઈ સાથે કશી નિસ્બત નથી. એમના મનની અંદર બીજું કશું ભૂત ભમી રહ્યું છે.

રવિવારે કાર નિયત સમયે આવી પહોંચી, અને તરત જ અમને દાદીમાના ભાઈને ઘેર લઈ જવાની હતી એ બાઈ પણ આવી ગઈ. ગોળમટોળ ચહેરો, આગળ ધસી આવેલી આંખો અને મધ્યમ ઉંમરની એ ઠીંગણી સરખી સ્ત્રી હતી.

તારું નામ શું ? પગથી માથા સુધી એને જરાય ઉત્સાહ વગર જોઈ રહેતાં મારાં દાદીમાએ પૂછ્યું.

'મૃણ્મયી' એ સ્ત્રી, પોતાના એક ગલોફામાંથી પાન બીજા ગલોફામાં ફેરવતાં બોલી.

ઓહ, મૃણ્મયી, એમ કે ? દાદીમાએ એની ચિબૂક પકડતાં ફરીથી ઉચ્ચાર્યું - જે નોકરાણીઓનાં નામ એમના હોદ્દા કરતાં વધારે આડંબરવાળાં લાગતાં એમને દાદીમા હંમેશા ક્રૂર રીતે આઘાત આપતાં.

પણ હવે ઉતાવળે વચ્ચે પડતાં, મારા પપ્પાએ મૃણ્મયીને પૂછ્યું કે અમે જેમની શોધમાં હતા, તેમને એ બરાબર ઓળખતી હતી કે કેમ. એના તરફ ધારીને જોતાં એમનું નામ પપ્પા મોટેથી બોલ્યા.

પોતાનું પાન ધીમેથી ચાવતાં મૃણ્મયીએ ડોકુ ધુણાવ્યું. હા, એણે પોતાના જાડા નોઆખલી ઉચ્ચારથી કહ્યું. હાજી, તેઓ એ જ છે. બધા એમને નિધુબાબુ કહેતા હતા. મારો ભાઈ રહેતો હતો એની નજીક શોનારપુર રેલ્વે સ્ટેશન પર એ ટિકિટ ક્લાર્ક હતા. પણ નિવૃત્ત થયા પછી એ ગરિયા રહેવા જતા રહ્યા હતા.

એ સહેજ થોભી અને મારા પપ્પા સામે લાંબી, સમજણભરી દૃષ્ટિ નાખી. અલબત્ત તમને ખબર જ હશે કે ગયે વર્ષે છાતીમાં દુખાવાને કારણે તેઓ ગુજરી ગયા.

મારાં દાદીમાનું મોં પહોળું થઈ ગયું ને સ્તબ્ધ થઈ એ ખુરશીમાં બેસી ગયાં. પણ એટલું સ્પષ્ટ હતું કે એ જેટલાં નિરાશ થયાં હતાં એના કરતાં દુખી ઓછાં થયાં હતાં. એક ક્ષણ એ ચૂપ થઈ ગયાં, પોતાની આંખ આડા હાથ ઢાંકી દીધાં. પછી એ ઊભાં થયાં અને એમણે ફરમાવ્યું. કંઈ વાંધો નહિ - ગમે તે હોય, આપણે જઈશું જ. કદાચ એની પત્ની આપણને કુટુંબના બાકીના સભ્યો વિશે થોડા સમાચાર આપી શકે.

ના, મા, મારા પપ્પા કહેવા ગયા, પણ દાદીમાએ એમને અટકાવ્યા.

હા, મેં નક્કી કરી લીધું છે. અમને બહાર લઈ જતાં એ બોલ્યાં. ચલો, આવો આપણે જઈએ.

આમ મારા પપ્પાએ કમને ગાડી ચાલુ કરી ને અમે બધાં અંદર ગોઠવાઈ ગયાં.

ગોલપાર્ક પર અમે સધર્ન એવેન્યુની બાજુમાં વળ્યાં, અને જોયું કે ઢાકુરિયાં રેલ્વે ક્રોસિંગની ફાટકો અચૂક બંધ હતી. ફાટક ફરીથી ખૂલે એ પહેલાં બપોરની ગરમીમાં અમારે અડધો કલાક શેકાવું પડ્યું. જોધપુર ક્લબની આસપાસનાં ખુલ્લાં ખેતરો અને જાદવપુર યુનિવર્સિટીના વિસ્તાર પાસેથી પસાર થતો બંને બાજુ વૃક્ષોવાળો રસ્તો વટાવી અમે ઝડપથી આગળ વધ્યાં. પણ પછી તરત જ અમારે રગશિયા ગતિએ ધીમા પડી જવું પડ્યું. કારણ કે રસ્તો ધીમે ધીમે સાંકડો અને વધુ ગિરદીવાળો બની ગયો હતો. હવે રસ્તાની બંને બાજુએ ઝૂંપડાંઓની હારો દેખાતી, કેટલાક નાના ટૂટ્યા ફૂટ્યા કુબાઓ હતા, જેમાંના કેટલાક નીચા બાંબુઓ પર બાંધેલા હતા, એમની દીવાલો બાંબુચીપની બનેલી હતી અને છાપરાંઓ ગમે તેમ કરી પતરા જોડી ઊભાં કરી દેવાયાં હતાં. આ ઝૂંપડાંઓની પાછળથી મોટાભાગના અધૂરા કોંક્રિટનાં મકાનોની હાર ઊપસી આવતી હતી.

પોતાની બારીમાંથી અચંબાપૂર્વક બહાર જોઈ રહેતાં મારાં દાદીમા બોલી ઊઠ્યાં : છેલ્લે દશ વર્ષ પહેલાં હું અહીં આવી, ત્યારે રસ્તાની બંને બાજુએ ડાંગરનાં ખેતરો લહેરાતાં હતાં, કલકત્તાના સમૃદ્ધ લોકોએ બાંધેલા ગાર્ડન હાઉસો જેવો એ વિસ્તાર હતો અને હવે એ તરફ જુઓ - સુગરીના માળા જેટલો ગંદો. આ બધું એ રીતે ધસી આવતા નિરાશ્રિતોને કારણે જ થાય છે.

જેવી રીતે આપણે આવ્યાં, મારા પપ્પાએ એમને ચીઢવવા કહ્યું.

આપણે નિરાશ્રિતો નથી, એમની ટકોર સમજી જઈને દાદીમા તાડૂક્યાં. આપણે ભાગલા પહેલાં બહુ વહેલાં આવી ગયાં હતાં.

મૃણમયીએ અચાનક પોતાનું ડોકું બારીની બહાર કાઢ્યું અને બે માળના એક કોંક્રિટના મકાન તરફ આંગળી ચીંધી. પેલું રહ્યું એ ઘર. એણે કહ્યું એ લોકો ત્યાં જ રહે છે.

સાંકડા રસ્તાની એક બાજુએ, નાના નાના પથ્થરો અને જાડી રેતી પાસેથી સાવચેતીથી પસાર થતાં, મારા પપ્પાએ એક ઠેકાણે કાર ઊભી રાખી. એમણે બહાર

નીકળવા પોતાનો દરવાજો ખોલ્યો, પણ પછી રસ્તાની બંને બાજુએ ઝૂંપડીઓ અને કૂબાઓ જોઈને એમણે જાહેર કર્યું કે પોતે કારમાં જ બેસી રહેશે. એમણે સાંભળ્યું હતું કે આવી જગ્યાએ ઘણીવાર મોટરોની ચોરી થતી હોય છે.

મારા તરફ ફરીને એ બોલ્યા : તું અહીં મારી સાથે જ રહેજે. તારે ઉપર જવાની જરૂર નથી.

એમના અવાજમાં સખત દૃઢતાનો સૂર હતો. હું જાણતો હતો કે મને ત્યાં લઈ જવા માટે એ પોતાની જાત પર જ ગુસ્સે થયા હતા. હવે મેં પણ જવાનું નક્કી કરી લીધું હતું, એટલે એમનું ધ્યાન નહોતું ત્યારે હું ધીમેથી સરકી ગયો.

મૃણ્મયી અમને મકાનની અંદર લઈ ગઈ અને બે અંધારી સીડીઓ ચઢાવી. વારંવાર અમારે બાજુમાંથી ધસમસતાં બાળકોનાં ટોળાંઓને રસ્તો કરી આપવા ઊભા રહેવું પડ્યું, એકબીજાને પગથિયાં પર ઉપરનીચે પકડવા જતાં, એ બાળકોની બુમાબુમ અને હસાહસથી દાદરનો નીચેનો ભાગ ધમધમતો હતો. દાદર કાદવથી લપસણો બની ગયો હતો. સિમેંટની દીવાલો મેશ અને લાકડાના ધુમાડાથી કાળી થઈ ગઈ હતી, જ્યાં ત્યાં વીજળીના વાયરો લટકતા હતા અને જ્યાં ટેપ લગાડી વાયરોના છેડા ભેગા કરેલા હતા, એમાંથી તાંબુ બહાર દેખાતું હતું. એ મકાન લાંબું, દીવાસળીના ખોખા જેવું હતું. બહુ મોટું નહિ, છતાં લશ્કરી છાવણી જેવા પાર્ટિશનોથી એની પરસાળને વહેંચી નાખી હતી તેથી, એટલું તો સ્પષ્ટ થતું હતું કે એકાદ ડઝન જેટલાં કુટુંબો એમાં વસતાં હતાં.

મૃણ્મયી અમને બીજે માળે એક દરવાજા પાસે લઈ ગઈ અને એણે બૂમ મારી : ઘરમાં કોઈ છે કે ? અમે અંદર પગરવ થતો સાંભળ્યો અને એક ક્ષણ પછી બારણું ખૂલ્યું.

મારી મમ્મી અને મારાં દાદીમા, જે સ્ત્રી બહાર આવી એના દેખાવથી ચોંકી ઊઠ્યાં. એમની અપેક્ષા તો કોઈક વૃદ્ધ, કદાચ કમ્મરેથી વાંકી વળેલી અને સૂકી દ્રાક્ષ જેવા ચહેરાવાળી સ્ત્રીની હતી. અમારી સામે ઊભેલી સ્ત્રી વયસ્ક હતી, જાડાં ચશ્માં, પહોળી દાઢી, કાળાં વાળ - એટલાં બધાં કાળાં કે પાછળથી મારાં દાદીમાએ કહેલું કે એણે ચોક્કસ કોઈ વેચાતો રંગ વાપર્યો હશે.

એણે અમારી સામે આશ્ચર્યથી જોયું, મૃણ્મયીને ઓળખી કાઢી અને અમારા ભણી પ્રશ્નાર્થ નજર નાખી.

આ લોકો તમને મળવા માગતાં હતાં. મૃણ્મયી ધીમેથી બોલી, અને મારાં દાદીમા તરત જ ઊછળી પડ્યાં ને અમે એમનાં સગાં હતાં એ સમજાવ્યું.

અમે કોણ હતાં ને એના મૃત પતિના શાં સગાં થતાં હતાં એ પેલી સ્ત્રી તરત જ સમજી ગઈ. એ હસી અને જેવો મારી મમ્મીના અણસારે, હું એમને પગે પડવા નીચો નમ્યો કે એમણે મારે માથે હાથ મૂક્યો. પણ પછી એમની નજર પોતાની ચોળાયેલી સાડી તરફ ગઈ અને પોતાના અંગૂઠા અને પહેલી આંગળી વડે ઇશારો કરતાં એમણે

કહ્યું બસ એક મિનિટ.

પોતાની પાછળ બારણું બંધ કરતાં એ અંદર જતી રહી. પાંચ મિનિટ પછી, જ્યારે એણે બારણું ફરી ખોલ્યું, તો એના મોઢા પર પાવડરનો જાડો થર હતો અને એણે ચળકતી સફેદ નાયલોનની સાડી પહેરી હતી.

રૂમની સંકડાશ અંગે, ખુરશીઓ ન હોવા અંગે, ક્ષમા માંગતાં એણે અમને અંદર બોલાવ્યાં ને સ્પષ્ટ કર્યું કે એ થોડા જ વખતમાં, એમના દીકરા સાથે, વધુ મોટા, વધુ સારા ફ્લેટમાં રહેવા જવાનાં હતાં. અમે બરાબર આવા જ સમયે ગયાં તે દુખદ હતું, અમે એમનું પેકિંગનું કામકાજ ચાલતું હતું એવે જ સમયે જ પહોંચી ગયાં હતાં.

એ ઓરડો એટલો બધો અંધારો હતો કે, બપોર થઈ ગઈ હોવા છતાં અંદર ટ્યૂબલાઇટ સળગતી હતી. એક દીવાલ પર રવીન્દ્રનાથ ટાગોરનો મોટો મઢાવેલો ફોટો લટકતો હતો. એની નીચે રૂમના બંને ખૂણાઓ વચ્ચે બાંધેલી દોરી પર સૂકવેલી સાડીઓ, ગંદા ચણિયાઓ, વગર ધોયેલાં પાયજામાઓ અને પહેરણોનો અસ્તવ્યસ્ત પડદો લટકતો હતો. મારી મમ્મી અને દાદીમા દૂરની દીવાલ (પાસે રાખેલા) એક પલંગની ધાર પર ડરતાં ડરતાં બેસી ગયાં. અમારાં એ સંબંધી મહિલા એમની બાજુમાં બેઠાં અને મૃણમયીને જમીન પર પલાંઠી લગાવી દેવા કહ્યું.

ત્યાં મારે માટે બેસવાની કોઈ જગ્યા હતી જ નહિ એટલે હું બહાર લાંબી વરંડા જેવી ઓસરીમાં સરકી ગયો. એડી પર ઊંચા થઈને મેં એની સાથેની નીચી જાળી પર વાંકા વળી નીચે જોયું. મને રસ્તો દેખાયો નહિ, ઓસરી બીજી દિશામાં હતી. અમે જે બિલ્ડિંગમાં હતાં એની પાછળ બીજાં વધારે મકાનો ન હતાં. નીચેની જમીન મકાનના છેડાઓથી ખાસ્સી દૂર આવેલી હતી, એમાં ઉપસી આવેલા જમીનના ટાપુઓવાળા સ્થિર ખાબોચિયાઓનાં થીંગડાં હતાં. આ ટાપુઓની આસપાસ નાની ઝૂંપડીઓનાં ઝૂમખાં વીંટળાયેલાં હતાં. એમનાં તૂટેલાં પતરાંનાં ધૂળિયાં છાપરાંઓ બપોરના તડકામાં ચમકતાં હતાં. ખાબોચિયાંઓ કાળાં હતાં, એના ઉપર એટલો કાદવ છવાઈ ગયો હતો કે ચારે બાજુ ફેલાયેલા જળવેલાના ફૂલોની ચાદરને પણ ઢાંકી દીધી હતી. આવા ખાબોચિયાના કિનારા પર એમનાં બાળકોને સાફ કરવા, રાંધવાનાં વાસણો અને કપડાં ધોવા માટે ચોખ્ખું પાણી મેળવવા કાદવના થરોને હાથથી હડસેલતી, ઘૂંટણિયે બેઠેલી સ્ત્રીઓ મને દેખાતી હતી. એની પાછળ એક ઊંચી દીવાલથી ઘેરાયેલી ફેક્ટરી હતી. હું એના લાંબા કરવતીની ધાર જેવા પતરાનાં છાપરાં અને એમાંથી નીકળતા નીચેના કાદવ જેટલા જ કાળા એવા ધુમાડા જોતો રહ્યો. ફેક્ટરીની દીવાલને અડીને એક પ્રકારનો મોટો ઢગલો પડ્યો હતો, કોઈ કાળી અને રોડી જેવા પદાર્થોનો ઢગલો, એ ઢાળ, છેક કાદવયુક્ત ખાબોચિયા તરફ વળતો હતો. મારી આંખ આડો હાથ ધરીને મેં જોયું તો એ બધા ઢોળાવો પર નાની નાની આકૃતિઓ છવાયેલી હતી. એટલે અંતરે એ બધા ખૂબ નાના લાગતા હતા, પણ હું જોઈ શકતો હતો કે એમને ખભે ગુણો હતી. એ લોકો પેલા ઢગલાઓ પરથી થોડી થોડી કપચી લઈને એમના થેલાઓમાં નાખતા હતા. હું એ લોકોને

માત્ર તેઓ ચાલે ત્યારે જ જોઈ શકતો. એ લોકો સ્થિર હોય ત્યારે બિલકુલ અદશ્ય થઈ જતા - કાંચીડાની જેમ. એ બિલકુલ છુપાઈ જતા, કારણ કે એમના પરની દરેક ચીજ, એમનાં કપડાં, એમના થેલાઓ, એમની ચામડી, બધું જ ખાબોચિયામાંના કાદવ જેવું એકસરખું ગંદું હતું.

અમારાં સગાએ મને રેલિંગ પર વાંકો વળતો અટકાવ્યો અને બહાર દોડી આવ્યાં.

ત્યાં જોઈશ નહિ ! એમણે બૂમ પાડી. એ બહુ ગંદું છે ! પછી એ મને અંદર લઈ ગયાં.

હું ખુશીથી ગયો. નજર ફેરવી લેવાના ભદ્રતાના આવા પ્રાથમિક વ્યવહારમાં હું પહેલેથી જ સારી રીતે તાલીમ પામી ચૂક્યો હતો. આમ છતાં મને દૂર લઈ જવાનો પ્રયત્ન વ્યર્થ હતો એમ વિચાર્યા વગર હું રહી શક્યો નહિ. એ સાચું હતું, અલબત્ત, કે મારી બારીમાંથી હું એ દશ્ય કે એવું બીજું કશું જોઈ શકતો નહોતો, પણ એની હયાતી અમારા ઘરમાં સર્વત્ર કળાતી હતી. હું એની સાથે જ ઊછર્યો હતો. મારી મમ્મી પરીક્ષા માટે જ્યારે મને ગોખાવતી હોય ત્યારે આ જ દશ્યનો સૂર એના અવાજને આંચકો આપતો, એવા જ ઢગલાઓ બતાવીને એ કહેતી કે જો હું બરાબર અભ્યાસ નહિ કરું તો મારે ત્યાં જ જવું પડશે. આપણા જેવા લોકો પાસે તો બુદ્ધિ જ એક હથિયાર હોય છે અને જો આપણે એનો આપણી પાસે જે હોય તેને ચીટકી રહેવા માટે પંજાની જેમ ઉપયોગ ન કરી લઈએ તો આપણે ત્યાં જ ખતમ થઈ જઈએ, એ દશ્યમાં એકલા અસહાય છોડી દેવાયેલાની જેમ. મને બરાબર ખબર હતી કે અમારાં સગાં જ્યાં હતાં ત્યાં, એ કાયમી કાળાશની નજીક મને મૂકી દેવા માટે ફક્ત બે કે ત્રણ પરીક્ષામાં મારી નિષ્ફળતા પૂરતી હતી. એ દશ્ય અમારા ઘરની ચકચકતી ફરશ નીચે સરકતી રેતીનું હતું, એ કાદવ જ અમારી ભદ્રશાલીનતાને ધાર આપતો હતો.

અમારાં સગાંએ અમારે માટે ચા બનાવી અને અમને એક પ્લેટમાં ફૂલના આકારમાં ગોઠવેલાં પાતળાં આરારૂટ બિસ્કીટ આપ્યાં.

અમે ચા પીતાં હતાં ત્યારે એમણે મારાં દાદીમા સાથે લાંબી વાતચીત કરી. એમણે દાદીમાને કહ્યું કે એમના સ્વર્ગસ્થ પતિ પોતાના પિતાને ભારત લઈ આવવા સમજાવી શકશે એવી આશાથી એમના મૃત્યુનાં થોડાં વર્ષ અગાઉ ઢાકા ગયા હતા.

તો તમે એમ કહેવા માંગો છો કે એ હજુ ત્યાં જ હતા? મારાં દાદીમા આગળ ઝૂકીને બોલી ઊઠ્યાં.

એમણે ડોકી ધુણાવી. હા એ બોલ્યાં. હજી એ જૂના ઘરમાં જ રહે છે.

એમના પતિએ પોતાના ભાઈઓ અને બહેનોને એમની સાથે ઢાકા પાછા જઈ, એ વૃદ્ધ પુરુષને ભારત લઈ આવવા સમજાવ્યા હતા, પણ એમણે બહુ રસ દાખવ્યો ન હતો. ગમે તેમ પણ એ બધાં છૂટાં પડી ગયાં હતાં. એમાંનો એક બેંગલોર હતો, એક મિડલ ઈસ્ટમાં અને વળી એક તો ભગવાન જાણે ક્યાં. એટલે એમના પતિ એકલા જ ઢાકા ગયા હતા. એમણે વિચારેલું કે જો તેમના પિતાને કલકત્તા રહેવા આવવા

માટે સમજાવી શકાયા હોત તો એમનું ઘર વેચીને એ લોકો થોડા પૈસા પણ મેળવી શક્યા હોત. પણ એ જ્યારે ત્યાં ગયા તો એમને ખબર પડી કે આખું ઘર ભારતમાંથી આવેલા મુસ્લિમ નિરાશ્રિતો - ખાસ કરીને જેઓ બિહાર અને યુ.પી.થી ઢાકા ચાલ્યા ગયા હતા તેમણે કબજે કરી લીધું હતું.

મારાં દાદીમાનું મોં આઘાતથી પહોળું થઈ ગયું.

આપણું ઘર? તમે એમ કહેવા માંગો છો કે આપણું ઘર નિરાશ્રિતોએ કબજે કરી લીધું છે?

હા, આછા સ્મિત સાથે અમારાં સગાં બોલ્યાં. હું એમ જ તો કહેતી હતી. ભાગલા પછી ઘર ખાલી હતું, મારા સસરા સિવાય દરેક જણ ચાલી ગયું હતું, અને એમણે નિરાશ્રિતોને બહાર કાઢવાનો પ્રયત્ન સુધ્ધાં ન કર્યો. આમેય એ શું કરી શક્યા હોત? મારા પતિ જેવા ઢાકા પહોંચ્યા કે તરત જ એમને ખબર પડી ગયેલી કે પોતે એ ઘર પાછું મેળવી શકવાના ન હતા - કોઈપણ પાકિસ્તાની કોર્ટ એ નિરાશ્રિતોને બહાર કાઢવાની ન હતી. ગમે તેમ પણ એ વૃદ્ધ માણસને કશી પડી પણ નહોતી. ત્યાં એક કુટુંબ રહેતું હતું, એ લોકો એમની સંભાળ રાખતા હતાં, અને એમને નિસ્બત હતી ત્યાં સુધી એટલું પૂરતું હતું. તમને કહું, એ સંપૂર્ણપણે ત્યાં હતા જ નહિ, જે કંઈ થયું હતું એ વિશે એમને કશી ફિકર ન હતી.

બિચ્ચારા ડોસા, મારાં દાદીમા બોલ્યાં. એમનો અવાજ કાંપતો હતો. વિચાર કરો વૃદ્ધાવસ્થામાં તમારે બીજાના દેશમાં, એકલા અટૂલા મરવાનું હોય તો કેવું કપરું લાગે.

અરે, હજી મૃત્યુ નહિ પામ્યા હોય. અમારાં સગા ચમકીને બોલ્યા. મેં તમને એ કહ્યું નહિ?

તમે શું કહેવા માંગો છો? મારાં દાદીમા બોલ્યાં. તમે એમ કહો છો કે એ હજુ જીવતા હશે? પણ એ તો નેવું વર્ષથી ઉપરના હશે.

અમારાં સગાં હસ્યાં અને પાતળા આરારૂટ બિસ્કીટનો ટુકડો મોંમાં મૂક્યો ને સભ્યતાથી પોતાનો હાથ મોં પર ઢાંકી ચાવવા લાગ્યાં.

હા, ગયે મહિને તો તેઓ ચોક્કસ જીવતા હતા. એમણે કહ્યું. એમણે મને એક પોસ્ટકાર્ડ માત્ર લખ્યું હતું - પણ અક્ષર ચોક્કસ એમના જ હતા. મારા પતિના મૃત્યુ પછી મેં એમને પત્ર લખ્યો હતો, કદાચ એ મળે તો, પેલા જૂના સરનામે. જોકે અમને વર્ષોથી એમના તરફથી કોઈ સમાચાર મળ્યા ન હતા. પણ એ તો મહિનાઓ અને મહિનાઓ પહેલાં, અને જ્યારે અમને એમના કંઈ સમાચાર ન મળ્યા ત્યારે મને થયું... પણ પછી ગયા મહિને એક પોસ્ટકાર્ડ આવ્યો હતો.

શું હું એ જોઈ શકું? મારાં દાદીમાએ ઉત્સુકતાથી કહ્યું.

અમારાં સગાંએ ડોકી ધુણાવી, અભરાઈ પરથી પોસ્ટકાર્ડ ખેંચી કાઢ્યો ને મારાં

દાદીમાના હાથમાં મૂક્યો.

પોતાની ખુલ્લી હથેળીમાં રહેલા એ પોસ્ટકાર્ડને મારાં દાદીમા જાણે કોઈ નૈવેદ્ય હોય એમ તાકી રહ્યાં.

આ રહ્યું સરનામું. એ સ્વગત જ બોલ્યાં, 1/31 જિંદાબહાર લેન - હજુ એ એમ જ છે.

પોતાના ગાલ પરથી સરી પડતાં આંસુને લૂછી લેવા એમને હાથ ઊંચો કરવો પડ્યો.

હું એમના અક્ષરો ઉકેલી શકું છું. એ બોલ્યાં. એમણે લખ્યું છે. એણે રહેવું જોઈતું હતું.

એક ઊંડો શ્વાસ લઈને એમણે પોસ્ટકાર્ડ પાછો આપી દીધો. પછી એ એકદમ ઊભાં થઈ ગયાં. અમારાં સગાંનો આભાર માન્યો અને બોલ્યાં કે હવે અમારે જવાનો વખત થઈ ચૂક્યો હતો, મારા પપ્પા બહાર રાહ જોતા હશે. અમારા સગાએ નમ્રતાથી અમે થોડી વધુ વાર રોકાઈએ એવો આગ્રહ કર્યો, પણ મારાં દાદીમાએ હસીને ના પાડી. એટલે પછી અમારાં સગાંએ પોતે અમને નીચે સુધી મૂકવા આવશે એમ કહ્યું, અને નીચે જતાં એમણે મારી મમ્મીનો હાથ ઝાલ્યો અને એ લોકો પાછા વાતો કરતાં ઊભાં રહ્યાં. એ લોકો નીચે પાછાં આવ્યાં એની થોડીવાર પહેલાં જ મારા પપ્પા અધીરા બનવા લાગ્યા હતા. પણ કાર ચાલુ કરતાં પહેલાં એમણે અમારાં સગાંનો ખૂબ આભાર માન્યો અને એમને અમારે ઘેર આવવા કહ્યું. અમે આગળ વધતાં હતાં ત્યારે મેં પાછળ જોવા પીઠ ફેરવી, અને એમને કોંક્રિટના બારસાખ વચ્ચે 'આવજો' કરતાં ઊભેલાં જોયાં.

એ તને દાદર પર શું કહેતાં હતાં? મારાં દાદીમાએ મારી મમ્મીને પૂછ્યું.

મારી મમ્મી એક કોયડા જેવું હસી, અને એણે સમજાવ્યું કે આપણે પહેલાં કોઈ દિવસ મળ્યાં ન હતાં છતાં પણ એ આપણા વિશે બધું જ જાણતાં હતાં. એમને મારા પપ્પા શું કામ કરતા હતા અને અમે ક્યાં રહેતાં હતાં તેની ખબર હતી. એમણે પોતાના પુત્ર વિશે વાત કરી હતી. એ હવે પચ્ચીસ વર્ષનો થયો હતો અને એણે મૅટ્રિક પાસ કરી હતી, પણ એ નોકરી શોધી શક્યો ન હતો. એ આખો દિવસ ગલીના ગુંડાઓ સાથે ફરવા સિવાયનું કંઈ પણ કામ નથી કરતો અને બદમાશ થતો જાય છે. એમણે વિનંતી કરી હતી કે મારા પપ્પા એને કંઈ કામ અપાવી શકે ખરા?

બિચ્ચારી બાઈ, મારી મમ્મીએ વાત પૂરી કરી. આપણે એમને મદદ કરવા કંઈ કરવું જોઈએ.

શા માટે? મારા દાદીમાએ વળતો પ્રશ્ન કર્યો. હું જ્યારે એ રીતે જીવતી હતી ત્યારે મને કોઈએ મદદ કરી હતી ખરી? આવી વાતોથી ફોસલાઈ જઈશ નહિ. આવા લોકો એક વખત માંગણીઓ શરૂ કરે પછી એનો ક્યારેય અંત ન આવે. ગમેતેમ પણ એ બધું પોતાની જાતે ગોઠવી શકે એટલી આવડતવાળી તો લાગે જ છે.

મારી મમ્મી ચૂપ રહી. એ જાણતી હતી કે દાદીમા સાથે એ વિષય પર દલીલ કરવા કરતાં ચૂપ રહેવું વધારે સારું હતું.

મને ફિકર એ સ્ત્રી વિશે નથી. પોતાનું ડોકું સખતાઈથી હલાવી મારાં દાદીમાએ કહ્યું. મને ફિકર છે પેલા બિચારા વૃદ્ધની, એ દેશમાં એને એકલા છોડી દેવાયા છે ને ઘેરાયેલા છે.

એમણે વાક્યને લટકતું જ રહેવા દીધું. એ જ્યારે ફરીથી બોલ્યાં ત્યારે અમે લગભગ ઘેર પહોંચી ગયાં હતાં અને એમનો અવાજ ધીમો ને સ્વપ્નશીલ બની ગયો હતો.

હવે મારી જિંદગીમાં મારે માટે કરવા જેવું એક જ યોગ્ય કાર્ય રહ્યું છે. એમણે કહ્યું, અને એ કામ છે પેલા વૃદ્ધને ઘેર લઈ આવવાનું.

પોતાના કાકાને એમના દુશ્મનોથી છોડાવવાના અને પોતે જ્યાંના વતની છે એ નવા મળેલા દેશમાં એમને પાછા લઈ આવવાના ખ્યાલે દાદીમાની આંખો ધૂંધળી બની ગઈ.

આ જ ગાળામાં મૅને ત્રિદીપ તરફથી એનો ચોથો પત્ર મળ્યો હતો. કૉલેજથી ઘેર પાછા ફરીને એણે આગળનું બારણું ખોલ્યું ત્યારે એ પત્ર ગૅસના બિલ સાથે શેતરંજી પર પડેલો એણે જોયો. ટપાલટિકિટને કારણે એને તરત જ ખ્યાલ આવી ગયો હતો કે એ ત્રિદીપનો હતો. પરંતુ એ સિવાય એ પત્ર એને ત્રિદીપ તરફથી મળેલા બીજા પત્રો જેવો જરા પણ નહોતો. બીજા બધા તો ખૂબ પાતળા, ખરેખર પોસ્ટકાર્ડ જ હતાં. પણ પરબીડિયાના વજન પરથી મૅ જાણી ગઈ હતી કે એ કાગળ ઘણાં પાનાં ભરેલો હતો. એ થોડીઘણી ગૂંચવાઈ હતી, પણ એને પાછળથી વાંચવાનું નક્કી કરી સાચવી રાખ્યો. કાગળ ખોલ્યા વગર એને લઈને એ રસોડામાં ગઈ અને ગૅસનું બિલ એની મમ્મીને આપી દીધું. શ્રીમતી પ્રાઇસે પરબીડિયું જોયું, અને મૅને એમણે એ જોયું તે ખ્યાલ આવી ગયો, એટલે એ ત્રિદીપે ફરીથી લખ્યું તે અંગે કંઈક બબડી. શ્રીમતી પ્રાઈસે ઉપરછલ્લી રીતે નોંધ લઈ ડોકી ધુણાવી અને કીટલી જોવા ચાલ્યાં ગયાં.

નિકની ચાવી આગળના દરવાજામાં ફરતી સાંભળી અને મૅ ઉપર પોતાના રૂમમાં પત્ર લઈને જતી રહી. હંમેશની જેમ સવારે બંને જણ સાફ કરવા અંગે કે એમ તેમ ઝઘડ્યાં હતાં, અને મૅ એની સાથે ફરીથી ઝઘડો કરીને પોતાને તંગ કરવા નહોતી ઇચ્છતી. એ સાંજે એણે સૌથી વધુ સ્વસ્થ રહેવાનું હતું. કિલબર્નના એક ચર્ચમાં એની એક મિત્ર પાસે હતું તે ક્વિન્ટેટ (પંચતારક વાદ્ય) પર એ રિહર્સલ કરવાની હતી. એણે બારણું ધડામ કરીને બંધ કર્યું, પોતાના પલંગ પર પડી અને પરબીડિયાની ઉપલી બાજુ દાંતથી ફાડી. કાગળ એના હાથમાંથી સરકી ગયો. એણે કલ્પ્યું હતું તે કરતાં પણ એ ઘણો વધારે લાંબો હતો.

પત્ર પૂરો કર્યો એ દરમિયાનમાં એના ચહેરા પર પરસેવો વળી ગયો હતો. પોતાની આંગળીનાં ટેરવા ઊંચાં કરી ગાલે લગાડતાં, એને થયું કે એ લગભગ તાવ આવ્યો હોય એવા ગરમ થઈ ગયા હતા. પલંગમાંથી નીચે ઊતરી એ બાથરૂમ તરફ દોડી ગઈ. ધીમેકથી, લગભગ ચોરીછૂપીથી એણે પોતાની પાછળ બારણું બંધ કર્યું અને શ્વાસ લેવા એને અઢેલીને ઊભી રહી ગઈ.

પોતાના ટેબલ પર મૅનો ફોટો હતો, ત્રિદીપે લખ્યું હતું : એ જ્યારે મૅને પત્ર લખતો ત્યારે એ ફોટો પોતાની સામે રાખવાનું એને ગમતું હતું. પણ એક રીતે એ ફોટો, ત્યાં એના ચહેરા સામે જોતો પડ્યો રહે એ પણ વિચિત્ર હતું. આમ તો એ ઘણી બધી બાબતો અંગે લખવા ઇચ્છતો હતો, પણ જેટલીવાર એની નજર એ ફોટા પર પડતી કે એ લિમિંગ્ટન રોડ અને હેમ્પસ્ટેડ વિશે વિચારતો હોય એમ એને લાગતું. એ વાત પણ તદ્દન સાચી ન હતી, ખરેખર યથાર્થ નહિ. એ લિમિંગ્ટન રોડ વિશે 'વિચારતો' ન હતો, એ તો એને સાવ સ્પષ્ટપણે જોઈ શકતો હતો. જાણે કે ત્યાં બગીચામાં, ચેરીના વૃક્ષ નીચે પોતે મૅની સાથે બેઠો ન હોય.

ઉદાહરણ તરીકે, સપ્ટેમ્બર મહિનાની એક સાંજ, એક મજાના દિવસનો અંત. આખા દિવસ દરમિયાન 'સાવધાન'ની એક નાની જ સાયરન વાગી હતી અને એ બપોરની આસપાસ હવે તો સાંજ પડવા આવી હતી, અને વેસ્ટ એન્ડ લેનના સામી બાજુનાં મકાનોની પાછળ સૂર્ય ડૂબી ચૂક્યો હતો. જલ્દી એણે 44 નંબરના ઘેર પહોંચી જવું પડશે - જલ્દી, પણ હમણાં તરત નહિ. તેથી હજુ જ્યારે સમય છે તો એ ગઈકાલે જે મકાન પર બૉંબ પડેલો તે જોઈ આવશે.

લિમિંગ્ટન રોડ અને વેસ્ટલેન્ડના ખૂણે ફ્લેટોનો એક ભાગ હતો. એ મકાનનું નામ લિમિંગ્ટન મેન્શન. ત્રિદીપને એ મકાન, એના ત્રિકોણિયા છજાં અને લાલ ઈંટોના આકર્ષક ઉઠાવને કારણે હંમેશા ગમતું હતું. પણ હવે એમાંનું ઘણું બધું નષ્ટ થઈ ગયું હતું, ખાસ કરીને એનો ઉપરનો ભાગ. એના પર સીધો બૉંબ ઝીંકાયો હતો. પહેલા મજલા પર એને એક બારી હવામાં અથડાતી દેખાતી હતી. એવું લાગતું હતું જાણે આખી ફ્રેમ એના મિજાગરાઓ પર ઝોલાં ખાતી હતી, પણ આસપાસમાં ક્યાંય ઈંટરોડા ન હતાં, એ બધું સાફ કરી દેવામાં આવ્યું હતું.

એણે હવે નંબર 44 પર જવું જ જોઈએ, બહુ મોડું થતું હતું.

એક સહજવૃત્તિથી એ રસ્તા પર દોડી ગયો. એને શિખવવામાં આવેલું તે મુજબ જમણી કે ડાબી બાજુએ જોવાનું ભૂલી જઈને. અને ચોક્કસ, એની જમણી બાજુએ ક્યાંક રબ્બર ઘસાવાનો અવાજ થયો અને એ પછી મોટેથી હૉર્ન વાગી ઊઠ્યું. ફૂટપાથ પર સલામત સ્થળે એ પહોંચ્યો નહિ ત્યાં સુધી પાછું વાળીને જોવાની હિંમત જ ન કરી. એક મોટા લાલઘૂમ ચહેરાવાળો માણસ પોતાની નાની મોરીસમાંથી, એની સામે ઘુરકતો, મુઠ્ઠી હલાવતો બહાર આવતો હતો.

એણે પગ ઉપાડ્યા અને ફરી પાછું જોયા વગર જેટલું બને તેટલું ઝડપથી દોડવા

માંડ્યું. બીજો મોટો રસ્તો ઓળંગતા પહેલાં એ થોભ્યો નહિ અને એક નાની નિર્જન ગલી એને સંતાઈ જવા મળી ગઈ. એ ક્યાં હતો એ વિશે એને ખાતરી ન હતી, પણ એણે માન્યું કે એ બ્રોન્ડસબરી સ્ટેશન પસાર કરી ગયો હતો. ગમે તેમ પણ વૅસ્ટ ઍન્ડ લેનથી એ ખૂબ દૂર આવી ગયો હતો. મોરિસમાંથી ઊતરતાં માણસથી એ સલામત હતો.

દીવાલ સાથે અઢેલીને એણે આરામ કરવા માટે જગ્યા ખોળવા માંડી. આ ગલીની બીજી બાજુએ નાની દુકાનોની હાર નીચે જતી હતી. હવે એ બધી દુકાનો બંધ હતી. એની બાજુએ એક ઊંચી દીવાલ હતી - ના, બરાબર દીવાલ નહિ, ખરેખર એ એક મોટા મકાનની એક બાજુ હતી. એ લાલ ઈંટોની મોટી સપાટ દીવાલ હતી - ક્યાંય બેસવાની જગ્યા ન હતી, એકાદ બારણું પણ ન હતું. એ જે રસ્તે આવ્યો હતો તે જ રસ્તે પાછો જતો હતો ત્યાં જ એની નજરે કંઈક પડ્યું - ગલીને નાકે, દીવાલમાં એક કાળું ધાબું. એ એક પ્રકારે ક્યાંક ખૂલતું હોય એમ લાગ્યું, પણ એ બારણું ન હતું, એમ એ કહી શકતો હતો, વધારે તો એ બાકોરા જેવું લાગતું હતું.

એ ખરેખર શું હતું તે પોતે સમજી શક્યો નહિ, તેથી એણે એક નજર નાખી લેવાનું નક્કી કર્યું.

એ બરાબર એણે ધાર્યું હતું એવું જ હતું - દીવાલનો એક ભાગ, વજનદાર ત્રિકોણાકાર બોગદું પાડીને બહાર નીકળી ગયો હતો. અંદરની ધૂળની દુર્ગંધ અને અંધારા વિશે કંઈક ગૂંચવણ હતી. એણે ગલીમાં આમતેમ ઝડપથી નજર ફેરવી, અને જ્યારે એને ખાતરી થઈ કે કોઈ જોતું ન હતું ત્યારે એ અંદર કૂદી ગયો. આમ તો એને અંદર કૂદતાં કોઈ જોઈ ન જાય તે માટે કશું કારણ ન હતું, પણ ગમે તેમ તોય એ જગ્યા એવા પ્રકારની હતી.

અંદર એ એક મોટા ગોદામ જેવા મકાનમાં હતો. મૂંઝાઈને, એ શું હતું એ નક્કી કરવાનો પ્રયત્ન કરતાં એણે આસપાસ જોયું. પછી એણે લાંબી વળાંકવાળી બેઠકોની હારો જોઈ. એ બધાનું મોં એક જ દિશામાં હતું, અને એને તરત જ સમજાઈ ગયું કે એ સિનેમાઘર હતું. પણ અત્યારે ખાલી બેઠકો દીવાલમાંના બાકોરા તરફ જોઈ રહી હતી, કારણ પહેલાં જ્યાં એક વખત પડદો લટકતો હતો એ મકાનનો આગળનો ઘણો ભાગ ઉડાવી દેવામાં આવ્યો હતો. એ બાકોરામાંથી એને બે છત દેખાતી હતી. બૉંબ પડદાની પાસે આસપાસમાં ક્યાંક ફૂટ્યો હતો. કદાચ એ ફિલ્મના એક ભાગ જેવો દેખાયો હતો. જમીનમાં ત્યાં આગળ એક મોટો ખાડો હતો અને એની ધાર પર કેટલીક બેઠકો એવી રીતે વાંકી થઈને લટકી રહી હતી કે એણે હમણાં જ એના પર બેઠેલાઓને અંદર ગબડાવી દીધાં હોય.

આસપાસ ફરતાં એણે જોયું કે ભોંયતળિયા પરની પાછલી હારો પર બહાર પડતી ગૅલેરી હજુ અકબંધ હતી. એવું લાગતું હતું જાણે એને જરાય નુકસાન પહોંચ્યું જ ન હોય. સહજ રીતે જ એ પોતાનો માર્ગ એ બાજુ કરતો હોય એમ એને લાગ્યું,

એ ફિલ્મ જોવા જતો ત્યારે એને ગૅલેરીમાં બેસવું બહુ ગમતું હતું. આ હૉલને આવી એક ગૅલેરી હતી તેથી એ ખુશ થયો, કેટલીકવાર એવા હૉલને ગૅલેરી રાખવામાં આવતી જ નહિ. થોડીક વાંકી વળી ગયેલી અને રસ્તો રોકતી ખુરશીઓ પરથી એ સહેલાઈથી કૂદી ગયો. ત્યાં કોઈ ઢેખાળા ન હતા, એ બધા એકદમ ખૂણામાં ધકેલાઈ ગયા હતા.

ખુરશીની હાર વચ્ચેનો રસ્તો એને હૉલના પાછળના દરવાજે લઈ ગયો. એણે દરવાજા પર કાન ટેકવ્યાં, અને જ્યારે બીજી તરફનું કશું સંભળાયું નહિ, ત્યારે એણે એ ધડામ કરતો ખોલી નાખ્યો. એ પરસાળમાં ખૂલ્યો. ટિકિટબારી અકબંધ હતી - એવું લાગતું હતું જાણે એની લાઇટો કોઈપણ મિનિટે પાછી આવશે. એણે દરવાજાને ઠેલો માર્યો અને સાંજના પ્રતિબિંબિત પ્રકાશને આડે આવતો એ ફરી પાછો પોતાને સ્થાને ધકેલાઈ ગયો. એકાએક અંદર ખૂબ અંધારું થઈ ગયું. ગૅલેરીનો દાદર કદાચ ત્યાં હશે એમ માનીને એણે એ સ્થળે દીવાલને અડીને એનો રસ્તો શોધવો પડ્યો હતો. એણે ધાર્યું હતું તે કરતા એ ઘણો બધો દૂર લાગ્યો, પણ જેવું એને થયું કે પોતે અટવાયો હતો, કે એનો પગ દાદરા સાથે અથડાયો. ઘૂંટણિયે પડીને જમીનને અડકતો એ સાવચેતીથી આગળ ચાલવા લાગ્યો. બાકોરામાંથી દાદર પર પડવાનો વિચાર આનંદપ્રદ ન હતો. દાદરના વળાંક પર એને એક રસ્તો જડ્યો અને એના ઉપર પગથિયાની બીજી સીડી હતી, અને પછી એ ત્યાં પહોંચ્યો. એ ગૅલેરીનું પ્રવેશદ્વાર જ હતું, અને એ ફરીથી જોઈ શકતો હતો, કારણ સાંજનો પ્રકાશ ધીમેથી અંદર ચમકતો હતો, પેલા બાકોરામાંથી. પડદાની નજીક ગૅલેરીને કશું નુકસાન નહોતું થયું. એ અકબંધ હતી. એ એનાથી દૂર સહેજ ઢળતી હતી. સાંજના પ્રકાશમાં બેઠકોની ભૂરી ગાદીઓ, મખમલની જેમ ચમકતી હતી. એમાંની એક બેઠકમાં એ જઈ પડ્યો અને એમાં પોતાની જાતને સંકોરી લેવા પ્રયત્ન કર્યો. સિનેમા ઘરોમાં આમ કરવું એ મઝા હતી. કેટલીકવાર એ પોતાના ઘૂંટણથી એના નાકને પણ સ્પર્શી શકતો. પણ આજે એણે એવો પ્રયત્ન ન કર્યો. એને બદલે એ પાછળ અઢેલ્યો ને ઊંચે જોયું. સિનેમા ઘરમાં પાછળ ધકેલાતી બેઠકમાં બેસીને સાંજનું ચમકતું આકાશ તમને જોઈ રહેતું હોય એમ માનવું વિચિત્ર રીતે ઉત્સાહજનક હતું.

એ ઊભો થયો. નીચે ગૅલેરીની ફર્શ પર ગયો. ઊંધો સૂતો અને બીડનાં થાંભલાઓની વચ્ચેની ખાલી જગ્યાઓમાંથી જોવા લાગ્યો. ઉપરથી ત્યાં નીચે વાંકી વળેલી ખુરશીઓ વિચિત્ર લાગતી હતી - છોડવાઓ સૂર્યપ્રકાશ તરફ વાંકા વળતાં હોય એવી. એણે પોતાનું માથું ફેરવ્યું અને એને ખ્યાલ આવ્યો કે જે દીવાલે એને અંદર પ્રવેશ આપ્યો હતો એમાંથી એ ફૂટપાથ જોઈ શકતો હતો.

જ્યારે એ ત્યાં, બહાર રસ્તા તરફ જોતો, પોતાના દાંતમાંથી વ્હીસલ વગાડતો પડ્યો હતો, ત્યારે બહારની દીવાલના બાકોરા આગળથી એક પડછાયો પસાર થયો. ચોંકી જઈને એણે વ્હીસલ મારવાનું બંધ કર્યું અને ભાગી જવાની તૈયારી સાથે સાવધાનીથી જોયા કર્યું. ભૂરું સ્કર્ટ પહેરેલી એક સ્ત્રી પસાર થઈ, અને એક ક્ષણ પછી

પાછી આવી અને દીવાલમાં બાકોરાથી બનેલી ફ્રેમમાં શાંતિથી ઊભી રહી ગઈ. એણે ચિઢાઈને પોતાના પગ તરફ જોયું. એની નજરની દિશામાં જોતા ત્રિદીપે જોયું કે એણે સફેદ અને કથ્થાઈ રંગના કૂતરાને પટ્ટાથી પકડ્યો હતો. એ ફૂટપાથ પર વિષ્ટા કરવા ઊભો રહ્યો હતો. સ્ત્રીએ મોં ચડાવ્યું, પોતાની હેન્ડબેગમાં હાથ નાખ્યો, એક સિગારેટ બહાર કાઢી અને એ સળગાવી. એણે પોતાના ગાલ અંદર ખેંચી ખૂબ ઊંડા શ્વાસ લીધા અને પછી માથું પાછળ નાખીને, એણે ધુમાડાને પોતાના નસકોરામાંથી ધીમેથી ઘૂમરાતો બહાર જવા દીધો.

અને ત્યારબાદ, જ્યારે એ ફરી સિગારેટના દમ ખેંચતી હતી ત્યારે બીજા બે પગ દેખાયા. આ વખતે એ પુરુષના હતા, ગલીની બીજી બાજુની ફૂટપાથ પર - જોકે પોતાના અનુકૂળ સ્થાનેથી એને એ કમાન આકારના બાકોરાની ટોચ ઉપર ચિત્રમાંનાં વાદળની જેમ લટકેલા દેખાતા હતા. એ પગ ઊભા રહી ગયા, મૂંઝાયા હોય એમ લાગ્યું અને પછી ફરી ગયા ને ગલી ઓળંગી ગયા. હવે એ પુરુપને જોઈ શકતો હતો. એણે ભૂરો ગણવેશ અને ટોપી પહેર્યાં હતાં. દેખીતી રીતે જ એ કોઈ હવાઈદળનો માણસ હતો અને એના મોંમાં સળગાવ્યા વગરની સિગારેટ હતી.

સ્ત્રીએ પુરુષને પોતા તરફ આવતો જોયો એટલે એ ઝડપથી બીજી બાજુ ફરી ગઈ. એણે કૂતરાનો પટ્ટો જોરથી ખેંચ્યો પણ એ હાલ્યો નહિ. પોતાના પગ જમીનમાં ખોડી દઈને એ અવાજ કરવા લાગ્યો. પેલા માણસે કંઈ ધ્યાન ન આપ્યું. એ કૂતરા પાસે ગયો, એને માથે ટપલી મારવા વાંકો વળ્યો, પછી હસીને ફરી ટટ્ટાર થઈ ગયો અને પોતાની નહિ સળગેલી સિગારેટ તરફ ઇશારો કરતાં રહીને કંઈક કહ્યું. સ્ત્રીએ ડોકી ધુણાવી અને પોતાની હેન્ડબેગમાં હાથ નાખી લાઇટર બહાર કાઢ્યું અને એને આપી દીધું. પુરુષે જ્યોત ફરતે બંને હાથ ધરી સિગારેટ સળગાવી, અને એ સ્ત્રીને પાછું આપી દીધું. પછી એણે સિગારેટ પોતાના મોંમાંથી બહાર કાઢી, ખી ખી કરીને હસ્યો અને સિનેમાની દીવાલના બાકોરાની દિશામાં ડોકું ધુણાવતાં, સ્ત્રીના કાનમાં કંઈક કહ્યું. પહેલાં તો સ્ત્રીએ ચીડાઈને ઉદ્ધત જવાબ આપ્યો અને એણે પોતાનું મોં જબરજસ્ત આશ્ચર્યથી પહોળું કર્યું. પણ પછી એણે પુરુષ સામે ફરીથી બરાબર જોયું અને એનો ચહેરો મૃદુ બની ગયો. હજુ પણ એની સામે જોઈ રહેતાં એણે પોતાનું માથું ઉછાળ્યું અને ખડખડાટ હસી પડી. ગણવેશધારી પુરુષ હસ્યો અને એણે પોતાનો હાથ સ્ત્રીના હાથમાં સરકાવી દીધો. સ્ત્રીએ કૂતરાને ઊંચકી લીધો અને એ લોકો ગલીમાં એક ઝડપી નજર નાખી બાકોરાની અંદર પેસી ગયાં.

એ લોકોએ અંદર પેસીને ક્ષણભર આસપાસ નજર કરી. અંજાયેલી એમની આંખો અંધારું ફંફોસવા લાગી. છોકરાને હવે બંનેના ચહેરા સ્પષ્ટ દેખાતા હતા. સ્ત્રીનો ચહેરો ખૂબ ગોરો હતો, એના હોઠ ચમકતા લાલ, પુરુષ એના કરતાં ઘણો વધારે ઊંચો અને વજનદાર બાંધાનો હતો, પણ સ્ત્રી પુરુષ કરતાં ઘણી મોટી ઉંમરની લાગતી હતી.

પુરુષે સ્ત્રીની કમર ફરતે હાથ મૂક્યો, અને નીચે બેઠકો વચ્ચેની ખાલી જગ્યામાં,

છોકરાની લગભગ સીધા નીચે એક સ્થળ તરફ આંગળી કરી. સ્ત્રી ફરીથી હસી અને પોતાનું માથું ધુણાવ્યું. એણે પુરુષને પોતાની કોણી સાહીને આગળ લઈ જવા દીધી. એણે ઊંચી એડીના બૂટ પહેર્યા હતા અને એ ખાલી જગ્યામાંની વળેલી ખુરશીઓ અને ફાટેલી જાજમને કારણે લથડતી હતી, પણ પુરુષને હૉલનો રસ્તો ખબર હોય એમ લાગતું હતું અને એ સ્ત્રીને પડી જતાં બચાવી લેતો હતો.

ત્રિદીપની નીચે, કારપેટવાળી ખાલી જગ્યામાં એક ચોખ્ખા સ્થળ પર એ લોકો પહોંચે એ દરમિયાનમાં બંને જણ ખાસ્સા હાંફવા લાગ્યાં હતાં. પુરુષે અચાનક સ્ત્રીનો હાથ છોડી દીધો, એને ગોળ ફેરવી અને એના કપાળની વચ્ચે એક ચુંબન ચોડી દીધું. એણે કૂતરો સ્ત્રીના હાથમાંથી લઈ લીધો, એને એક બેઠક પર મૂકી દીધો અને એનો પટ્ટો ખુરશીના હાથાની ફરતે બાંધી દીધો.

પછી એ ગોળ ફર્યો, અને તરત જ સ્ત્રીએ એનો કોલર પકડ્યો, એનું માથું પોતા તરફ ખેંચ્યું અને પોતાનું મોં પુરુષના મોં સામે ધર્યું. સ્ત્રી પુરુષના માથાને એટલા જોરથી પકડી રાખતી હતી કે એમ કરવામાં એની આંગળીનાં ટેરવાં સફેદ થઈ ગયાં હતાં. પણ પુરુષે પોતાનું માથું પાછું ખેંચી લીધું અને પછી હસીને એણે પોતાનો એક હાથ છૂટો કર્યો. બીજે હાથે સ્ત્રીને પોતાની છાતી સરસી ચાંપી રાખી અને નીચા વળીને એનું સ્કર્ટ ખેંચી કાઢ્યું. પોતાના બંને પગ પહોળા કરી સ્ત્રી ઊંચી થઈ, એણે પુરુષના કાન પાસે પોતાના હોઠ ધકેલ્યા. પુરુષ હસ્યો અને સ્ત્રીને પોતાના બાહુઓની મજબૂતાઈથી જમીનથી થોડી ઊંચી કરી અને પોતાનો હાથ ધીમેથી એની જાંઘો પર અને એના સ્કર્ટની અંદર ફેરવવા લાગ્યો. સ્ત્રીએ એના કાન પર બચકું ભર્યું અને પ્રતિક્રિયારૂપે પુરુષે પોતાનો હાથ એનું સ્કર્ટ ઊંચું કરી બધે ફેરવ્યો અને ત્યાં જ રાખી મૂક્યો. સ્ત્રીએ દાંત ભીડીને ધીમો સિસકારો કર્યો અને એની કમર હાલવા લાગી. પછી પુરુષે સ્ત્રીને નીચે જવા દીધી, એના સ્કર્ટમાંથી પોતાનો હાથ બહાર કાઢ્યો અને એને નાક પાસે લઈ ગયો અને પોતાની આંગળીઓ એક સાથે મસળવા લાગ્યો. એણે હસીને પોતાની આંગળીઓનાં ટેરવાં સૂંઘ્યાં અને પછી સ્ત્રીના નાક સામે ધર્યાં. સ્ત્રીએ મોં મચકોડી ડોકું ફેરવી લીધું, એટલે એણે પોતાની આંગળીઓનાં ટેરવાંને ચૂમી લીધાં અને હસી પડ્યો. સ્ત્રીએ પણ એની સાથે હસવા માંડ્યું, અને પુરુષે એને પોતા તરફ ખેંચી અને પોતાનું મોં નીચું કરી સ્ત્રીના મોં પર ધરી દીધું અને સ્ત્રીએ બંનેના શરીર વચ્ચે પોતાનો હાથ દબાવી રાખતાં, પુરુષના પટ્ટામાં અને પાટલુનમાં એને ઘુસાડી દેવાનો પ્રયત્ન કર્યો. પુરુષના ખભા પાછળ ધકેલાયા અને એણે એક ક્ષણ માટે સ્ત્રીનો હાથ પકડી લીધો અને જ્યાં હતો ત્યાં જ એના પાટલુનની અંદર રહેવા દીધો. પછી એ પાછો હટ્યો. પોતાનો પટ્ટો ઢીલો કર્યો, સ્ત્રીના ખભા ફરતે હાથ મૂક્યો અને એને નીચે જમીન પર સુવડાવી દીધી.

એકાએક કૂતરાએ ભસવાનું શરૂ કર્યું. એ કર્કશ, ગંદો અવાજ હતો. છોકરાએ ઝડપથી ઉપર દીવાલમાં બાકોરા તરફ જોયું અને કાળી હેટવાળા માણસને પસાર થતો

જોયો. હેટવાળા માણસે કૂતરાનો અવાજ સાંભળ્યો એટલે એ ઊભો રહ્યો અને એણે અંદર ડોકિયું કર્યું. હવે છોકરો ગણવેશધારી પુરુષ અને ભૂરાં સ્કર્ટવાળી સ્ત્રીથી ગભરાયો હતો. એને થયું કે એ લોકો કૂતરાને ભસતો અટકાવે તો સારું.

સ્ત્રી ઊભી થઈ અને એણે કૂતરાના નાક પર ટપલી મારી. કૂતરો ઘુરક્યો અને એણે ભસવાનું બંધ કર્યું અને કાળી હેટવાળા માણસે ડોકું હલાવ્યું અને એ ચાલ્યો ગયો.

હવે સ્ત્રીને ઉતાવળ હતી, એના શ્વાસોચ્છ્વાસના અવાજ પરથી છોકરો સમજી શકતો હતો. એણે ઝડપથી પોતાના પુલોવરનો નીચેનો ભાગ પકડ્યો અને એના બ્લાઉઝ સાથે એ ખભા પરથી નીચે ઉતારી નાખ્યું. પછી એ જરાવાર બેસી ગઈ, હાથ પાછળ લીધો અને અચાનક એની બ્રેશિયર નીચે પડી ગઈ. એનાં સ્તન ભરાવદાર અને વજનદાર હતાં અને એના પેટના અડધા ભાગ સુધી પહોંચતા હતાં, એની ત્વચા બહુ ફિક્કી અને કરચલીવાળી હતી, જાણે એણે હમણાં જ સમુદ્રમાં કલાકો વિતાવ્યા હોય. છોકરો એની ડીંટડીઓ જોઈ શકતો હતો, એ કથ્થાઈ અને ગોળ હતી, દરરોજ સવારે ન્યુઝપેપર એજન્ટ પાસે એ લઈ જતો એવા બે પેની સિક્કા જેવી. મધ્યભાગમાં એ સખત અને ધારદાર હતી, પણ બહુ કાળી, સૂકી દ્રાક્ષ જેવી. છોકરાને નીચે જઈને આ ડીંટડીઓને અડકવાનું અને પોતાની આંગળીઓ વચ્ચે દબાવવાનું મન થયું.

ગણવેશધારી પુરુષે એમના પર હાથ મૂક્યો અને સ્ત્રીનું શરીર કાંપતું હોય એમ લાગ્યું, અને એનું ધડ ઉપલી બાજુએ કમાન આકારનું બની ગયું. હવે એ સ્ત્રી હસતી ન હતી, એ પરસેવે રેબઝેબ હતી અને એનાં ટીપાં ચહેરાના સફેદ મેકઅપ પર રેલાતાં હતાં.

સ્ત્રીએ પોતાના સ્કર્ટનાં બટન ખોલી નાખ્યાં અને પુરુષે એને નીચે ખેંચી કાઢ્યું. પછી એણે સ્ત્રીની સફેદ ચડ્ડી પણ કાઢી નાખી, પોતાનો હાથ એના બે પગ વચ્ચેના ભીના ભાગ પર મૂક્યો અને ધીમેથી હસીને પોતાનો અંગૂઠો ત્યાં ફેરવ્યો. સ્ત્રીએ સિસકારો કર્યો અને પોતાના નિતંબોને પુરુષના શરીર સરસાં કર્યાં, પણ હવે એ સુસ્ત હતી. એનાં સ્તન અને પેટ રોમાંચિત થઈ ઊઠ્યાં હતાં. એણે પુરુષને ઝડપથી પોતાના શરીર પર નીચે ખેંચવાનો પ્રયત્ન કર્યો. પણ પુરુષ વાંકો થઈને એની પકડમાંથી દૂર થઈ ગયો અને ઘૂંટણ પર સમતુલન જાળવીને પાછળ બેસી ગયો, અને તેણે પોતાનું પાટલૂન ઘૂંટણ સુધી નીચે ખેંચ્યું.

સ્ત્રી પુરુષ તરફ ખસી અને નીચે જોતાં એના લંબાયેલા હાથ જોઈને, છોકરાને એવું લાગ્યું કે એ પુરુષ તરફ જતી હતી, અને એકાએક એણે પોતાને અમળાતો જોયો. એનું પેઢું ગૅલેરીના લાકડાના તળિયા સાથે જડાઈ ગયું હતું.

એણે જ્યારે ફરીથી નીચે જોયું તો પુરુષ સ્ત્રીની ઉપર હતો. એના નિતંબ સ્ત્રીની બે જાંઘ વચ્ચે હતાં. એણે હજુ પણ એની ટોપી અને જૅકેટ પહેરી રાખ્યાં હતાં, ફક્ત એના નિતંબ જ ઉઘાડાં હતાં. છોકરાને એની બંને બાજુઓને કાળા વાળની હારથી છૂટો પાડતો પરસેવો વહી જતો દેખાતો હતો.

ત્યાં તો કૂતરાએ ફરી ભસવાનું શરૂ કર્યું અને છોકરાએ તરત જ બાકોરા તરફ જોયું. આ વખતે રસ્તાની બીજી બાજુએ બે જોડ પગ પસાર થઈ રહ્યા હતા. એ લોકો કૂતરાનો અવાજ ન સાંભળે એવી કોઈ શક્યતા હતી કે કેમ તે વિશે આશ્ચર્ય અનુભવતાં, છોકરાએ પોતાનો શ્વાસ રોકી રાખ્યો. પેલા લોકોના સમાગમના અવાજો હવે તેને ખૂબ મોટા લાગતા હતા. એ લોકોના પરસેવાવાળા શરીરો અથડાવાના અવાજ સાથે તાલ મેળવતો, ભયંકર હાંફ જેવો એ અવાજ હતો. કળી ન શકાય એવી કોઈ અગમ્ય ઇચ્છાથી, શંકા સાથે એણે પોતાના ઘૂંટણ ધ્રૂજતા હોય એમ અનુભવ્યું, અને એના આખા શરીરમાં ઊઠેલો ભયંકર સણકો એના પેઢુમાં જઈને ઠલવાયો. પણ એ જાણતો હતો કે પેલા બહારના બીજા માણસો એને જોઈ જાય તેમ એ ઇચ્છતો નહોતો. એણે અનુભવ્યું કે પોતે એ લોકોની તરફેણમાં હતો. એની એવી ઇચ્છા થઈ આવી કે એ લોકોને ચેતવવાની કોઈ રીત એને જડી જાય તો સારું.

જો કે ફૂટપાથ પરના પેલા બે જોડી પગ રોકાયા વગર ચાલ્યા ગયા અને છોકરો એ લોકો માટે, અને પોતાની જાત માટે એટલો ખુશ થઈ ગયો કે એ લગભગ ખી ખી કરી હસી પડ્યો અને પછી, નીચે એણે પુરુષનું ગળું રૂંધાતું સાંભળ્યું જ્યારે એનું આખું શરીર જડ બની ગયું હતું. પછી સ્ત્રીએ સીસકારો ભર્યો, ખૂબ ધીમેથી, અને એના પગ હવામાં ફંગોળાયા, અને પુરુષને ઊંચકી લઈને એની પીઠ જમીનથી અધ્ધર થઈ ગઈ.

પછી છોકરો ધીમેકથી ઊભો થઈ ગયો અને લપાઈને બહાર સરકી ગયો.

મૅએ પોતાના ચહેરા પર પાણી છાંટ્યું અને એનાં ટીપાં બૅસીનમાં ટપકતાં હતાં ત્યારે પોતાને સામેના અરીસામાં જોઈ રહી.

પત્રમાં લખ્યું હતું, એ આ બધું એટલા બધા વખત પહેલાં બન્યું હતું કે હવે ત્રિદીપને એ ખરેખર બન્યું હતું કે એણે એવી કલ્પના કરી હતી તે યાદ ન હતું.

પણ એને એટલી ખબર હતી કે પોતે એ રીતે જ એને મળવા માગતો હતો. મૅને એક અજનબી તરીકે ખંડેરમાં એ ઇચ્છતો હતો કે એ બંને સંપૂર્ણ અજનબીઓની જેમ મળે- દરિયાપારના અજનબીઓની જેમ - વધુ પડતા અજનબી બનીને કારણ એ બંને તો એકબીજાને પહેલેથી ઓળખતા જ હતાં. એની ઇચ્છા એ લોકો પોતાનાં મિત્રો અને સગાંવહાલાંઓથી ખૂબ દૂર મળે એવી હતી - એક અતીત વગરના, ઇતિહાસ વગરના, મુક્ત, ખરેખરા મુક્ત સ્થળ પર. બે વ્યક્તિઓ અજનબી હોવાની સંપૂર્ણ મુક્તતા સાથે નજીક આવતા હોય એમ મળે.

પણ અલબત્ત, જો એમ બની શકે એમ હોય તો એણે ભારત આવવું પડે. એ લોકો ક્યાંક એવી જગ્યા શોધી કાઢી શકે. એ તો ખંડેરોનો નિષ્ણાત હતો.

બાથટબની ધાર પર બેસી જઈને મૅએ પોતાના ચહેરાને ફરી સ્પર્શ કર્યો. એ હજુ ગરમ હતો.

એ ગરમ હતો કારણ એ ક્રોધે ભરાઈ હતી. એણે નક્કી કર્યું અને એ ગુસ્સે

થાય એમાં કંઈ આશ્ચર્ય ન હતું. કોઈપણ વ્યક્તિને જીવનમાં જેને કદી એ મળી ન હોય, મળવાની પણ ન હોય એવા માણસ પાસેથી આ પ્રકારનો અશ્લીલ કાગળ મળે તો ગુસ્સો જ આવે. હવે એ ગુસ્સાથી ધ્રૂજતી હતી : ત્રિદીપને આવું લખવાનો શો અધિકાર હતો ? ખરેખર કયો અધિકાર ? આ તો એક આક્રમણ હતું, એની અંગતતા પર એક પ્રહાર, એટલા જ માટે એ ધ્રૂજતી હતી. આ તો એક સનસનાટી ભરી જાહેરાત જોવા જેવું હતું. એ ન માની શકાય એવું હતું, મૂર્ખ, ફક્ત મૂર્ખ માણસ જ આ પ્રકારનો પત્ર લખવાનો વિચાર કરી શકે.

એણે નિકને દાદર પર ચઢીને, બાથરૂમ પાસેથી પસાર થતાં એના રૂમમાં જવાનો અવાજ સાંભળ્યો. ઘરમાં થતો દરેક અવાજ એને અસ્વાભાવિક રીતે સ્પષ્ટ થઈને બાથરૂમ તરફ જતો આવતો હતો. એ મનોમન બોલી કે આ અંગે કંઈક કરવા એણે પોતાની મમ્મીને યાદ દેવડાવવું જોઈએ. એમના ઘર માટે આવી વાત બરાબર ન હતી, શોભાસ્પદ ન હતી ખરેખર....

એણે બાથરૂમનું બારણું ખોલ્યું ને પોતાના રૂમમાં પાછી ગઈ. પત્રને પરબીડિયામાં પાછો ઘુસાડી દઈને, એક ખાનામાં એણે એને પોતાનાં કપડાંની થપ્પી નીચે દબાવી દીધો. પછી એ પોતાના પલંગમાં પડી અને પોતે કાગળ શા માટે છુપાવવાની જહેમત લીધી એ વિચારવા લાગી. એ જેને ન ઓળખતી હોય એવી કોઈ વ્યક્તિ એને અશ્લીલ કાગળ લખે તો એમાં એનો કોઈ દોષ ન હતો. એની માને એ શા માટે ન જડવો જોઈએ ? એ બીજા કોઈનો હતો એટલો જ એનો દોષ હતો.

એણે પોતાના ઘડિયાળ પર નજર નાખી અને જોયું કે એને રિહર્સલ માટે જવાનો વખત થઈ ગયો હતો. બહાર નીકળતી વખતે એ દીવાનખાનામાં એની મમ્મીને પોતે બહાર જતી હતી અને ભોજન માટે આવતાં મોડું થવાનું હતું એ કહેવા ગઈ.

શ્રીમતી પ્રાઈસ આરામખુરશીમાં વાંચતાં બેઠાં હતાં. એમણે મૅની સામે જોવા પોતાનાં ચશ્માં ઉતાર્યાં અને ડોકી ધુણાવી બેધ્યાનપણે બોલ્યાં : બહુ મોડું ન કરતી દીકરા, ખરુંને ?

ચોક્કસ. મૅએ જવાબ આપ્યો. તમને તો ખબર છે હું મોડું નહિ કરું.

શ્રીમતી પ્રાઈસે કહ્યું, અરે હા, ત્રિદીપે પત્રમાં શું લખ્યું હતું ? ત્યાં સુધીમાં મૅ પૂંઠ ફરી ગઈ હતી.

એમ પોતાને ખ્યાલ આવે તે પહેલાં જ મૅથી કહેવાઈ ગયું : અરે, ખાસ કંઈ નહિ. એણે મને મુલાકાત લેવા આમંત્રણ આપ્યું છે.

પોતાના પુસ્તકમાંથી રહસ્યમય રીતે ઉપર જોઈને શ્રીમતી પ્રાઈસે સ્મિત કર્યું. હા, એમણે કહ્યું. એ સારો વિચાર છે, તારે જવું જ જોઈએ.

મૅ એમની સામે ઝડપથી હસી અને તરત જ ઘરની બહાર નીકળી ગઈ. લિમિંગ્ટન રોડ પરથી જ્યારે એ ચાલી જતી હતી ત્યારે જ એને આશ્ચર્ય થતું હતું કે પોતે કદી જૂઠું ન બોલવા સ્વયં વચનબદ્ધ થઈ હતી છતાં પોતાની મમ્મીને જૂઠું શા માટે કહ્યું હતું.

રિહર્સલ અનવરત ચાલતું જ રહેલું હોય એવું એને લાગ્યું.

પાછળથી બધાં જ્યારે ચા પીતાં હતાં ત્યારે આધુનિક ફ્રેંચ સંગીત પર કંઈક સંશોધન કરતી ક્લેરિનેટિસ્ટે, મૅસિયાં અને એના સંગીત પર ભારતીય પ્રભાવ અંગે કંઈક વાત કરી. મૅને આશ્ચર્ય થયું. એણે ધાર્યું હતું કે એ બધું પક્ષીઓના કૂજન કે એવા કશાક જેવું હતું. કોઈક રીતે એ બધું ભૂલથી એક સાથે બનતું લાગ્યું.

પાછળથી ઘેર જતી વખતે કિલબર્ન હાઈરોડ પર ચાલતાં એને થયું કે પોતે મૅસિયાં વિશે ફરીથી વિચારતી હતી. ઘરમાં એની પાસે મૅસિયાંની કોઈ રેકર્ડ નહોતી, કદાચ એ આવતી કાલે દુકાનમાં જાય અને એક નજર નાખે.

રસ્તા પર સહેજ આગળ જતાં ગલી ઓળંગવા થોભતાં, એ એક ભારતીય રેસ્ટોરાંની બહાર અટવાતી હોય એમ એને લાગ્યું. એ 'દતાજમહાલ કરી પેલેસ' હતું. એની બારી પર તાજમહાલનો ફોટો હતો. એને તાકી રહેતાં એણે આશ્ચર્ય અનુભવ્યું કે એની મમ્મી સાચી હતી કે કેમ - કદાચ એ વિચાર બહુ ખરાબ નહોતો. ત્યાં મેસિયાં વિશે ઘણું શોધવાનું હતું, ત્રિદીપ સાથે તેને કશી નિસ્બત ન હતી.

એણે પોતાના ચહેરાને સ્પર્શ કર્યો અને જોયું કે એ ફરીથી ગરમ બની ગયો હતો. એ એકાએક પાછી ફરી, અને ઝડપથી રસ્તો ઓળંગી ગઈ.

કેટલીક બાબતોમાં મારા પપ્પા રમતિયાળ પ્રકૃતિના હતા અને લોકોને સારા સમાચાર પહોંચાડવામાં ખુશી અનુભવવાની એમને આદત હતી. હાથમાં ચોકલેટ પકડી રાખતા બાળકની જેમ, એ ચીડવનારા સવાલો પૂછીને આનંદ મેળવતા અથવા તો એવું દેખાડતા કે પોતે સમાચાર ભૂલી ગયા છે, અને પછી એકાએક આશ્ચર્ય બતાવતા અને હાથ ઘસતાં ઘસતાં, એ ક્ષણોને માણી લેવા પાછળ ઢળતા. એ ક્ષણ એમને એટલો બધો આનંદ આપતી કે કેટલીકવાર એનો સ્વાદ લેવાની અધીરાઈમાં એ ખરેખર સારા સમાચાર અને માત્ર અણધાર્યા સમાચાર વચ્ચે ભેદ કરવામાં નિષ્ફળ જતા.

1963 માર્ચની એક સાંજે પપ્પા એમના મોં પર અપેક્ષિત આનંદ અને મસ્તીના સ્પષ્ટ ભાવ સાથે કામ પરથી ઘેર પાછા આવ્યા હતા. મારી મમ્મી એમને ચા આપવા ગઈ ત્યારે એણે એની નોંધ લીધી. એણે પપ્પાને શું બન્યું હતું તે પૂછ્યું, પણ એમણે રહસ્યમય રીતે હસીને ડોકું ધુણાવ્યું અને અમને રાહ જોવા કહ્યું - ભોજન સમયે અમને જાણ થઈ જવાની હતી.

એ સાંજે મારાં દાદીમા ભોજન માટે મોડાં પડ્યાં. એ બહાર બગીચામાં ફરતાં હતાં. અમે આંગણામાં બેઠાં બેઠાં એ પાછા ફરે એટલે અમે અંદર જઈને જમી શકીએ તેની રાહ જોતાં હતાં. એ દરમિયાન, હું મારા પપ્પાની વધતી જતી અધીરાઈ જોઈ શકતો હતો. છેવટે એમણે દરવાજો ખૂલવાનો અવાજ સાંભળ્યો અને દાદીમાને કેડી પર ચાલતાં જોયાં, કે પપ્પા એમની ખુરશી પરથી ઊછળ્યા અને એમને વઢવા લાગ્યા :

એમણે આટલા મોડે સુધી બહાર બગીચામાં ન રહેવું જોઈએ, અને એમને ખબર નથી કે એ સલામત નથી, વગેરે વગેરે. મારાં દાદીમા ચોંકી ગયાં - અને તેને ખબર નથી, એમણે વળતો ઠપકો આપ્યો કે એમનો જન્મ ગઈકાલે તો નથી થયોને?

અમે બધાં ભોજનના ટેબલ પર ગોઠવાયાં હતાં, એ દરમિયાન મારા પપ્પા એમની હમેશની બધાને અટકળ કરાવવાની રમત રમવા ખૂબ અધીરા બની ગયા હતા.

તમારે માટે એક સમાચાર છે. એમણે મારાં દાદીમાને કહ્યું.

સમાચાર? દાદીમાએ સાશંક થઈને કહ્યું. શા સમાચાર?

પોતાના બંને હાથ એક સાથે ઘસતાં મારા પપ્પાએ એમને જણાવ્યું કે સાહેબને બઢતી મળી છે ને એમની નવી જગ્યાએ નિમણૂક થઈ છે. એમના ધંધામાં આ કાર્ય બહુ મોટા પડકારરૂપ ગણાય.

મારાં દાદીમાએ છણકો કર્યો અને દાળ લેવા નમ્યાં. અશક્ય, પોતાનું માથું સહેજ ઊંચું કરીને એ બોલ્યાં.

શા માટે? મારા પપ્પા ગુસ્સે થયા હતા.

એમને વળી કોણ બઢતી આપે? મારાં દાદીમા બોલ્યાં, એમનો ચહેરો તિરસ્કારથી વિકૃત બનતો જતો હતો. એ તો દારૂ પીએ છે, એ એક દારૂડિયો છે.

મારા પપ્પાએ એકદમ ગુસ્સે થઈને પોતાનું માથું હલાવ્યું અને કહ્યું કે દાદીમાને પોતે શું બોલતાં હતાં એની કંઈ જ ખબર નથી. સાહેબ કોઈ દારૂડિયા નથી - એ તો માત્ર પ્રસંગોપાત જ શરાબ લેતા અને એમના ધંધામાં તો એ બહુ જ સ્વાભાવિક હતું. એ ખૂબ કાર્યક્ષમ માણસ હતા એ વાત જાણીતી હતી અને એમને જેટલે ઊંચે પહોંચવાનું હતું એટલે ઊંચે એ નહોતા પહોંચ્યા એનું કારણ એ કે એમના ખાતામાંના કેટલાક ટોળકીબાજો એમને નીચા પાડવાનો પ્રયત્ન કરતા હતા. એ બધાને શરાબ સાથે કંઈ સંબંધ ન હતો. દાદીમાની મોટી ભૂલ થતી હતી, અને વગેરે વગેરે.

પણ દાદીમાના ચહેરા પરથી સ્પષ્ટ જણાતું હતું કે મારા પપ્પાની દલીલોની એમના પર કોઈ અસર થઈ ન હતી. એમાં કશું આશ્ચર્ય ન હતું, કારણ કે મારા પપ્પા માનતા હતા તે મુજબ મારાં દાદીમાના સાહેબ તરફના તિરસ્કારને શરાબ સાથે જરા પણ સંબંધ ન હતો. એનાં મૂળ દાદીમાની પેલી લોખંડી ન્યાયપ્રિયતામાં રહેલાં હતાં, જેને કારણે એ મુખ્યશિક્ષિકા બન્યાં ત્યારે પોતાની એક ખાસ બહેનપણીને, સ્વભાવે સારી હોવા છતાં, વારંવારના આળસને કારણે, શાળામાંની એની નોકરીમાંથી છૂટી કરવા પ્રેરાયાં હતાં. એમના હૃદયનાં ઊંડાણમાં એમને લાગતું કે સાહેબ એમના કામ માટે યોગ્ય ન હતા, એ નિર્બળ હતા, મૂળભૂત રીતે નિર્બળ, કરોડરજ્જુ વિનાના, જે પુરુષોને રાજકારણની બાબતો સાથે કામ પાડવાનું હોય તેમનામાં, ધમકીઓની સામે અડગ રહેવાના તેમજ મુશ્કેલ અને ભયાવહ પરિસ્થિતિમાં સંયત રહેવાના અને ચોક્કસ આક્રમકતા સાથે પ્રતિભાવ આપવાના જે ગુણને દાદીમા બીજા બધા કરતાં વધારે મહત્ત્વ આપતા, તે સાહેબમાં હોય એમ માનવું દાદીમા માટે અશક્ય હતું. એમણે સ્વાભાવિક

રીતે જ માની લીધુ હતું કે સાહેબ માટે બધા નિર્ણયો માયાદેવી જ કરતાં, વાસ્તવિક રીતે એમનું બધું કામ પણ એ જ કરતાં હતાં. એમણે જ તો સાહેબની કારકિર્દીને ઘડવા માટે પોતાના ઉપાયો યુક્તિપૂર્વક યોજી જોયા હતા, અને એટલા માટે સાહેબની એ પોતાની બહેનના ઝાંખા પડછાયાથી વિશેષ કલ્પના કરી શકતા નહિ અને એમના તરફ સહેજ તિરસ્કારભર્યા બન્યા વગર પણ રહી શકતા નહિ.

એમને સાહેબ ગમતા નહિ એમ પણ નહોતું : એમને માત્ર સાહેબમાં વિશ્વાસ નહોતો અને જરા રમૂજી રીતે એમને તિરસ્કારતા હતા, અને એ વારંવાર કહેતાં એ પ્રમાણે જો એ બીજું કશું કરતા હોત, કંઈક ઓછું મહત્ત્વનું કામ, તો એમણે એ બેમાંથી કશું પણ ન કર્યું હોત, જો કે એ ઓછા મહત્ત્વનું કામ શું હોય એ વિશે મને કશી ખાતરી ન હતી, કારણ કે જો સાહેબ શાળાના શિક્ષક અથવા મહેસૂલ વિભાગના અધિકારી પણ હોત, તો પણ દાદીમા ચોક્કસ એમને સહી લઈ શક્યાં ન હોત. કદાચ એ જો હોટલ ચલાવતા હોત કે પછી કળાકાર હોત તો દાદીમાને એ ખૂબ ગમ્યા હોત, કારણ કે દાદીમાને મન આવા પ્રકારના ધંધાઓ સર્વદેશીયતાના બહુ ધૃણાજનક પ્રકારોનું બીજું નામ હતું.

સાહેબ બહુ સક્ષમ માણસ હતા અને પોતાના ધંધામાં ટોચ પર રહેવાની લાયકાત ધરાવતા હતા એમ દાદીમાને ઠસાવવામાં મારા પપ્પાએ સારો એવો અડધો કલાક મક્કમતાથી વિતાવ્યો. છેલ્લે જ્યારે એમણે હાર માની લીધી, ત્યારે મારાં દાદીમા શાંતિથી બોલ્યાં : તેં મને એમની નિયુક્તિ ક્યાં થઈ છે તે હજુ કહ્યું નથી.

મારા પપ્પાએ કપાળે હાથ ઠોક્યો. અરે હા, એ મોટેથી બોલ્યા. હું ભૂલી જ ગયો, ખરા સમાચાર તો એ જ હતા.

કેમ? મારાં દાદીમા બોલ્યાં. એ ક્યાં જવાના છે?

તમે એનો અંદાજ ક્યારેય નહિ લગાવી શકો. મારા પપ્પાએ કહ્યું.

એ સ્થળ ક્યાં આવેલું છે?

અહીંથી બહુ દૂર નહિ. એમણે મસ્તીથી આંખો મિચકારીને કહ્યું.

મારાં દાદીમાએ પોતાની થાળી દૂર હડસેલી દીધી. હવે એ થોડાં ચિંતિત બન્યાં હોય એમ લાગતું હતું, શક્ય છે જરા ગભરાયાં પણ હોય.

ક્યાં? એમણે આજીજી કરી, મને કહે.

એ ઢાકા જવાના છે. મારા પપ્પાએ ઉલ્લાસિત થઈને જાહેર કર્યું. એમને ત્યાં ડેપ્યુટી હાઈકમિશનમાં કાઉન્સીલર બનાવવામાં આવ્યા છે.

મારાં દાદીમા થોડીવાર શૂન્ય નજરે પપ્પા સામે જોઈ રહ્યાં, પછી એમણે પોતાની ખુરશી પાછળ ખસેડી અને ધીમેથી ઉપર પોતાના રૂમમાં ચાલ્યાં ગયાં. થોડીવાર પછી હું એમની પાછળ ગયો ત્યારે મને ખબર પડી કે એમણે પોતાનું બારણું અંદરથી બંધ કરી દીધું હતું.

પછીના કેટલાક દિવસો સુધી કોઈએ એમની સામે ઢાકાનું નામ લીધું નહિ, પણ એક વખત મેં મારી મમ્મીને ઉત્કંઠાપૂર્વક મારા પપ્પાને કહેતી સાંભળી કે જો દાદીમા થોડા દિવસ રજાઓ ગાળવા ઢાકા જાય તો સારું. એથી બધાને આરામ રહેશે.

એક અઠવાડિયા પછી મારાં દાદીમા માટે એક પત્ર આવ્યો. એ પત્ર માયાદેવીનો હતો. મારા પપ્પાએ એને આમતેમ ફેરવી જોયો અને એમણે તથા મારી મમ્મીએ નજર મેળવી. પછી એમણે પત્ર મને આપ્યો અને મને એ ઉપર દાદીમાના રૂમમાં લઈ જવા કહ્યું.

પરબીડિયાને ધ્વજની જેમ લહેરાવતો હું સીડી ચઢીને દાદીમાના રૂમમાં ગયો : દાદીમા, દાદીમા તમારે માટે કાગળ છે.

દાદીમાના કપાળ પર ઉત્સુક અપેક્ષાઓથી કરચલીઓ પડી અને મારા હાથમાંથી કાગળ લેતા પહેલાં એમણે પોતાની સોનાની કંઠીને સ્પર્શ કર્યો. એમણે ચશ્માં પહેર્યાં ને પરબીડિયું ફાડીને ખોલ્યું, ત્યારે હું એમનું નિરીક્ષણ કરવા નીચે બેસી ગયો. પણ એમણે ઊંચે જોયું અને મને જોઈ ગયા અને એમણે કાગળ નીચે મૂકી દીધો અને મને દૃઢતાથી રૂમની બહાર જતા રહેવા કહ્યું.

એ સાંજે મારાં મમ્મીપપ્પા એ પત્રનો ઉલ્લેખ ન કરવા ખૂબ સજાગ રહ્યાં. થોડીવાર મારાં દાદીમાએ નિરાશાથી રાજકારણ, કેળવણીની દશા, લોકસભામાં પ્રધાનમંત્રીનું વક્તવ્ય વગેરે વિશે વાતો કરી. અને પછી અટક્યા વગર, એવા જ ઠંડા અવાજે બોલ્યાં : માયાએ મને ઢાકા એને ઘેર આવવા નિમંત્રણ મોકલ્યું છે.

મારાં મમ્મીપપ્પાએ હસીને ઊંચે જોયું અને મારા પપ્પાએ હળવો શ્વાસ લઈ કહ્યું : હા, અલબત્ત હું જાણતો હતો કે તેઓ બોલાવશે જ.

હવે દાદીમા એમનો હોઠ ચાવતાં નીચે એમની થાળીમાં જોવાં લાગ્યાં. ધીમેકથી એમણે કહ્યું : મને ખબર નથી પડતી કે મારે જવું કે નહિ.

મારાં મમ્મીપપ્પાએ આશ્ચર્યચકિત થઈ એકમેક સામે જોયું.

અલબત્ત તમારે જવું જ જોઈએ, મા. મારા પપ્પા બોલ્યા.

કેમ ? મારી મમ્મીએ કહ્યું. થોડા જ મહિના પહેલાં તમે કહેતાં હતાં કે તમે એક જ કામ ખરેખર કરવા ઇચ્છતાં હતાં.

હું જાણું છું. મારાં દાદીમા બેખબરીથી બોલ્યાં. પણ હવે મને ખબર નથી. મને ડર લાગે છે. તમને લાગે છે કે આટલાં બધાં વર્ષ પછી એમ કરવું ડહાપણભર્યું હશે ? એ હવે વતન જેવું નહિ રહ્યું હોય.

ચમચમ અને બીજી બધી મીઠાઈઓ પહેલાં જેવી જ હશે, મારી મમ્મી એમને હિંમત આપતાં બોલી અને બધા પ્રકારની માછલીઓ પણ એવી જ હશે. અને પેલી બધી સુંદર ઢાકાઈ સાડીઓ પણ ખરીદી માટે હશે જ.

અને કલ્પના કરો, મારા પપ્પાએ ઉમેર્યું. તમને પહેલી વાર અરોપ્લેનમાં ઊડવા

મળશે. એ રજા મઝાની રહેશે.

મારાં દાદીમાને આ વાત ખટકી ગઈ. મારા પપ્પા તરફ તાકીને એ બોલ્યાં : જો હું જઈશ તો પણ એ રજાઓ ગાળવા માટે નહિ હોય. હું એવા પ્રકારના મોજશોખમાં માનતી નથી એની તને ખબર હોવી જોઈએ. મેં મારી આખી જિંદગીમાં ક્યારેય રજાઓ ભોગવી નથી, અને હવે હું એની શરૂઆત કરવાની નથી. જો હું જઈશ તો એ જેઠામોશાય ખાતર. કારણ કે આખા કુટુંબમાં મને એકલીને જ ફિકર થાય છે, એટલે એ વૃદ્ધને હું પાછો લાવી શકું છું કે કેમ તે જોવાની મારી ફરજ છે.

તો પછી તમે જવાનાં છો ને ? મારી મમ્મીએ ઉત્સુકતાથી પૂછ્યું.

એ ક્ષણે દાદીમાની અનિર્ણાયકતા પાછી આવી ગઈ. મને ખબર નથી, એ બોલ્યાં. મને ખરેખર ખબર નથી.

પછીના થોડા મહિનાઓ મારાં મમ્મીપપ્પાએ વારંવાર એમને નિર્ણય કરવા પ્રોત્સાહિત કર્યાં. પણ દરેક વખતે એ લોકો એ વિષય પર વાત છેડે કે દાદીમા ક્યાં તો પોતાનું ડોકું હલાવે અથવા ઊભાં થઈને રૂમની બહાર જતાં રહે.

પછી જૂન મહિનામાં ત્રણ માસ વીતી ગયા પછી, એક મોડી સાંજે અમારો ફોન રણક્યો. મારા પપ્પાએ ફોન ઉપાડ્યો.

એમણે વાત સાંભળી લીધી અને પછી મને દાદીમાને બોલાવી લાવવા કહ્યું - એમને માટે દિલ્હીથી ટ્રંક કૉલ હતો, માયાદેવીનો.

બીજા શહેરમાંથી ટ્રંકકોલ આવે એ બહુ રોમાંચક બાબત હતી. એક જાતનો નાનકડો ચમત્કાર, પણ જ્યાં સુધી મળનારા સમાચાર સારા હતા કે ખરાબ એની ખબર ન પડે ત્યાં સુધી માણસ માટે ચિંતાનું કારણ પણ ખરું. હું એટલી બધી ઝડપથી દાદર પર દોડી ગયો કે દાદીમાના રૂમ પર પહોંચ્યો ત્યારે એમને વાત સમજાવી પણ ન શકું એટલો બધો હાંફી ગયો. એમને કંઈ કહેવાને બદલે મેં માત્ર એમનો હાથ ખેંચી લીધો અને એમને દાદર પરથી નીચે ઢસડી લાવ્યો.

દાદીમાએ એક કાન પર એમની ધ્રૂજતી આંગળી દબાવી રાખીને બીજે કાને રિસીવર પકડી રાખ્યું ત્યારે હું અને મારાં મમ્મીપપ્પા એમની આસપાસ વીંટળાઈ રહ્યાં. અમે એમને કહેતાં સાંભળ્યા : હા, હા, મને ખબર છે. હું નિર્ણય લઈ શકતી નથી. તમે ક્યારે જવાના છો ? એમણે માયાદેવીનો અવાજ સાંભળ્યો ત્યારે જરાવાર શાંતિ છવાઈ ગઈ. પછી એમણે એકદમ ઊંચા અવાજે સમજાવવા માંડ્યું કે એમના કાકા હજુ જીવતા હતા, હજુ જીવિત. ઢાકામાં એમના જૂના ઘરમાં, અને એણે, માયાએ, એ જેવી ઢાકા પહોંચે કે તરત જ એમની ખબર કાઢવા જવું જોઈએ. એમને ભારત લઈ આવવા કશુંક કરવું જ પડશે... એ હાંફી ગયાં અને ફરી સાંભળવા લાગ્યાં, સહેજ જ વાર. મને ખબર નથી. એક પ્રશ્નના જવાબમાં એમણે કહ્યું, ના, ખરેખર હું નક્કી નથી કરી શકતી - એ મારે ખાતર નહિ, મને જેઠામોશાયની ચિંતા છે. પછી એ ફરીવાર સાંભળી રહ્યા. હવે હસીને અને છેવટે એમણે કહ્યું : સારું બસ, હું આવીશ. હું તને

વચન આપું છું.

ગયે અઠવાડિયે માયાદેવી, સાહેબ અને રવિ હવાઈ માર્ગે દિલ્હી આવી ગયાં, ફોન નીચે મૂક્યા પછી એમણે મારાં મમ્મીપપ્પાને કહ્યું. એ લોકો બેચાર દિવસ પછી ઢાકા જવા રવાના થવાનાં હતાં. એ લોકો કલકત્તા રોકાઈ શકે તેમ ન હતાં. એમની પાસે પૂરતો સમય નહોતો.

પરંતુ તમે પણ ઢાકા જવાના છો ને ? મારા પપ્પાએ કહ્યું, એ જ વાત મહત્ત્વની છે.

મારાં દાદીમાએ નિરુપાય થઈને ખભા હલાવ્યા. હું બીજું કહું પણ શું ? એ બોલ્યાં : હવે એ મારા હાથ બહારની વાત છે. બધી જ વસ્તુઓ એ દિશા બતાવતી હોય એમ લાગે છે.

તો પછી તમે ક્યારે જશો ?

જો હું જાઉં તો... એમણે કહ્યું, એ આવતા વર્ષે જાન્યુઆરી મહિનામાં બને. મારે એ લોકો પોતાના ઘરમાં ગોઠવાઈ જાય એટલો સમય એમને આપવો જોઈએ.

પછી થોડાં સપ્તાહ બાદ, સાંજના ભોજન વખતે મારા પપ્પાએ મોટેથી હસતાં, મારાં દાદીમા તરફ ટેબલ પર એક પરબીડિયું હડસેલ્યું. એ તમારે માટે છે, એમણે કહ્યું.

એ છે શું ? શંકાથી એને જોતાં દાદીમા બોલ્યાં.

જુઓ તો ખરાં. પપ્પાએ કહ્યું. એક નજર નાખો.

દાદીમાએ એ ઊંચકી લીધું. ફ્લેપ ખોલ્યો ને અંદર નજર નાખી. કંઈ ખબર નથી પડતી. એ બોલ્યાં. એ છે શું ?

મારા પપ્પા ખડખડાટ હસી પડ્યા. આ તમારી પ્લેનની ટિકિટ છે. એમણે કહ્યું. ઢાકા જવા માટેની - 1964ની ત્રીજી જાન્યુઆરીની.

એ રાત્રે કેટલાય મહિનાઓ પછી પહેલીવાર મારાં દાદીમા ખરેખર ઉત્તેજના અનુભવતાં હોય એમ લાગ્યું. સૂવા જતાં પહેલાં હું ઉપર એમને મળવા ગયો, ત્યારે મેં એમને રૂમમાં આંટા મારતાં જોયા. એમનો ચહેરો લાલ બની ગયો હતો, એમની આંખો ચમકતી હતી. હું ખુશ થયો. મારી અગિયાર વર્ષની જિંદગીમાં પહેલી જ વાર એવું બન્યું હતું કે એમણે મને હું સંપૂર્ણપણે સમજી શકું એવો પ્રતિભાવ આપ્યો હતો - હું પોતે કદી ઍરોપ્લેનમાં બેઠો નહોતો, એટલે મને આ જગતમાં એક જ વસ્તુ બહુ સ્વાભાવિક લાગી કે પહેલી વખતના ઉડાનની કલ્પનાએ દાદીમાને ખૂબ ઉત્સાહિત કરી દેવા જોઈએ. પણ હું એમના અંગે ચિંતિત થયા વગર પણ રહી શક્યો નહિ, કારણ કે મને ખબર હતી કે મારી જેમ જ દાદીમા ઍરોપ્લેનો વિશે કશું જાણતાં ન હતાં. અને એ.રાત્રે સૂતાં પહેલાં મેં નિશ્ચય કરી લીધો કે દાદીમા જાય એ પહેલાં એમને બધી જાણકારી બરાબર મળી જાય એની હું ખાતરી કરી લઈશ. પણ થોડા જ દિવસોમાં મને સમજાઈ ગયું કે એમને તાલીમ આપવી સહેલી વાત નહોતી. એ જે રીતે મારા

પપ્પાને સવાલો પૂછતાં તે પરથી હું કહી શકું એમ હતો, કે એમને એકલાં છોડી દેવામાં આવે તો એ ઍરોપ્લેનો વિશે કશું જ જાણી ન શકે.

દાખલા તરીકે એક સાંજે અમે જ્યારે બહાર બગીચામાં બેઠાં હતાં ત્યારે દાદીમાએ પોતે પ્લેનમાંથી ભારત અને પૂર્વ પાકિસ્તાનની સરહદ જોઈ શકશે કે કેમ તે જાણવાની ઇચ્છા કરી. મારા પપ્પા હસ્યા અને બોલ્યા, શા માટે તમારે જોવી છે ? તમે ખરેખર એમ માનો છો કે શાળાના એટલાસમાં હોય, એમ એ એક તરફ લાલ અને બીજી તરફ લીલી એવી લાંબી કાળી રેખા છે, ત્યારે દાદીમાને જેટલી મૂંઝવણ થયેલી એટલો આઘાત નહોતો લાગ્યો.

ના, મારો કહેવાનો અર્થ એવો નહોતો, એ બોલ્યાં અલબત્ત, નહિ. પણ ચોક્કસ ત્યાં કંઈક તો હોય જ - કદાચ ખાઈઓ ખોદેલી હોય, સૈનિકો હોય કે પછી એ લોકો એકબીજા સામે બંદૂકો તાકી રહ્યા હોય, અથવા માત્ર નિર્જન જમીનની પટ્ટીઓ હોય. શું આવી જગ્યાને એ લોકો 'અસ્વામિક ભૂમિ' નથી કહેતાં ?

મારા પપ્પા એક અનુભવી મુસાફર હતા. એ ખડખડાટ હસી પડ્યા ને બોલ્યા : ના, તમને વાદળ સિવાય બીજું કશું જોવા નહિ મળે, અને કદાચ તમે નસીબદાર હશો તો થોડાં લીલાંછમ ખેતરો દેખાશે.

એમના હાસ્યથી દાદીમા ઘવાયાં. ગંભીરતાથી વાત કર. એ તાડૂક્યાં. મારી સાથે જાણે હું તારી ઑફિસની સેક્રેટરી હોઉં એવી રીતે નહિ બોલ.

હવે આઘાત પામવાનો વારો એમનો હતો. દાદીમા હું સાંભળતો હોઉં ત્યારે એમની સાથે ગુસ્સાથી વાત કરે તો પપ્પા બેચેન થઈ જતા.

હું તમને આટલું જ કહી શકું એમ છું. એમણે કહ્યું. આટલું જ દેખાતું હોય છે.

મારાં દાદીમાએ આ વિશે જરાવાર વિચાર કર્યો અને પછી એમણે કહ્યું : પણ જો ત્યાં ખાઈ કે એવું કશું ન હોય તો માણસોને ખ્યાલ કેવી રીતે આવે ? મારું કહેવાનું એમ છે કે, તો પછી ભેદ ક્યાં રહે ? અને જો કોઈ ભેદ ન હોય તો બંને બાજુઓ સરખી થઈ જાય : એ તો પહેલાં હતું એવું જ થાય, જ્યારે અમે ઢાકાથી ટ્રેન પકડતાં અને બીજા દિવસે કોઈની પણ રોકટોક વગર કલકત્તા ઊતરી જતાં. તો પછી આ બધું શું કામ થયું, ભાગલા અને મારામારી અને આ બધું - જો એ બંને વચ્ચે કંઈ હતું જ નહિ તો ?

મને ખબર નથી પડતી કે તમારી અપેક્ષા શી છે, મા ? મારા પપ્પાએ ગુસ્સાથી જવાબ આપ્યો. આ કંઈ તમે હિમાલય પરથી ઊડીને ચીન જતા હો એવું નથી. આ આધુનિક જગત છે. સરહદ સીમાઓ પર નથી. એ તો ઍરપોર્ટની અંદર છે. તમે જોઈ શકશો. તમારે જ્યારે ઉતરાણ અંગેના કાર્ડ અને બીજી વસ્તુઓ ભરવી પડશે ત્યારે તમે એમાંથી પસાર થશો.

મારાં દાદીમા નિરાશાથી પોતાની ખુરશીમાં બેસી ગયાં. કયાં ફોર્મ ? એ બોલ્યાં.

એ ફોર્મમાં એ લોકો શાના વિશે જાણવા માંગે છે ?

મારા પપ્પાએ પોતાના કપાળે હાથ ઘસ્યો. લાવો મને જોવા દો. એ બોલ્યાં. એમને તમારી રાષ્ટ્રીયતા, જન્મતારીખ, જન્મસ્થળ વગેરે પ્રકારની માહિતી જોઈએ.

મારાં દાદીમાની આંખો પહોળી થઈ અને એ પોતાની ખુરશીમાં પાછળ ઢળી ગયાં.

શું થયું ? મારા પપ્પાએ ચોંકીને કહ્યું.

જરા પ્રયત્નપૂર્વક એ પાછાં ટટ્ટાર બેઠાં અને પોતાના વાળ સંકોર્યા. કંઈ નહિ, માથું હલાવીને એ બોલ્યાં. કંઈ જ થયું નથી.

પછી મેં જોયું કે દાદીમા વ્યર્થ ગરબડ ઊભી કરવાનાં હતાં, એટલે ઍરોપ્લેનો અને ઉડાણ અંગેની બધી આવશ્યક માહિતી મારા પપ્પાને પૂછી લેવાનું મેં મારે માથે લઈ લીધું. મને લાગતું હતું કે બધા વિશે એમને પૂરી ખબર હોવી જોઈએ. દાખલા તરીકે મને ખાતરી હતી કે જો મેં એમને અધવચ્ચે જ બારીઓ નીચે ન પાડી દેવા ચેતવ્યા ન હોત તો એમણે એમ જ કર્યું હોત.

એ પછીનાં ઘણાં વર્ષો સુધી મને સમજાયું નહોતું કે દાદીમાને એકાએક ખ્યાલ આવ્યો હતો કે એ ફોર્મમાં પોતાના જન્મસ્થળ તરીકે ‘ઢાકા’ ભરવું પડશે અને એ શક્યતાએ જે રીતે ગંદાં પાઠ્યપુસ્તકો એમને ચિંતિત કરતાં હતાં એ જ રીતે એમને ચિંતિત કરી દીધાં હતાં. કારણ એમને દરેક વસ્તુ સ્વચ્છ અને સ્વ સ્થાને હોય એ ગમતું અને એ ક્ષણે એ જરાય સમજી શકે તેમ ન હતાં કે એમનું જન્મસ્થળ એમની રાષ્ટ્રિયતા સાથે ગડબડ ઊભી કરે તેવા સ્થળે કેવી રીતે આવી ગયું હતું.

મારા પપ્પાએ જોયું કે દાદીમા કંઈક બાબતે ચિંતિત હતાં. પણ મા, એમણે દાદીમાને ખીજવતાં કહ્યું, આ નાનકડી મુસાફરીની તમને આટલી બધી ચિંતા શા માટે થાય છે ? તમે તો વર્ષોથી દેશપરદેશમાં મુસાફરી કરતાં રહ્યાં છો. બર્માની અંદર અને બર્માની બહાર તમે કરેલા પેલા બધા પ્રવાસ તમને યાદ નથી ?

અરે એ બધા... મારાં દાદીમા હસ્યાં. એ વખતે આવું ન હતું. એ વખતે આવા ફોર્મ કે એવું કંઈ નહોતું, અને ગમેતેમ પણ એ સમયે મુસાફરી કરવી ખૂબ સહેલી હતી. મને જ્યારે ઇચ્છા થાય ત્યારે હું ઢાકા મારે ઘેર આવી શકતી હતી.

હું ઊભો થઈને નાચવા લાગ્યો. દાદીમા પકડાઈ ગયાં હતાં. એ દાદીમા, જે સત્તાવીશ વર્ષ શાળામાં મુખ્ય શિક્ષિકા પદે રહ્યાં હતાં.

દાદીમા, દાદીમા હું બોલી ઊઠ્યો. તમે ઢાકાને ઘેર ‘આવી’ કેવી રીતે શકો ? તમે આવવાનો અને જવાનો ભેદ જાણતા નથી.

એ પછી વર્ષો સુધી એ વાક્યથી મેં એમને ખીજવ્યાં કર્યાં. જો એ મને કહે કે પોતે મને બંગાળી વ્યાકરણ શિખવવાના છે તો હું હસું અને ઉદાહરણ તરીકે એમને કહું : પણ દાદીમા, તમે મને વ્યાકરણ કેવી રીતે શીખવી શકશો ? તમને આવવાનો

અને જવાનો ભેદ તો ખબર નથી. છેવટે એ વાક્ય અમારા આખા કુટુંબ પાસે પહોંચી ગયું અને એની છૂપી વિદ્યાનો એક ભાગ બની ગયું. એ વાડની જાળ અમે બીજાઓથી દૂર રહીને પુરાઈ જવા બાંધી હતી. તેથી ઉદાહરણ તરીકે અમે જ્યારે કિશોરવયના હતા, ત્યારે ઘણીવાર ઈલા કલકત્તામાં હોય અને અમને કોઈ ઓળખીતું મળી જાય ને પૂછે : તું લંડન પાછી ક્યારે જવાની છે ? કે અમે એક પ્રકારનો બબડાટ શરૂ કરી દેતા : પણ એને તો પહેલાં કલકત્તા જવાનું છે. જો હું લંડન આવવાની છું એમ નહિ, જો તમે કલકત્તા આવવાના છો એમ પણ નહિ... અને એ બધાને અંતે અમારું ખડખડાટ હાસ્ય જેણે સાંભળ્યું હોય એને એ જેટલું સમજાયું ન હોય એટલી જ એની અસર પડી હોય એમ લાગતું. ત્યારે હું કહેતો : તમને ખબર છે, અમારા કુટુંબમાં અમને અમે આવીએ છીએ કે જઈએ છીએ તે સમજાતું નથી. આ બધો અમારાં દાદીમાનો વાંક છે. પણ અલબત્ત એમનો વાંક તો હતો જ નહિ. એ તો ભાષામાં રહેલો હતો. પ્રત્યેક ભાષા, કેન્દ્રવર્તી સ્તરે, જ્યાંથી દૂર ચાલ્યા જવાનું હોય અને જ્યાં પાછા ફરવાનું હોય એવું એક નિશ્ચિત અને સુવ્યવસ્થિત બિંદુ ધારણ કરે છે, અને મારાં દાદીમાને તો જેમાં આવવાનું પણ ન હતું ને જવાનું પણ ન હતું, એવી એક સફર માટે શબ્દની શોધ હતી. આ મુસાફરી તો ગતિ માટેનાં ક્રિયાપદોનાં યોગ્ય ઉપયોગની પરવાનગી આપતા એ નિશ્ચિત બિંદુની શોધ હતી.

નવેમ્બર મહિનામાં મારાં દાદીમા એમની મુસાફરીની તૈયારીમાં ખરેખર વ્યસ્ત થઈ ગયાં હતાં, ત્યારે બીજા એક સમાચાર આવ્યા. માયાદેવીએ લખ્યું હતું કે એમની જૂની સખી એલિઝાબેથની દીકરી મૅ ડિસેમ્બરમાં રજાઓ ગાળવા ભારત આવવાની હતી. એ પહેલાં દિલ્હી અને આગ્રા જશે અને પછી મારાં દાદીમા સાથે ઢાકા જવા રવાના થતાં પહેલાં થોડા દિવસ કલકત્તામાં ગાળશે. મૅ જ્યારે કલકત્તામાં હોય ત્યારે એ અમારી સાથે રહી શકે કે કેમ તે માયાદેવી જાણવા ઇચ્છતાં હતાં. એમને ખાતરી હતી કે બાલિગંજ પ્લેસમાંના એમના ઘરમાં જ્યાં ત્રિદીપનાં પથારીવશ દાદીમા ઘરનું કામકાજ સંભાળતાં હતાં ત્યાં રહેવા કરતાં એની અમારે ઘેર વધુ સારી કાળજી લેવાશે.

મારાં દાદીમાએ પત્ર મારા પપ્પાને આપી દીધો, અને એમણે મૅને અમારે ઘેર રાખતાં અમને આનંદ થશે એમ તરત જ લખી નાખ્યું.

પંદર દિવસ પછી ત્રિદીપ અમને મળવા આવ્યો. એણે મારાં મમ્મીપપ્પા સાથે થોડી ઢંગધડા વગરની વાતો કરી અને પછી એણે જણાવ્યું કે એ પોતે પણ મૅ અને મારાં દાદીમા સાથે ઢાકા જવાનો હતો.

બધાં જાય છે ત્યારે ત્યાં જવાનો આ સરસ સમય હોય એવું લાગે છે. એણે કહ્યું.

પછી એ મારા તરફ ફર્યો અને બોલ્યો, દસ દિવસ પછી મૅ જ્યારે અહીં આવે ત્યારે હું એને સ્ટેશને લેવા જવાનો છું. તું પણ આવીશને ?

મૅની કલકત્તાની મુલાકાત અંગે, ઈલાના લગ્નના બીજા દિવસે અમે બંનેએ પહેલી વખત વાત કરી હતી.

ઈલાના લગ્નનો લંડનવાળો ભાગ બહુ સાદો હતો. એણે અને નિકે કોઈક ઠેકાણે રજિસ્ટરમાં સહી કરી, અને સાંજે શ્રીમતી પ્રાઈસે થોડાક લોકોને મારા સહિત જમવા બોલાવ્યા હતા. નિક અને ઈલા બીજા દિવસે કલકત્તા જવા રવાના થવાનાં હતાં. નિકે નક્કી કરેલું કે વિધિસરના હિંદુ લગ્ન કરવાની મઝા આવશે. કલકત્તામાં તૈયારીઓ શરૂ થઈ ચૂકી હતી. મારી મમ્મીએ મને ફોન પર કહ્યું હતું કે એણે જોયેલા કોઈપણ લગ્ન કરતાં આ લગ્ન વધુ દબદબાભર્યું થવાનું જ હતું. ઈલાનાં મમ્મીપપ્પા વ્યવસ્થા કરવા કલકત્તામાં હતાં. તાન્ઝાનિયાથી પાછા ફરતી વખતે એ લોકો રસ્તામાં લંડન રોકાયાં હતાં, કારણ કે ઈલાના પપ્પાએ એમને લગ્નની ભેટ રૂપે લંડનમાં એક ફ્લેટ ખરીદી આપવાનું નક્કી કર્યું હતું. એમને ઈલાના વ્યવહારુ બાબતો અંગેના નિર્ણયો વિશે ક્યારેય ઊંચો અભિપ્રાય ન હતો તેથી ફ્લેટ ખરીદતાં પહેલાં પોતે એ જાતે જ જોઈ લેવા ઇચ્છતા હતા. નિકે બધી પ્રારંભિક તપાસો કરી રાખી હતી, અને છેવટે એમણે ક્લેપહામ કૉમન પરનો એક બે બેડરૂમનો ફ્લેટ નક્કી કર્યો હતો. નિક એનાથી ખૂબ ખુશ હતો, અને એ જ રીતે ઈલા પણ ખુશ હતી. પછી ભલે એ તટસ્થ હોવાનો દાવો કરતી હોય. ઈલા નોકરી કરતી હતી અને સમય કાઢી શકતી ન હતી, એટલે નિક પડદા અને ફર્નિચર ખરીદી લાવ્યો હતો અને ફ્લેટ તૈયાર કરી દીધો હતો જેથી એ લોકો હનીમૂન પરથી પાછા ફરે ત્યારે તરત જ એમને રહેવા જવા માટે જગ્યા તૈયાર હોય. એ લોકો પોતાના હનીમૂન માટે આફ્રિકા જવાની યોજના કરતાં હતાં, એ લોકો દારેસલામમાં ઈલાનાં મમ્મીપપ્પા સાથે એક સપ્તાહ ગાળવાના હતાં અને પછી કેન્યા અને તાન્ઝાનિયાના પ્રદેશો ઈલાના પપ્પાની કારમાં ફરીને જોવાના હતાં.

શ્રીમતી પ્રાઈસના ઘેર વિતાવેલી એ સાંજની મને બહુ આછી સ્મૃતિ છે. મને યાદ છે કે હું એક ભેટ લઈને જતો હતો. એ એક નાનકડી ચાંદીની મીઠા માટેની ડબ્બી હતી જે મેં એક રંગીન કાગળમાં વીંટાળી હતી. આ ડબ્બી મેં એક ઈંગ્લિશ દુકાનમાંથી ખરીદી હતી. આ દુકાનના કાળા સાઈન બોર્ડ પર એકદમ ચોક્કસ ટાઇપ્સ રોમન અક્ષરો હતા અને એક નાનો સોનાનો મોનોગ્રામ હતો જેના પર લખેલું : શ્રીને ભેટ... આ દુકાનની એ સૌથી સસ્તી વસ્તુ હતી, જો કે છતાંય એની કિંમત પૂરા વીસ પાઉન્ડ હતી. લંડન નિવાસના છ મહિના દરમિયાન મેં બચાવેલ એકે એક પેની, અને મેં શ્રીમતી પ્રાઈસને ઘેર જતી વખતે રસ્તામાં એ લગભગ ખોઈ નાખી હતી.

વેસ્ટ હેમ્પસ્ટેડ સ્ટેશન પર હું વહેલો આવી પહોંચ્યો હતો, એટલે મેં એક પબ શોધી કાઢ્યું અને સમય પસાર કરવા ખાતર મારે માટે અડધા પાઈની બિઅરની બોટલ ખરીદી. પણ પછી હું એક લૅબેનીઝ પત્રકાર સાથે વાતચીતમાં વ્યસ્ત થઈ ગયો. અમે

વારાફરતી એકબીજા માટે બિઅર ખરીદ્યા કર્યો અને પછી મેં જ્યારે મારી ઘડિયાળ તરફ જોયું તો મને ખબર પડી કે હું એક કલાકથી પણ મોડો હતો. હું એકદમ ઊભો થઈ ગયો, પબની બહાર ધસી ગયો અને લિમિંગ્ટન રોડ તરફ દોડવા લાગ્યો. થોડે જ ગયો હતો, ત્યાં મેં કોઈનાં પગલાં મારી પાછળ આવતાં સાંભળ્યાં. આજુબાજુ જોતાં મેં લેબેનીઝ પત્રકારને હાથ હલાવતો, રસ્તા પર હાંફતો જોયો. હું ઊભો રહી ગયો અને જેવો એ મારી પાસે આવી પહોંચ્યો કે એણે એક કાગળમાં વીંટાળેલી નાનકડી વસ્તુ મારા હાથમાં મૂકી અને કહ્યું : આ એશટ્રેમાં જતી રહી હતી.

ઈલાને મેં એ ભેટ આપી તો એ ખૂબ ખુશ થઈ. આ શું છે ? એ બોલી. મને કલ્પના કરવા દે. એ હીરાજડિત નાનકડી ટાઈપીન હશે, અથવા, ના, એ પાળેલી કીડીઓને ખવડાવવા માટેની સોનેરી પ્લેટ હશે, અથવા, હા, મને ખબર છે, એ નાના બાળકની આંગળી માટેની અંગૂઠી હશે.

બીજું કોઈ અંદર આવ્યું ને એ બીજી તરફ ફરી ગઈ. હું દીવાલને અઢેલીને એને જોતો રહ્યો. એ ઉલ્લાસભેર હસતી હતી, ચમકદાર ગુલાબી રેશમી પોષાકમાં પોતાના મહેમાનો સાથે વાત કરતાં, એનું પેલું અદ્‌ભુત ખડખડાટ હાસ્ય કરતાં એ રૂમમાં બધે ફરી વળતી હતી. એ સાંજે એ જેટલી ખુશ હતી એટલી ખુશ મેં એને ક્યારેય જોઈ નહોતી.

થોડીવાર પછી મૅએ મને વાઈનનો ગ્લાસ આપ્યો અને ડ્રૉઈંગરૂમમાં લઈ ગઈ. ત્યાં હું ઓળખતો ન હોઉં એવા ઘણા માણસો ભેગા થયા હતા. મૅએ કશુંક કહેવાનું શરૂ કર્યું, પણ રસોડામાં કંઈ મુશ્કેલી ઊભી થઈ હતી અને કોઈ એને બોલાવી ગયું. મેં વાઈનનો બીજો ગ્લાસ મેળવી લીધો, આરામખુરશીમાં બેસી ગયો અને મારી આંખો બંધ કરી દીધી.

પછી ધીમેથી મૅને મેં કહેતાં સાંભળી : ઊઠ, ઊઠ, હવે ઘેર જવાનો સમય થયો છે. અને મેં એનો હાથ મારા ખભાને સ્પર્શતો અનુભવ્યો. મેં મારી આંખો ખોલી ત્યારે એ કુતૂહલથી મારી તરફ જોઈ રહી હતી. એ રૂમમાં બીજું કોઈ હતું નહિ.

હું લથડાતા પગે ઊભો થયો. મેં બોલવાનો પ્રયત્ન કર્યો પણ મારું ગળું કાચકાગળ જેવું થઈ ગયું હતું અને મારો અવાજ રુક્ષ થઈ ગયો હતો. ઈલા ક્યાં છે ? હું માંડમાંડ બોલી શક્યો. એ છે ક્યાં ?

મૅએ સ્થિરતાથી મારે ખભે હાથ મૂકી રાખ્યો. ઈલા નિક સાથે એને ઘેર ગઈ. એ બોલી : એ લોકોને આવતીકાલ માટે પેકિંગ કરવાનું છે. મમ્મી સૂઈ ગયાં છે અને હું પણ મારે ઘેર જવાની તૈયારીમાં છું.

હું પાછો મારી આંગળીનાં ટેરવાં ચાવતો આરામખુરશીમાં પડ્યો. મને ખબર હતી કે ઈલાને એ જાય તે પહેલાં મારે કશુંક કહેવાનું હતું. દિવસોથી એ વાત હું મારા મનમાં ગોખતો હતો, પણ હવે એ શું હતું તે મને યાદ આવતું નહોતું.

તું શું કરીશ ? મૅ બોલી.

હું ફલેહામ પાછો જાઉં એ વધારે સારું છે. મહાપરાણે મારા પગ સ્થિર કરીને મેં કહ્યું.

હું મારો કોટ અને સ્કાર્ફ લેતો હતો ત્યારે મેં અદબ વાળીને શાંતિથી મને જોઈ રહી હતી. મેં જ્યારે એને આવજો કહ્યું ત્યારે એણે શુષ્કતાથી જવાબ આપ્યો. તારી હાલત જોતાં અત્યારે તારે માટે ઘેર જવું ડહાપણભર્યું હોય એમ હું માની શકતી નથી.

અંગીઠીની ધાર પકડી રાખીને મેં કહ્યું : મને સારું છે ખરેખર.

મારી પાસે તારી યોજના કરતાં વધારે સારી યોજના છે. એણે હસીને કહ્યું. મને લાગે છે કે તારે મારી સાથે ઈઝલિંગટનના ઘેર આવવું જોઈએ. હું તારે માટે સુવાની વ્યવસ્થા કરીશ અને તને કંઈક ખાવાનું આપીશ. આવતીકાલે સવારે તું તારે ઘેર જતો રહેજે, બંગાળનો ફરી નવો થયેલો છોકરો થઈને. આ શક્યતા અંગે થોડો વિચાર કરવાની હું તને ખાસ વિનંતી કરું છું કારણ કે જો અત્યારે તું ફલેહામ જવાનો પ્રયત્ન કરીશ તો તું માત્ર મારી સવાર જ બગાડીશ. દરેક હૉસ્પિટલમાં ફોન કરવામાં મારા કલાકો બગડશે, એ ખાતરી કરી લેવા માટે કે એમાંની કોઈમાં તને દાખલ તો નથી કરી દેવો પડ્યો.

મને થયું કે મારે સામે કોઈ દલીલ કરવી જોઈએ. પણ મારી નિરાંત ખાતર, મને એવી કોઈ દલીલ મળી હોય એમ લાગ્યું નહિ.

સારું. હું બોલ્યો. હું તું કહે તેમ કરીશ. જો તને ખાતરી હોય કે એથી તને બહુ વધારે મુશ્કેલી નહિ પડે એમ હોય તો.

સરસ. એણે કહ્યું, તેં ડાહ્યા થવાનો નિર્ણય કર્યો છે તેથી હું ખુશ છું.

અમે છેલ્લી ટ્રેન ચૂકી જ ગયાં હતાં એટલે મેંએ ટેકસી લાવવા ફોન કરવાનું નક્કી કર્યું. એ થોડી જ ક્ષણમાં આવી પહોંચી, અને પોતાની પાછળ દરવાજો બંધ કરતાં એ મને ઘરની બહાર લઈ ગઈ.

એક વખત અમે ટેક્સીમાં ગોઠવાયાં, કે મને લાગ્યું મારો શ્વાસ ખૂબ જોરથી ચાલતો હતો, મારું ગળું આંકડી આવતા પહેલાં થાય એવી ગૂંગળામણથી સજ્જડ થઈ ગયું હતું. મેં બારીનો કાચ નીચો કર્યો અને મારું માથું એમાંથી બહાર કાઢ્યું. હવા ઠંડી હતી, મોડી રાતના પાર્સલોવાળાની દુકાને તળાતી માછલી અને વિનિગરવાળી ચિપ્સની તીવ્ર ગંધ આવતી હતી. મારા કાન બહેરા થઈ ગયા અને મારી આંખોમાંથી પાણી ટપકવા લાગ્યું, પણ હવાના ઝાટકાથી હું જાગી ગયો. શિયાળાની સવારે સરસવ તેલના માલિશ પછી છૂટે એવી ઝણઝણાટી મારા શરીરમાં શરૂ થઈ ગઈ. મારા વૃષણ અને જાંઘ પરની ત્વચા અને વાળ સળવળતા હું અનુભવી શકતો હતો. મારી પીધેલી અવસ્થામાં મારા શરીરના કોઈ એક ભાગે જાણે કે ઈલાના લગ્નનો શોક કરવા અંગે મને ચટકા ભર્યા કરવા માટેનું સાધન ન શોધી કાઢ્યું હોય.

મારા ખભા પર કશાકનો સ્પર્શ થતો મેં અનુભવ્યો. મેં ચિંતાતુર થઈને મારી

સામે જોઈ રહી હતી. તને ઠીક તો છે ને ? એ બોલી. હું ટેક્સીવાળાને થોભવા માટે કહું ?

ના. મેં મારી ડોકી ધુણાવી. પછી મેં એનો હાથ મારા હાથ પરથી લઈ લીધો અને મારાં બંને હાથ વચ્ચે એને દબાવી દીધો.

સારું, સારું. એણે પોતાનો હાથ પાછો ખેંચી લેતા શુષ્કતાથી કહ્યું.

હું એની તરફ ઢળ્યો, મારો હાથ એના ખભા ફરતે સરકાવ્યો અને એના કાનની બૂટ પર મારી જીભ ફેરવતાં એને ચૂમી લીધી.

એક ક્ષણ માટે એ એટલી બધી ચોંકી ગઈ કે બોલી જ ન શકી. પછી એણે ઊંડો શ્વાસ લીધો અને એનું શરીર સજ્જડ થઈ ગયું. એણે પોતાના બંને હાથ મારી છાતી પર મૂકી દીધા ને મને પાછળ હડસેલી દીધો.

તું દારૂથી ગંધાય છે. એ મોઢું ચડાવીને બોલી. હું ઇચ્છું કે તું કોઈ ગરબડ ઊભી નહિ કરે.

મેં કાચમાંથી ડ્રાઈવર સાથે નજર મેળવી. એ પશ્ચિમ ભારતનો યુવાન હતો. એ મને જોઈ રહ્યો હતો, કશાય હાવભાવ વગર. એની આંખો રસ્તા પરથી ફરી કાચ પર ફરતી હતી. મારી અને એની નજર મળી ત્યારે એનો હાથ ડેશબોર્ડ પર વાંકોચૂંકો ફરતો હતો. એણે કશાક સાથે રમત કરી અને એ વસ્તુને અવાજ સાથે નીચે પડી જવા દીધી. એ લોઢાની હથોડી હતી. બીજીવાર જ્યારે એની આંખ મારી સાથે મળી ત્યારે એ હસ્યો.

અમે એને ઘેર પહોંચ્યાં ત્યાં સુધીમાં મેં ચિંતાતુર બની ગઈ હતી. એણે ડ્રાઈવરને જે વિચિત્ર હાવભાવથી પૈસા ચૂકવ્યા તે પરથી જ હું સમજી ગયો હતો. પણ હું માત્ર ઉત્સુક હતો, એ ગભરાયેલી છે અને એના ગભરાટને મારી સાથે કંઈક નિસ્બત છે એ વાત મારા ધ્યાનમાં આવી નહિ.

મહેરબાની કરીને દાદર ઉપર ચઢતી વખતે અવાજ કરતો નહિ. ધીમેથી શબ્દો છૂટા પાડીને એણે કહ્યું. મકાનમાલિકને જો કોઈ જગાડી દે તો એ ખૂબ ગુસ્સે થઈ જાય છે.

હું શાંત રહીશ. મેં કહ્યું. હું એની પાસે ગયો અને એના વાળમાં આંગળી ફેરવી.

રહેવા દે. પોતાનું માથું હટાવી લેતાં એ બોલી. તું શું કરે છે તે તું જાણે છે ?

ચૂ...પ. મેં કહ્યું, તું મકાનમાલિકણને જગાડી દઈશ.

એ દબાતે પગલે ઉપર ગઈ, બારણું ખોલ્યું અને મારી પાછળ ઝડપથી બંધ કરી દીધું.

હવે તું ત્યાં જતો રહે. પોતાનો પલંગ બતાવીને એણે કહ્યું. પથારીમાં પડ અને તરત જ ઊંઘી જા. મને ડર છે કે મારી પાસે તને બદલવા આપવા કોઈ ડ્રેસ નથી, એટલે તારે તું છે એ જ ડ્રેસમાં સૂઈ રહેવું પડશે.

તરત જ? મેં ખી ખી કરતાં કહ્યું. મને ખબર છે તારા કહેવાનો એવો અર્થ નથી, ખરેખર નથી.

મહેરબાની કર. એ બોલી. હવે એનો અવાજ કર્કશ થઈ ગયો હતો. મહેરબાની કરીને સૂઈ જા.

મેં પલંગ તરફ જોવા પીઠ ફેરવી. એ નાનો અને સાંકડો હતો. એના પર રજાઈઓ અને ધાબળાઓનો ઊંચો ઢગલો હતો અને ઉપર લીલી ચાદર ઓઢાડેલી હતી.

એકદમ અચાનક મને એક વિચાર આવી ગયો.

પણ જો હું ત્યાં સૂઈ જઈશ તો? પીધેલી અવસ્થામાં હું બોલ્યો, તો પછી તું ક્યાં સૂઈશ?

હું બરાબર છું. એણે ઝડપથી કહ્યું. મારી ચિંતા કરીશ નહિ.

પણ હું તારી ચિંતા કર્યા વગર રહી શકતો નથી. મેં કહ્યું. તું ક્યાં સૂઈ જઈશ?

એ પલંગ પાસે ગઈ અને ઓછાડ હટાવી દીધો. પલંગ સંપૂર્ણપણે, સ્વચ્છ ચાદર અને ઓશીકાઓથી સજ્જ હતો પણ એ અકળાવે એ રીતે વપરાયા વગરનો લાગતો હતો. રજાઈઓની નીચે ગુલાબની પત્તીઓનાં પેકેટ હતાં અને ચાદરોમાંથી લેવેન્ડર અને ગુલાબની ભીની સુગંધ આવતી હતી.

આમ પણ હું પલંગ પર સૂતી નથી. ગુલાબની પત્તીઓનાં પેકેટ ઉઠાવી લેતાં એ બોલી.

એમ, ખરેખર? મેં કહ્યું. જો તું અહીં નથી સૂઈ જતી તો પછી કોના પલંગ પર સૂઈ જાય છે?

એણે મારા તરફ ઝડપથી એક તેજીલી નજર નાખી. હું ત્યાં સૂઈ જાઉં છું, ઓરડામાં જમીન તરફ ચીંધતા એ બોલી.

ક્યાં? મેં કહ્યું.

મને જવાબ આપ્યા વગર એણે કબાટ ખોલ્યું અને એક પાતળી શેતરંજી, એક ચાદર ને બેચાર ધાબળા બહાર કાઢ્યાં અને રૂમની બીજી તરફ લઈ ગઈ. ઘૂંટણિયે પડીને એણે શેતરંજી ખોલી અને જમીન પર પાથરી દીધી. એ ખૂબ પાતળી હતી, એક ચાદરથી વધારે ઘટ્ટ નહિ.

તારાથી ત્યાં ન સુવાય. હું ચોંકી જઈને બોલ્યો. હું નથી માનતો કે તું ત્યાં સૂઈ શકતી હોઈશ. તો પછી તેં પલંગ રાખ્યો છે શા માટે?

અરે પલંગ, એ બોલી. એ તો લોકોને દેખાડવા માટે રાખ્યો છે - જેથી એ લોકો મને વિચિત્ર ન માને.

તારી પાસે તો ઓશીકું પણ નથી. મેં કહ્યું.

ના. એણે મોં ફેરવીને કહ્યું. એ ટેવ પાડવી બહુ મુશ્કેલ હતી.

તું આમ શા માટે કરે છે? મેં કહ્યું. આમ ત્યાં નીચે સૂઈ જવું બહુ કપરું લાગતું હશે.

એ એટલું બધું ખરાબ નથી હોતું. એણે ટૂંકામાં કહ્યું. એ લોકો ટેલિવિઝન પર કહે છે એવી મોટી વાત નથી. છેવટે તો જગતમાં ઘણા બધા માણસો આમ જ સૂવે છે. મેં માત્ર એટલું જ વિચાર્યું કે હું મારી જાતને બહુમતી સાથે ખેંચી જઈશ.

એણે ઊભી થઈને પોતાના હાથ સાફ કર્યા. સારું, એ બોલી. હવે તું સૂઈ જા - મહેરબાની કર.

હું પણ મારા શરીરનું દમન કરી શકું? હું પણ તારી સાથે ત્યાં સૂઈ જાઉં?

એ હસવા લાગી. એના મોં પરથી તણાવ દૂર થતો હતો.

આવતી કાલે સવારે તને આ બધું ખૂબ મૂર્ખામીભર્યું લાગવાનું છે. એણે કહ્યું. હું તને જ્યારે યાદ કરાવું ત્યારે મારે તારું મોઢું જોવું છે.

મેં, મહેરબાની કર. મેં કહ્યું.

અરે મૂર્ખ, એણે હસીને કહ્યું. તું નશામાં છે, તારી ખરેખર એમ કરવાની ઇચ્છા નથી. હું તો તારી અપરિણિત માશી બનવા જેટલી મોટી છું.

મારી ઇચ્છા છે. હું બોલ્યો. મારી ખરેખર ઇચ્છા છે.

સારું, તું ભાનમાં આવશે ત્યારે આવું બોલી શકશે કે કેમ તે આપણે જોઈશું. એણે કહ્યું અને હાલ પૂરતું તો તારે એમ જ સૂઈ જવું પડશે. બોલ સૂઈશને?

એણે મને ધીમેકથી પલંગ તરફ ધકેલ્યો. હવે મહેરબાની કરીને સૂઈ જા. એ બોલી.

તું મારી મશ્કરી કરે છે. એનો હાથ હડસેલી દેતાં મેં કહ્યું. તારે આમ મને હસી કાઢવો ન જોઈએ.

હું એની પાસે ગયો. એનું મોં મારા હાથમાં લીધું અને એને મારા તરફ ખેંચી.

અરે, મહેરબાની કરીને એમ ન કર. એની આંખો ડરથી પહોળી થતાં એણે કહ્યું. મહેરબાની કર.

શા માટે નહિ? મેં કહ્યું. મેં એના ખુલ્લા મોં પર ચુંબન કર્યું અને ઝડપથી મારો જમણો હાથ એની ડોક નીચે, એના બ્લાઉઝમાં ને એની બ્રેશિયરના પટ્ટામાં સરકાવી દીધો.

રહેવા દે! મારા મોં પર નખોરિયાં ભરતાં એ બોલી.

શા માટે? મેં કહ્યું. મારા ડાબા હાથે મેં એને મારા શરીર સાથે સજ્જડ પકડી રાખીને દબાવી દીધી, જેથી એ એના બંને હાથ મુક્ત ન કરી શકે. હવે મારો જમણો હાથ સ્તનને દબાવતો અંદર ઊંડે એના ડ્રેસમાં હતો.

મહાપ્રયત્ને, દાંત કચકચાવીને એ મારી પકડમાંથી તડફડતી પાછળ હટી ગઈ અને પથારીમાં પડી. એનો ડ્રેસ ફાટી જવાનો ચરરર અવાજ થયો ને હું હવામાં બાચકા ભરતો રહી ગયો. મેં જ્યારે નીચે એના તરફ જોયું ત્યારે એ પથારી પર ઘૂંટણિયે પડી હતી અને એના ફાટેલા ડ્રેસમાંથી, પાંસળીઓ પર ફેલાતું એનું સ્તન નીચે લટકતું હતું.

સાલા, જંગલી ! એણે ચીસ પાડી. એ પથારીમાંથી ઊભી થઈ અને રૂમમાં ફરી વળી અને એકાએક બત્તીઓ બુઝાઈ ગઈ. મેં એને રૂમમાંથી બાથરૂમ તરફ જતી સાંભળી અને હું પથારીમાં છુપાતો અંદર સરકી ગયો. એક ક્ષણમાં જ હું ઊંઘી ગયો હતો.

બીજે દિવસે સવારે હું જાગ્યો ત્યારે મારું માથું ધમધમતું હતું અને મારા મોઢામાં ખાટા પિત્તનો સ્વાદ આવતો હતો. મેં રસોડામાં પ્લેટો ખખડવાનો અવાજ સાંભળ્યો. મેં માથું ઊંચું કર્યું અને મૅને વોશબેસિન પાસે ઊભેલી જોઈ. એણે ઊડી ગયેલા રંગવાળું કથ્થાઈ જીન્સ અને સફેદ પુલોવર પહેરી લીધાં હતાં અને એના રાખોડી લકીરોવાળા વાળની રબ્બર બેન્ડથી પોનીટેલ વાળી દીધી હતી. એની પથારી અને બ્લેન્કેટ એક ખૂણામાં સરસ રીતે વાળીને મુકાઈ ગયાં હતાં.

હું એને બોલાવવા જતો હતો એટલામાં જ મારી આંખ સમક્ષ, એની પથારીમાં ઘૂંટણિયે પડીને પોતાના ઉઘાડા સ્તનને ઢાંકવાનો પ્રયત્ન કરતી છબી ઝબકી ગઈ. હું પાછો ઓશીકા પર પડ્યો અને મારી આંખો મીંચી દીધી. ધીમે ધીમે, ગઈકાલ રાત્રે મેં જે કંઈ કર્યું હતું અને કહ્યું હતું તે એક જ ક્ષણમાં ભયંકર વિગત સાથે મારી આંખ સમક્ષ પાછું તરવરી ઊઠ્યું.

હું જાગી ગયો હતો એની મૅને ખબર પડી જ ગઈ હશે. મારા ચહેરા પરનો પરસેવો એણે જોયો જ હશે. મેં મારા ઉપર એનો અવાજ સાંભળ્યો, ધીમે અને ગંભીર એ કહેતી હતી : સારું છે ? તને લાગે છે કે હવે તું કંઈ ખાઈ શકીશ ?

મેં આંખો ખોલી ત્યારે એ નીચે મારા તરફ જોતી હતી. એનો ચહેરો શાંત અને ઉદાસ હતો.

મૅ... મેં શરૂઆત કરી. હું એની સામે જોઈ શકતો ન હતો. મેં મારું માથું નીચું નાખી દીધું.

હં અઅઅ... એણે શાંતિથી કહ્યું. મને ખબર હતી, એ રાહ જોતી હતી.

મને ખબર નથી કેવી રીતે... મેં ફરી શરૂ કર્યું. પ્રયત્ન કરીને મેં મારું માથું ઊંચું કર્યું. એ હજુ મારી સામે જોતી હતી. એની નજર અવિચળ, સ્થિર હતી.

મને ડર છે કે તારે એ કહેવા માટે કોઈ રીત શોધી કાઢવી પડશે, એ બોલી. હું ઓછામાં ઓછું માત્ર એટલું જ ઇચ્છું છું.

હું દિલગીર છું. મેં કહ્યું. હું બીજું શું કહી શકું ? હું કેટલો બધો દિલગીર છું એ તને બતાવવાનો કોઈ રસ્તો છે ખરો ?

એ હજુ પણ સ્થિર નજરે મારા તરફ જોઈ રહી હતી, પણ હવે એના મોંનો ખૂણો ખેંચાયેલો હતો.

હવે તને તું બહુ બળિયો હોય એમ નહિ લાગતું હોય એવું આપણે ધારી લઈએ ? એણે કહ્યું.

હા.

એના હોઠ સ્મિતમાં મરડાયા અને એણે એક હાથ લંબાવી મારા માથા પાછળ ટપાર્યો.

ચલ ઊઠ. એ બોલી. પથારીમાંથી બહાર આવ અને તારું મોં ધોઈ નાખ. પછી હું તારા માટે કંઈક નાસ્તો બનાવવાનું વિચારીશ.

હું બાથરૂમમાંથી બહાર આવ્યો એ દરમિયાન આમલેટ અને ટોસ્ટની પ્લેટ અને નારંગીના જ્યૂસનો એક ગ્લાસ ટેબલ પર મારી રાહ જોતાં હતાં. હવે હું ખૂબ ભૂખ્યો થયો હતો. મને યાદ આવ્યું કે ગઈ રાત્રે મેં કશું પણ ખાધું નહોતું, પણ મૅ હજુ રસોડામાં વ્યસ્ત હતી તેથી હું ખુરશી પાછળ ઊભો રહ્યો અને રાહ જોવા લાગ્યો.

મારી રાહ ન જોઈશ. એણે બૂમ પાડી. ચલ, ખાવાનું શરૂ કર. તારા બધા ઉધામા પછી તું ભૂખ્યો થયો હોઈશ.

પણ તારું શું ? મેં વિચિત્રતાથી પૂછ્યું, તું કશો નાસ્તો નથી કરવાની ?

જો હું તારી જગ્યાએ હોત તો એ વિશે કશી ચિંતા ન કરત. એ બોલી. હકીકતમાં જો હું તારે સ્થાને હોઉં તો ટોસ્ટ અને આમલેટ ઠંડા પડી જાય અને ચીવડ થઈ જાય એ પહેલાં મેં ખાવાનું શરૂ કરી દીધું હોય. આ બ્રેડ આજકાલ આપણને જે ખાવા માટે ભલામણ કરવામાં આવે છે તેથી ફાડા ઘઉંની બનાવટ છે. એની તકલીફ એ છે કે એક મિનિટ કરતાં એને વધારે એમનો એમ રહેવા દઈએ તો એ ફરી પાછી કણેક જ બની જાય છે.

બીજો એક પણ શબ્દ બોલ્યા વગર હું બેસી ગયો અને ખાવાનું શરૂ કર્યું. તરત જ એણે પ્લેટો મૂકી દેવાનું કામ પૂરું કર્યું અને દીવાલને અઢેલીને મને નાસ્તો કરતા જોતી ઊભી રહી ગઈ.

બીજા વધારે ટોસ્ટ આપું ? એણે કહ્યું.

હા. હું બોલ્યો. પણ તારું શું ? તું કશું જ ખાવાની નથી ?

એણે મને બીજી એક સ્લાઈસ આપી અને પોતાનું માથું હલાવ્યું.

તો પછી તેં તારો નાસ્તો પહેલેથી જ પતાવી લીધો છે ? મેં કહ્યું.

ના.

હવે હું મૂંઝાઈ ગયો. તો પછી ? મેં કહ્યું.

આજે હું કશો નાસ્તો ખાવાની નથી. એ બોલી.

શા માટે નહિ ?

એ હસી. દેખીતું છે. એણે કહ્યું, કલકત્તામાં લોકોને કુતૂહલ અને બિલાડી અંગેની જૂની કહેવત ખબર નથી. તારા પ્રશ્નનો જવાબ છે : હું આજે કશો પણ નાસ્તો કરવાની નથી કારણ આજે શનિવાર છે.

એનો શો અર્થ ? મેં ગૂંગળામણ અનુભવતાં કહ્યું.

હું શનિવારે કશું પણ ખાતી નથી. એણે કહ્યું. તું એને મારા ઉપવાસનો દિવસ

કહી શકે છે.

તારા ઉપવાસનો દિવસ? મેં કહ્યું. તું એમ કહેવા માંગે છે કે તું દર શનિવારે ઉપવાસ કરે છે?

એણે ડોકી ધુણાવી: હા. હું બરાબર એમ જ કહેવા માગું છું.

પણ શા માટે? મેં કહ્યું.

આ તો પ્રશ્નોત્તરીની શરૂઆત થતી હોય એમ લાગે છે. એ બોલી. સારું, હું ઉપવાસ કરું છું કારણ કે થોડાં વર્ષ પહેલાં મને લાગ્યું હતું કે થોડા થોડા વખતે એકાદ વાર કંઈ પણ લીધા વગર રહેવાનો વિચાર ખરાબ નથી. કોને ખબર છે ભવિષ્યના પેટાળમાં શું સંગ્રહાયું હશે - મારે માટે અથવા તારે માટે, અથવા તો એ સંદર્ભે, માનવ જાત માટે? આપણે પ્રયત્ન કરી શકીએ અને આપણી જાતને તૈયાર પણ કરી શકીએ. અને ત્યારથી મને લાગેવળગે છે ત્યાં સુધી સપ્તાહના ઘણા બધા દિવસો બહુ સરખા હોય છે. મને થયું કે ભલે એ શનિવાર હોય. તારો ટોસ્ટ ફરી ઠંડો પડવા માંડ્યો છે, મને થાય છે તને ચેતવી દઉં.

હું આ સમજી શકતો નથી. મેં કહ્યું. મને લાગે છે તું મજાક કરે છે.

અરે મહેરબાની કર. એણે કહ્યું. તું એની ચર્ચા ન કર્યા કર. એ વાત એટલી ચિંતા કરવા જેટલી નથી.

એ એના નાનકડા રસોડામાં ગઈ અને ઓરેન્જ જ્યુસનો ડબ્બો લઈ પાછી આવી.

મને ખબર નથી કે આજના દિવસનો તારો કોઈ કાર્યક્રમ છે કે નહિ. એ મારો ગ્લાસ ભરી આપતાં બોલી. પણ મારે તો કેટલાંક ઉમદા કાર્ય માટે પૈસા ભેગા કરવા રસ્તાઓ પર બહાર જવું પડશે. મને ઓક્સફર્ડ સ્ટ્રીટ અને રીજન્ટ સ્ટ્રીટનો ખૂણો સોંપવામાં આવ્યો છે. અમારા ગુડવર્કર્સની ટીમ માટે આ લતો પ્રતિષ્ઠાભર્યો ગણાય છે. હું તને કંઈક ખૂબ લાભદાયક વાત જણાવી શકીશ. જો તારી ઇચ્છા હોય તો તું મારી સાથે આવી શકે છે.

તું શાને માટે પૈસા ભેગા કરે છે?

ખાસ કરીને તો આફ્રિકાના દુષ્કાળ રાહત ફંડ માટે. એણે કહ્યું. પણ કોણ જાણે છે? કોઈ દિવસ તને પણ એનો લાભ મળે.

સારું. મારા હોઠ પરથી મધ અને માખણ ચાટી લેતાં મેં કહ્યું. હું તારી સાથે આવીશ. હું તને બહુ ઉપયોગી નહિ થઈ શકું, પણ મને આવવાનું ગમશે.

ત્યાં ખૂબ ગિર્દી હશે. મે બોલી. અને વિશેષ તો આરામદાયક પણ નહિ હોય. હું તને ચેતવી દઉં છું.

અરે, હું તો ગિર્દીથી ટેવાયેલો છું. મેં કહ્યું.

સારું, આપણે જોઈશું. એણે કહ્યું. તને આ ખાસ પ્રકારની ગિર્દી જરા વધારે શ્રમજનક લાગે પણ ખરી.

એવું બન્યું કે એ સાચી પડી. અમારી બગલોમાં પોસ્ટરો દબાવીને અને હાથમાં ફંડ ઉઘરાવવાના ડબ્બા લઈને, અમે ઓક્સફર્ડ સ્ટ્રીટ અને રીજન્ટ સ્ટ્રીટના ત્રિભેટાના અન્ડરગ્રાઉન્ડ સ્ટેશનની બહાર નીકળ્યાં. તે જ ક્ષણે મેં જોયું કે પ્લાસ્ટીકની થેલીઓ અને પેકેટોથી લદાયેલા, ઝડપથી પસાર થતાં ગ્રાહકોના પ્રચંડ ધસારા વચ્ચે અટવાતો હું એકદમ રેબઝેબ થઈ ગયો હતો.

મને ખ્યાલ આવે તે પહેલાં હું ધકેલાઈ ગયો હતો, અને મેં જ્યારે આસપાસ જોયું તો મને માત્ર ડિપાર્ટમેન્ટ સ્ટોર્સની બત્તીઓથી અને પૂતળાંઓથી ચળકતી, ઊંચી બારીઓ અને આખે રસ્તે ધસી જતો ગ્રાહકોનો કાફલો જ દેખાયાં. પછી મેં મૅનો અવાજ સાંભળ્યો અને એને એક ખૂણામાં, મારા તરફ હસતી અને હાથ હલાવતી જોઈ. મને એની પાસે પાછા જતાં જરા વાર લાગી. મારી પૂંઠ દુકાનની બારીઓ તરફ રાખીને, ધસારામાંથી મારે મારો રસ્તો કરવાનો હતો.

તો તું ગિર્દીથી ટેવાયેલો છે. મૅ હસીને બોલી.

એણે મને રસ્તા અને ફૂટપાથ વચ્ચેની રેલિંગ પર પોસ્ટરો કેવી રીતે ટીંગાડવા તે બતાવ્યું. પછી એણે મારા ઉઘરાણીના ડબ્બાને ટપાર્યો અને બોલી : આગળ વધ - સારી શોધ કર.

હું ઊભરાતા ટોળાને છેડે જઈ ઊભો અને મારો ડબ્બો આશાભેર બહાર કાઢ્યો. પણ પા કલાક પછી હજુ એક પણ જણ એમાં કંઈ નાખવા ઊભું રહ્યું નહિ. અને મને આશ્ચર્ય થવા લાગ્યું કે એ લોકોને હું દેખાતો પણ હતો કે નહિ. હું નિરાશ થઈને રેલિંગને અઢેલીને ઊભો રહી ગયો અને મૅને જોઈ રહ્યો.

એ પોતાના કામમાં કુશળ હતી તે તરત જ સ્પષ્ટ થઈ ગયું. એની હંમેશની ચંચળ અને બલ્કે શરમાળ પ્રકૃતિ અદશ્ય થઈ ગઈ હતી. એનો અવાજ મોટો અને પ્રભાવક બન્યો હતો. એ ટોળામાંથી કોઈ વ્યક્તિને પસંદ કરતી, એ સ્ત્રી કે પુરુષની સાથે નજર મેળવતી, આગળ ડગલું ભરતી અને પોતાનો ડબ્બો આગળ ધરતી. અનિવાર્યપણે એ લોકો એમાં કશુંક નાખતા.

એના કૌશલ્યને અજમાવવા હું પાછો ગયો, અને થોડી જ વારમાં લોકો મારા ડબ્બામાં પણ પૈસા નાખવા લાગ્યા. થોડા કલાકો પછી મારા અડધા ભરાયેલા ડબ્બા સાથે હું મૅની બાજુએ પાછો ગયો અને એ ડબ્બાને બેઠક બનાવીને એના પર બેસી ગયો.

બસ થાકી ગયો ? મૅ બોલી.

જરા વિરામ લઉં છું. મેં એને કહ્યું. આપણે કોઈક ઠેકાણે જઈને કૉફી ન પી શકીએ ?

ના. એણે કહ્યું. આપણે કામ કરવાનું છે.

મને કહે. હું બોલ્યો. ગુડવર્કર્સની ઉચ્ચાવચ શ્રેણીમાં તું ખૂબ આગળ હોઈશ. તારે તો હેલિકોપ્ટરોએ ક્યાં જવું ને એવી બધી બાબતો નક્કી કરવી જોઈએ, ખરુંને ?

ખરેખર આવા પ્રકારનું પગ દુખાડવાનું કામ હવે તારે ન જ કરવું જોઈએ. આ તો નાના નવાસવા આવનારાઓ માટે જ હોવું જોઈએ.

મને આ કામ કરવું ગમે છે. એણે કહ્યું. એ કંઈક અંશે ઉપયોગી લાગે છે.

એણે નીચે મારા તરફ જોયું, અને એના ચહેરાની રેખાઓને મૃદુ બનાવી દેતું, એક તીરછું, આછું સ્મિત કર્યું.

તને ખબર છે? હું બોલ્યો, હું જ્યારે તને પહેલીવાર મળ્યો ત્યારે તેં બરાબર આવી જ રીતે મારી સામે જોયું હતું. તને યાદ છે? એ વખતે હું અત્યારે જોઉં છું એ જ રીતે ઊંચે તારી સામે જોતો હતો.

એ વખતે તારે બધા સામે ઊંચે જ જોવું પડતું હતું. એણે એક જાંબલી રંગની હેટ પહેરેલી સ્ત્રી સામે ફાળાનો ડબ્બો ધરતાં કહ્યું.

પણ તને યાદ છે ખરું? હું બોલ્યો.

હા, અલબત્ત, એણે કહ્યું. હાવરા સ્ટેશન પર, ખરુંને?

એ ફ્રન્ટિયર મેલમાં આવી પહોંચી હતી. મારા પપ્પા, ત્રિદીપ અને હું એને સ્ટેશને લેવા ગયા હતા.

હાવરા જતી વખતે રસ્તામાં હું ખૂબ ચિંતિત હતો. તું એને કેવી રીતે ઓળખી શકીશ? હું ત્રિદીપને સતત પૂછ્યા કરતો હતો - એ કેવી લાગે છે તે પણ તને ખબર નથી. એ નાનકડી બાળકી હતી ત્યાર પછી તેં એને જોઈ પણ નથી.

પણ ત્રિદીપને ચિંતા ન હતી. હું ગમે તેમ કરીને એને ઓળખી કાઢીશ એ બોલ્યો હતો, તું જરા થોભ અને જોયા કર.

પણ અલબત્ત મને તો ચિંતા હતી જ : એ લોકોએ એકબીજા સાથે ફોટાઓની અદલાબદલી કરી હતી એની મને ખબર નહિ. અંદરખાનેથી મને ખાતરી હતી કે હું જ એને પહેલા ઓળખી કાઢીશ. આનું કારણ એ હતું કે મેં એના નામ અંગે એક મત ઘડી કાઢ્યો હતો. પહેલાં એનું નામ મને મૂંઝવતું હતું : મને આશ્ચર્ય થતું કે એનું નામ મહિનાના નામ પરથી શા માટે પાડવામાં આવ્યું હતું. પછી મેં કોઈક ઠેકાણે વાંચ્યું કે ઈંગ્લિશ બટરકપ ફૂલો મે મહિનામાં ખીલતાં હતાં. બાકીનું બધું સરળ થઈ ગયું. દેખીતી રીતે જ એનું નામ મે પાડવામાં આવેલું કારણ કે એ બટરકપ જેવી લાગતી હતી. મને ખાતરી હતી કે હું એને પહેલાં ઓળખી કાઢીશ. ત્યાં હું જ એકલો એવો હતો જેને શું શોધવાનું છે તેની ખબર હતી.

ફ્રન્ટિયર મેલ ધુમાડા કાઢતો પ્રવેશ્યો ત્યારે અમે પ્લૅટફૉર્મ પર રાહ જોતા હતા. એમાંથી એક મોટું ટોળું બહાર નીકળ્યું અને પ્લૅટફૉર્મ પર વિખેરાઈ ગયું. અમે અડધો કલાક રાહ જોઈ, તેમ છતાં એનાં કોઈ ચિહ્ન જણાયાં નહિ. ત્રિદીપનો ઉત્સાહ હવે થોડો ઓછો થયો હતો. એણે એની આંગળીના નખ ચાવવા માંડ્યા હતા. હું રડવા જેવો થઈ ગયો હતો.

મેં ધાર્યું હતું એવું જ બરાબર થયું : મેં એને સૌથી પહેલાં જોઈ. પોતાના બે પગ વચ્ચે એની સૂટકેસ રાખીને એ એક ચાવાળાની દુકાને શાંતિથી ઊભી હતી. હું સ્તબ્ધ થઈ ગયો હતો : દૂરથી એ મેં ધાર્યું હતું એવી જરાપણ લાગતી ન હતી. એણે મને પોતાના તરફ તાકી રહેતો જોયો અને સ્વાભાવિક રીતે હાથ હલાવ્યો. પછી મારા પપ્પાએ પણ એને જોઈ અને સામો હાથ કર્યો.

એણે પોતાની સૂટકેસ ઊંચકી લીધી અને દોડતી અમારા તરફ આવી. સૂટકેસ પ્લૅટફૉર્મ પર મૂકી દઈને, એણે મારા પપ્પા સાથે હાથ મિલાવ્યા અને પછી જાણે કે કોઈ મોટી ઊંચાઈ પરથી જોતી હોય એમ નીચે મારા તરફ જોયું. મારા વાળમાં હાથ ફેરવ્યો, હસીને, તેથી એની ભૂરી આંખો પવનથી હાલતા પાણી જેવી ટમટમવા લાગી હતી.

હવે હું જરાય નિરાશ નહોતો. એ સહેજ પણ બટરકપ જેવી નહોતી લાગતી તેનો મને કંઈ વાંધો નહોતો - મને એ પૂરતી વિદેશી લાગી.

ટટ્ટાર થઈને એણે મારા માથા પરથી ઊંચે જોયું અને પાછળ હટી ગઈ. મને ખબર હતી, એણે ત્રિદીપને જોયો હતો એટલે હું પાછળ ફર્યો નહિ, કારણ કે એ જ્યારે ત્રિદીપને મળે ત્યારે મારે એનો ચહેરો જોવો હતો. એ પહેલાં એને ઓળખી શકી નહિ - હું કહી શકતો હતો. કારણ કે એણે એની સામે એક સામાન્ય રીતે, બધાને આવરી લેતું સ્મિત કર્યું હતું, જાણે કે એને એમ લાગ્યું હતું કે એ અમારી સાથે હતો અને નમ્રતા ખાતર સ્મિત કરતો હતો. પછી એનું સ્મિત ઊડી ગયું અને એની આંખો પહોળી થઈ ગઈ. હાથ ઊંચો કરીને એણે એના તરફ નિર્દેશ કર્યો અને બોલી : તું, તું...

હું એક બાજુ સરકી ગયો જેથી એ બંનેને વધુ સારી રીતે જોઈ શકું.

ત્રિદીપ શરમાઈને એના તરફ માથું ઝુકાવતો હતો. હું કહી શકું કે એ સ્મિત કરવાનો પ્રયત્ન કરતો હતો. મેં એને દોષ ન દીધો. એ ક્ષણ એવી તો જીરવી ન શકાય તેટલી નાજુક હતી કે મને ખાતરી હતી કે હું જો એની જગ્યાએ હોત તો સ્મિત પણ ન કરી શક્યો હોત.

એ પછી મેંએ જે કર્યું તે આજે પણ મારા મગજમાં કોઈ ધીમી ગતિએ ચાલતી ફિલ્મની જેમ મને દેખાય છે. એ ભરચક પ્લૅટફૉર્મ પરના ઘોંઘાટ અને ગરબડ કેવી રીતે બાષ્પીભૂત થઈ ગયા લાગ્યા હતા તે મને યાદ છે. ચાવાળાની દુકાનની પાછળ ઊભા રહીને, પોતાનું મોં પહોળું કરીને બગાસું ખાતા માણસનો ચહેરો મને યાદ છે. મારા પપ્પાની અશ્રદ્ધાથી પહોળી થતી જતી આંખો પણ મને યાદ છે.

એ ત્રિદીપ પાસે ગઈ અને એના બંને ગાલે ચૂમી ભરી.

પ્લૅટફૉર્મના દરેક ખૂણેથી ઉપરાઉપરી સીસોટીઓ વાગી, અવાજો ઊઠ્યા. ફરી ! ફરી ! ત્રિદીપનાં ચશ્માં પર ઝાંખ વળી ગઈ અને એને જાણે કે મૂંઝવણ, મૂંઝવણ થઈ ગઈ.

અરે, હું દિલગીર છું. મે બોલી. એ શરમાતી હતી. દેખીતી રીતે જ અહીં આમ

કરવું યોગ્ય નથી.

ના, ના, ત્રિદીપ થોથવાયો. આપનો ખૂબ ખૂબ આભાર...

તમે બધાં શું તાકી રહ્યાં છો ? અમારી આસપાસ ભેગા મળેલા લોકો તરફ હાથ કરતા મારા પપ્પા તાડૂક્યા.

પછી એમણે મૅની સૂટકેસ ઊંચકી લીધી હતી અને અમને ટોળામાંથી દોરીને સ્ટેશનની બહાર લઈ ગયા હતા.

અમે ઘેર પાછા જતાં હતાં ત્યારે ત્રિદીપે કહ્યું કે બહુ વર્ષો પહેલાં, લંડનમાં એક સવારે એ જ્યારે બગીચામાં બેઠો હતો ત્યારે કેવી રીતે એને ઘરમાં બોલાવીને, મિસિસ પ્રાઇસે એને ડ્રોઇંગરૂમમાં જઈને મૅને એકવાર જોઈ આવવાનું કહ્યું હતું. મૂંઝાઈને એ મૅના પારણા પાસે ગયો હતો અને અંદર જોયું હતું. એણે જ્યારે મૅને જોઈ, તો એનાં રૂંવાડાં ખડાં થઈ ગયાં અને એની ચડ્ડી લગભગ ભીની થઈ ગઈ. એ રૂમમાંથી ચીસ નાખતો દોડી ગયો હતો : મૅ એક જીવડું બની ગઈ હતી, એનો ચહેરો સાવ કાળો અને ચમકતો બની ગયો હતો અને એનું મોં ડુક્કરના મોંની જેમ લાંબી કાળી ટોટી જેવું બની ગયું હતું.

પાછળથી હસીને એ લોકોએ ત્રિદીપને સમજાવેલું કે એ તો ફક્ત એક ગેસમાસ્ક હતો - જર્મનો ગેસ બૉંબ નાંખે એવા સંજોગોમાં નાના બાળકને બચાવી લેવાનો ગેસમાસ્ક. પણ જ્યાં સુધી એ લોકોએ એ ગેસમાસ્ક કાઢી લઈને એને મૅનો મૃદુ, ગુલાબી અને જરાપણ ફેરફાર વગરનો ચહેરો બતાવ્યો નહિ ત્યાં સુધી એ લોકો ત્રિદીપને એ ગેસમાસ્ક વિશે ખાતરી કરાવી શક્યા નહોતા.

હું ચુપકીથી મૅને જોઈ રહ્યો અને જ્યારે મેં જોયું કે એ હસતી હતી ત્યારે મારા હૃદયમાં એને માટે ઉમળકો ઊઠ્યો.

પણ મૅને ત્રિદીપની વાત યાદ નહોતી. આ વાત સાંભળીને એ ખૂબ ઉત્તેજિત થઈ ગઈ હતી.

અમારી પાસેથી પસાર થતાં ગ્રાહકોના ધસારા તરફ મોં ચડાવીને મૅ બોલી : આજના દિવસ પૂરતી આપણે સારી ઉઘરાણી કરી લીધી છે. મને લાગે છે કે થોડીવાર માટે આપણે આ શાપિત આત્માઓને એમના સંતોષના કાદવમાં રગદોળાતા રહેવા દઈએ. ચલ આવ, હું તને ગલીને નાકે કૉફીનો એક કપ મળી જાય એવી જગ્યા દેખાડું.

એનો અર્થ એવો થાય છે ને કે તું પણ તારો ઉપવાસ છોડી દેશે ? મેં કહ્યું.

મને ઘણી લાલચ થાય છે. મૅ બોલી, પણ હું પ્રયત્ન કરીશ અને થોડી વધુ વાર જાળવી રાખીશ.

અમે અમારાં પોસ્ટરો વાળી લીધાં અને ઝડપથી ચાલી જતા ટોળામાં ગયાં.

અંતે, અમે રીજન્ટ સ્ટ્રીટની બાજુની નાની ગલીમાંથી અમારો માર્ગ કર્યો અને મૅ મને જ્યાં સલાડ અને ઝીંગાની ટ્રે ઉપરાંત ધુમ્મસવાળી બારીની પાછળ સલામી પણ ગોઠવેલી હતી એવી એક નાની સેન્ડવીચની દુકાનમાં લઈ ગઈ. અંદર બ્રેડ અને

મેયોનીઝની ગંધ આવતી હતી. એક બાજુએ ગલ્લાવાળો એ એક માત્ર નાનકડો ઓરડો હતો, પણ એ હતો એનાં કરતાં વધારે મોટો લાગતો હતો કારણ કે સામેની દીવાલમાં મોટો અરીસો હતો અને એની સાથે પાતળી પટ્ટીઓવાળું ટેબલ મૂકેલું હતું. મૅએ બે ચાર ઊંચાં સ્ટૂલ શોધી કાઢ્યાં અને અમે એને છેક છેવાડેના ખૂણે ટેબલ પાસે લઈ ગયાં. પછી હું કાઉન્ટર પર ગયો અને મારે માટે એક સેન્ડવીચ અને એક કપ કૉફી લીધી, અને હું પાછો આવ્યો ત્યારે મૅ ચૂપકીદીથી હસતાં અરીસામાં જોઈ રહી હતી.

શું થયું ? મેં પૂછ્યું.

એણે પોતાનું માથું હલાવ્યું : હું જ્યારે નાની હતી, એ વખતના મારા ગેસમાસ્કવાળી મૂર્ખામીભરી વાત વિશે વિચારતી હતી.

એણે ત્રિદીપને આ વાત કહેતાં સાંભળ્યો નહોતો, પણ ગમે તેમ એ હસી પડી હતી. એને એ યાદ આવ્યું હતું - એ હસી પડી હતી કારણ એને નિરાંત થઈ હતી. ટ્રેનમાં આખો દિવસ એને ગભરાટ થયો હતો. હકીકતમાં, એ દિલ્હી પહોંચી ત્યારથી જ ગભરાઈ ગઈ હતી. શા કારણે તે એ યાદ કરી શકતી ન હતી, ખરેખર તો કોઈ કારણ હતું નહિ. પણ એને પોતાના ડરનું સ્મરણ હતું. એ કેવી રીતે એની હોટેલના રૂમમાં પુરાઈ રહી હતી - એ જ્યારે નાની છોકરી હતી, અને એક સ્વીમિંગ પુલના ઊંડે છેડેથી એકલી મળી આવી હતી, એ સમય જેવું એને લાગતું હતું. એ ડરી ગઈ હતી, કારણ કે એ એકલી હતી, કારણ કે શું કરવું તેની એને ખબર નહોતી. એક સવારે એક વિકૃત હાથવાળી સ્ત્રીએ એની પાસે પૈસા માગ્યા હતા, અને પોતે ત્યાં શું કરવું તે વિચારતી સ્થિર ઊભી રહી ગઈ હતી. એ બહુ બહુ તો પેલીને પૈસા આપી શકે તેમ હતું, પણ એ તો કંઈ પણ કર્યું એમ ન કહેવાય. એ તો લાચારીભર્યું કામ હતું. મૅને લાચાર થવાની આદત ન હતી, એ તો સક્રિય થવા ટેવાયેલી હતી. એ હંમેશા સક્રિય રહી હતી.

મૅએ વિચાર્યું હતું કે પહેલાં દિલ્હી અને આગ્રા જવાનો વિચાર સારો રહેશે, એથી ત્રિદીપને ખબર પડશે કે પોતે ભારત એના ફરમાનોના જવાબમાં જ જાણે આવી નહોતી પણ હવે એ પોતે જ આગ્રા જવા તૈયાર થઈ શકી નહિ. એ પોતે જ દિલ્હીમાં, એની હોટેલની રૂમમાં પુરાઈ રહી, અને એ અહી શા માટે આવી તે વિશે વિચારતી પલંગમાં પડી રહી. અલબત્ત, એ માટે કોઈ કારણં નહોતું, એ વિચારી શકે એવું કોઈ સારું કારણ નહિ, સિવાય કે કુતૂહલ - વેસ્ટ હેમ્પસ્ટેડની પેલે પાર શું આવેલું છે, તે અંગેનું કુતૂહલ, પોતે જેને કદિ મળી નહોતી એવા આ માણસને કેન્દ્રમાં લાવી મૂકતું કુતૂહલ. પણ હોટેલના એ પલંગમાં ભયભીત થઈને પડ્યાં પડ્યાં, કુતૂહલ એને પાંચ હજાર માઈલની મુસાફરી માટેનું કોઈ કારણ ન લાગ્યું. એ કુતૂહલ એને કશાયનું કારણ ન લાગ્યું. છેવટે કુતૂહલ શું હતું ? પોતે શા માટે ઉત્સુક બની હતી, એ અંગે વિચારવાનો એણે પ્રયત્ન કર્યો, પણ એથી એ છેતરાઈ હતી. હવે એ શું હતું એની એને ખબર નહોતી, એ અદૃશ્ય થઈ ગયું હતું.

એને બદલે એને લાગ્યું કે એ ત્રિદીપ વિશે આશ્ચર્ય અનુભવતી હતી. એણે ત્રિદીપ પોતાની રાહ જોતો, કલકત્તા સ્ટેશને ઊભો હોય એમ વિચારવાનો પ્રયત્ન કર્યો, પણ એ સ્ટેશન કેવું હશે એ અંગે એને કશો ખ્યાલ નહોતો. એણે વિચાર્યું કે લંડનમાં પેડિંગટન જેવું જ, પણ એથી વધારે ગિર્દીવાળું હશે, અને એણે ત્રિદીપને પુસ્તકના સ્ટોલ પર પોતાની રાહ જોતો ઊભેલો જોયો. એણે જોયું કે પોતે હાથ બહાર કાઢીને, બહુ સંકોચથી, કેમ છો કરતી એની પાસે જતી હતી. પણ એણે જવાબ ન આપ્યો. એણે પોતાની ચમકતી, વેધક આંખોએ એની સામે જોતાં આછું સ્મિત કર્યું. ત્રિદીપ મૅને પોતે મોકલેલા ફોટામાં લાગતો હતો એવો જ બરાબર લાગતો હતો, ગંભીર, ઉદાસ, થોડોક વિચિત્ર અને પછી એ ખરેખર ગભરાઈ ગઈ હતી : એક અજાણ્યા દેશમાં, એ એના જેવા માણસને એકલી મળવા માગતી નહોતી. એ વખતે એણે મારા પપ્પાને પોતાને સ્ટેશન પર લેવા આવવા માટે ટેલિગ્રામ કર્યો હતો.

પણ પછી એણે જ્યારે મારા માથા પરથી ઊંચે જોતાં ત્રિદીપને જોયો, તો એ ફોટામાં દેખાતો હતો એવો જરાય લાગ્યો નહિ. એ કઢંગો લાગતો હતો, વિચિત્ર રીતે યુવાન, અને કોઈક રીતે ખૂબ પ્રતીતિકર. થોડો રમૂજી પણ ખરો, કારણ કે એની આંખો એના પેલાં ચશ્માંને કારણે ખૂબ મોટી લાગતી હતી, અને એ કંઈક આતુર, મૂંઝવણભરી રીતે આંખ મીચકાર્યા કરતો હતો. એની ફરતે હાથ વીંટાળ્યા વગર રહી શકી નહિ, એને એથી રાહત થઈ હતી. છેવટે એને ખ્યાલ આવ્યો હતો કે પોતે શા માટે આવી હતી, અને એ ખુશ હતી. એને કુતૂહલ સાથે કંઈ લેવા દેવા ન હતી.

મૅને અમારો મહેમાનખંડ આપવામાં આવ્યો હતો. એક મોટો, હવા ઉજાસવાળો, બગીચા તરફ પડતો ઓરડો. જ્યારે પણ શક્ય બનતું ત્યારે હું હંમેશા ત્યાં સરકી જતો હતો. હું પલંગ પર બેસતો અને એને પત્રો લખતી, પોતાનું રેકોર્ડર વગાડતી, વાળ ઓળતી જોઈ રહેતો. મને એની સુગંધ ખૂબ ગમતી. શેમ્પુ અને સાબુની સુગંધ અને બીજા કશાકની, અત્તરની નહિ, એની મને ખાતરી હતી કારણ કે મને અત્તરની સુગંધ પ્રત્યે નફરત હતી. કંઈક શીતલ અને લહેરાતું હતું.

હું વાંકો વળ્યો. એનું પુલોવર ઊંચું કર્યું અને સુંઘી જોયું. એ ચોંકીને પાછળ ખસી ગઈ.

આ વળી શું છે? એ બોલી. તું કરવા શું માંગે છે?

મને કુતૂહલ છે કે હજી પણ તારામાંથી એવી જ સુગંધ આવે છે કે કેમ! મેં એને કહ્યું.

અચ્છા, તો બોલ, આવે છે ખરી?

હા, આવે છે. મેં કહ્યું. તારામાંથી શાની સુગંધ આવે છે?

એણે પોતે એનું પુલોવર સૂંઘ્યું અને મોં બગાડ્યું. પરસેવો? મેલ?

ના. બીજું કંઈક.

સારું. એણે હસીને કહ્યું, હું કબૂલ કરું છું : એ લેવેન્ડરનું પાણી છે.

પાછળથી મારી ઉત્તરકિશોરાવસ્થામાં એની સામે એ રીતે તાકી રહેવા માટે, એને સૂંઘવા માટે, ચોરીછૂપીથી એનાં કપડાં પર આંગળી ફેરવી લેવા માટે, મને ખૂબ શરમ આવી હતી, નખ કરડું એવી શરમ. હું કેવી રીતે વર્ત્યોહતો એ વિચારીને હું મનમાં ને મનમાં મૂંઝાતો અને પછી મારી જાત સાથે દલીલ કરતો, સ્વસ્થ થવાનો પ્રયત્ન કરતો : એને ખરાબ નહિ લાગ્યું હોય, હું બોલતો. એને કદાચ એના તરફ ધ્યાન આપીએ તે ગમ્યું હશે, એવું પણ બને કે કદાચ એણે જોયું પણ ન હોય. છેવટે, તો હું એને મન ઘણું કરીને મંગળના ગ્રહ પરથી આવેલો એક બાળક જ હતો. પણ પછી હું વળી પાછો શરમાતો. સાચું એ હતું કે એ પ્રેમાળ હતી - એટલી બધી પ્રેમાળ કે એણે કદી મારી આંખે પોતાને જોઈ ન હતી.

એક સાંજે અમે ફરવા ગયાં. હું એને સધર્ન એવેન્યુથી નીચે ગોલપાર્ક તરફ લઈ ગયો. કંઈક અંશે એટલા માટે કે મારે એને અમારો જૂનો ફ્લેટ દેખાડવો હતો અને કંઈક અંશે એટલા માટે કે મારે મોન્ટુને પાઠ ભણાવવો હતો. સ્કૂલમાં મેં એને મારા મહેમાન વિશે વાત કરી હતી અને એ હસ્યો હતો. મારી વાત માનવાની એણે ના પાડી દીધી હતી. રસ્તે જતાં અમને એક પીંજારો મળ્યો. હંમેશની જેમ એ પોતાના સાધન પર ટંકાર કરતો હતો. લાંબા ધનુપ જેવા એકતારવાળા એ સાધનથી રૂ પીંજીને એ જૂની ગાદીઓ અને રજાઈઓ ભરતો. એને ફૂટપાથ પર જોઈને મેં સ્તબ્ધ થઈને ઊભી રહી ગઈ. એ કયું સાધન છે ? એણે મને પૂછ્યું. હું એનો જવાબ શોધવાનો વિચાર કરતો હતો એટલામાં એ બોલી : આ એક પ્રકારનું હાર્પ છે ખરું ને ? મને હાર્પ એટલે શું તેની ખબર નહોતી, પણ એ બહુ ઉત્સુક લાગતી હતી, એટલે ગમે તેમ કરીને મેં ડોકી ધુણાવી. પોતે સાચું જ અનુમાન કરેલું એથી મેં ખુશ થઈ ગઈ. અરે મહેરબાની કરીને, એ બોલી, તું એ માણસને જરાવાર થોભીને આપણે માટે પેલું વાદ્ય વગાડવાનું કહી શકે ખરો ?

હવે મારી પાસે કોઈ ઉપાય નહોતો. હું પેલા માણસ પાસે ગયો અને કહ્યું : આ વિદેશી બહેનને તમારા મશીનનો અવાજ સાંભળવો છે. તમે ફૂટપાથ પર બેસીને જરાવાર એના પર ટંકાર કરશો ખરા ? એ ચોંકી ઊઠ્યો હતો, પણ એણે ડોકી ધુણાવી, રસ્તા પર પલાંઠી વાળીને બેસી ગયો અને તરત પોતાની દોરી ખેંચી. અમે થોડીવાર એનો ઘેરો, એકધારો અવાજ સાંભળ્યો. મેં થોડી નિરાશ થઈ. આ થોડું વધારે મર્યાદાવાળું સાધન છે એ બોલી. ખરુંને ? પણ એણે પીંજારાને પાંચ રૂપિયા આપ્યા અને એ ખુશ થઈને ટંકાર કરતો જતો રહ્યો.

છેવટે અમે ગોલ પાર્ક ગયાં કે નહિ, કે પછી હું મોન્ટુ પર બદલો લઈ શક્યો કે નહિ, તે હવે મને યાદ નથી. પણ મને એટલું યાદ છે કે અમે ઘેર પહોંચ્યાં ત્યારે પેલો પીંજારો ત્યાં પહોંચી ગયો હતો અને મારાં મમ્મીપપ્પાને મારા અને મેં સાથેના એના મેળાપની બધી વાત કહી દીધી હતી. મારા પપ્પા એટલું બધું હસ્યા હતા કે

એમને હેડકી આવવા લાગી હતી. મેં એમને ચૂપ રહેવા ખૂબ ઇશારા કર્યા, પણ એનો કોઈ અર્થ નહોતો. ભેદ ખૂલી ગયો હતો, મને ડર હતો કે મૅને જ્યારે ખબર પડશે ત્યારે એ ગુસ્સે થશે. હવે એ મને ક્યારેય એના રૂમમાં નહિ બેસવા દે. પણ એ ગુસ્સે થઈ નહોતી. એણે માત્ર એની ભૂરી આંખો મારા તરફ મીચકારી, મારા વાળમાં હાથ ફેરવ્યો અને કહ્યું : તો તેં મારી નાની શી મશ્કરી કરી, ખરુંને ?

એણે મારું દિલ જીતી લીધું.

વર્ષો પછી ઈલાને મેં પીંજારા અને મૅની વાત કરી ત્યારે એણે પોતાના હોઠ મરડ્યા ને બોલી : બરાબર મૅની જ વાત લાગે છે. એ જ્યારે લંડનમાં હોય છે ત્યારે પણ પેલી નાના ગામોમાંથી શનિરવિની રીટર્ન ટિકિટ લઈને આવતી મોભાદાર સ્ત્રીઓની જેમ એને પોતા વિશે એક પ્રકારનો બહુ ઊંચો ખ્યાલ હોય છે.

પણ મારા કહેવાનો અર્થ જરાપણ એવો થતો નહોતો. મને એમ લાગતું હતું કે મૅનું કુતૂહલ એક પ્રકારની નિર્દોષતામાંથી ઉદ્ભવ્યું હતું. એ નિર્દોષતા એને હું ઓળખતો હતો તે બધી સ્ત્રીઓથી એને નોખી પાડી દેતી હતી, કારણ કે આ નિર્દોષતા અજ્ઞાનને લીધે નહોતી, પણ એક સીધીસાદી, દુન્યવી પ્રકારની નહિ એવી નિર્દોષતા હતી. જે પહેલાં મને કોઈપણ સ્ત્રીમાં મળી નહોતી, કારણ કે હું મારી મમ્મી અને મારાં સગાંઓ જેવી જે બીજી સ્ત્રીઓને જાણતો હતો, એમાં એવું કોઈ નહોતું, એ ગમે તેટલા જગતથી દૂર હોય, મોટા કુટુંબના વટવ્યવહારમાંથી આવતી કુટિલ સાંસારિકતાથી એ ગમે તેટલા મુક્ત હોય તો પણ - આમ તો આ વલણ સ્ત્રી જેમ જગતથી અલગ થાય છે તેમ તેમ એનામાં વધતું જાય છે.

ઘણીવાર, ખાસ કરીને મૅની મુલાકાતના આરંભના થોડા દિવસો દરમિયાન એ જ્યારે ત્રિદીપ સાથે બહાર જતી તો મને પણ પોતાની સાથે લઈ જતી. એક દિવસ સવારમાં ત્રિદીપ અમને જૂની સ્ટુડબેકર ગાડીમાં, મૅને ખાસ જોવાની ઇચ્છા હતી, એ વિક્ટોરિયા મેમોરિયલ પર લઈ ગયો. મૅએ જ મને સાથે લઈ જવાનો આગ્રહ રાખ્યો હતો. હું તો જવા રાજી જ હતો. અલબત્ત : વિક્ટોરિયા મેમોરિયલ પર ચાટ અને આઈસ્ક્રિમ ખાવાથી વિશેષ બીજું કશું મને ગમતું નહોતું. રસ્તામાં, આગલી સીટ પર ઝૂકીને અમે ત્યાં પહોંચ્યાં પછી એને કઈ કઈ સરસ ચીજો ખાવા મળશે તે વિશે બધું જ કહ્યું. જ્યારે અમે લૉઅર સર્કલ રોડ અને ચૌરંઘીને ખૂણે પહોંચ્યાં ત્યારે મેં મૅને પોતાની આંખો બંધ કરી દેવા કહ્યું. એણે મારી સાથે મજાક કરી અને જેવી એ આરસપહાણની વિશાળ ઈમારત અમારી બરાબર સામે આવી, કે મેં બૂમ પાડી : મૅ, જો.

મને યાદ છે એણે એટલે મોટેથી બૂમ પાડી હતી - ઓ ભગવાન ! - કે ત્રિદીપ મહામહેનતે બ્રેક પર પગ દબાવી શક્યો અને સ્ટુડબેકર રાણી વિક્ટોરિયાના મોટા, કાળા પૂતળાના પગ પાસે એકદમ ઊભી રહી ગઈ. દરબારમાં મહારાજાઓ જોઈ રહે એમ અમે એની સામે જોઈ રહ્યાં. હું અને ત્રિદીપ હસવા માંડ્યા, કારણ કે એ પૂતળાં પરથી જ

ઈલાની મમ્મીનું નામ પાડવામાં આવ્યું હતું, કેમકે એ પણ બરાબર એવી જ રીતે બેસતાં. એમના હાથ આરામખુરશી પર ગૌરવભેર રાખીને, ચાનો પ્યાલો રાજદંડની જેમ પકડી રાખતા. અમે અમારા કુટુંબની રમૂજ મૅને સમજાવવાનું શરૂ કર્યું પણ અધવચ્ચે ક્યાંક અટવાઈ ગયા અને પછી મેં અને ત્રિદીપ બંનેએ જોયું કે મૅએ પોતાનું માથું ફેરવી લીધું હતું. એની આંખો પૂતળું અને મકાન બંને પરથી ખસી ગઈ હતી.

એણે અમને પોતાના તરફ જોઈ રહેલા જોયા અને પોતાનું બારણું ખોલ્યું. ચલો આવો, એ બોલી. આપણે મેમોરિયલ પર એક નજર નાખીએ.

અમે લોખંડી દરવાજા પાસે ગયાં અને નાનો વિચિત્ર ગુંબજ અને અધૂરા મિનારાઓને તાકી રહ્યાં. પછી એણે મારે ખભે હાથ મૂક્યો અને બોલી : ચલો, મહેરબાની કરીને આપણે જતા રહીએ. મારાથી આ સહન થતું નથી.

મૅ એકદમ ફિક્કી પડી ગઈ હતી. ત્રિદીપે એની ફરતે હાથ મૂક્યો, ગાડી પાસે પાછી લઈ ગયો અને એને અંદર જવામાં મદદ કરી. એણે મને મારી મેળે અંદર જતા રહી, વ્હીલ પાછળ બેસી જવા ઈશારો કર્યો. એ બેધ્યાનપણે જ ગાડી ચલાવવાની ચાવી પાસે પહોંચી ગયો, પણ પછી એણે પોતાનો હાથ લથડવા દીધો અને મૅની સામે જોવા ફર્યો. મૅ પોતાની સીટમાં ભરાઈને શૂન્યમને ડૅશબોર્ડ તરફ જોઈ રહી હતી.

ત્રિદીપે પોતાનો હાથ લંબાવ્યો. મૅની હડપચી પોતાની હથેલીમાં ઝાલીને એનો ચહેરો પોતા તરફ ફેરવ્યો. મૅ ? એ ધીમેથી બોલ્યો. તને શું થાય છે મૅ ?

એના દાંત ભીડાઈ ગયા હતા. એણે ત્રિદીપ સામે જોયું નહિ.

તને શું થયું ? મને કહે.

એ અહીં ન હોવું જોઈએ. એ બોલી ઊઠી, એ હિંસક કાર્ય છે. એ અશ્લીલ છે.

ત્રિદીપ હસ્યો અને એનો ચહેરો ઊંચો કર્યો. હવે મૅ એની સામે સીધું જ જોતી હતી. એની આંખો ખૂબ પહોળી થઈ ગઈ હતી.

ના, એ એવું નથી. ત્રિદીપે કહ્યું. આ આપણું ખંડેર છે. આપણે એ જ શોધતાં હતાં.

પછી મૅ પણ હસી પડી અને એણે પોતાનો હાથ ત્રિદીપના હાથ પર મૂકી દીધો. હથેળી ઊંચે ફેરવી અને ચૂમી ભરી.

હા. એણે કહ્યું. આપણા ખંડેર તરીકે આ ચાલશે.

પછી ત્રિદીપે મને પાંચ રૂપિયાની નોટ આપી અને મારે જે ખાવું હોય તે ખાઈ આવવા કહ્યું. એણે કહ્યું કે એ લોકો મારી રાહ જોશે.

હું જ્યારે બીજું ઘણું બધું ભૂલી ગયો છું, ત્યારે આ પ્રસંગ મને શા માટે યાદ રહ્યો છે ? મને ખબર નથી. કદાચ, એ લોકોએ એક બીજા સામે જે રીતે જોયું હતું તે કારણે, જે રીતે ત્રિદીપે મૅને સ્પર્શ કર્યો હતો અને મૅએ એની હથેળી ચૂમી લીધી

હતી તે કારણે, જે રીતે એ લોકોએ સ્મિત કર્યું હતું તે કારણે, જાણે કે એ લોકો વચ્ચે કશુંક રહસ્ય હતું જે મને ક્યારેય સમજાવાનું નહોતું. મને અદેખાઈ આવી, દુઃખપૂર્ણ અદેખાઈ : માત્ર બાળકને થાય એવી જ અદેખાઈ, કારણ કે ત્રિદીપને સમજવાનો હંમેશા મારો જ અનન્ય હક્ક હતો, અને એ દિવસે વિક્ટોરિઆ મેમોરિયલ પર મને સમજાઈ ગયું કે હું એ હક્ક ગુમાવી બેઠો હતો. કોઈક રીતે મૅ એ હક્ક મારી પાસેથી છીનવી ગઈ હતી.

આ ઉપરાંત મને એ યાદ રહ્યું તેનું બીજું કારણ મૅએ એ સ્થળ મારે માટે બદલી નાખ્યું હતું, એ હતું. હું પાછો કદી પણ ત્યાં પહેલાના આનંદ અને અપેક્ષાભર્યા જૂના મૂડથી ગયો જ નહિ. હું જાણતો હતો કે હવે એ મકાનમાં કશુંક બીજું છે. એને કોઈ બીજો અર્થ છે, એ અર્થને હું સમજી શકતો નહોતો, પણ એ અર્થ, મારા વગર પણ ત્યાં રહેલો તો હતો જ. એ જગ્યા ભયાનક બની ગઈ હતી : ત્રિદીપના ધીમા અવાજનો ગણગણાટ : આ આપણું ખંડેર છે, આપણે અહીં મળીએ. સાંભળ્યા વગર હું ત્યાં જઈ શકતો નહોતો. મને એ શબ્દોથી આશ્ચર્ય થતું, મારા મગજમાં એ વાગ્યા કરતા અને હું એમને દૂર કરી દેવા પ્રયત્ન કરતો. એનો શો અર્થ થાય એ જોવા મથતો, પણ જ્યાં સુધી એ બપોરે પેલી સેન્ડવીચની દુકાનમાં મૅએ અરીસામાં જોયું અને મને ત્રિદીપના કાગળ વિશે, એના ખંડરના કાગળ વિશે કહ્યું નહોતું ત્યાં સુધી હંમેશા નિષ્ફળ જ જતો હતો.

એક સાંજે મારા પપ્પાએ નક્કી કર્યું કે મૅએ ડાયમંડ હાર્બર જોવું જોઈએ. એ પોતે વ્યસ્ત હતા એટલે એમણે સૂચવ્યું કે ત્રિદીપ રવિવારે અમને બંનેને ત્યાં મોટરમાં ફરવા લઈ જાય. ત્રિદીપે શું કહ્યું તે મને યાદ નથી, પણ હું જાણી ગયો કે એ મને લઈ જવા તૈયાર નહોતો.

હું આવવાનો છું. મેં એની સામે રાડ પાડી. તમે મને લીધા વગર નહિ જઈ શકો.

પછી મૅએ મને પોતાની પાસે ખેંચી લીધો, બાથ ભીડી અને બોલી : અલબત્ત તું અમારી સાથે આવવાનો જ છે. મને તારા વગર જવાનો સ્વપ્નેય ખ્યાલ નથી.

એટલે ત્રિદીપ પાસે સંમત થવા સિવાય બીજો રસ્તો રહ્યો નહિ.

રવિવારે સવારે એ જ્યારે અમને લેવા આવ્યો ત્યારે એના એક વિચિત્ર, શૂન્યમનસ્ક મિજાજમાં હતો. અમારા ઘરથી થોડેક જ દૂર બેચાર મિનિટમાં એણે ખોટો વળાંક લીધો, અને એમાં એનું ધ્યાન પણ ન ગયું. જો મેં એને એની ભૂલ ન બતાવી હોત તો અમે ડેલહાઉસી પહોંચી ગયાં હોત.

મને શાબાશીથી થાબડતાં મૅ બોલી : જોયું, તારા વગર અમે ત્યાં પહોંચી ન શક્યાં હોત.

જૂની સ્ટુડબેકર જેટલી ઝડપે દોડી શકે તેટલી ઝડપે હંકારતા, અમે થોડી જ વારમાં શહેરની બહાર નીકળી ગયાં. એ લોકો બહુ વાત કરતાં નહોતાં, એટલે મેં મારા મિત્ર

મોન્ટુ અને બીજા બધા વિશે, તેમજ અમે સ્કૂલમાં શું શું કરતા હતા તે વિશે વાતો કરવાનું ચાલુ રાખ્યું. એ બેમાંથી કોઈએ મારા તરફ ધ્યાન આપ્યું નહિ. મૅએ પોતાનું ડોકું બારીની બહાર ટેકવી રાખ્યું, વાળમાં પવન લહેરાવા દીધો અને હવામાં લહેરાતાં સુંદર લીલાં ડાંગરનાં ખેતરોની વાહવાહ કરતી રહી. ત્રિદીપ સ્ટુડબેકરના જૂના સજ્જડ થઈ ગયેલા સ્ટીઅરિંગ વ્હીલની સાથે કામ પાડવામાં ગૂંથાયેલો હતો.

એકાદ કલાક જેટલો સમય ગાડી ચલાવ્યા પછી, જ્યાં રસ્તો નદીકાંઠાના ટેકરા પર ડાંગરનાં ખેતરોમાં થઈને જતો હતો ત્યાં, રસ્તાની વચ્ચોવચ્ચ અમે એક નાનો, ઓળખી ન શકાય એવો આકાર અમારી આગળ વાંકોચૂકો પડેલો જોયો. હવે ત્રિદીપ ઘણી ઝડપથી ગાડી ચલાવતો હતો, અને એણે હોંશિયારીથી વળાંક લેવાનો હતો. મૅએ અને મેં બન્નેએ અમારી ડોક અમારી બારીઓમાંથી લંબાવીને બહાર કાઢી. મેં એક વાંકોચૂંકો લોહીથી લથબથ પ્રાણીનો આકાર જોયો અને તરત જ મારી આંખો મીંચી દીધી. મૅને મેં બૂમ મારતી સાંભળી. એ કૂતરો છે. એ હજી જીવે છે.

એમ? ગાડીએ ઝડપ પકડી. એ સાથે કાચમાં જોતાં ત્રિદીપ બોલ્યો : મેં એને જોયો નહિ.

તું ગાડી ઊભી નહિ રાખે? મૅ બોલી. એનો અવાજ ઊંચો થતો હતો.

ગાડી ઊભી રાખું? મૂંઝાઈને ત્રિદીપે કહ્યું. શા માટે? એથી શો ફાયદો થવાનો?

એ હજુ જીવતો છે. મૅ બોલી, છેલ્લા શબ્દ બૂમના હતા. આપણે એને માટે પાછા જવું જોઈએ.

શા માટે? ત્રિદીપે કહ્યું, આપણે એને માટે કશું કરી શકીએ તેમ નથી.

ગાડીની ગતિ વધુ તેજ થતી હતી.

મૅએ પોતાના બંને હાથ ખોળામાં જોડેલા રાખ્યા અને સીટમાં પાછળ એવી રીતે દબાઈ ગઈ જાણે એ ઊંઘી જવાની હોય. ત્રિદીપ સામે ફરીને એણે ખૂબ શાંત અવાજે કહ્યું : જો તું હમણાં ને હમણાં ગાડી નહિ ઊભી રાખે તો હું બારણું ખોલી નાખીશ.

ત્રિદીપે ખભા ઉલાળ્યા, ગાડી ઊભી રાખી અને પાછી ફેરવી. આભાર. પોતાનો હાથ એને ખભે મૂકીને મૅ બોલી, પણ ત્રિદીપે એનો હાથ ખસેડી નાખ્યો. એનો ચહેરો સાવ ભાવશૂન્ય હતો.

ત્રિદીપે ગાડીને કૂતરાથી થોડાક જ ફૂટ દૂર એકાએક ઊભી રાખી દીધી. મૅ બહાર કૂદી પડી અને રસ્તા તરફ દોડવા લાગી. હું અને ત્રિદીપ એની પાછળ ગયા.

કૂતરું પડખાભેર પડ્યું હતું. એની પીઠનો અડધો ભાગ બીજા ભાગ સાથે કાટખૂણો રચતો હતો. એ ડચકાતું ડચકાતું રડતું હતું અને એના મોંમાંથી લોહીનો રેલો ધીમે ધીમે બહાર ટપકતો હતો.

એની પીઠ ભાંગી ગઈ છે. મૅએ ઉદાસીથી કહ્યું. એ ચોક્કસ કોઈ ગાડી સાથે અથડાયું છે.

પોતાનું માથું ફેરવી લેતા મૅએ મોં વાંકું કર્યું અને એના આખા શરીરમાંથી ધ્રુજારી પસાર થઈ જતી લાગી. પછી એણે ઊંડો શ્વાસ લીધો, ફરી પાછું પરાણે ઊંચે જોયું, ચાલીને ગાડી પાસે ગઈ અને હંમેશા પોતાની સાથે રાખતી ચામડાની હેન્ડબેગ લઈ આવી. બેગ ખોલીને એણે નાનકડું ચપ્પુ અને રૂમાલ બહાર કાઢ્યાં.

એ શું કરવાની છે ? મેં ગભરાટમાં ત્રિદીપ સામે બૂમ પાડી, એને અટકાવ. એને એમ કરવા ન દેતો.

ત્રિદીપે હાથ લંબાવ્યો અને મૅનું કાંડું પકડ્યું. તારાથી આમ ન કરાય. એ બોલ્યો. આ તો બહુ જોખમકારક છે. આ કૂતરું હજુ પણ કરડી શકે. મોટેભાગે એ હડકાયું છે.

મૅએ એકપણ શબ્દ બોલ્યા વગર એનો હાથ હટાવી દીધો. એણે રૂમાલ ખોલી નાખ્યો, પોતાને ડાબે હાથે વીંટાળી દીધો અને ઘૂંટણિયે પડીને કૂતરાની બાજુમાં બેસી ગઈ. કૂતરું હવે એની સામે તરાપ મારવા જેટલું પોતાનું ડોકું ઊંચું કરીને, એને બચકું ભરવા તૈયાર થયું. એની લોહીના ડાઘાવાળી આંખો પહોળી થઈને ગોળગોળ ફરતી હતી. મૅએ ઝડપથી એના નાક અને મોઢા પાસેથી પોતાનો રૂમાલ વીંટેલો હાથ ખેંચી લીધો. પણ કૂતરાએ અચાનક એનું માથું ઊંચી કરી એના ફીણવાળા જડબાથી મૅના હાથ પર ફટકો માર્યો. મૅએ સમયસર પોતાનો હાથ પાછો ખેંચી લીધો, પણ કૂતરાના દાંતથી એના હાથપરથી રૂમાલનો છેડો ચિરાઈ ગયો. હવે એ ધ્રૂજવા લાગી હતી અને એના મોં પરથી પરસેવાનાં ટીપાં પડતાં હતાં. એ જોરથી હાંફતી, પોતાના થાપા પર બેસી ગઈ. કૂતરાએ એનું માથું પાછું રસ્તા પર નાખી દીધું, પણ એણે પોતાની આંખો મૅ પર માંડી રાખી, અને એના ગળાના ઊંડાણમાંથી ઘૂરકિયું કહેવા માટે વધુ પડતો નબળો, બહુ ધીમો ગણગણાટભર્યો અવાજ કર્યો.

એને એમ જ રહેવા દે, મૅ. ત્રિદીપે આજીજી કરી. આપણાથી બની શકે એવું કશું જ છે નહિ.

મૅએ ત્રિદીપ તરફ એક નજર નાખી.

તું થોડી પણ મદદ ન કરી શકે ? એ બોલી. તું માત્ર બોલવા પૂરતો જ સારો છે. તું ક્યારેય કશું કરી શકે નહિ ?

ત્રિદીપ ઊભો થયો અને હવે કૂતરો એને જરાપણ જોઈ શકે નહિ એવી જગ્યા લેવા ગોળ ફરી ગયો. પછી ઊભડક બેસતો એ કરચલાની જેમ એ તરફ અધૂકડો આગળ વધ્યો. કૂતરાએ એનો અવાજ સાંભળ્યો અને પોતાનું માથું એની બાજુ ફેરવવાનો પ્રયત્ન કર્યો. એમ ન કરી શકતાં એણે ધીમેથી રડવાનું શરૂ કર્યું. પછી ત્રિદીપ અચાનક એની તરફ ધસ્યો, એનું ગળું અને માથું જોરથી પોતાના બે હાથે જકડી રાખ્યું અને ડામરની કપચી સાથે જડી દીધું. કૂતરાના આગલા પગ ત્રિદીપની પકડમાંથી છૂટવાનો પ્રયત્ન કરતા જોરથી ખેંચાખેંચ કરવા લાગ્યા, પણ હવે એ બહુ નબળું પડી ગયું હતું અને ત્રિદીપ વધારે મહેનત કર્યા વગર એને પકડી રાખી શકે તેમ હતો.

મેં આગળ ઝૂકી, નમી અને પોતાનો ફાટેલો રૂમાલ વીંટેલા ડાબા હાથે કૂતરાનું બંધ મોં જકડી રાખ્યું. પછી એણે નાનું ચપ્પું પોતાના અંગૂઠાથી દબાવીને ખોલ્યું, કૂતરાનું માથું પાછળ ખેંચ્યું, ચપ્પુની ધાર એની ધોરી નસ પર દબાવી અને ચામડી ચીરવા લાગી. કૂતરાના વાળ સાથે ઘસાતા ચપ્પુનો બુઠ્ઠી કરવત જેવો અવાજ આવ્યો. હવે એના શરીરનો આગળનો અડધો ભાગ ભયાનક રીતે ખેંચાતો હતો, એના પગ મેંની પાની પર ઉઝરડા પાડતા હતા. મેંએ ચપ્પુનો છેલ્લો, સ્થિર ગોદો માર્યો અને પાછળ ખસી ગઈ. કૂતરાના ગળાના દાંતાવાળા ઘામાંથી લોહીનો ફુવારો ઊડ્યો. એનું વાંકુંચૂંકું શરીર આંચકી ખાતું ખેંચાયું અને પછી એ શાંત થઈ ગયું.

મેંએ ચપ્પુને નીચે પડી જવા દીધું અને પોતે ઊભી થઈ ગઈ. એની હથેલી અને હાથ લોહીથી ખરડાઈ ગયા હતા. એ નીચે લહેરાતાં ડાંગરનાં ખેતરો માટેના બંધ તરફ હાથપગ ટેકવતી આગળ વધી અને પોતાના હાથ પાણીમાં ઝબોળી દીધા. પોતાના હાથ, હથેળીઓ અને મોં ધોતી એ ત્યાં ઘણો લાંબો સમય ઊભી રહી.

મેં જ્યારે ટેકરો ચઢીને રસ્તા પર પાછી ફરી ત્યારે હું અને ત્રિદીપ ગાડીમાં બેઠા હતા. એ ગાડીમાં બેસી ગઈ, ધીમેથી દરવાજો બંધ કર્યો અને બોલી : આ બધા માટે હું દિલગીર છું. એ ઝડપથી હળવી થવાનો પ્રયત્ન કરતી હતી પણ એના અવાજમાંથી એ તણાવ દૂર કરી શકી નહિ. ત્રિદીપે ગાડી શરૂ કરી અને પછી મેંએ ઉમેર્યું : ગમે તેમ, હવે એ બધું પતી ગયું છે તેથી ચલો આપણે તમારા હાર્બર તરફ જઈએ.

એની સામે જોયા વગર ત્રિદીપે કહ્યું : તારે માફી માગવાની જરૂર નથી. તેં યોગ્ય કામ જ કર્યું છે.

એણે ચાવી ફેરવી, મોટર ચાલુ કરી અને જેવો એનો ઘરરાટ થયો એટલે પોતાનું ગળું ખંખેરીને એ બોલ્યો : હું તારી પાસેથી એક વચન લેવા ઇચ્છું છું.

શું ? મેં હળવાશથી બોલી : કે હવે હું બીજા કોઈ મરતા કૂતરાનું ખૂન નહિ કરું ?

ના, એમ નહિ. ત્રિદીપે હસીને કહ્યું. એણે પોતાની દાઢી ઊંચી કરી અને હજામ અસ્ત્રો ફેરવતો હોય એ રીતે પોતાની પહેલી આંગળી ગળા નીચે ફેરવી.

તું મને વચન આપ. એ બોલ્યો. કે જો ક્યારેય મને જરૂર પડે તો તું મારે માટે પણ આવું જ કરશે.

મને લાગે છે કે મેં હસી પડી હતી, ભલે બેચેનીથી.

અમે કલકત્તા પાછાં ફર્યાં ત્યારે સાંજ થઈ ગઈ હતી. ત્રિદીપે મને અમારે દરવાજે ઉતાર્યો અને બોલ્યો : તારાં મમ્મીપપ્પાને કહેજે કે હું અને મેં બહાર જમવા જઈએ છીએ. હું મોડેથી એને ઘેર મૂકી જઈશ.

હવે મારે પણ કૉફીની જરૂર છે. મેં બોલી : આજના દિવસ પૂરતો મેં ખાસ્સો ભૂખમરો કરી લીધો છે.

એ કાઉન્ટર પર ગઈ અને કૉફીનો કપ અને સાથે એક સેન્ડવીચ લઈ પાછી ફરી.

અમે એ લોકોના પેલા જૂના ઘેર ગયાં. કૉફી હલાવીને, કાચમાંથી મારી સામે જોતાં એ બોલી.

અમે સીધાં ઉપર એની રૂમમાં જ ગયાં. પહેલી જ વાર અમે ખરેખર એકલાં જ ભેગાં મળ્યાં હતાં. એણે લાઈટ ચાલુ કરી અને રૂમની વચ્ચોવચ, માત્ર મારી સામે જોતો ઊભો રહ્યો. એ એટલો બધો વિચિત્ર રીતે સાધુબાવાની ઓરડી જેવો રૂમ હતો - એક શેડ વગરનો નાઈટ બલ્બ, પુસ્તકોની થપ્પીઓ જમીન પર, જૂનાં છાપાંઓની જેમ ઢગલો કરેલી, થોડીક શેતરંજીઓ અને આસપાસ પડેલાં ઓશીકા - એમાંનું કશું પણ એક પુખ્તવયનો માણસ ત્યાં આરામથી રહેતો હતો એવું સૂચવતું નહોતું.

એ બારી પાસે ગયો અને એને ખોલવા બહુ કોશિશ કરી. કળ પકડીને એણે એ ખોલવા ધક્કો માર્યો અને પાછી ખેંચીને બંધ કરી. પછી એ પાછો ફર્યો - એ બાળક જેવો લાગતો હતો, એટલો બધો પાતળો, એનો ચહેરો નાનો, ચીડિયો હતો અને વાળ ટૂંકા અને આંખો કાળી અને ચમકતી હતી. એણે પોતાનો ચહેરો થોડોક વિષાદપૂર્ણ કર્યો અને કંઈક કહ્યું, કેટલા લાંબા વખતથી એ ઇચ્છતો હતો એ વિશે...

મારે કશું કહેવાનું નહોતું. હું એની પાસે ગઈ અને એને ખભે હાથ મૂક્યા - એ મારા કરતાં બહુ વધારે ઊંચો નહોતો - અને અમે બંને એકબીજાની સામે ઘણો લાંબો, લાંબો સમય જોઈ રહ્યાં. એ કશુંક કહેવા ઇચ્છતો હતો - પ્રેમ કે એવા કશાક વિશે અને હું એને કહેવા દેતી નહોતી, હું એ સાંભળવા ઇચ્છતી નહોતી.

અને તું ? મેં કહ્યું.

એણે કપમાંથી પ્લાસ્ટીકની ચમચી બહાર કાઢી લીધી અને પોતાની બે આંગળી વચ્ચે ગોળ ગોળ ફેરવવા લાગી. મારે વિશે શું ? એ બોલી.

તું એના પ્રેમમાં હતી ?

મને ખબર નથી. એણે કહ્યું. મને ખબર હોય એમ તું કેવી રીતે ઇચ્છી શકે ? ને એવું પૂછવાનો તને શો અધિકાર છે ? તું શું માને છે, આ છેલ્લાં સત્તર વર્ષથી હું મારી જાતને શું પૂછ્યા કરું છું ? મને ખબર નથી, એમાંનું કશું સાચું હતું કે નહિ, હું એના પ્રેમમાં હતી કે નહિ, અથવા મને ઘેરી વળેલી પરાજયની સંવેદનાથી માત્ર મોહિત થઈ હતી. મને ખબર નથી કે બીજું જે કંઈ બન્યું તે મારો દોષ હતો કે કેમ : જો હું એને ખરેખર ચાહતી હોત તો હું જુદી રીતે વર્તી હોત કે કેમ. તને શું લાગે છે, એ દિવસથી આજ સુધી, એ અપરાધનો સામનો કરવાના પ્રયત્ન કર્યા સિવાય હું બીજું કરું છું પણ શું ? મને ખબર નથી, મને લેશ માત્ર ખબર નથી - સમય જ્યારે આટલો બધો ઓછો હતો અને પ્રશ્નો આટલા બધા વધારે ત્યારે હું જાણી પણ કેવી રીતે શકું ? હું એટલી બધી નાની હતી, મારા પોતા પર શું થઈ રહ્યું છે એની પણ મને ખબર નહોતી પડતી.

અને પછી ? હું બોલ્યો.

એ ઊંધી ફરી ગઈ જેથી હું કાચમાં પણ એની આંખો ન જોઈ શકું.

મને એટલું જ યાદ છે, એ બોલી. ત્રિદીપ કહેતો હતો તું મારી પ્રેમિકા છે, સાચી પ્રેમિકા, સમુદ્રની પેલે પારની પ્રેમિકા. મારે તને મારી પાસે રાખી લેવા શું કરવું પડશે ? પણ એ તો માત્ર ગણગણાટ જ છે.

એણે પોસ્ટરો અને ફાળો એકત્રિત કરવાના ડબ્બાઓ ઊંચકી લીધાં અને ઊભી થઈ ગઈ. એ તું લઈ લે, પોતાની ન ખવાયેલી સેન્ડવીચ મારા તરફ ધરતાં એ બોલી. તું એને વીંટાળી લે અને ઘરે લઈ જા. મારે હવે જવું જ પડશે, બહુ મોડું થયું છે, અને મારે એક મિટિંગમાં હાજરી આપવાની છે. ઉપરાંત, એમાં મારે આ બધા પૈસા પણ આપી દેવાના છે.

અમે બારમાંથી સાથે જ બહાર નીકળ્યાં અને મૂંગાં મૂંગાં રસ્તો કાપી નાખ્યો. હવે એ વિચિત્ર લાગતી હતી, મારી સાથે બેચેની અનુભવતી હતી અને એક વખત અમે રીજન્ટ સ્ટ્રીટ પરનાં ટોળાંઓ વચ્ચે પાછા દાખલ થઈ ગયાં, કે એ મને પાછળ છોડી દઈને આગળ ચાલી ગઈ. અન્ડરગ્રાઉન્ડ સ્ટેશનના પ્રવેશદ્વાર પાસે મેં એને પકડી પાડી.

એ મને શોધવા થોભી હતી, એના હાથમાં સિક્કાઓના ડબ્બાઓ ખખડતા હતા, નીચે સ્ટેશન પર જવા એની પાસેથી પસાર થતા લોકોને એના પોસ્ટરો એમની પાંસળીઓમાં વાગતા ત્યારે એ ક્ષમાયાચનાનું આછું સ્મિત ફરકાવતી. એ ચિંતાતુર અને વ્યાકુળ લાગતી હતી, પરંતુ વીજળીનો પ્રકાશ એની આંખોને ઝબકાવતો હતો અને પવન એની રાખોડી રંગની વાળની લટને એના ચહેરા પરથી ફરકાવી જતો હતો, અને અચાનક એ ઘણી યુવાન લાગવા લાગી. વર્ષો પહેલાં પેલા હાવરા સ્ટેશનના પ્લૅટફૉર્મ પર જેને મેં જોઈ હતી, બરાબર એના જેવી જ મે.

હું એની નજીક પહોંચ્યો ત્યારે એણે કહ્યું, મને ખબર નથી મેં તને આ બધું શા માટે કહ્યું. આ પહેલાં કોઈને પણ આમાંનું કશું મેં કદી કહ્યું નથી.

અલબત્ત નહિ જ. મેં કહ્યું. તું જેને કહી શકે એવું બીજું કોઈ હતું જ નહિ. ત્રિદીપને મારા જેટલી સારી રીતે બીજું કોઈ ઓળખતું નહોતું.

એના હાથમાંથી એક પોસ્ટર પડી ગયું અને મેં એને ઉપાડી એની બગલમાં ફરીથી મૂકી દીધું.

વારુ, એણે મૂંઝાઈને કહ્યું. હવે મારે જવું જ પડશે. હું મોડી પડી છું. મોટેભાગે તો મિટિંગ શરૂ પણ થઈ ગઈ હશે.

જરા ઊભી રહે. હું બોલ્યો. હું આગળ બોલી શકું તે પહેલાં મારે મારું ગળું સાફ કરવું પડ્યું.

મેં... હું બોલ્યો. ગઈકાલ રાત માટે હું ખરેખર દિલગીર છું. મને ખબર નથી,

હું બીજું શું કહી શકું.

ઠીક છે, ઠીક છે. એણે કઠોર અવાજે કહ્યું. એ વખતે હું સહેજ ડરી ગઈ હતી પણ મને એનો ખરેખર વાંધો નહોતો - બહુ નહિ, ગમે તેમ ખરેખર તો હું આશ્ચર્ય પામી હતી કે કોઈ વ્યક્તિ મારે વિશે આ રીતે વિચારે છે.

ખરેખર ? હું બોલ્યો.

હા, ખરેખર. એણે હસીને કહ્યું.

એના સિક્કાના ડબ્બાઓના ખણખણાટ સાથે એણે મારો હાથ દબાવ્યો અને પછી એ જતી રહી.

દિલ્હી પાછા ફરવાના થોડા દિવસ અગાઉ, હું છેલ્લી એકવાર શ્રીમતી પ્રાઈસને આવજો કહેવા લિમિંગ્ટન રોડ ગયો હતો.

એ સપ્તાહની શરૂઆતમાં એક સવારે પરોઢ પછી તરત જ મારે બારણે ટકોરો પડ્યો.

હવે ફરી પાછો સપ્ટેમ્બર મહિનો શરૂ થયો હતો. ઈંગ્લંડનો ટૂંકો ઉનાળો ક્યારનોય પૂરો થઈ ગયો હતો. ફૂલહામના એ પડું પડું થતા જે ઘરમાં મેં રૂમ રાખી હતી, ત્યાં સવારમાં ખૂબ ઠંડી પડતી હતી. મેં ધાબળાની ગડીમાંથી ટકોરો સાંભળ્યો. એની પરવા કર્યા વગર હું પડખું ફરી ગયો અને પલંગની ઠંડી કિનારીઓ પરથી મારા હાથ પગ પાછા ખેંચી લેવા પ્રયત્ન કર્યો. મારા રૂમમાંથી નાનકડો ગેસફાયર હોલવાઈ ગયો હતો. એ પાંચ પેન્સના સિક્કા પર ચાલતો અને મારા પૈસા કલાકો પહેલાં વપરાઈ ચૂક્યા હતા. ટકોરા પડવાનું બંધ ન થયું, અને અંતે મારે પથારીમાંથી બહાર આવવું પડ્યું. રૂમ રેફ્રિજરેટર જેવો થઈ ગયો હતો. એવી જ હાસ્યાસ્પદ રીતે બારીઓ પર બરફની ટ્રે જેમ સ્નો છવાઈ ગયો હતો. મેં મારો ઓવરકોટ ખેંચ્યો અને લંગડાતો લંગડાતો બારણા પાસે ગયો.

કેરી આવી હતી, મારી બાજુની રૂમમાં રહેતી અમેરિકન છોકરી. એ સીએટલથી આવેલી વિનિયન શાખાની વિદ્યાર્થિની હતી અને રોમ અને પેરિસ જતાં પહેલાં લંડનમાં છ મહિના ગાળવાની હતી. આ મકાનમાં અમે જે થોડા મહિના વિતાવ્યાં એ દરમિયાન અમારી દોસ્તી થઈ હતી. આ મકાનમાં બીજાં અડધો ડઝન લોકો પણ હતાં, વિદ્યાર્થીઓ અને વિવિધ પ્રકારના પ્રવાસીઓ, પણ મોટાભાગના પોતાનામાં જ મસ્ત રહેતાં અને બહુ ઓછા લોકો, એક મહિનાથી વધુ સમય રોકાતાં. મારી અને કેરીની મુલાકાત જુલાઈના અંતમાં પહેલીવાર અમારી રૂમની બહારની બાજુના ચોકમાં થઈ હતી. અમારા મજલા પરની ત્રીજી રૂમમાં જતાં તાજેતરમાં એક યુવાન દાઢીવાળો સ્કેન્ડિનેવિયન રહેવા આવ્યો હતો. ત્યાંથી એક પછી એક મોટા ધબાકાઓ સાંભળીને અમે રૂમની બહાર ધસી આવ્યાં હતાં. એ અવાજ વિચિત્ર રીતે ખલેલ પહોંચાડતો, વધારે પડતો કઢંગો,

ચાબુકના ફટકા જેવો હતો. એમાં વચ્ચેવચ્ચે લાંબા, ધીમા કણસવાના અવાજ સંભળાતા. મેં સૂચવ્યું કે આપણે ડૉક્ટરને બોલાવીએ, પણ કેરીએ મારી સામે શાણપણભર્યું સ્મિત કર્યું અને પોતાની ડોકી ધુણાવી. એમ કરવાનો કશો અર્થ નથી. એ બોલી. અંદર એ લોકો મજા કરતા હોય એમ લાગે છે. મેં ફરીથી સાંભળ્યું, અને એ સાચી હતી તે તરત જ સ્પષ્ટ થઈ ગયું. તેથી એને બદલે અમે બંને નીચે રસોડામાં ગયાં અને એણે રોઝહીપ (ગુલાબની પત્તીવાળી) ચ્હાનો પ્યાલો તૈયાર કર્યો. એણે મને પહેલાં ચાઇનીઝ માની લીધો હતો, કદાચ મારી આંખોને કારણે, અને જો કે મેં જ્યારે હું ભારતીય હતો એમ સમજાવ્યું ત્યારે એણે ઉત્સાહી દેખાવાનો પ્રયત્ન તો કર્યો, પણ એ કોઈક રીતે નિરાશ થઈ હતી એ સ્પષ્ટ જ હતું. પાછળથી મેં જાણ્યું કે એને ચીનમાં એટલા માટે રસ હતો કે એ પરેજી પાળતી હતી અને દૂધ તેમ જ બીજી ડેરી ઉત્પાદનોની વસ્તુઓનો ખોરાક એને નિષિદ્ધ હતો. એણે કોઈક ઠેકાણે વાંચ્યું હતું કે ચીનના લોકોને દૂધ ભાવતું નથી, એટલે એને એ દેશમાં એકદમ રસ પડવા લાગ્યો હતો. અંતે મને પણ દૂધ ભાવતું નથી, એમ એને સમજાવવામાં હું સફળ થયો અને અમે બંને સારાં મિત્રો બની ગયાં.

અત્યારે કેરીએ ગળીરંગનો ટ્રેકસૂટ પહેર્યો હતો, અને મારે બારણે ટકોરા મારવા દરમિયાન એ અમારા ચોકમાં ઉપર નીચે જોગિંગ કરતી હતી, અને એની બંધ મુઠ્ઠીઓ પોતાની સાથળ પર ઠોકતી હતી. એ મારા કરતાં ખાસ્સી આઠ ઈંચ ઊંચી હતી, અને મોટા ચોરસ જડબાવાળા ચહેરા સાથે એનો બાંધો સારો એવો ભરાવદાર હતો.

કેમ છો ? એ બોલી, નીચે તમારે માટે ફોન છે. એક બહેન છે.

મારા ઑવરકોટ તરફ જોઈને એ ખીખી કરવા લાગી. અરે ભગવાન, એણે કહ્યું. અરે બિચારા છોકરા, તું તો ખરેખર ઠરી ગયો છે, ખરું ને ?

જોગિંગ બંધ રાખીને એ મને ભેટી પડી.

તારે આવા પછાત દેશમાં ન રહેવું જોઈએ. એ બોલી. તારે માટે તો અમેરિકા જેવી કેન્દ્રિય તાપવ્યવસ્થા અને ગરમ પાણી વાળી કોઈ જગ્યાની જરૂર છે.

તું સાચું કહે છે. હું બોલ્યો અને એની પાછળ પાછળ દાદર પરથી નીચે રસોડામાં જ્યાં અમારો ભાડાનો ફોન દીવાલ પર લટકતો હતો ત્યાં 'સરકી' ગયો. એણે મને એ સુંદર શબ્દ 'સરકી ગયો' શીખવ્યો હતો, અને હવે જ્યારે હું એના વિશે વિચારું છું, ત્યારે હું હંમેશા એને સીએટલના સમુદ્રકાંઠે ક્યાંક સરકી જતી જોઉં છું.

ફોન પર ઈલા હતી. ત્રણેક મહિના પહેલાં, એ અને નિક એમનાં હનીમૂન પરથી પાછાં ફર્યાં પછી એણે આ પહેલી જ વખત મને ફોન કર્યો હતો.

તને આટલી વાર કેમ લાગી ? એ બોલી.

મેં સ્પષ્ટતા કરવા માંડી, પણ એણે મારી વાત કાપી નાખી.

સાંભળ. મૃદુ થતા અવાજમાં એણે કહ્યું. ગઈકાલે સવારે હું જાગી ત્યારે મને ખ્યાલ આવ્યો કે તું એકાદ અઠવાડિયામાં ઘેર પાછો જવાનો છે, ખરું ને ?

હા. મેં કહ્યું. આવવા અને જવા વિશે મેં કંઈક ઉમેર્યું.

એ વિશે કંઈ ફિકર કરીશ નહિ. એણે હાંફતાં હાંફતાં કહ્યું. તેં સામાન પેક કરી લીધો ? તેં બધી વ્યવસ્થા કરી દીધી છે ? તારે હજારો કામ કરવાનાં હશે. હું તને શું મદદ કરી શકું ?

એના અવાજમાં રહેલા તીવ્ર આવશ્યકતાના સંકેતથી ઘવાઈને મેં કહ્યું : તને મહિનાઓથી ખબર છે કે મારે આવતે અઠવાડિયે ચાલ્યા જવાનું છે. તો પછી આટલું મોટું આશ્ચર્ય કેમ ?

એ બરાબર. એણે જવાબ આપ્યો. મને લાગે છે કે મને ખબર જ હતી. પણ ખરેખર મેં એ વિશે વિચાર નહોતો કર્યો, એનો તારે મન શો અર્થ થશે એ વિશે પણ નહિ. પણ ગઈકાલે સવારે હું જાગી ગઈ અને મને યાદ આવ્યું, અને પછી જો હું ઘેર જતી હોઉં તો મારે કઈ કઈ વસ્તુ કરવી પડે તે બધાનો મને ખ્યાલ આવ્યો, અને એનો વિચાર માત્ર કરતાં હું એટલી બધી ગભરાઈ ગઈ કે મેં નક્કી કર્યું કે મારે તને ફોન કરવો જ જોઈએ તરત જ. પણ ગઈકાલે તું મને ઘેર મળ્યો જ નહિ, તેથી મેં વિચાર્યું કે હું આજે વહેલી સવારે જ ફોન કરીશ.

હું હસ્યા વગર રહી શક્યો નહિ. મને ખાતરી હતી કે એ મને નકરા સત્યથી વિશેષ કશું કહેતી ન હતી, કારણ ઈલાની પોતાનામાંથી બહાર આવવાની વિરલ ક્ષણોએ, બીજાઓની વ્યાવહારિક વિટંબણાઓ એના મનનો તાત્કાલિક કબજો લેતી અને એનું દબાણ એને પોતાની વિટંબણાનું હોય એથી સહેજ પણ ઓછું રહેતું નહિ. હું બહુ સહેલાઈથી માની શક્યો હતો કે એ સવારે એણે, મારા જવાની ચિંતામાં નિક માટેનું ઈંડું બગાડી નાખ્યું હશે કે પછી એની મ્યુસલીમાં સાકર નાખી દીધી હશે.

તેં તારી બધી બુક-ક્લબનાં બિલ ભરી દીધાં ? એણે કહ્યું. તારાં બધાં ક્રેડિટ કાર્ડ પાછાં આપી દીધાં ?

હું હસ્યો. એને સંપૂર્ણપણે જાણ હતી કે મારી પાસે કોઈ ક્રેડિટ કાર્ડ નહોતું.

તારા જહાજમાં મોકલવાના સામાનનું શું ? એણે કહ્યું. તેં એ બધાની વ્યવસ્થા કરી લીધી ? મને મદદ કરવા દે. મને એ બાબતમાં શું કરવું તે બરાબર ખબર છે.

મારી પાસે બહુ સામાન નથી. મેં કહ્યું.

ઓહ ! એ બોલી. તો પછી હું કરી શકું એવું કંઈ જ નથી ?

પછી મેં એને, હાથમાં ફોન સાથે પોતાની હડપચી ખજવાળતી, નિરાશ થઈ ગયેલી કલ્પી અને એકાએક છૂટા પડતી વખતના આ છેલ્લા અંગત કામમાંથી એને બાકાત રાખીને એને સહેજ આઘાત પહોંચાડવાનો મેં કરેલો નિર્ણય, મેં હંમેશા મારી જાતે એના પર બદલો વાળવાની કરેલી બીજી બધી યોજનાઓની જેમ પડી ભાંગ્યો.

હા. મેં કહ્યું, મને મદદ કરવા તું એક કામ કરી શકે. હું શ્રીમતી પ્રાઈસને આવજો કહેવા મળવા જવા માંગું છું અને કદાચ તું એની ગોઠવણ કરી શકે, કદાચ મારી સાથે આવી પણ શકે. એણે રાહતનો દમ લઈ જવાબ આપ્યો. હા, અલબત્ત, એ બોલી : મને એમ કરવું ગમશે, એથી સારું કશું નહિ. હું શ્રીમતી પ્રાઈસ સાથે વાત કરી તને ફરીથી ફોન કરીશ.

આ રીતે એમ નક્કી થયું કે ઈંગ્લંડમાં મારા છેલ્લા શનિવારે, થાઈ ઍરવેઝની મારી દિલ્હી પાછા ફરવાની ફ્લાઈટ હું પકડું તે પહેલાં, હું અને ઈલા શ્રીમતી પ્રાઈસ સાથે ચા પીવા જઈશું. મને આ જણાવવા ઈલાએ ફોન કર્યો ત્યારે મેં એને પૂછ્યું, નિકનું શું ? નિકને પણ સાથે આવવું નહિ ગમે ? એણે પહેલેથી જ એ વિશે વિચારી રાખ્યું હતું. નિક પાછળથી લિમિંગ્ટન રોડ આવશે. એણે કહ્યું, એ આપણને ત્યાં મળશે. એ હસી. એને પતિ આવે તે પહેલાં થોડીવાર મને પોતાની સાથે રાખવાની ઇચ્છા હતી.

તો પછી આપણે ક્યાં મળીશું ? મેં પૂછ્યું. અને એ જ્યારે કોઈ જગ્યા વિશે વિચારતી હતી ત્યારે મેં તરત જ કહ્યું : ટ્રાફેલ્ગાર સ્કેવર, કેવો રહેશે ? સેંટ માર્ટિન - ઈન - ધ ફિલ્ડસ્‌ના પગથિયા પર ? એ ખડખડાટ હસી પડી. કોઈને પણ લાગે કે તું એક ખરાબ ફિલ્મની સ્ક્રિપ્ટ લખી રહ્યો છે. એ બોલી. પણ પછી એણે ઉમેર્યું : સારું, હું તને ત્યાં મળીશ.

સેંટ-માર્ટિન-ઈન-ધ- ફિલ્ડસ્‌ના ચર્ચ પર હું વહેલો આવી ગયો હતો. ટ્રાફલ્ગાર સ્કેવર પર હું એક છેલ્લી નજર નાખી લેવા ઇચ્છતો હતો, એવી નજર જે મારા મનમાં એને વર્ષો સુધી જીવંત રાખવા પૂરતી લાંબી હોય. એક થાંભલા પાસે પગથિયા પર પ્રવાસીઓ ઠોકર ન મારે એવી એક સ્વચ્છ જગ્યા મેં મારે માટે શોધી કાઢી, અને જેવો હું બેઠો કે તરત જ જાણે કે મારા હુકમનું પાલન કરતાં હોય એમ વાદળાં વિખેરાઈ ગયાં અને સોનેરી સૂર્યપ્રકાશનો એક ધોધ આ સ્કેવર પર છંટાઈ ગયો. વાહનવ્યવહાર એક ધબ્બો બની ગયો, સ્કેવરના સફેદ કેનવાસ માટેની એક ફ્રેઈમ. આ ફ્રેઈમ નેલ્સન કૉલમના પગ પાસે કબૂતરને ચણ નાખતા તેમજ સેન્ડવિચ ખાતા બેઠેલા અને પથ્થરના મોટા સિંહ આસપાસ મધપૂડાની જેમ ઉભરાતા તેમ જ ફુવારાની પાળ પર નાચતા પ્રવાસીઓનાં કપડાં માટેની ફ્રેઈમ હતી. અતિ ઉલ્લાસમાં, સેંટ માર્ટિન-ઈન-ધ-ફિલ્ડસનાં વાદ્ય પર બાકટોકાટાની આરંભમાં ઊઠતી ધૂન બાજી ઊઠી અને એ જ ક્ષણે મેં, એને, ઈલાને જોઈ. એ નેશનલ ગૅલેરીના પગથિયે એકઠા થયેલાં ટોળાંમાંથી એનો રસ્તો કાપતી હતી. એણે ફરની જાડી, સફેદ પટ્ટીઓવાળો લાંબો કોટ પહેર્યો હતો. એનું માથું કૉલર પાછળ ઝૂલતું હતું, એનો ચહેરો રૂપેરી ચમકની સામે એક કાળો ધબ્બો લાગતો હતો. એ નીચું જોઈને ફૂટપાથ પર ધીમે ધીમે ચાલતી હતી, પોતાનામાં જ ખોવાયેલી, એને તાકી રહેવા થોભતા લોકો તરફ એનું ધ્યાન જ ન હતું. એ મને જોઈ ન જાય એવી ઇચ્છાથી હું થાંભલા પાછળ જતો રહ્યો. મારે શક્ય હોય એટલા લાંબા સમય સુધી એને પોતાનાથી અભાન, ધીમે ધીમે ચાલી આવતી જોવી હતી. વિવિધ રંગી વાળવાળા પન્કોના એક ટોળાં પાસે એ ઝેબ્રા ક્રોસિંગ પર ઊભી રહી ગઈ. એને કશુંક યાદ આવ્યું હોય એમ લાગ્યું, અને પોતાના ખિસ્સામાં હાથ નાખી એણે ગોગલ્સ બહાર કાઢી પહેરી લીધા. પછી પોતાના હાથ કોટના ખિસ્સાની અંદર રાખી એ રસ્તો ઓળંગી ગઈ. એણે ચર્ચ સામે જોયું, મને ઓળખી કાઢ્યો અને સ્મિત કર્યું.

મારી બાજુમાં ઊભેલાં કેટલાક પ્રવાસીઓએ ઊંડો શ્વાસ લીધો. ઈલા કલ્પી ન શકાય એટલી, વિસ્મિત કરી દે એવી સુંદર લાગતી હતી. મેં હસવા માંડ્યું. હસતાં હસતાં હું પગથિયાં ઊતરી ગયો, અને હું એના તરફ બરાબર જોઈ શકું એટલા માટે એને પાછળથી એક હાથ જેટલી દૂર પકડી રાખી. મેં એના ગોગલ્સ ઉતારી નાખ્યા.

ઈલાએ એ પાછા ખેંચી લેવા પ્રયત્ન કર્યો, પણ ત્યારે બહુ મોડું થઈ ગયું હતું, કારણ કે મેં એની આંખો જોઈ જ લીધી હતી. એની કિનારી લાલ થઈ ગઈ હતી અને સૂજી ગઈ હતી, એવું લાગતું હતું જાણે એ આખી રાત રડી હતી.

તને શું થયું છે? મેં ચોંકીને બૂમ પાડી. ઈલા, શું બન્યું છે?

કંઈ નથી થયું. એણે મને ચૂપ કરી દીધો. ચલ, આપણે જઈએ. આપણે આમ પણ મોડાં પડ્યાં છીએ.

અમને લિમિંગ્ટન રોડ જતા પોણો કલાક લાગ્યો. શ્રીમતી પ્રાઈસે અમને આવકારવા બારણું ખોલ્યું. હું એમને છેલ્લે મળ્યો હતો એ કરતાં પણ એ વધારે કૃશ અને નબળાં પડી ગયાં હતાં. મને એ દીવાનખંડમાં લઈ ગયાં જ્યારે ઈલા ચા બનાવવા રસોડામાં ગઈ. ભીના કપડામાં વીંટાળેલી સેન્ડવીચ ઉપરાંત કેક પણ અમારી રાહ જોતી હતી. કેક એમણે જાતે બનાવી હતી. એમણે કહ્યું. એમના પિતાને ગમતા પ્રકારની, એ ભારે કૉર્નિશ કેક હતી. મારે માટે કેકનો ટુકડો કાપતાં શ્રીમતી પ્રાઈસે મને માયાદેવી અને સાહેબના સમાચાર પૂછ્યા. મારી પાસે એમના વિશે બહુ ઓછી માહિતી હતી, સિવાય કે માયાદેવી એમના રાઈ બજારના ઘરમાં એકલાં જ પાછાં રહેવા જવાનાં હતાં કારણ સાહેબનો એમની ક્લબો છોડીને અને કલકત્તાની બહાર જઈને રહેવાનો કોઈ વિચાર નહોતો. શ્રીમતી પ્રાઈસ શાંતિથી સાંભળી રહ્યાં હતાં, પણ એ અત્યંત થાકી ગયાં હતાં એ સ્પષ્ટ હતું, હું જોઈ શકતો હતો કે એ અમારી સાથે બીજો અડધો કલાક કેવી રીતે પસાર કરી શકશે એ વિશે વિચારતાં હતાં. ઈલા ચા લઈને આવી ત્યારે એણે પણ એ જોયું, અને જેવો અમે બંનેએ એક એક પ્યાલો ચાનો પી લીધો કે તરત જ એણે મને કુનેહથી, મને છેલ્લી એકવાર મકાન અને બગીચાની ફરતે એક નજર નાખી લેવાનું ગમશે કે કેમ એમ પૂછ્યું. મેં તરત જ ડોકી ધુણાવી અને શ્રીમતી પ્રાઈસે, હળવાશ અનુભવીને અમને રૂમની બહાર જતાં હાથ ઊંચો કર્યો.

બહાર હૉલમાં ઈલાએ મને પૂછ્યું કે મને જરા વાર બહાર બગીચામાં જવું ગમશે કે કેમ પણ મને તો મારી ક્યાં જવાની ઇચ્છા હતી એની ખબર જ હતી.

ના. મેં કહ્યું. ચલ આપણે નીચે ભોંયરામાં જઈએ.

એક પણ શબ્દ બોલ્યા વગર એ હૉલમાંથી પસાર થઈ. ભોંયરાનું બારણું ખોલ્યું અને લાઈટની સ્વીચ ચાલુ કરી. ફોલ્ડિંગ ખાટલાઓ હજુ પણ અમે ક્રિસમસ વખતે મૂક્યા હતા ત્યાં જ પડ્યા હતા. અમે જ્યારે ત્યાંથી ગયા ત્યારે એમને બંધ કરવાનું ભૂલી ગયા હતા. હવે એમના પર ધૂળનો આછો થર બાઝી ગયો હતો. ઈલા એક

ખાટલા પર, પગ પર પગ ચઢાવીને બેસી ગઈ અને મને એની બાજુમાં બેસી જવા ઈશારો કર્યો.

તો હવે આ રહ્યાં આપણે. એ બોલી. પાછા રાઈબજારમાં.

હું ખાટલાની ઈસ પર બેઠો અને ભોંયરામાં આસપાસ જોવા લાગ્યો. જૂના પટારાઓ અને સૂટકેસના ઢગલા તરફ, કાગળની થેલીઓની થપ્પીઓ તરફ, એક ખૂણામાં પડેલા કાટ ખાતાં બગીચાનાં સાધનો તરફ. ધીમે રહીને મેં મારી આસપાસ જોયું તો એ બધી વેરવિખેર વસ્તુઓ - ઉઘાડા બલ્બના, સીધા સપાટ પ્રકાશમાં, પોતાની ઓળખ ગુમાવી દેતી લાગી. એમની એક બાજુ ઓગળી જતી લાગી. એ બધું દીવાલ સાથે આપમેળે ચીપકી ગયું હતું, પતરાની પેટીઓ ભીંતચિત્રોની જેમ દીવાલ પર લટકતી હોય એવી લાગતી હતી. સ્મૃતિબદ્ધ આકારોથી, સમયે મને સોંપી દીધેલી ભૂતાવળથી, મારી જેમ જ ખાટલા પર બેઠેલા નવ વર્ષના ત્રિદીપનું ભૂત, એનો ચહેરો એકાગ્ર, બોંબના અવાજ સાંભળતો, પેલે દૂરને ખૂણે, દવાઓની પેટી નજીક, પોતાના દાંતના ચોકઠા અંગે ચિંતા કરતું સ્નાઈપનું ભૂત અને રાયબજારમાં પેલા મહાકાય ટેબલની નીચે મારી સાથે બેઠેલી આઠ વર્ષની ઈલાનું ભૂત, એ ખાલી ખૂણાઓ ભરાઈ ગયા. એ બધાં મારી આજુબાજુ હતાં. છેલ્લે અમે બધાં ભેગાં મળ્યાં હતાં, એ બધા ભૂત નહોતા : ભૂતપણું માત્ર સમય અને અંતરનો અભાવ હતું - કારણ કે એટલે જ ભૂત, ભૂત છે, સમયથી વિસ્થાપિત એક હાજરી.

આથી જ્યારે ઈલા મારા તરફ ફરે છે અને પોતાનો ચહેરો મારા ખભામાં છુપાવી દે છે, ત્યારે એ પેલી બીજી આઠ વર્ષની ઈલા - અને હું, મારી પોતાની બીજી હસ્તિ - અમે બંને રાઈબજારના પેલા ટેબલ નીચે બેઠાં છીએ. એણે મારી ફરતે પોતાના હાથ વીંટાળ્યા છે અને એ રડે છે કારણ કે એણે હમણાં જ નિક પ્રાઈસ અને મૅગ્ડાની વાત પૂરી કરી છે. હું સમજી શકતો નથી, એવા કોઈક કારણ માટે એ પોતાની આંખો છલકાવી દે છે. અમે અમારા છૂપા ભોંયતળિયાના રૂમનું બારણું ખૂલતું સાંભળીએ છીએ, અને હું એને રડવાનું બંધ કરવા આજીજી કરું છું, અથવા એ લોકો અમને શોધી કાઢશે, એની સાથે ચર્ચા કરશે, પણ એ પોતાનાં ડૂસકાં પાછાં ઠેલી શકતી નથી. અને પછી બારણું બંધ થઈ જાય છે, રહસ્યમય રીતે અને હવે ગભરાઈને એ રડવાનું બંધ કરે છે અને અમે એકમેકને ઝાલી રાખીએ છીએ, કારણ કે અમને ખબર છે કે કોઈક અમારી સાથે રૂમમાં છે અને અમને એ કોણ છે અથવા શું છે તે ખબર નથી.

પણ પછી ત્યાં એ રહ્યો એકલો ત્રિદીપ, નીચે અમારા તરફ જોતો, હસતો. અમે ત્યાં નીચે ધૂળમાં શું કરીએ છીએ તે પૂછતો અને હું સમજાવવા માંડું છું કે અમે ઘરઘર રમીએ છીએ, અમે રાઈબજારમાં નથી, પણ અમે તો લંડનમાં શ્રીમતી પ્રાઈસના લિમિંગ્ટન રોડના ઘરમાં છીએ. હું એને બગીચામાંથી, ચેરીના વૃક્ષ પાસે થઈને જતો અંદર આવવાનો રસ્તો બતાવું છું. એને અંદર આવતા જરા તકલીફ થાય છે, પણ એક વખત હું એને આગળના દરવાજેથી અંદર લઈ આવું છું કે, એને ક્યાં જવાનું

છે તે બરાબર સમજાઈ જાય છે. મારા કરતાં એ આ મકાનને વધારે સારી રીતે જાણે છે. એ નાનો હતો ત્યારે ત્યાં રહ્યો હતો.

અમે ડ્રોઈંગરૂમમાં આવ્યા ત્યારે ઈલાએ ફરીથી રડવાનું ચાલુ કર્યું છે. શું થયું છે? ત્રિદીપ એને પૂછે છે, પણ એ કહેતી નથી. ડૂસકાં ભરતાં ભરતાં એ પોતાની મુઠ્ઠીઓથી આંખો ચોળે છે. તેથી ત્રિદીપ પોતાના હાથ અમારી ફરતે મૂકે છે અને અમને પાછા બગીચામાં લઈ જાય છે અને અમને પલાંઠીવાળીને ઘાસ પર બેસાડી દે છે. હવે બસ, ઈલા. એ કહે છે, મને કહે તું શા માટે રડે છે?

પણ એથી તો ઈલાની આંખમાં આંસુઓનો નવો જ ધોધ વહી આવે છે, અને હવે હું ધીરજ ગુમાવીને ત્રિદીપને કહું છું કે એનું કારણ માત્ર ઈલાએ એની ઢીંગલી મેગ્ડા, અને નિક પ્રાઈસ વિશે વિચારેલી મૂર્ખા જેવી વાર્તા માત્ર છે. હું ત્રિદીપને એ વાત ઈલાએ મને જે રીતે કહી હતી તે રીતે કહું છું અને ઈલા હજુય રડ્યા કરે છે એટલે અંતે હું એના તરફ ફરીને એને ચૂપ થઈ જવા ધમકાવું છું. સાવ મૂર્ખા જેવી ન બન, એ તો માત્ર વાર્તા હતી. મૂર્ખ નાની ઢીંગલીની વાર્તા અને પોતે જાણે એમાં જ જીવતી હોય એમ ઈલા રડી રડીને અડધી થતી હતી.

ત્રિદીપ હસે છે અને મને બોચીમાંથી પકડીને હલાવે છે અને મને ઈલાને વઢવા ના પાડે છે. દરેક વ્યક્તિ વાર્તામાં જીવે છે, મારાં દાદીમા, મારા પપ્પા, એના પપ્પા, લેનિન, આઈન્સ્ટાઈન અને મેં ન સાંભળ્યા હોય એવા બીજા અનેક નામાંકિતો એ બધા વાર્તામાં જીવ્યા હતા, કારણ કે જીવવા જેવી વાર્તાઓ જ હોય છે, સવાલ માત્ર તમે કઈ વાર્તા પસંદ કરો છો એનો હોય છે.

પણ એથી ઈલાને સાંત્વન મળતું નથી. એ વધારે રડે છે.

શું કરવું એ વિચારતાં ત્રિદીપ પોતાનું માથું ખંજવાળે છે, અને એકાએક એ કહે છે: હા, ચલો આવો. આપણે નીચે ભોંયરામાં જઈએ, અને આપણે બધાં એક વાર્તા સાંભળીશું, એક સરસ વાર્તા - હકીકતમાં જગતની સૌથી સરસ વાર્તા.

ઈલાનું કુતૂહલ સળવળે છે, અને અંતે એ પોતાનું મૂર્ખામીભર્યું રડવાનું ભૂલી જાય છે અને અમે ઊભા થઈએ છીએ અને આગલા દરવાજામાંથી ત્રિદીપની પાછળ પાછળ જઈએ છીએ. જતાં જતાં એ અમને સમજાવે છે કે આજનો દિવસ એક ખૂબ વિશેષ દિવસ છે. 25મી સપ્ટેમ્બર 1940, એની નવમી વર્ષગાંઠ અને એથી અમને એક વાર્તા સંભળાવવામાં આવશે. એ સ્નાઈપ પાસેથી મળેલી એની વર્ષગાંઠની ભેટ છે, એને આ વાર્તાનું વચન, એણે વેસ્ટ ઍન્ડ લેનમાં દવાવાળાને ત્યાંથી ડેન્ટેસિવ, સેન્ટોજેન અને રેનીની પાચક ગોળીઓ લાવી આપવા માટે કરેલા આંટાફેરાના બદલા રૂપે મળ્યું છે. એ બીજા એક કારણસર પણ વિશેષ મહત્ત્વની છે - કારણ કે એ લોકો આવતા અઠવાડિયે જતા રહેવાના છે. ત્રિદીપ, એના પપ્પા, એની મમ્મી, બધાં કલકત્તા પાછાં ચાલ્યાં જશે. હવે એના પપ્પાને સાવ સારું છે, એ પૂરેપૂરા સ્વસ્થ થઈ ગયા છે. ત્રિદીપ લંડનને પાછળ છોડી દઈને ચાલ્યા જવાનો વિચાર સહી શકે એમ નથી,

પણ એ સત્ય છે - એ લોકો આવતા અઠવાડિયે લંડન છોડી જશે, એ લોકો વતન પાછાં ફરશે.

પણ હજુ ઓછામાં ઓછું આજની રાતે સ્નાઈપની વાર્તાની રાહ જોવાશે. સ્નાઈપે વચન આપ્યું છે કે એ એક સરસ, લાંબી વાર્તા હશે. એક સરસ, યોગ્ય, મીડલ ઈંગ્લિશ વાર્તા એમને એ સરસ આવડે છે. એ કહે છે, કારણ કે વર્ષોથી પોતાના વિદ્યાર્થીઓને તેઓ એ શીખવાડે છે.

ત્રિદીપ વિચારે છે એ એની કમાઈ છે. આજનો દિવસ એના માટે સારો દિવસ નથી રહ્યો.

આજે વહેલી સવારે એની મમ્મીએ એને કહ્યું હતું કે કોઈપણ સંજોગોમાં આજે એણે ઘર છોડીને બહાર જવાનું નથી. પણ એણે જ્યારે પૂછ્યું શા માટે, ત્યારે એમણે કંઈ ખુલાસો કર્યો નહિ. માત્ર હું કહું છું એમ કર, એણે કહ્યું. એ બહુ વિચિત્ર લાગતું હતું. કંઈ પણ કર્યા વગર એને માટે આખો દિવસ ઘરમાં રહેવાનું એ કેવી રીતે વિચારી શકે ? ખાસ કરીને જ્યારે બહાર આટલું બધું ચાલતું હોય ત્યારે.

નાસ્તો કરી લીધા પછી તરત, જ્યારે એની મમ્મી એના પપ્પાને દાઢી કરવામાં મદદ કરવા ગઈ, કે ત્રિદીપ આગલા બારણેથી નાનકડા વચલા દરવાજામાં થઈને સરકી ગયો અને પછી ડાબી બાજુ ફરીને, નીચે એલ્વેસ્લી ગાર્ડન્સના ક્રિકેટ મેદાન તરફ દોડી ગયો. ત્યાં તોપ રાખવા માટેનો ઓટલો હતો, જ્યાં સ્કવેરલેગ માટેની જગ્યા રાખવામાં આવતી હતી, જો તમે પેવેલિયનના છેડથી બોલિંગ કરતા હો તો. એ બધા માણસોમાંથી મોટી વિમાન વિરુદ્ધની તોપ માટે સૈનિકો સજ્જ કરતો એક માણસ ભારતમાં લશ્કરમાં હતો. એ તમિળ ભાષાના થોડા શબ્દો બોલી શકતો હતો, પણ એનો અર્થ એને ખબર નહોતો અને એ શબ્દો એ કેવી રીતે શીખ્યો હતો તે ત્રિદીપને કહેતો નહિ. એ પોતે અને કેટલાક બીજાઓ જ્યારે એક વૃક્ષ જેટલી મોટી, એક ભૂખરા રંગની મોટી વસ્તુ, એવી તોપને પોલિશ કરતા ત્યારે કેટલીકવાર ત્રિદીપને જોવા દેતા હતા અને પછી બે રાત્રિ પહેલાં, તોપના ઓટલાથી માત્ર પચાસવાર દૂર ક્રિકેટના મેદાનમાં એક બૉંબથી પંદર ફૂટ મોટો ખાડો પડ્યો હતો. જો તમે પેવેલિયનની સામેથી બેટિંગ કરતા હો તો એ એકસ્ટ્રા કવરનું સ્થાન હતું.

ત્રિદીપ વાડ નીચેથી પેટે સરક્યો અને મેદાનમાંથી દોડીને ખાડા પાસે ગયો. એ ખાડો રાતોરાત બદલાઈ ગયો હતો. વરસાદને કારણે એ પાણીથી ભરાઈ ગયો હતો. એની આસપાસ જમા થયેલા બધા માટીના ઢગલા કાદવમાં ફેરવાઈ ગયા હતા. એ ઘૂંટણિયે પડ્યો અને ખાડાની કિનાર સુધી પેટે ચાલ્યો. એને આઘાત લાગ્યો, લગભગ અંદર પડી ગયો અને પછી હસી પડ્યો. એનો પોતાનો ચહેરો પાણીમાંથી પાછો એની જ સામે તાકી રહ્યો હતો.

પછી રસ્તા પર દોડતાં એણે એના નામની બૂમ પાડતો, એની મમ્મીનો અવાજ ફરી સાંભળ્યો. એણે સમજ્યા વગર જ જવાબ આપ્યો, ને તરત જ અફસોસ વ્યક્ત

કર્યો, કારણ એની મમ્મી એની પાછળ દોડી આવી હતી. એણે ત્રિદીપનો કાન પકડ્યો અને એને પાછી ઘેર ઢસડી ગઈ અને એણે બારણું બંધ કર્યું, કે એ બીજી તરફ ફરી અને ત્રિદીપને જોરથી તમાચો માર્યો. આ પહેલાં એમણે કદી ત્રિદીપને માર્યો નહોતો. ત્રિદીપ એટલો બધો ડઘાઈ ગયો કે એ રડી પણ ન શક્યો.

શ્રીમતી પ્રાઈસે તમાચાનો અવાજ સાંભળ્યો અને એ રસોડામાંથી બહાર દોડી આવ્યાં. અરે, બાપડા ત્રિદીપ. એને ગાલ લૂછતો જોઈને એ બોલ્યાં. એ એને રસોડામાં લઈ ગયાં અને એના કાનમાં કહ્યું : તારી મમ્મી કંઈ તને મારવા નહોતી માંગતી. એ તો આજે બહુ ચિંતિત છે એટલું જ.

શ્રીમતી પ્રાઈસે એને કહ્યું કે એની મમ્મી લાંબી મુસાફરી અંગે ચિંતિત હતી. એથી પણ વધારે તો એ ટોફીના ટીનથી ચિંતિત હતી. ટોફી ટીન ? ત્રિદીપ બોલ્યો. હા, શ્રીમતી પ્રાઈસે કહ્યું ટોફીનાં ટીન.

ગઈકાલે સ્નાઈપે એમને એક હવાઈ હુમલાની ચેતવણી અંગેની નોટિસ બતાવી હતી, જેમાં જણાવેલું કે દુશ્મનોનાં ઍરોપ્લેનોએ ટોફીના ટીન નાખવામાં આવ્યા હોવાનું માનવામાં આવે છે. એમનો આકાર હાથગોળા જેવો છે અને કેટલાકે એમના ઢાંકણા પર, લેયોન્સ એસોર્ટેડ ટોફી અને 'સ્કોચ'ના ચિહ્ન અને જે લેયોન્સ એન્ડ કું.ના નામવાળી વિવિધ રંગની ચોકડીવાળી ડિઝાઈન એક કાયડા સાથે ચીતરી છે.

એ જો હવાઈ હુમલાની ચેતવણી અંગેની નોટિસ ન હોત તો એ લોકોએ એના પર બહુ ધ્યાન આપ્યું ન હોત. પણ સામાન્ય રીતે અફવાઓ ફગાવી દેતો સ્નાઈપ પણ એઆરપી નોટિસને હસી કાઢી શક્યો નહોતો અને તદુપરાંત સ્નાઈપે ધ્યાન દોર્યું હતું કે, એક રીતે એમાં બાળકોને લક્ષ્ય બનાવીને જનતાને નાહિંમત કરવાનો આશય પણ હતો. માયાદેવી માટે તો એમને પૂરી ખાતરી હતી કે ત્રિદીપ એમાંનો કોઈ ટોફી ટીન શોધી જ કાઢવાનો હતો - ગમે તેમ પણ લિમિંગ્ટન રોડ પર એ જ એક માત્ર બાળક બચ્યો હતો, બાકીનાં બધાંને લંડનની બહાર મોકલી દેવામાં આવ્યાં હતાં. ત્રિદીપ જે રીતે આખો દિવસ રખડતો હતો, એથી એમને ચિંતા હતી કે એના હાથમાં એમાંનું કોઈ એકાદ ટીન આવી જ જવાનું. એટલા માટે જ એમણે એને એ વિશે ચેતવણી આપવાની પણ હિંમત કરી નહોતી. એમને ખાતરી હતી કે જો એ જાણતો હોત તો ચોક્કસ એ ટીન શોધવા નીકળત.

તેથી સ્નાઈપ જ્યારે કામ પર ગયા અને એના પપ્પા 'ગાય'ની હૉસ્પિટલમાં એમના સ્પેશિયાલિસ્ટને મળવા ગયા, ત્યારે ત્રિદીપે ઘેર જ રહેવાનું હતું. પછી શ્રીમતી પ્રાઈસ પણ બહાર ગયાં, સાંજના ખાસ ભોજન માટે કશું મેળવી શકાશે કે કેમ તે જોવા.

એક કલાક પછી એ થાકીને એક બ્રેડ, એક ડઝન ઈંડાં અને એક રતલ લેમ્બનું લિવર મેળવીને પાછાં ફર્યાં. એમણે પોતાની થેલી રસોડાના ટેબલ પર પટકી અને એના તરફ જોવા પાછાં બેસી ગયાં.

અરે, તારી વર્ષગાંઠના ભોજનમાં આજે આપણે શું બનાવી શકવાનાં ? એ

બોલ્યાં. આટલાથી તો એક વ્યવસ્થિત ખાણું પણ નહિ થાય.

મને એનો વાંધો નથી. ત્રિદીપે જવાબ આપ્યો. ગમે તેમ સ્નાઈપ મને વર્ષગાંઠની સરસ ભેટ આપવાના છે.

પછી શ્રીમતી પ્રાઈસને એની ભેટ વિશે ખબર નહોતી, એટલે ત્રિદીપે સ્નાઈપે જે સરસ વાર્તાનું એને વચન આપેલું તે એમને કહ્યું.

પણ અલબત્ત, આ પ્રસંગે એને વર્ષગાંઠનું ભોજન અને બીજી ઘણી ભેટો પણ મળી. શ્રીમતી પ્રાઈસે પોતાના કોઠારમાં તપાસ કરી અને કેટલીક વધીઘટી વસ્તુઓ શોધી કાઢી હતી અને એ બધું ભેગું કરીને એમણે એક સરસ ભોજન બનાવી કાઢ્યું. (આજે બાફેલાં કોબીફ્લાવરનાં પાંદડાં નથી, બેટા) અને એક મોટી કૉર્નિશ કેક બનાવી. (સ્નાઈપે કહ્યું : એના પર બ્લેકઆઉટની અદૃશ્ય મીણબત્તીઓ છે) અને એની મમ્મી અને એના પપ્પા તરફથી એક જેકેટ અને એક શર્ટ મળ્યાં અને શ્રીમતી પ્રાઈસ તરફથી એરોપ્લેનો જોવા માટે એક સરસ જૂના પિત્તળના ઓપેરા ગ્લાસિસ મળ્યાં અને એ બધાથી ઉત્તમ, બાર્થલોમ્યૂનો તદ્દન નવો એટલાસ સ્નાઈપ પાસેથી મળ્યો. તેથી સરવાળે, વાર્તા સાંભળતા પહેલાં એને ઘણો લાભ થયો હતો. એને બહુ ગમ્યું હોત તોપણ પોતાની ભેટો સાથે વધારે સમય એ ગાળી શક્યો નહિ, કારણ કે એ લોકો હજુ જમવાના ટેબલ પર હતાં એટલામાં જ ભયસૂચક સિગ્નલ સંભળાયું હતું.

જેવાં એમણે પહેલાં ઍરોપ્લેન આવતાં સાંભળ્યાં, કે તરત જ એ લોકો એ રાત બહુ ખરાબ જવાની હતી તે સમજી ગયાં. જેવાં પ્લેન એમના મકાન પરથી, મોટી સંખ્યામાં એમના એન્જિનોના એક સરખા નિશ્ચિત તાલ સાથે ઊડતાં કે એમને ખબર પડી જતી હતી. પછી એલ્વેસ્લી ગાર્ડન્સના ક્રિકેટ મેદાનની તોપ ફૂટી અને તરત જ દીવાલ પરના ફોટાઓ અને ટેબલ પરના પ્યાલાઓ ખખડવા શરૂ થયા. તરત જ મૅને પોતાના હાથમાં લઈને, સ્નાઈપ એમને બધાને ભોંયરામાં લઈ ગયા અને એ લોકો તેલના દીવાના પ્રકાશમાં સીલિંગ તરફ જોતાં, એમના પલંગમાં બેસી ગયાં અને આ હુમલો કેટલો લાંબો ચાલશે એ વિચારવા લાગ્યા. આસપાસમાં ક્યાંક એક બહુ મોટો ધડાકો થયો. એનાથી ભોંયરાની જમીન હાલી ગઈ અને તેલનો દીવો લગભગ ઊંધો વળી ગયો. મૅ રડવા લાગી, અને ત્રિદીપ પોતે કેટલો વખત રડ્યા સિવાય રહી શકશે એ વિશે વિચારવાનું શરૂ કરતો હતો એટલામાં જ એને, સ્નાઈપનું વચન યાદ આવતાં : પ્લીઝ સ્નાઈપ પેલી વાર્તા - તમે વચન આપેલું...

અને એ વાર્તાનું શું છે?

ભોંયરામાં મને વીંટળાઈ વળેલા ભૂતોના મોઢામાં હું એ વાર્તા જોઈ રહ્યો છું. સ્નાઈપ ત્રિદીપને કહેતા હોય, ત્રિદીપ મને અને ઈલાને કહેતો હોય, રાયબજારના પેલા ભોંયરાના રૂમમાં હું મારી જાતને જોઉં છું. ત્રણ વર્ષ પછી મારાં દાદીમા અને ત્રિદીપ સાથે એ ઢાકા જવા રવાના થઈ એના આગલા દિવસે મૅને લઈને, યુવાન મૅને રાયબજારના ઘરની મુલાકાતે લઈ જતી. હું મારી જાતને એ જૂના ઘરમાં ભોંયરાના

રૂમમાં એને દોરી જતી જોઉં છું. ઈલાએ મને પહેલીવાર નિકની ઓળખાણ કરાવેલી ત્યારે અમે જે ટેબલ નીચે બેઠાં હતાં એ ટેબલ એને બતાવતો, એ દિવસે મૅગ્ડાની વાત મને કહ્યા પછી ઈલા કેવી રડી હતી એ હું મૅને કહું છું, અને હવે મૅ મને નિક વિશે કહે છે. અને થોડીવાર પછી હું એને ઈલા મારે ખભે કેવી રીતે રડતી હતી, એના ભાઈ નિક માટે કેવી રડતી હતી. ત્યારે ત્રિદીપ કેવો રૂમમાં આવી પહોંચ્યો હતો તે બતાવું છું. અને એને કહું છું કે ત્રિદીપે મને કેવું ઈલાને શું થયું તે પૂછ્યું હતું. અને મેં એને કહ્યું એટલે ઈલાને રડતી બંધ રાખવા એ લિમિંગ્ટન રોડના ઘરમાં કેવો પેટે ચાલવા લાગે છે અને અમને નીચે ભોંયરામાં લઈ જાય છે. અને એને એક વખત સ્નાઈપે કહેલી વાર્તા અમને કહે છે.

કઈ વાર્તા? મૅએ પૂછ્યું. મેં યાદ કરવાનો પ્રયત્ન કર્યો, ઘણો પ્રયત્ન કર્યો પણ જે હોય તે એ મને યાદ ન જ આવી. પણ પાછળથી એ દિવસે પાછા કલકત્તામાં, ત્રિદીપના બાલિગંજ પ્લેસના ઘરમાં જ્યારે ત્રિદીપે મને મેં રાયબજારમાં મૅને શું બતાવ્યું હતું એ પૂછ્યું ત્યારે મેં કહ્યું : હું એને ભોંયરાના રૂમમાં લઈ ગયો હતો. તને યાદ છે, જ્યાં...

જ્યાં મેં ઈલાને રડતી જોઈ હતી અને તું એની બાજુમાં બેઠો હતો? એણે કહ્યું.

એને રડતી બંધ રાખવા તેં અમને એક વાર્તા કહી હતી યાદ છે?

વાર્તા કઈ હતી? મૅ બોલી. મારે જાણવું છે. મને કહે.

ત્રિદીપ એક સાદડી પર બેસી ગયો અને પલાંઠીવાળી દીધી.

એ એક સરસ, નાની, કરુણ વાર્તા હતી. ત્રિદીપે કહ્યું. એ મને કહેતા હતા ત્યારે હવાઈ હુમલા વિશે હું બધું ભૂલી ગયો હતો.

એ ક્યાં બન્યું હતું? મેં પૂછ્યું. કયા દેશમાં?

અરે! ત્રિદીપ બોલ્યો : એ જ તો કરામત છે, તું સમજ. એ બધે જ બન્યું હતું, તું જ્યાં ઈચ્છે ત્યાં. એ એક પુરાણી વાર્તા હતી, યુરોપની સૌથી સરસ વાર્તા, સ્નાઈપે કહ્યું. યુરોપ જ્યારે સરહદો અને દેશો વગરની એક સરસ જગ્યા હતી, ત્યારે કહેવાયેલી - આપણે જેને જર્મની કહીએ છીએ, ત્યાં કહેવાતી એ જર્મનવાર્તા હતી. ઉત્તરમાં એ નોર્ડિક વાર્તા હતી, ફ્રાન્સમાં ફ્રેન્ચ અને વેલ્સમાં વૅલ્સ, કોર્નવેલમાં કૉર્નિશઃ એ ટ્રીસ્ટાન નામના એક નાયકની વાત હતી. એક બહુ કરુણ વાર્તા, પોતાના દેશ વગરના, સમુદ્રની પેલે પારની સ્ત્રીના પ્રેમમાં પડેલા એક માણસની વાત...

આ પ્રસંગ એ લોકો ઢાકા જવાના હતા એના આગલા દિવસનો હતો. ત્રિદીપે મને કહેલી આ છેલ્લી વાર્તા હતી.

એ ભોંયરામાં મારી પાસે ખાટલામાં બેસીને ઈલા રડતી હતી, ત્યારે મેં ત્રિદીપનો અવાજ ફરી સાંભળ્યો.

ઈલા બહુ રડતી હતી. મેં એને ક્યારેય એવી રીતે રડતી જોઈ નહોતી. ડૂસકાં

ભરવાના એના પ્રયત્નથી એનું આખું શરીર હાલતું હતું. કેટલીક વખત એમ લાગતું કે જાણે એ પોતાના રૂમાલમાં ઊલટી કરી નાખવાની ન હોય.

મેં એને ફરતે હાથ વીંટ્યો અને જોરથી મારી સાથે જકડી રાખી. મને ખબર હતી; ટ્રાફેલ્ગાર સ્કેવરમાં મેં એની આંખો જોઈ એ ક્ષણથી જ મને ખબર પડી ગઈ હતી કે એ મને કશુંક કહેવા માંગતી હતી. મને ખબર હતી કે એ શું હતું તે હું એને પૂછું એની એ રાહ જોતી હતી. એ જાણતી પણ હતી કે હું પૂછવાનો નહોતો : મારે જાણવું નહોતું; મને નહોતી થતી એવી સહાનુભૂતિ હું દેખાડવા માંગતો નહોતો.

જરાવાર પહેલાં જ એણે રડવાનું બંધ કર્યું, અને એ પછી પણ હેડકી ખાતાં, બોલી ન શકતાં, મારી છાતી સાથે પોતાનું માથું ટેકવી રાખ્યું.

હું દિલગીર છું. છેવટે એ બોલી. મને ખબર નથી મને શું થઈ આવ્યું.

હું મૂંગો મૂંગો રાહ જોઈ રહ્યો.

એનું કારણ નિક છે. એણે કહ્યું.

વારુ, મેં કહ્યું, આગળ બોલ, મને કહે એણે શું કર્યું ? તારે માટે ગુલાબ લાવવાનું ભૂલી ગયો કે તારી સવારની ચા ઢોળી નાખી.

અરે જંગલી ! પોતાની જાતે ટટ્ટાર થતાં એ બોલી. તું મારી સાથે એ રીતે વાત કરવાની હિંમત ન કરતો.

આગળ ચલાવ. મેં કહ્યું : આપણે એ વાત પૂરી કરી દઈએ. હવે તું મને ખુશીથી કહી શકે છે, શું થયું હતું ? તું દિવસની નીરવ શાંતિમાં દબાતે પગલે ઘેર આવી ત્યારે એને બીજી સ્ત્રી સાથે પલંગમાં જોયો હતો ?

એણે ચોંકીને મારા તરફ નજર કરી અને વળી પાછી ફરી ગઈ, એની આંગળીના નખ જોવા માટે.

મેં કદીયે કલ્પના પણ નથી કરી. એ બોલી, કે હું ઈલા દત્તા ચૌધરી, એક સ્વતંત્ર સ્ત્રી અને સ્વતંત્ર મિજાજી, એવી કોઈ ગંદી પરિસ્થિતિમાં જીવી શકું. જ્યાં એની જિંદગીની ઘટનાઓની ખરાબ ટેલિવિઝન સિરીઅલની સમસ્યાઓની જેમ આગાહી થઈ શકે ? મને લાગે છે ના, પણ તું સાચો છે. હા, તું વધતે ઓછે અંશે સાચો જ છે - તેં ટી. વી. પર એ જોયું જ છે. બરાબર એવું જ મારે ભાગે બન્યું છે.

એક બપોરે એમના આફ્રિકામાંના હનીમૂન પછી પાછાં ફર્યાં કે તરત જ ઈલાએ નિકને ટેલિફોન કર્યો હતો. ઈલા પોતે જ્યારે ઑફિસમાં હોય ત્યારે નિકની એને બહુ ખોટ સાલતી. આખો દિવસ એની સાથે ગાળવાની ખોટ, એના અવાજની ખોટ, એની સુગંધની ખોટ પણ એણે નિકને વારંવાર ફોન નહિ કરવાનો નિયમ બનાવી લીધો હતો. એ એવું નહોતી ઇચ્છતી કે નિકને એમ લાગે કે પોતે એને કબજામાં રાખવા આતુર છે.

પણ એ બપોરે એ હારી ગઈ. એની ઑફિસમાં બીજા બધા જ્યારે થોડીવાર

માટે બહાર ગયાં હતાં ત્યારે નિક ઘેર હશે એવી આશાએ, એણે ફોન ઉપાડી નંબર જોડ્યો. મોટે ભાગે એ હંમેશા ઘેર જ રહેતો, અથવા એવું એ કહેતો, કારણ હજુ એ નોકરી કરતો નહોતો. ફોન થોડીવાર વાગતો રહ્યો, અને જેવી એ ઘંટડી બંધ કરવા જતી હતી, કે સામેથી એક સ્ત્રીનો અવાજ આવ્યો. અવાજ જાણે કે એ લોકોમાં ગમ્મતભરી ઝપાઝપી થઈ હોય એમ હાંફતો હતો. એ અવાજે ફ્રેંચ પ્રકારના લહેકામાં એલો કર્યું. ઈલા એટલી બધી ચોંકી ગઈ કે એણે પોતે કહેવા માંડ્યું, શું હું નિક પ્રાઈસ સાથે વાત કરી શકું ? જાણે કે એ પોતાના બૅંક મૅનેજરની સેક્રેટરીને મુલાકાત મેળવવા માટે વિનંતી કરતી ન હોય. અવાજ ખી ખી કરતા હસ્યો અને કહ્યું, આપ કોણ બોલો છો ?

એની પત્ની. ઈલાએ જવાબ આપ્યો અને ફોન નીચે પટકી દીધો.

હું ગંભીર હતો છતાં મેં હસવા માંડ્યું. અરે બિચારી, દુખિયારી ઈલા. મેં કહ્યું. તારાં પાપ અંતે તારી સામે આવી જ ગયાં.

હું ઇચ્છું કે એ એમ હોય. એણે થાકથી સહેજ માથું હલાવી કહ્યું. હું ઇચ્છું છું કે હું મારી જાતને કહી શકું કે શા માટે હું એવા પ્રકારનું કામ પણ કરતી હતી, જેનો કશો અર્થ થતો નહિ. પણ મેં કદી એમ ન કર્યું, તને ખબર છે. જો તું કદી સમજ્યો નથી, આપણે જ્યારે કૉલેજમાં હતાં, ત્યારે હું જે રીતે બોલતી એનાથી તું હંમેશા છેતરાયો છે. હું એ રીતે માત્ર તને આઘાત આપવા જ બોલતી હતી, અને ગમે તેમ પણ તું મારી પાસે એવી અપેક્ષા રાખતો એવું લાગતું હતું. એટલે મેં કદી એવું કશું કર્યું નથી. હું મારી પોતાની રીતે એવી જ પવિત્ર છું, તને ક્યારેય મળી ન હોય એવી.

હવે હું શરમાયો. મેં મારી આંખો નીચી ઢાળી દીધી અને કહ્યું : નિકને તેં આ વિશે પૂછ્યું ?

હા, એ બોલી. હું ઘેર પહોંચી ત્યારે એ મારી રાહ જોતો હતો. એ ખૂબ શાંત હતો, ખૂબ ઠંડો. દેખીતી રીતે જ એણે એ બધું વિચારી રાખ્યું હતું. મને લાગે છે કે એક રીતે એ મને ખબર પડી જાય એમ ઇચ્છતો હતો. કદાચ એણે ધાર્યું હશે કે હું ફોન કરીશ અને પેલી બાઈને ફોન લેવા કહ્યું હશે. એ એક વાત સ્પષ્ટ કરવા માંગતો હતો. એ મને જણાવવા માંગતો હતો કે અમે મારા પપ્પાએ ખરીદી આપેલા ફ્લેટમાં રહેતાં હતાં એટલા જ કારણે મારે કોઈપણ વાત સાદી સમજી લેવી જોઈએ નહિ અને એટલા માટે પણ નહિ કે મારી પાસે નોકરી હતી અને એની પાસે નહોતી.

ઈલાએ મારી સામે જોવા મોં ફેરવ્યું. એની આંખો ઉન્માદથી ચમકતી હતી. એણે હસીને મોં મચકોડ્યું.

નિકે મને કહ્યું. એ બોલી, કે જે સ્ત્રીએ મારી સાથે ફોનમાં વાત કરી હતી એ માર્ટિનિકની હતી. નિક એને પબ કે એવી કોઈ જગ્યાએ મળ્યો હતો અને અમારા લગ્ન થયા એના પહેલાં બહુ લાંબા વખતથી એકાદ વર્ષથી મળતો રહેતો હતો. એને માટે ક્યાંક એક ઈંડોનેશિયન સ્ત્રી પણ રાહ જોઈ રહી છે અને હું તો છું જ, અલબત્ત.

નિક આવું શા માટે કરે છે? મેં કહ્યું.

ઈલાએ દાંત ભીડીને હસવાનું શરૂ કર્યું, જ્યારે એના ગાલ પરથી આંસુઓ ટપકતાં રહ્યાં.

મેં પણ એને બરાબર આ જ સવાલ કર્યો હતો. નિકે કહ્યું કે એને થોડીક વિવિધતા ગમે છે. બસ, એની જીવવાની એ રીત છે.

મને કંઈ પણ કહેવાનું ન સૂઝ્યું. ઈલાએ આટલી બધી ધિક્કારેલી ભદ્ર, નગણ્ય ગણેલી જિંદગીઓની ગંદકી, એણે પોતાને માટે રચેલા મુક્ત જગતનો જ એક ભાગ પણ હતો એવી એની શોધ માટે એને આશ્વસ્ત કરી શકે એવું કંઈ પણ હું કહી શકું તેમ નહોતો.

તારે એને ત્યજી દેવો જોઈએ, ઈલા. મેં કહ્યું.

હું નહિ ત્યજી શકું, એ બોલી. તને ખ્યાલ નથી આવતો કે મારાથી એ નહિ બને?

શા માટે નહિ?

એ હસવા લાગી. એ એનું ઉત્સાહ ભરપૂર હાસ્ય હતું, અને મને લાગ્યું કે હું પણ એની સાથે હસતો હતો.

તને ખ્યાલ નથી આવતો? એ બોલી. જો એ બેંગકોકથી આખે આખી મસાજના પાર્લરઘરમાં ઉઠાવી લાવે તો પણ હું એને ત્યજી નહિ શકું, એને એ વિશે સંપૂર્ણપણે ખાતરી છે. એ જાણે છે કે હું એને એટલો બધો ચાહું છું કે હું એને ક્યારેય છોડી શકીશ નહિ.

અને છતાંય મને થોડા જ વખતમાં ખબર પડી ગઈ કે ઈલાએ નિકને શિક્ષા કરવાના એના પોતાના રસ્તા શોધી કાઢ્યા હતા.

અડધા કલાક પછી જ્યારે નિક આવ્યો અને એની મમ્મીના ડ્રોઈંગરૂમમાં દાખલ થયો કે ઈલાએ હસીને મને અને શ્રીમતી પ્રાઈસને કહ્યું : તમને ખબર છે? નિક પાસે એની બીજી એક યોજના છે. ગોદામના ધંધામાં મારા પપ્પા એને ભાગીદારી મેળવી આપે એ માટે એ પ્રયત્ન કરે છે.

ઈલા નિક સામે લાંબો સમય જોઈ રહી. એનો ચહેરો મેં પહેલાં કદી જોયો નહોતો એવો કઠોર થતો જતો હતો. અલબત્ત એ બોલી, આવા કામોમાં સફળ થવા સખત મહેનત કરવી પડે, અને નિક, ખેર...

નિકનો ચહેરો ચિમળાઈ ગયો, અને એ પોતાનું માથું લટકતું રાખીને નીચે શેતરંજી તરફ જોઈ રહ્યો.

એની સામે જોતાં, મેં ભવિષ્ય એને જેવું દેખાયું હશે તેવું કલ્પવાનો પ્રયત્ન કર્યો : વિદ્રોહનાં નાનાં નાનાં હતાશાભર્યાં કામો અને અસહાય પરાધીનતાનું મિશ્રણ પછી મને ઊભા થઈને, એની છાતીને મારી છાતી સાથે, એના ખભાને મારા ખભા સાથે

જકડીને ઊભા રાખવાનું મન થયું. પણ, અલબત, મેં એમ ન કર્યું - મારી કિશોરાવસ્થા દરમિયાન અરીસામાં મારી બાજુમાં ઊભા રહીને એણે મારી જિંદગીમાં ભજવેલા ભાગ અંગે એને કશી જાણ ન હતી. હું જાણતો હતો કે એ સમજી ન શક્યો હોત.

રાયબજારના પેલા ભોંયરાના રૂમમાં મેંએ એના વિશે જે કહેલું તે મને યાદ આવ્યું એ જુદો જ છે, એ આપણા જેવો નથી.

એ લોકો ઢાકા જવા રવાના થયા તેની આગળનો એ દિવસ હતો.

2જી જાન્યુઆરી 1964ના રોજ મારાં દાદીમા અને મેં ઢાકા જવા રવાના થવાનાં હતાં એના આગલા દિવસે એમને એક પત્ર મળ્યો. એ પત્ર માયાદેવીનો હતો. દિલ્હીથી એ રાજદ્વારી થેલામાં આવ્યો હતો એટલે એ દસ દિવસે પહોંચ્યો હતો.

માયાદેવીએ લખ્યું હતું કે તેઓ હજી સુધી એમના જૂના ઘેર જઈ શક્યાં નહોતાં, કારણ કે તેઓ એક યા બીજા કામમાં વ્યસ્ત રહેતાં હતાં. ઉપરાંત, હાલમાં તેઓ જે ઘરમાં રહેતાં હતાં તે જિંદાબહાર લેનથી ઘણે દૂર હતું. અને, ભારતીય રાજકારણીઓ તરીકે એમની હલચલ પણ બહુ મર્યાદિત રહેતી - જે અમે સમજી શકીએ તેમ હતાં. પણ પોતે તપાસ કરતાં રહેતાં હતાં અને એમને એક સદ્‌ભાગ્ય પ્રાપ્ત થયું હતું. એમને જાણવા મળ્યું હતું કે હાઈકમિશનનો એક ડ્રાઇવર એમના જૂના ઘરમાં રહેતા - સૈફુદ્દીન નામના એક મિકેનિકને ઓળખતો હતો. આ મિકેનિકે એમના જૂના આંગણામાં એક વર્કશોપ કર્યું હતું.

વર્કશોપ ! મારા દાદીમાનો શ્વાસ ચઢી ગયો. એ પણ આપણા પ્રાંગણમાં, પેલા જૂના ફણસના ઝાડનું શું થયું હશે ?

ડ્રાઇવર માયાદેવીને મળવા માટે સૈફુદ્દીનને લઈ આવ્યો હતો. એ એક સરસ માણસ હતો, બોલવેચાલવે સારો અને નમ્ર, એનું વતન બિહારમાં મોતીહારીમાં હતું. પૂર્વ પાકિસ્તાન, એ પોતાના મોટા કુટુંબ સિવાય બીજું કશું પણ લઈને આવ્યો નહોતો, અને એણે નાનકડો ધીકતો ધંધો શરૂ કરી લીધો હતો. ડ્રાઇવરે કહ્યું કે સૈફુદ્દીન ઢાકાના ઉત્તમ મિકેનિકોમાંનો એક હતો.

માયાદેવીએ સૈફુદ્દીનને એમના જેઠામોશાયને ગોસ્ટોબિહારી બોઝ તરીકે ઓળખાવીને, એમના વિશે પૂછપરછ કરી હતી. પહેલાં તો એ માયાદેવી કોના વિશે વાત કરતાં હતાં એ સમજી શક્યો નહિ. દેખીતી રીતે જ એ લોકો એમને ઉકીલબાબુ તરીકે ઓળખતાં હતાં કારણ કે હજુ હમણાં સુધી એ વિલ અને એફિડેવિટ બનાવવાનું કામ કરતા અને ક્યારેક એકાદ વખત હાઈકોર્ટમાં પણ જતા. હવે સૈફુદ્દીને કહ્યું હતું કે તેઓ સંપૂર્ણપણે પથારીવશ છે અને એમનું મન બહુ ભ્રમિત બની ગયું છે. ઘણીવાર એ પોતાના વર્ષોથી જાણીતા માણસોને પણ ઓળખી શકતા નથી. સદ્‌ભાગ્યે, વર્ષો પહેલાં એમણે આશ્રય આપ્યો હતો એ કુટુંબ એમની સંભાળ રાખે છે, પણ એ લોકો

ઘણા ગરીબ છે. એમની રોજીનું એકમાત્ર સાધન એમની સાઇકલ રિક્ષાની કમાણી છે. મોટેભાગે એ લોકો આ વૃદ્ધને હવે લાંબો સમય મદદ નહિ કરી શકે. હવે એ લોકો એમનાં સગાં, ઢાકા આવ્યાં છે તે વિધિનું એક નિર્માણ છે, ઈશ્વરની કાર્યરચનાનો એક ભાગ. સૈફુદીને કહ્યું હતું. કદાચ હવે આ વૃદ્ધ પોતાને યોગ્ય, શાંતિ અને સગવડ સાથે એના જીવનના છેલ્લા દિવસો પોતાનાં સગાંવહાલાં સાથે ગાળી શકશે.

તેથી માયાદેવીએ લખ્યું હતું, મારાં દાદીમાની અંતઃસ્ફુરણા સાચી હતી. એ સ્પષ્ટ હતું કે આ વૃદ્ધ માટે એ લોકોએ કંઈક કરવાનું જ હતું. પણ એ વિશે એ લોકો એક વખત ઢાકામાં ભેગા મળે પછી જ કશું નક્કી કરી શકે.

દરમિયાન, દાદીમા સૈફુદીન માટે એક નાની અમથી ભેટ પણ લાવે તો સારું, કારણ એ આટલો બધો મદદરૂપ બન્યો હતો. એની પત્ની માટે એક સરસ ભારતીય સાડી પણ ચાલે.

મારાં દાદીમાએ એક સાહજિક શાંત વિજયના ભાવ સાથે પત્ર બાજુ પર મૂકી દીધો : એમને બધું જ સમજાઈ ગયું હતું. પણ એકવાર કોઈ જ એમની વાત સાંભળી શકે એટલું નજીક ન રહ્યું કે એમણે ઉત્સાહથી મને હલબલાવી નાખ્યો અને બોલી ઊઠ્યાં : અરે માયા હજુ જૂના ઘેર ગઈ નથી તેથી હું બહુ ખુશ છું. હું એ ત્યાં પહેલાં જાય એમ ઇચ્છતી નહોતી.

પાછળથી એ સાંજે એમણે ફરમાવ્યું કે એ રાત હું એમના રૂમમાં વિતાવું એવી એમની ઇચ્છા હતી. એમને આમેય મારી ખોટ ખૂબ સાલતી હતી, એ બોલ્યાં. હું ઇચ્છતો હતો કે દાદીમા મને આમ કરવાનું કહે. એમની સાથે એમની પથારીમાં સૂઈ જઈને એમની વાતો સાંભળવાનું મને ગમતું હતું. આજે રાત્રે એક બીજું મહત્ત્વનું કામ પણ હતું. મેં નક્કી કર્યું હતું, કે એ એકલા જ્યારે મારી સાથે હશે, ત્યારે ફરી એકવાર એરોપ્લેન અંગેની મારી બધી સૂચનાઓ હું એમને સમજાવી દઈશ. મને અકળામણ થતી હતી કે ગયે વખતે દાદીમા બરાબર સાંભળતાં નહોતાં.

તેથી જેવા મેં એમને પલંગમાં મારી બાજુમાં આવતાં જોયાં, કે મેં મારી યાદીમાંના પહેલા ક્રમથી શરૂઆત કરી : તમને સીટ પર પટ્ટો બાંધવાની વાત યાદ છે ? હવાઈ બેચેની માટેની બેગ હાથવગી રાખવાનું યાદ છે ? સીટ નીચેની પેરાસ્યૂટ અંગે યાદ છે ને ? દાદીમા હસી પડ્યાં ને એમણે મને ઊંઘી જવા કહ્યું, પણ મેં કહ્યું ના, હું નહિ સૂઈ જાઉં, એક વાર્તા સાંભળ્યા વગર નહિ. એટલે એમણે એમની ઢાકાની વાતોમાંથી એકની શરૂઆત કરી. એમનું જૂનું ઘર અને એ ગલીને છેવાડે રહેતા બીજા લોકોની વાર્તા. પણ ધીમે ધીમે એમનો અવાજ ઘસાતો ગયો અને જ્યારે એ કાનાબાબુની મીઠાઈની દુકાન સુધી આવ્યાં, કે મારા વિશે બધું જ ભૂલી ગયાં. મચ્છરદાનીવાળા પલંગની બહાર નીકળી ગયાં અને પોતાની માનીતી આરામખુરશી બારી નજીક ખેંચી લાવ્યાં. મને ઊંઘ આવી ગઈ ત્યારે હજુ પણ એ તળાવની ધૂમિલ કાળાશને તાકી રહેતાં ત્યાં જ બેઠાં હતાં.

હું જાગ્યો ત્યારે અમારું આખું ઘર એમનાં નીકળવાની તૈયારીઓ કરવામાં અટવાયેલું હતું. મારી મમ્મી રસોડામાં અમે એમની સાથે મોકલાવવાના હતા તે ત્રણ પ્રકારના સંદેશના પેકિંગની વ્યવસ્થા કરવામાં પડી હતી. મારાં દાદીમા, સૈફુદીનની પત્ની માટેની સાડી પસંદ કરવામાં, પોતાના કબાટો બંધ કરવામાં અને પોતાની બધી દવાઓ સાથે લઈ લીધી તેની ખાતરી કરવામાં, ઉત્સાહભેર ધમધમતાં હતાં. ફક્ત મે જ ઉત્સાહિત નહોતી. મને સમજાતું નહોતું કે એ કઈ રીતે જાણે આજે કોઈ સામાન્ય સવાર જ હોય એમ એના રૂમમાં બેઠી બેઠી પોતાનું રેકોર્ડર વગાડ્યા કરતી હતી.

ડમડમ હવાઈમથકે જવા અમે બપોરે નીકળ્યાં. બાલિગંજ પ્લેસ પર અમે ત્રિદીપને લેવા આવી પહોંચ્યાં એ દરમિયાન, મારાં દાદીમા શાળાની વિદ્યાર્થિનીની જેમ હસતાં રહ્યાં. એ માની જ શકતાં નહોતાં કે એ આકાશમાં ઊડવાનાં હતાં.

ડમડમ પર અમે એકબીજાને આવજો કરી લીધું અને એ લોકો કસ્ટમ્સ અને ઈમિગ્રેશનમાં ગૂંથાઈ ગયાં કે અમે એમનું પ્લેન ઊપડતું જોવા માટે અગાશી પર પહોંચી ગયાં. હવાઈ પટ્ટી પરની એ ત્રણ નાની આકૃતિઓ અમે જોઈ શકીએ, એ પહેલાં અમારે અડધો કલાક રાહ જોવી પડી. એ લોકો જાણતાં હતાં કે અમે એમને જોતાં હતાં અને એ લોકો મોટા સ્ટેજ પર પ્રવેશતાં પહેલાં નવશિક્ષિત કલાકારની જેમ શરમાળ અને પોતાને વિશે સભાન થઈને જતાં હતાં. એ લોકો એમના તદન નવા ફોક્કર ફ્રેન્ડશીપ વિમાનની સીડી પર પહોંચ્યાં, ત્યારે મારાં દાદીમા પાછાં ફર્યાં અને એમણે અમારી દિશામાં હાથ ઊંચો કર્યો. કાળી હવાઈ પટ્ટી સામે એમની સફેદ સાડીનું ધાબું દેખાતું હતું. અમે વળતો હાથ કર્યો, જોકે અમને ખબર હતી કે દાદીમા અમને જોઈ શકવાનાં નહોતાં. પછી એક વિમાની પરિચારિકાએ એમને અડધા એવા દરવાજામાંથી નમસ્કાર કર્યાં અને એ લોકો અમારી નજર બહાર જતાં રહ્યાં. પણ થોડી મિનિટો પછી, મને એક બારીમાંથી એક ધૂંધળા રત્ન જેવો ચહેરો દેખાયો અને મેં જોરથી હાથ હલાવ્યો. ચોક્કસ એ મારાં દાદીમા જ હતાં. દરવાજો જોરથી બંધ થયો, સીડીઓ પાછી ખેંચી લેવામાં આવી અને ઍરોપ્લેને ચાલવાની શરૂઆત કરી. એણે ધીમો વળાંક લીધો અને હવાઈ માર્ગ પરથી એક મોટા, ડગમગાટ સાથે ગતિ પકડી. મેં હાથ હલાવવાનું બંધ કર્યું. આવી ઢંગધડા વગરની ધમધમતી વસ્તુમાં ખરેખર પોતાની જાતને આકાશમાં ધકેલવાનું દુઃસાહસ હશે એમ માનવું બહુ મુશ્કેલ હતું. એ સફેદ એપ્રન જેવું બની ગયું, ફરી વળાંક લીધો અને એનું મોં રન-વે તરફ તાક્યું. એક લાંબી ક્ષણ સુધી એ સ્થિર રહ્યું, એની તાકાત જતી રહી હોય એમ લાગ્યું. ઍરપોર્ટ પર એક ખામોશી છવાઈ ગઈ. પછી પંખાઓ શરૂ થઈ ગયા, એક ક્ષણની અંદર એ એટલી ઝડપે ઘૂમવા લાગ્યા હતા કે હવાઈ પટ્ટીની ગરમીના ઝગમગાટમાં એ બધા ઓગળી ગયા. હું હજીય મારાં દાદીમાની બારી સામે જોઈ રહ્યો હતો. પાછળના દરવાજાથી એ ત્રીજી બારી હતી. મને ખાતરી હતી કે હું એમને કાચમાંથી હાથ હલાવતાં, સ્મિત કરતાં જોઈ શકીશ. પછી આખું માળખું ધણધણી રહેતાં પ્લેન હાલી ઊઠ્યું. એણે રન-વે પર દોડવાનું શરૂ

કર્યું, એન્જિનો ઘર્રાટી ઊઠ્યાં, એનો રૂપેરી ઘાટ, બપોરના સૂર્યની ઝાંયનું પ્રતિબિંબ પાડતો હતો, એનું ઢંગધડાપણું ચાલ્યું ગયું હતું, એન્જિનોની શક્તિએ લાંબા ધડને ઝડપથી ઊડતા બગલાની ડોકની વાંકી સ્નાયુબદ્ધ સુરેખતા આપી હતી. હવે એ રન-વે પર ઝડપથી દોડ્યે જતું હતું. મારાં દાદીમાની બારી લાંબા સફેદ ધબ્બા જેવી લંબાઈ ગઈ. એનું મોં ઊંચું થયું, ખૂબ ધીમેથી અને પછી એકાએક માની ન શકાય એવી રીતે એની આખી ધાતુની કાયા આકાશમાં સેર કરવા લાગી.

જેવું ઍરોપ્લેન અમારા ઉપર ચકરાવા લાગ્યું કે મારી મમ્મીએ, છેવટે એક લાંબો ઊંડો રાહતનો શ્વાસ લીધો. એ ક્ષણ સુધી એણે ખરેખર મારાં દાદીમા ઢાકા જશે એવું માન્યું નહોતું.

મારા પપ્પાએ પણ દમ ખેંચ્યો, પણ એ જુદી રીતે અને એમણે કહ્યું : ચલો, એ લોકો ગયાં તે સારી વાત છે.

એમના અવાજમાં એવું કશુંક હતું જેથી મારી મમ્મીએ એમને પૂછ્યું : શા માટે ? ખાસ કરીને શા કારણે ?

એમણે પોતાનો કાન ખેંચ્યો અને બોલ્યાં : લોકો કહે છે કે અહીં ગરબડ થવાની છે. હું ખુશ છું કે એ લોકો વિદેશ ગયાં છે - ખાસ કરીને મૌ. ત્યાં એ બધાં અહીંની તકલીફોથી ઘણાં દૂર હશે.

કઈ તકલીફો ? મેં પૂછ્યું.

મારી મમ્મીએ એમના તરફ ભ્રમરો ચઢાવીને ઝડપથી પોતાનું માથું હલાવ્યું, એટલે પપ્પાએ મને બીજી તરફ ફેરવી દીધો, પ્લેન દેખાડ્યું ને બોલ્યાં : કંઈ નહિ, કંઈ નહિ. તને સમજાય એવું કંઈ નથી.

અમે પ્લેન ક્ષિતિજ પર અદૃશ્ય થઈ ગયું ત્યાં સુધી એને જોતાં રહ્યાં.

વર્ષો પછી રવિએ મને કહેલું કે ઍરપોર્ટ પર જેવાં મારાં દાદીમા માયાદેવીને મળ્યાં કે સૌથી પહેલાં એમણે કહ્યું : ઢાકા ક્યાં છે ? મને ઢાકા દેખાતું નથી.

એ પછી દાદીમાની બારીની પાસે બેસીને, એ રાત્રે એમણે જોયું હશે એ રીતે, મેં ઢાકા જોવાનો પ્રયત્ન કર્યો હતો. પણ હું કદી ઢાકા ગયો નહોતો અને કોઈપણ સંજોગોમાં એમનું ઢાકા બહુ લાંબા સમય પહેલાં ભૂતકાળમાં ગરકાવ થઈ ગયું હતું. મારી પાસે આગળ વધવા માટે માત્ર એમનાં સ્મરણો જ હતાં, અને એ બધાં એકઠાં કરીને પણ મને એમના દાયકાઓ પહેલાંનાં, એમના ઢાકાના બીજાં આગમનોનું ફિક્કું, ઝાંખા રંગનું દૃશ્ય જ નજરે ચડતું હતું. આ ચિત્રમાં વચલા અંતરે મને ધુમાડાના ગોટા ઉડાડતું એક કાળું વરાળથી ચાલતું એન્જિન અને જમણા હાથને ખૂણે અદૃશ્ય થતા જતા ડબ્બાઓની લાંબી હાર આછી દેખાતી હતી. આગળના ભાગમાં એક ઘેરી છાયાવાળું પ્લૅટફૉર્મ, કુલીઓ તેમજ ફેરિયાઓ, અને નવા આવતા સગાંઓ ગાડીના ડબ્બાની બહાર

પગ મૂકે કે એમને મળવા ધક્કામુક્કી કરતા લોકોનું ટોળું હતું. પાછળના ભાગમાં કદાચ મસ્જિદના મિનારાઓની ઝાંખી થતી હતી. દાદીમાના મનમાં જીવંત પ્રતિબિંબોની બાહ્યરેખાઓ હું કલ્પી શકતો હતો, પણ એમને યાદ હતા એ બધા અવાજો અને ગંધોનો મને સહેજ પણ આભાસ થતો નહોતો. કદાચ એ બધા આ ઉપખંડમાંનાં બીજાં હજારો રેલ્વે સ્ટેશનોના અવાજોથી જરાય જુદા ન હતા. કદાચ બીજી બાજુ, એમાં બોલીઓના લહેકાઓનું એક અનન્ય જાદુઈ મિશ્રણ હતું અને માઈલ-પહોળી નદીઓની સુગંધ હતી. એ જ માત્ર આપણે જેને ઘેર પહોંચવાનો અનુભવ કહીએ છીએ તે શાતાદાયક કલાન્તિ દાદીમાને આપી શકે તેમ હતો.

કોઈપણ ભોગે દાદીમા ફક્ત એક જ વસ્તુ માટે તૈયાર નહોતાં અને એ વસ્તુ હતી હમણાં જ જ્યાંથી રવાના થયાં હતાં એ નકરા કાચનું અને લિનોલિયમવાળું ઍરપોર્ટ ઊંચા નીલગિરિ વૃક્ષો તેમજ ક્યારેક આવતાં પરાંના બંગલાઓ વાળે સીધે રસ્તે સાહેબને ઘેર હંકારી જવાની પણ એમની તૈયારી નહોતી. મૅને રસ્તો ગમ્યો હતો. એણે કહ્યું. કેવો સરસ રસ્તો છે, કલકત્તા કરતાં આ કેટલો બધો વધારે ખુલ્લો છે. પણ મારાં દાદીમા તો કહેતાં રહ્યાં : મેં આમાંનું કશું કદી પણ જોયું નથી. ઢાકા ક્યાં છે ?

દાદીમા જે ઢાકા વિશે વિચારતાં હતાં એ એમનાં પુરાણા ઘરની આસપાસનું શહેર હતું.

એ ઘર અને એ ગલી વિશે દાદીમાએ મારી સાથે ઘણીવાર વાતો કરી હતી. હું એ બંને મારી મેળે જ જોઈ શકતો હતો. ભલે કટકે, કટકે કારણ, દાદીમાની સ્મૃતિ એ બધા પર દીવાદાંડીની બત્તીના વચ્ચે વચ્ચે આવતા પ્રકાશની જેમ ઝળકી જતી હતી. તેથી, ઉદાહરણ તરીકે એમના ગલીને છેડે કાનાબાબુની મીઠાઈની દુકાન હું સ્પષ્ટ જોઈ શકતો હતો. ટ્રેમાં હારબંધ ગોઠવેલા ગુલાબી ચમચમ પણ હું જોઈ શકતો. કાઉન્ટર પરના રંગ વગરના, ભાંગેલા કાચ નીચે, એક ઉપર એક થપ્પી બંધ ગોઠવેલા તાજા દબાવેલા સંદેશ જોઈ શકતો. હું માખીઓનો બણબણાટ સાંભળી શકતો. અને હું કાનાબાબુને એમનું પેટ ખંજવાળતા, ગલ્લા પાછળ વાંકા વળીને બેઠેલા જોઈ શકતો, એ જ કાનાબાબુ, જેમણે એક વખત એમના કાકાના દીકરાને રસગુલ્લુ ચોરી લેતા પકડ્યો હતો અને પછી ચાસણીનું આખું વાસણ એની ચડ્ડી પર ઢોળી દીધું હતું. હું એ બધું જોઈ શકતો હતો, કારણ કે ઘર જેમને માટે ફક્ત સ્મૃતિમાં જ રહ્યું હોય, એવાં મારાં દાદીમા જેવાં લોકો, સ્મરણો વાગોળવાની કળામાં બહુ પાવરધાં થઈ ગયાં હોય છે. મારે માટે કાનાબાબુની ગલીના નાકે આવેલી મીઠાઈની દુકાન અમારા પોતાના રસ્તા પર આવેલી દુકાન જેટલી જ હૂબહૂ હતી, અને છતાં પણ એ ગલી ફૂટપાથવાળી હતી કે ફૂટપાથ વગરની, સીધી હતી કે વાંકીચૂકી હતી કે એમાં ગટરો દોડતી હતી કે કેમ, તે હું કહી શકતો નહિ.

માયાદેવીનું ઘર શહેરમાં બીજે છેડે આવેલું હતું. એ ધાનમંડીમાં હતું.

એના વિશે રવિએ મને જે કંઈ કહ્યું હતું એ કારણે એ ધાનમંડી નામ મારા બાળપણમાં, મદારીની ડુગડુગીનો અવાજ અને ઉનાળાની સૂની બપોરે રણકતી

મેગ્નોલિયા આઈસ્ક્રીમની લારીની ઘંટડીઓના અવાજ જેવો એક જાદુઈ અવાજ બની ગયું હતું. એ દુનિયા અંગેના મારા પોતાના છૂપા નકશાનો એક ભાગ બની ગયું હતું, એ નકશાની ચાવીઓ અને નિર્દેશોની મને એકલાને જ જાણ હતી. એ કારણે એક બેન્કરને માટે એનાં સેફનો કોડ જેટલો કાલ્પનિક હોય એથી વધુ કાલ્પનિક એ મારે માટે નહોતો.

મેં ઇચ્છ્યું હોત તો પણ હું ધાનમંડી નામથી છટકી શક્યો ન હોત; સિત્તેરના દાયકાની શરૂઆતમાં એ નામ પુસ્તકોમાં, છાપાંઓમાં, બધે જ જોવા મળતું. કેટલીકવાર મને લાગતું કે નવા જ અસ્તિત્વમાં આવેલા બાંગ્લાદેશની રાજધાનીમાં જે કંઈ બનતું તે બધું ધાનમંડીમાં જ બનતું હતું. પ્રધાનો પોતાનાં બયાનો ત્યાંથી જ બહાર પાડતાં હતાં અને અનામી પણ વિશ્વાસુ પાશ્ચાત્ય રાજપુરુષો પત્રકારો પર વિશ્વાસ કરતા હતા. અહીં જ શેખ મુજીબર રહેમાન રહેતા હતા અને અહીં જ એક સવારે, પોતે જે ગણવેશ એમને આપેલો એમાં સજ્જ થઈ એ લોકો પોતાની બંદૂકો એમની, પોતાના મુક્તિદાતાની સામે તાકશે એવું માનવા અસમર્થ, એ જ્યારે એક ગણવેશધારી હત્યારાનો સામનો કરવા બહાર બાલ્કનીમાં આવ્યા ત્યારે મૃત્યુ પામ્યા હતા. છાપાંઓમાં એ સમાચાર વાંચીને મને આશ્ચર્ય થતું કે શું રવિ હજુ ત્યાં જ હશે, તેર વર્ષના એ છોકરાએ, શેખના અંગરક્ષકના એ ઘાતક ગોળીબારના પહેલા ધડાકા સાંભળ્યા હશે અને નિત્યાનંદ કે એની મમ્મી એની પાછળ સીડી પર દોડતાં આવીને એની આંખો પર હાથ મૂકી દઈને હાંફતા હાંફતા એના કાનમાં - જોઈશ નહિ, જોઈશ નહિ - એ તો માત્ર રમત છે એમ કહે એ પહેલાં એણે એ વૃદ્ધ શરીરને વાહનના રસ્તા સાથે અથડાતું, લોહી ટપકતું જોઈ લીધું હશે.

પણ 1964માં તો ધાનમંડી પાછળથી જે ફેશનેબલ ઉપનગર બનવાનું હતું એનું છાયાચિત્ર માત્ર હતું. એ ખોદેલા પાયાના ઊભરાતા ખાડાઓની નકરી જમીન હતી. પ્લૉટની હદની દીવાલો ફક્ત ધૂળ અને ઘાસ ફરતે જ વાડ કરતી હતી, અને કેટલાંક ઊંચી દીવાલો ચણેલાં મકાનો તાબૂતોની જેમ ઊભાં થઈ ગયાં હતાં. આ રસ્તાઓ માત્ર સામૂહિક સંમતિથી જ અસ્તિત્વમાં આવ્યા હતા. કારણ એમની આસપાસનાં ખેતરોથી એમને જુદા પાડી નાખવા કોઈ જમીન સપાટી હતી જ નહિ અને એટલે મારાં દાદીમાએ, કદાચ મીઠાઈની દુકાનો અને શેરીઓને ખોળતાં ખોળતાં ધાનમંડીમાં સાહેબના ઘરને જોયું ત્યારે : અરે આ બધું તો વિદેશીઓ માટે છે, ઢાકા ક્યાં છે ? એવું આશ્ચર્ય વ્યક્ત કર્યા વગર રહી જ શક્યાં નહિ. ત્રિદીપ, હવે તો તમે પણ પરદેશી છો. મેં જેટલી પરદેશી એટલાં જ તમે પરદેશી - કદાચ એનાથી ઘણાં વધારે, કારણ એના તરફ જુઓ, એને તો અહીં આવવા વીઝાની પણ જરૂર નથી. એવું દર્શાવીને પોતાનો ક્રૂર આનંદ અટકાવી શક્યો નહિ. એ વખતે, મારાં દાદીમાએ આશ્ચર્યથી મૅની સામે લાંબો સમય જોયું અને કહ્યું : હા, અહીં હું સાચે જ પરદેશી છું. મૅ જેટલી ભારતમાં અને ટાગોર જેટલા આર્જેન્ટિનામાં પરદેશી તેવી જ હું પણ. પછી એમણે મકાન ફરતે ફરી એક નજર નાખી અને પોતાનું ડોકું ધુણાવ્યું અને બોલ્યાં : પણ તમે ગમે તે કહો, આ ઢાકા

નથી.

આમ છતાં, તેર વર્ષની ઉંમરે રહેવા માટે એ મકાન ઘણું સારું હતું. રવિ માટે તો એ એક અદ્ભુત જગ્યા હતી. એની એક સરસ અગાશી હતી, ખુલ્લી, પહોળી અને હવાથી ભરપૂર. કોઈને પણ ઇચ્છા થઈ જાય એવી પતંગ ચગાવવા માટેની સરસ જગ્યા. એ અગાશી પર તમારે પતંગ માત્ર પકડી રાખવાનો અને પવન એને તમારા હાથમાંથી માંજાની દોરીના અવાજ સાથે ખેંચી જ જાય, અને એક ક્ષણમાં એટલો દૂર જતો રહ્યો હોય કે તમે ભાગ્યે જ એને જોઈ શકો અને તમને એ માટે સમય પણ ન મળે કારણ કે એ દોરીને પકડી રાખવા માટે તમે એટલું જ કરી શકો.

ધાનમંડીમાંનાં બીજાં બધાં ઘરની જેમ એમના ઘરને પણ ચોમેર ફરતી એક ઊંચી દીવાલ હતી. દીવાલની બરાબર બહાર, પાછળની બાજુએ એક પુકુર હતું, જ્યાં બપોરના સમયે માછીમારો પોતાનું નસીબ અજમાવવા આવતા હતા. સામાન્ય દિવસોમાં એ શાંત, ઘરેલુ તળાવ હતું, પણ ચોમાસામાં જ્યારે બંગાળના અખાતનાં વાવાઝોડાં ઢાકા પર ફૂંકાતાં, ત્યારે આકાશનું પ્રતિબિંબ ઝીલતું એ તળાવ જાંબલી રંગનું બની જતું અને પવનથી ઊંચકાતું અને ઘરને ઘેરતું રસ્તા પરથી, પેલી બાજુની ગલીઓમાં થઈ ધસમસતું વહી જતું. જ્યારે એવું થતું ત્યારે એમનો રસોઇયો નિત્યાનંદ બહાર રસ્તા પર દોડી જતો અને જૂની સાડીની ખોઈથી ગેરેજના ખાડાઓમાં માછલીઓ ખેંચી લાવતો અને એમને એમાં ઉલેચતો. કેટલીક વાર એ ત્યાં માછલીઓને દિવસો સુધી માટલામાં સંઘરી રાખતો અને એને જ્યારે જોઈએ ત્યારે ગેરેજમાં જઈ તાજી માછલી પકડી લાવતો.

પાછળની બાજુએ એક બંધ બગીચો હતો. એની ફરતે નાળિયેરી, તાડ અને પપૈયાનાં છોડવાં હતાં. નિત્યાનંદ ત્યાં થોડાં બતક તેમજ એનાં બચ્ચાંઓ રાખતો અને અઠવાડિયામાં એક વખત એ રવિ માટે ત્યાં નાટક ભજવી બતાવતો. આ અઠવાડિયે એણે બહુ તોફાન કર્યું છે, એકાદ બચ્ચાની ડોક મરડીને એ કહેતો. પછી એ એની પાંખ ઊંચી કરતો અને મોટેથી આહ્વાન કરતો : જય મા જગત્ જનની - અને એની છરી ચમકી ઊઠતી ને બચ્ચાનું માથું એની ડોકથી જુદું પડી જતું અને રવિના પગમાં આવી પડતું. એની આશ્ચર્યથી ખુલ્લી રહી ગયેલી ચાંચ સાથે રવિ પછી ઉપર દાદર ચઢી જતો, પણ એ જોયા વગર રહી શકતો નહિ. એટલે પાછળના વરંડાની જાળીમાં માથું ભરાવી રાખતો અને માથા વિહોણાં બચ્ચાને બગીચામાં તરફડતું જોઈ રહેતો. નિત્યાનંદને ખબર હોય કે રવિ જોતો હતો એટલે એ પોતાની એડી પર ઊકડો બેસીને મૂછ પર હાથ મારી એની બીડી ફૂંકતો અને થોડીવાર પછી એ રવિ સામે જોતો. એની ઝમકદાર કાળી આંખો ચમકતી અને તરફડતા પંખીના શબને બતાવતો એ કહેતો; તું જુએ છે ને, મસ્તીખોર છોકરાનું શું થાય ?

પ્રાંગણનો બગીચો રવિને બતાવનાર પણ નિત્યાનંદ જ હતો. એ બતાવતો કે કન્નાના કમળની દાંડીઓમાંથી મીઠો રસ કેવી રીતે ચૂસી લેવાનો અને એણે જ આંગળી

અને અંગૂઠા વચ્ચે પાંખ એકદમ દબાવીને વાણિયાને પકડવાની તરકીબ પણ શીખવાડી હતી. પણ સૌથી સરસ તો એણે બગીચાની વચ્ચે આવેલા આંબાના ઝાડ પર ચડતા રવિને શીખવ્યું હતું. એ ઝાડ બહુ મોટું હતું. એનું થડ, ડાળીઓ શરૂ થાય એ પહેલાં જમીનમાંથી સીધું સપાટ આઠ ફૂટ ઊંચે ઊગી ગયું હતું, એટલે એના પર ચડવું બહુ અઘરું હતું. રવિને એમ કરતાં ખૂબ મહેનત પડી, પણ એ સમયસર શીખી ગયો અને એ તથા એનાં મમ્મીપપ્પા, એમનાં મહેમાન સાથે ઍરપોર્ટ પરથી પાછાં ફર્યાં ત્યારે પહેલું કામ એણે ઝાડ પર ચડી જવાનું કર્યું. એ વૃક્ષની સૌથી ઊંચી ડાળ પર કૂદી ગયો એટલે એણે નીચે મારાં દાદીમાને બૂમ મારી : જુઓ માસી, હું ક્યાં છું ?

દાદીમાએ ઊંચે જોયું અને રવિને જોઈ ઉત્સુકતાથી બોલ્યાં : મને થાય છે કે હું પણ આવું કરી શકું તો કેવું સારું. કદાચ ત્યાં ઉપરથી હું ઢાકા જોઈ શકું.

એ સાંજે ભોજન લેતાં પહેલાં બહાર બગીચામાં બેઠાં બેઠાં મારાં દાદીમાએ માયાદેવીને પૂછ્યું કે એ લોકો પોતાના કાકાને લેવા એમના જૂના ઘેર ક્યારે જશે ?

જ્યારે તમારી ઇચ્છા થાય ત્યારે. માયાદેવીએ કહ્યું અને મારાં દાદીમા આતુરતાથી બોલી ઊઠ્યાં : આવતી કાલે - આપણે આવતી કાલે જઈશું ! જેટલું વહેલું જવાય તેટલું સારું.

પણ પછી એમને આશ્ચર્ય થાય એમ સાહેબ વચ્ચે બોલ્યા : ના, એમણે કહ્યું ત્યાં જવા માટે આ સમય સારો નથી. એ ઘર જૂના શહેરની મધ્યમાં આવેલું છે અને દૂતાવાસમાં અમે સાંભળ્યું છે કે ત્યાં મુશ્કેલી ઊભી થવાની છે. હું નથી માનતો કે તમે હમણાં ત્યાં જઈ શકશો.

મારાં દાદીમાએ જો સાહેબ સામે નમતું જોખ્યું હોત તો એમને પોતાની જાત માટે તિરસ્કાર જ થયો હોત. એ આગળ ઝૂક્યાં, સાહેબનો ઘૂંટણ હલાવ્યો અને બોલ્યાં : જો ત્યાં મુશ્કેલી ઊભી થવાની હોય તો હજુ સમય છે. એ વખતે જ એમને ત્યાંથી બહાર લઈ આવવા માટે વધારે મોટું કારણ છે. હું છેક ઢાકા સુધી એમના માટે જ આવી છું અને હવે કોઈપણ જાતની ઢીલાશ ચલાવી લેવા માગતી નથી. નાનકડી મુશ્કેલીથી હું ડરી જવાની નથી. આપણે જેટલા જલદી બની શકે એટલું જલદી એ કામ કરવાનું છે.

પણ ખરેખર સાહેબે પોતાના ઉશ્કેરાટમાં વ્હીસ્કી એમના ગ્લાસમાં રેડતાં વિરોધ કર્યો. ખરેખર અત્યારે ત્યાં જવું સલામત નથી. હું તમને એ માટે રજા ન આપી શકું. તમારે થોડા દિવસ રાહ જોવી પડશે.

એમણે મૂંગા મૂંગા માયાદેવીને દાદીમાને સમજાવવા વિનંતી કરી.

અલબત્ત, આપણે જલ્દી જ જઈશું. માયાદેવી શાંતિથી બોલ્યાં. આપણે થોડા દિવસ પછી જઈશું. એક અઠવાડિયામાં કોઈને કશો ફેર પડતો નથી.

મારાં દાદીમાએ એ વિશે વિચાર કર્યો. આપણે આવતા અઠવાડિયા સુધી રાહ જોઈશું, એમણે કહ્યું. ગુરુવાર સુધી. ગુરુવાર સારો દિવસ છે. પણ બસ એટલું જ

- એ પછી એક દિવસ પણ મોડું નહિ.

મને યાદ નથી કે એ લોકોના ગયાને કેટલા સમય બાદ એક સવારે મને ખબર પડી કે કલકત્તામાં મુશ્કેલી ઊભી થઈ છે.

મને યાદ છે કે એ દિવસે સવારે મારી મમ્મી બહુ વ્યસ્ત હતી; કદાચ એ દિવસ મારા પપ્પાને કામ માટે વહેલા જવાના દિવસોમાંનો એક દિવસ હતો. એ જે હતું તે, મમ્મીને એ દિવસે સવારે રેડિયો પર સમાચાર સાંભળવાનો સમય નહોતો. એણે મને હંમેશની જેમ મારા દફતર અને પાણીની બાટલી સાથે સ્કૂલ બસની રાહ જોવા નીચે મોકલી દીધો હતો.

પછીથી કેટલાંય વર્ષ મેં મારી મમ્મીના એના નાનકડા ટ્રાન્ઝીસ્ટર રેડિયો સાથેના વિચિત્ર સંબંધ વિશે આશ્ચર્ય અનુભવ્યું હતું. એના રૂમમાં રેડિયોએ એક અલાયદું મોભાનું સ્થાન મેળવ્યું હતું. જે અભરાઈ પર મમ્મી પોતાનાં માતાપિતાના મઢાવેલા ફોટાઓ મૂકતી એ જ અભરાઈ પર આ ટ્રાન્ઝીસ્ટર રહેતો. એનું ચાલે ત્યાં સુધી એ કદી સવારના સમાચાર સાંભળ્યા વગર ન રહે; એ બુલેટિનો અમારા સવારના વિધિસરના નાસ્તા સાથેની એક રસમ બની ગયા હતાં. કૉલેજમાં હું અભિમાનથી મારા મિત્રોને કહેતો : મારી મમ્મીને રાજકારણમાં ખરેખર રસ છે. એ વર્ષોથી સવારના સમાચાર સાંભળવાનું ચૂકી નથી. અલબત્ત, હું માત્ર એ લોકો પર પ્રભાવ પાડવાનો પ્રયત્ન કરતો હતો. મને પૂરેપૂરી ખબર હતી કે મમ્મીને રેડિયો પર જે પ્રકારના રાજકારણની વાત થતી એમાં કશો રસ નહોતો. ફક્ત હું જ એ સમયે આ વાતને એક સદ્‌ગુણ તરીકે સ્વીકારતો નહોતો, અને મારી ઉંમરની બીજી બધી વ્યક્તિઓની જેમ, નોકરશાહીની પ્રગતિનાં વચનોથી ખુશ થયો હોવાથી, મારી જાત પાસે, મમ્મી માટે સમાચાર સાંભળવા એ અસ્તિત્વ ટકાવી રાખવા માટેનો એક સાદો નિયમ હતો, એવું કબૂલ કરાવી શક્યો નહોતો. પણ એ દિવસે સવારે એણે સમાચાર ન સાંભળ્યા, એટલે હું હંમેશની જેમ મારી બસની રાહ જોવા બહાર જતો રહ્યો.

મારે બહુ લાંબો સમય રાહ જોવી પડી. મને યાદ છે કે સામાન્ય રીતે મારી સાથે બસ પકડતા બીજા બે છોકરાઓ એ દિવસે આવ્યા નહિ એટલે મને અદેખાઈ થઈ. મને આશ્ચર્ય ન થયું, કારણ કે 1964-ની ઇંગ્લંડ સાથેની ટેસ્ટ સિરિઝની પહેલી ક્રિકેટ મેચ એ દિવસે મદ્રાસ ખાતે શરૂ થવાની હતી. મેં ધાર્યું કે એ લોકોને પોતાનાં મમ્મીપપ્પાને ઘેર રહીને રેડિયો પર ક્રિકેટ કોમેન્ટ્રી સાંભળવા દેવા માટે મનાવી લીધાં હશે. મારી મમ્મીને જાણતો હોવાને કારણે મેં તો એ વિશે પૂછવાની પણ તસ્દી લીધી નહોતી.

રાહ જોતાં જોતાં હું ફૂટપાથ પર ઊંચો નીચો થવા લાગ્યો. હું મેચ અંગે ચિંતિત હતો. સવારના છાપામાં ખબર હતી કે ફારૂક એન્જિનિયરને ઈજા થઈ હતી અને એ રમવાનો નહોતો. એની જગ્યાએ એ લોકોએ કોઈ બુધી કુંદેરનનો સમાવેશ કર્યો હતો. આ સમાચાર ચિંતાજનક હતા. એન્જિનિયર અમારે માટે 'હીરો' હતો. અમારો પક્ષ

એને નામે શેખી મારતો. કુંદેરન વિશે મેં કદી સાંભળ્યું નહોતું. એન્જિનિયર વગર હું વિજયની નાની સરખી પણ તક જોઈ શકતો નહોતો. હું જ્યારે મારા મિત્રો સાથે મેચ વિશે વાત કરવા આટલો બધો ઉત્સુક હતો ત્યારે બસ માટે રાહ જોતાં મને બહુ ગુસ્સો આવતો હતો.

પછી રસ્તા પરથી મારા તરફ રાજવી ગતિ કરતી અમારી મોટી બ્લૂ સ્કૂલબસ આવી પહોંચી. અધીરાઈથી મારી પાણીની બાટલી હલાવતો હું એ તરફ દોડ્યો. પણ પછી જેવી એ નજીક આવતી ગઈ કે એને અંગે હું અવઢવમાં પડ્યો. મને ખબર હતી કે એ મારી જ બસ હતી, છતાંય મને થયું કે એમાં કંઈ ગરબડ છે. પછી મને ખ્યાલ આવ્યો : સામાન્ય રીતે, બસ મારા સુધી આવે ત્યારે આખી ભરાઈ ગઈ હોય. દરેક બારીમાંથી હાથ અને માથાં બહાર ડોકાતાં હોય. પણ આજે બસ વિચિત્ર રીતે ખાલી લાગતી હતી. બારીની બહારની બાજુએ કોઈ માથાં દેખાતાં ન હતાં.

બસ ઊભી રહી અને હું અંદર ચઢી ગયો. એમાં બીજાં માત્ર ડઝનેક છોકરાંઓ હતાં, અને એ લોકો ખાલી બસમાં પાછલી સીટ પર એક જગ્યાએ ભેગા થઈને બેઠા હતાં. એમાંનો કોઈ મારો મિત્ર નહોતો, છતાં પણ મને જોઈને એમણે રાહત અનુભવી હોય એવું લાગ્યું. સામાન્ય રીતે અમે એકબીજાની આટલી બધી નોંધ લીધી ન હોત, પણ આજે જેવાં એ લોકોએ મને જોયો કે તરત જ એ બધાં ખસ્યાં અને એમની બાજુમાં મારે માટે જગ્યા કરી.

હું બેઠો કે તરત જ મારું ધ્યાન ગયું કે એ બધાની ડઝનબંધ આંખો મારા ખભા તરફ તાકતી હતી. શું થયું છે ? મેં બેચેનીથી પૂછ્યું. તમે બધા ક્યાં તાકી રહ્યાં છો ? મેં તરત જ પાછળ જોયું અને મને ખ્યાલ આવ્યો કે મારી પાણીની બાટલીએ એમનું ધ્યાન ખેંચ્યું હતું.

મારી જમણી બાજુએ ટબલુ નામનો એક ગોળમટોળ છોકરો બેઠો હતો. એ કેટલીકવાર અમારી સાથે બગીચામાં ક્રિકેટ રમતો. શું થયું છે ? મેં એને પૂછ્યું. તમે લોકોએ પહેલાં કોઈ દિવસ પાણીની બાટલી જોઈ નથી.

એનું મોં મૂર્ખાઈથી પહોળું થઈ ગયું અને એ બોલ્યો : તો તું પણ પાણીની બાટલી લાવ્યો છે ? હું કંઈ પણ જવાબ આપું તે પહેલાં એણે મને અમારાથી નાનો એક છોકરો બતાવ્યો અને મારા કાનમાં કહ્યું : આજે એ પાણી નથી લાવ્યો. એની મમ્મીએ એને સોડાની બાટલી આપી છે.

એણે એ સંકોડાઈને બેઠેલા છોકરા તરફ જોયું અને એને એ શા માટે પાણી નહોતો લાવ્યો તે મને કહેવા ફરમાન કર્યું.

હજુ પણ મને એ છોકરાનો આંસુભર્યો રડમસ અવાજ યાદ છે. જ્યારે એણે અમને કહ્યું હતું કે એ દિવસે સવારે એની મમ્મીએ એને જરાય પાણી પીવા દીધું નહોતું કારણ એમણે સાંભળ્યું હતું કે એ લોકોએ તાલા તળાવમાં ઝેર રેડી દીધું હતું, અને એટલે સમગ્ર કલકત્તાનો પાણી પુરવઠો ઝેરીલો બની ગયો હતો. અમે કેવા સ્તબ્ધ થઈને

એને સાંભળી રહ્યા અને એણે જે કહ્યું તે કેવી રીતે એની પાસે ફરીથી કહેવડાવ્યું તે મને બરાબર યાદ છે. એ સ્મરણને ખણખોદતાં ક્યાંક એક બીજી ખૂબ નાની વિગત પણ પડેલી છે. મને યાદ છે અમે એને કોઈ પ્રશ્નો પૂછ્યા નહોતા - 'એ લોકો' કોણ હતા એમ પણ નહિ, અથવા એમણે શા માટે પોતાનું જ પાણી વિષમય કરી નાખ્યું એમ પણ નહિ. અમારે કોઈ પ્રશ્નો પૂછવાની જરૂર નહોતી. જે ક્ષણે એણે અમને વાત કરી એ જ ક્ષણે અમે એ જવાબો સમજી ગયા હતા. એ વાસ્તવિકતા એવી હતી જે ફક્ત વાત કરવામાં જ રહેલી હતી. તેથી તમે જ્યારે એ વાત સાંભળો, ત્યારે એ માની લો છો કે નહિ તેથી કંઈ ફરક પડતો નહોતો. વાત એટલી જ હતી કે એ કહેવાઈ હતી કે કેમ. હવે બધું સ્પષ્ટ હતું - રસ્તાઓની નિર્જનતા, બીજા છોકરાઓની ગેરહાજરી - બધું બંધબેસતું હતું. હવે વધું કોઈ પ્રશ્નો નહોતા.

પછી ટબલુ મોટેથી બોલ્યો : આપણને ગોલપાર્કમાં ખબર પડશે.

શા માટે ? કોઈકે પૂછ્યું.

કારણ કે ત્યાંથી મોન્ટુ બસમાં ચડે છે. એણે કહ્યું. એને ખબર હશે એ મુસ્લિમ છે.

એણે મારા તરફ ફરીને સ્મિત કર્યું, અલબત્ત એ બોલ્યો, મોન્ટુ તારો મિત્ર છે, ખરું ને ?

મને યાદ છે મેં જવાબનો વિચાર કરવા પ્રયત્ન કર્યો ત્યારે મારું ગળું કેવું સુકાઈ ગયું હતું.

અમે જ્યારથી બીજે રહેવા ગયા છીએ ત્યારથી એ મિત્ર નથી. હું જુઠ્ઠું બોલ્યો. મહિનાઓથી હું મોન્ટુને મળ્યો નથી.

અમે ગોલપાર્ક પહોંચ્યાં ત્યારે ટ્યુબવેલની બરાબર બાજુમાં, સામાન્ય રીતે જ્યાં મોન્ટુ બસની રાહ જોતો તે જગ્યા તરફ જોતો. હું બારીની બહાર જોવા લાગ્યો. મોન્ટુ ત્યાં ન હતો. ચૂપકીદીથી એની ગલીમાં એક ઝડપી નજર નાખી લેતાં મેં એના પડદામાં એક બાકોરું જોયું અને એ અમને જોતો હતો તે હું સમજી ગયો. એ નહોતો આવ્યો તેથી હું ખૂબ ખુશ હતો.

એ પછી તરત જ અમે બધાંએ એક પછી એક અમારી પાણીની બાટલીઓના ઢાંકણાં ખોલી નાખ્યાં અને પાણી બહાર ઢોળી દીધું.

એ સવારે અમારો પહેલો વર્ગ ગણિતશાસ્ત્રનો હતો. શ્રીમતી એન્ડરસન નામના અમારાં એક પ્રૌઢ એંગ્લો ઈંડિયન શિક્ષિકા હતાં. એ ઊંચાં અનેં પાતળાં હતાં. એ સ્કર્ટ પહેરતાં અને એમના વાળ ગોળગોળ વળેલા અને ટૂંકા હતા. વર્ગમાં ફક્ત થોડાક જ છોકરાંઓ હતાં ને શ્રીમતી એન્ડરસને અમારી હાજરી પૂરી નહિ. આથી અમે થોડાક ઊંચાંનીચાં થયાં કારણ કે નિયમિતતાથી દૂર જતું આ એક વધુ પગલું હતું, અને એ દરમિયાન અમે બધાં શાંતિથી અમારું મન મક્કમ રીતે દરેક વસ્તુને શક્ય તેટલી સામાન્ય બનાવી રાખવામાં પરોવી રાખતા હતા. પણ શ્રીમતી એન્ડરસને પોતાનાં

ચશ્માં પરથી ભવાં ચઢાવતાં, એમના ટેબલ પર પેન્સિલ ઠોકી. સચેત બનીને અમે અમારાં પુસ્તકો ખોલ્યાં ને વ્યવસ્થિત થઈ ગયાં. તરત જ એમના પ્રેમાળ, જાણીતા અવાજથી તેઓ 'ક' અક્ષરને કોઈપણ આંકડાના પ્રતિનિધિ તરીકે કેવી રીતે લઈ શકાય તે કહેવા લાગ્યાં. થોડી જ વારમાં દિવસ લગભગ સામાન્ય લાગવા લાગ્યો અને પાઠ પણ બીજા કોઈ પાઠ કરતાં જુદો નહોતો લાગતો.

મારી પાટલી બારી પાસે હતી. પાઠ અડધે પહોંચ્યો હતો ને મને લાગ્યું કે ક્યાંક દૂરથી મને કોઈ અવાજ સંભળાયો હતો. એ અવાજ આછો અને ત્રૂટક ત્રૂટક હતો, શોર્ટવેવ રેડિયો સ્ટેશનની જેમ ચરચર થતો. મારી બાજુમાં બેઠેલા ટબલુને પણ મેં ત્યાં જોઈ રહેલો જોયો. ત્યાં સુધી મેં ખરેખર કંઈ સાંભળ્યું હતું કે કેમ તેની મને પૂરેપૂરી ખાતરી નહોતી. હું બબડ્યો : એ શું છે ? એને પણ ખબર નહોતી : એણે મોં ચડાવ્યું ને ખભા ઉલાળ્યા. શ્રીમતી એન્ડરસન તરફ આંખ માંડી રાખીને, ચોરીછૂપીથી મેં માથું ઊંચું કર્યું ને બારીની બહાર જોયું. હવે અવાજ વધારે મોટો થયો હતો. એ બૂમાબૂમ જેવું, ઘણાબધાની બૂમાબૂમ જેવું લાગતું હતું, પણ એ દેખાવકારોના વ્યવસ્થિત બૂમબરાડા નહોતા. અમારી શાળા પાસેથી પસાર થતાં સરઘસોથી અમે પરિચિત હતા. એ તો દર બીજા દિવસે નીકળ્યા કરતાં અને અમે એ તરફ કદી ધ્યાન આપતા નહિ. પણ આ તો જુદું જ હતું. એક બૂમ પાછળ બીજી ને બીજી બૂમ પાછળ વળી બીજી બૂમ, આડીઅવળી ગમે તે ક્રમમાં પડતી પછી એકાએક શાંતિ અને પછી જ્યારે એ બધું શમી જતું લાગ્યું, ત્યારે બીજા ડઝન અવાજની પાછળ એ બધાનો એક જ અવાજ આવ્યો, અને પછી પાછી એક ક્ષણ શાંતિ છવાઈ ગઈ.

એ બધી બૂમોમાં એક એકસરખો ડરામણો સૂર હતો - ક્રોધિત ટોળાની ગર્જના જેવો, કુદરતી નહિ, શક્તિશાળી નહિ, બલ્કે એક એક ફાટી ગયેલો, અસ્તવ્યસ્ત પ્રકારનો - વિસંવાદિતાની એક તાણ, જેને તમે સાંભળો એ ક્ષણે જ તમારી અંદર ભયની લપસણી આકારહીનતા જગવતો હોવાને કારણે એક નિશ્ચિત ભયપ્રદ ઘોંઘાટ તરીકે ઓળખી કાઢો છો.

હવે બીજાઓ પણ એ અવાજ સાંભળી શકતા હતા. વર્ગના બધાં માથાંઓ બારીની બહાર જોવા ફરી ગયાં હતાં.

મનોબળના પ્રયત્નથી શ્રીમતી એન્ડરસને ધ્યાન ખેંચવા એ અવાજને બહાર જ બંધ રાખવા પ્રયત્ન કર્યો. એમણે અમારું ધ્યાન ખેંચવા પોતાના ટેબલ પર થપથપારો કરતા, રૂમ ભરી દે એવા મોટા અવાજે વાંચવા માંડ્યું. હવે પેલા અવાજો પણ વધારે મોટા થયા હતા. અમે એમને અમારી શાળાની ઊંચી દીવાલોને ચીરીને પસાર થતા સાંભળી શકતા હતા.

શ્રીમતી એન્ડસન એમને વધુ વખત અવગણી શક્યાં નહિ. એમણે પુસ્તક મૂકી દીધું ને બારીઓ બંધ કરતાં રૂમમાં ફરી વળ્યાં. અમારી બારીઓના કાચ ઉનાળાની ગરમીને રોકવા લીલા રંગે રંગી નાખવામાં આવ્યા હતા. હવે અમે લીલા અંધારામાં

પુરાઈને બેસી રહ્યાં હતાં, જ્યારે શ્રીમતી એન્ડરસનો અવાજ બીજગણિતના સિદ્ધાંતો સમજાવતો આખા ક્લાસરૂમમાં ગાજતો અને પડઘાતો હતો.

ઘંટ વાગ્યો ત્યારે શ્રીમતી એન્ડરસને દેખીતી રીતે જ છુટકારાનો દમ લીધો. એમણે સખતાઈથી અમને અમારાં ઇતિહાસનાં પુસ્તકો જોઈ જવા કહ્યું, જરા પણ અવાજ નહિ કરવા જણાવ્યું, અને પછી એ ઝડપથી વર્ગની બહાર જતા રહ્યાં.

એ જેવાં ગયાં કે તરત જ અમે બારીઓ ખોલી નાખી. અમારી શાળાની દીવાલો બહુ ઊંચી હતી એટલે અમે બહુ દૂર જોઈ શક્યા નહિ. બધું શાંત લાગતું હતું. પછી અમે આગ હોલવનારા બંબાના ઘંટા સાંભળ્યા. અને એક મિનિટ પછી એ ઝડપથી અમારી પાસેથી પસાર થઈ ગયા. કોઈકે દૂર કશુંક બતાવ્યું ને ઉપર જોતાં અમે આકાશમાં ઊડતી ભૂખરા રંગની ધુમાડાની સેરો જોઈ. આગ ક્યાં હતી તે અમે કહી શક્યા નહિ.

કોની બેટિંગ હશે ? કોઈક બોલ્યું. કોઈએ પણ જવાબ ન આપ્યો. અમે મેચ વિશે બધું ભૂલી ગયાં હતાં.

પછી શ્રીમતી એન્ડરસને મોટા અવાજે અમારા તરફ ગર્જના કરી, અને અમે બધાં પાછાં અમારી પાટલીઓ તરફ ધસી ગયાં. પોતાના હાથ કમર પર રાખીને એ અમારી સામે તાકી રહ્યાં હતાં પણ જે રીતે એમણે ગુસ્સે થવું જ જોઈતું હતું, તે રીતે એ ખરેખર ગુસ્સે થયાં નહોતાં એ અમે જોઈ શકતાં હતાં. પોતાનું ટેબલ થપથપાવતા એમણે અમને કહ્યું કે એ દિવસ પૂરતા અમારા બીજા વર્ગો રદ કરવામાં આવ્યા હતા. અમને બસમાં ઘેર મોકલી દેવાના હતા.

શા માટે ? કોઈકે પૂછ્યું. શ્રીમતી એન્ડરસને એના તરફ ભવાં ચડાવ્યાં અને બોલ્યાં : કેમ તમારે રજા નથી જોઈતી ?

અમે શાંતિથી રૂમ છોડી ગયાં અને રમતના મેદાન પર એકઠાં થયાં. આખી શાળા બહાર હારબંધ ઊભી હતી. લોખંડના જબરજસ્ત દરવાજા ખુલ્લા હતા. તરત જ લાઈનના આગળના ભાગમાં ઉશ્કેરાટનું મોજું જણાયું, આગળ ઊભેલા છોકરાઓ આશ્ચર્યથી આસપાસ જોતાં, પોતાની ડોક ઊંચી કરતા હતા. અમે દરવાજે પહોંચ્યા ત્યારે જોયું કે સશસ્ત્ર પોલીસોનો કાફલો શાળાને ઘેરી વળ્યો હતો.

આ બધા અહીં શું કરે છે ? મેં ટબલુને ધીમેથી પૂછ્યું.

અરે મૂર્ખ ? એ બોલ્યો, તને દેખાતું નથી, એ બધા આપણું રક્ષણ કરે છે.

ભયજનક શાંતિ સાથે અમે બસમાં ચડી ગયાં. આ વખતે આપોઆપ અમારામાંના દરેક જણે બારી પાસેની સીટ પકડી લીધી. બસ જેવી સ્કૂલ પાસેથી દૂર જતી ગઈ કે અમે સમજી ગયાં કે જે રસ્તાઓ પરથી અમે છેલ્લા બે કલાકમાં પસાર થયાં હતાં એમાં કશોક ફેરફાર થઈ ગયો હતો. આ રસ્તાઓ અમે દરરોજ બે વખત જોતા હતા, પણ અત્યારે એ કોઈક રીતે અપરિચિત જણાતા હતા. ફૂટપાથો, સામાન્ય રીતે ફેરિયાઓ અને રાહદારીઓથી ધમધમતી રહેતી, તે અત્યારે ભયાનક રીતે ખાલીખમ હતી. સિવાય કે પોલીસની ટુકડીઓ પહેરો ભરતી હતી. બધી દુકાનો બંધ હતી, ખૂણા પરના પાનના

ગલ્લાઓ પણ બંધ હતા. અમારામાંના કોઈએ પણ એ બધું ક્યારેય બંધ જોયું ન હતું. પછી બસ બીજી સાંકડી ગલીમાં વળી. અમે આ ગલીથી પરિચિત નહોતાં. હવે ફૂટપાથો સાવ શાંત નહોતી, ખૂણાઓ પર અમે લોકોનાં ટોળાં ભમતાં જોઈ શકતાં હતાં. અમે જેવા પસાર થયાં કે લોકો અમારી બસને શંકાથી જોઈ રહેતા. એ લોકો શાંત, સાવધાન હતા. એ લોકો કશાકની રાહ જોતા હોય એમ લાગતું હતું.

ઓ ભગવાન ! તારો આભાર. હું મનોમન બોલ્યો. સારું છે કે મેં અને દાદીમા અહીં નથી.

ટબલુએ મારી કોણી હલાવી ને સાંકડી ગલીના પ્રવેશદ્વારથી બહાર જતી હોય એ રીતે રાખેલી રિક્ષા તરફ ઇશારો કર્યો. બીજા છોકરાઓએ પણ એ જોયું અને ત્યાં તાકી રહેવા ફર્યા. અમે એ રિક્ષા ખૂબ પાછળ રહી ગઈ હતી છતાં એના પરથી અમારી આંખો હટાવી શક્યા નહિ. ત્યાં તાકી રહેવા માટે અમારી પાસે કોઈ કારણ નહોતું. જ્યારે પણ અમે ઘરની બહાર જતા એટલીવાર અમે રસ્તામાં ગમે તેમ ઊભેલી રિક્ષાઓ જોઈ હતી અને છતાંય અમે આ રિક્ષાને તાક્યા સિવાય રહી શક્યા નહિ. એને જે વળાંક પર થોભાવી હતી એનો આશય ક્યારેય સમજી શકાય તેમ નહોતો. એને ત્યાં મુસ્લિમોને અંદર લઈ લેવા માટે રાખવામાં આવી હતી કે પછી હિંદુઓને બહાર કાઢવા માટે ? એ ક્ષણે અમે આપણા વિશ્વની અવ્યવસ્થાને એક તરછોડી દેવાયેલી રિક્ષાની તદ્દન સામાન્ય સ્થિતિમાં જોતા હતા.

પછી અમારી બસ પાર્ક સર્કસ તરફ વળી, અને અચાનક એ બધા અવાજો અમારી આસપાસ આવી ગયા. પેલા અસ્તવ્યસ્ત ઘોંઘાટના બરાડાઓ પણ હવે વધારે મોટા થઈ ગયા હતા. આગળના કાચમાંથી સામે જોતાં મેં એક છૂટાછવાયા ટોળાને સરકસની આસપાસ ચક્કર લેતું જોયું. હું જોતો હતો ત્યાં એ ટોળાનો એક ભાગ મુખ્ય ભાગથી છૂટો પડી ગયો અને અમારી તરફ સરકી આવ્યો અને પછી અમારી બસ બ્રેકના કર્કશ અવાજ સાથે ઊભી રહી ગઈ ને મારા પગ ફર્શથી છૂટી ગયા.

વ્હીલને માંડમાંડ ફેરવીને ડ્રાઇવરે ખખડી ગયેલી જૂની બસને ગોળ ફેરવી. બસનાં બે પૈડાં ફૂટપાથ પર ચઢી ગયાં એટલે બસ રોકાઈ ગઈ અને પછી પાછી એ રસ્તા પર આવી ગઈ. ગિયર્સનો ધાતુની ચીસ જેવો મોટો અવાજ થયો ને બસ ધીમે ધીમે આગળ વધવા લાગી.

અમારી પાછળ દોડતા માણસો હવે અમારી બસની પાછળથી થોડા જ ફૂટ દૂર હતા. અમારી બારીઓ પર પથરાના અવાજો આવવા લાગ્યા કે અમે અમારી બેઠકો નીચે માથાં ઘુસાડી દીધાં. પછી બસની ઝડપ વધી અને એ પાછળ રહી ગયા. અમે ઊંચા થયા અને પાછળ જોયું તો એમાંના કેટલાક એકબીજાને ખભે હાથ મૂકીને હસતા હતા.

એ પછીના વળાંક પર ડ્રાઇવરે અમારામાંથી કોઈને પણ પરિચિત નહોતી એવી ગલીમાં બસને વાળી દીધી. ડ્રાઇવરની સૌથી નજીક બેઠેલો ટબલુ ઊભો થયો અને

ડ્રાઇવરને કહ્યું કે એ રસ્તો એને ઘેર જતો નહોતો. એ પાછા જવાનો માર્ગ શોધી શકશે નહિ.

પોતાની ગતિ સહેજ પણ ઘટાડ્યા વગર ડ્રાઇવરે હાથ ઉગામી ટબલુને પાછો પોતાની સીટમાં બેસાડી દીધો.

અમારામાંથી કોઈએ પણ એકબીજા સામે જોયું નહિ. અમને લઈ જવાતા હતા એ ગલીઓ અમે ઓળખી શકતા નહોતા. અમે ઘેર જતા હતા કે કેમ તે અમે જાણતા નહોતા. બધા રસ્તાઓ પોતાની મેળે જ ઊંધાચત્તા થઈ ગયા હતા. અમારું શહેર અમારી વિરુદ્ધ થઈ ગયું હતું.

ટબલુ રડવા લાગ્યો. એક પછી એક અમે બધા એની આસપાસ ભેગા થઈ ગયા. બીજા કોઈપણ વખતે અમે હસી પડ્યા હોત, પણ અત્યારે અમે ભયભીત હતા એટલે શાંતિથી એને સાંભળી રહ્યા. એ ખરેખર રડતો હતો. અમે જાણતા હતા - ધ્યાન ખેંચવા માટે નહિ કે એને માઠું લાગ્યું હતું એટલે પણ નહિ. એના ડૂસકામાં દુઃખનો દરિયો છવાઈ ગયો હતો. ઘેર જતા આખે રસ્તે એ જ રીતે ટબલુ અમારા બધા વતી રડતો રહ્યો.

અમે ડરી ગયા હતા એટલું કહેવું પૂરતું નહોતું. અમે ડરથી સ્તબ્ધ થઈ ગયા હતા.

એ ખાસ પ્રકારના ભયનું સ્વરૂપ એવું હોય છે કે જે તમે ભૂલી પણ ન શકો અથવા વર્ણવી પણ ન શકો. એ ડર, ભૂકંપનો ભોગ બનેલા લોકો જેમ પૃથ્વીની સ્થિરતામાંથી વિશ્વાસ ગુમાવી દે તેના જેવો ડર છે. અને છતાં એ એ જ નથી. એની કોઈ સરખામણી નથી. કારણ એને માનવીય ડરમાં સૌથી વધુ જાણીતા કુદરતના ડર સાથે સરખાવી શકાય નહિ, કે પછી આધુનિક ડરમાં સૌથી વધુ સામાન્ય એવા રાજ્યની હિંસાના ડર સાથે પણ ન સરખાવી શકાય. આ ડર, સામાન્ય પરિસ્થિતિ એક તદ્દન આનુષંગિક ઘટના છે, આપણી આસપાસ રહેલી જગ્યા, આપણે વસતા હોઈએ તે ગલીઓ એકાએક ચેતવણી વગર ધસમસતા પૂરમાં રણની જેમ પ્રતિકૂળ બની શકે છે એવી સભાનતામાંથી જન્મે છે. આ જ વાત આ ઉપખંડમાં વસતા કરોડો લોકોને બીજાઓથી નોખા પાડે છે - ન તો ભાષા, ન ખોરાક, ન સંગીત. આ વિશેષ એકાકીપણું પોતાની જાત અને અરીસામાંની પોતાની પ્રતિચ્છવિ વચ્ચેના યુદ્ધના ડરમાંથી ઉત્પન્ન થાય છે.

ગુરુવારે સવારે રવિ જાગી ગયો ત્યારે લાંબા સમય સુધી પથારીમાં પડ્યા રહીને, એણે કેરીના વૃક્ષ પરની ચકલીઓની ચીંચીં, ઍરપોર્ટ પર જતા રસ્તાના વાહનવ્યવહારનો અવાજ, એમની ગલીમાંથી ધીમે ચાલી જતી સાઇકલો પરના દૂધના કેનનો ખડખડાટ બધું ધ્યાનથી સાંભળ્યા કર્યું. સવારની પરિચિત ધમાલના એ અવાજોમાં એને એક

વિસંગત સૂરના પડઘાથી વિશેષ કશું સંભળાયું નહિ. એ ઊભો થયો અને બારી પાસે ગયો. જો કંઈ ધમાલ થવાની હોય તો એ સૌ પ્રથમ જોવા ઇચ્છતો હતો. ધમાલ શું હશે તે વિશે એને બહુ ખાતરી નહોતી. ઉત્તર ભારતની એની બોર્ડિંગ સ્કૂલ સિવાય, જે બે સ્થળોએ એ રહ્યો હોવાનું એને યાદ હતું ત્યાં કેનેડા કે રોમાનિયામાં આવું ખાસ બન્યું નહોતું, અને એની બોર્ડિંગ સ્કૂલની એમની તરફની દીવાલોમાં પણ ખાસ મુશ્કેલી ઊભી થઈ નહોતી.

જૂના ઘરની મુલાકાતનો ઉપક્રમ આજે સવારે ધમાલનાં ચિહ્નો હતાં કે નહીં એના પર આધાર રાખતો હતો. અલબત્ત એ લોકો જાય કે પછી ઘેર 'ધમાલ' જોવા રહે એની રવિને બહુ પડી નહોતી. બંને રીતે એ ઉત્તેજક જ બનવાનું હતું. પણ એને થતું હતું કે એ લોકો જશે જ. અફવાઓ છતાં, છેલ્લા થોડા દિવસથી કોઈ ધમાલ થઈ નહોતી અને દરમિયાનમાં માશી બહુ અધીરાં બની ગયાં હતાં. ગઈ રાત્રે ભોજન સમયે જ્યારે એમણે આગ્રહ ચાલુ રાખ્યો ત્યારે એના પપ્પાને નમતું જોખવું પડ્યું હતું. એમણે કહ્યું હતું : સારું, તમે લોકો જઈ શકો છો, પણ તમારે હાઈકમિશનનો એક સલામતી રક્ષક સાથે રાખવો પડશે.

રવિ બારીમાંથી વાંકો વળ્યો ને નીચે જોયું. બગીચો શિયાળાના શાંત સૂર્યપ્રકાશમાં નહાતો હતો. કેન્ના અને હોલિહોક્સની પાંદડીઓ વચ્ચે એને પતંગિયાંઓની પાંખો ચમકતી દેખાતી હતી. આંખ આડા હાથ રાખીને એણે નીચે રસ્તા પર જોયું. રોજની જેમ પોતાના ગુલાબ સૂંઘતા, એમના પડોશી શ્રી હક ચાનો પ્યાલો લઈને બહાર બગીચામાં જ હતા. ધમાલ કહી શકાય એવા કોઈ ચિહ્ન નહોતાં. બધું બરાબર છે એમ લાગતાં એ નીચે ગયો અને મેં અને ત્રિદીપને જણાવ્યું કે બધું બરાબર હતું એટલે છેવટે એ લોકો જઈ શકશે.

પાછળથી એ દિવસ અંગે રવિને યાદ રહેલી વિગત એ હતી કે ઘરમાંથી નીકળતાં પહેલાં મારાં દાદીમાએ બે વખત સાડી બદલી હતી. સવારે નાસ્તા માટે એ સાદી પણ કડકડતી સફેદ સાડી પહેરીને નીચે આવ્યાં અને બોલ્યાં કે એ જેટલું બને તેટલું વહેલું જવા ઇચ્છે છે. પણ જ્યારે દૂતાવાસમાંથી એક ડ્રાઇવર અને એક સલામતી રક્ષક સાથે એમની મર્સિડિઝ આવી પહોંચી, ત્યારે એમણે ધારીને પોતાની સામે જોયું, ઉપર ગયાં અને પા કલાક પછી લીલી કિનારીવાળી સફેદ સાડીમાં સજ્જ થઈ પાછાં આવ્યાં. તેથી હવે છેવટે જવા માટે તૈયાર, એ બધાં ગાડીમાં બેસી ગયાં. પછી મારાં દાદીમા ચોંકીને બોલ્યાં કે પોતે પેલા મિકેનિકની પત્ની માટે લાવ્યા હતા તે ભેટ લેવાનું ભૂલી ગયાં હતાં અને પાછાં ઘરમાં દોડ્યાં. પણ જ્યારે એ ફરી પાછાં આવ્યાં ત્યારે એમણે લાલ કિનારીવાળી સફેદ સાડી પહેરી હતી. રવિને યાદ હતું કે દાદીમા જ્યારે ગાડીમાં બેઠાં ત્યારે એની મમ્મી કેવું હસી હતી અને એમને કોઈ નવવધૂ પહેલીવાર પતિને ઘેર જતી વખતે જેટલી ઉત્સુક હોય એવા ઉત્સુક થતાં હતાં એવું કંઈક કહ્યું હતું. એને એ પણ યાદ હતું કે દાદીમા સામે કેવાં હસ્યાં હતાં અને વળતો જવાબ આપેલો : તું ખોટું સમજે

છે. હું વિધવા તરીકે ઘેર પહેલીવાર જાઉ છું.

રવિ એ લોકો જે રસ્તાઓ પરથી હંકારી જતા હતા ત્યાં ધમાલનાં ચિત્રોનું સાવધાનીથી નિરીક્ષણ કરતો, એમની તપાસ કર્યા કરતો હતો, પણ એ તરત જ નિરાશ થયો. ઉદાહરણ તરીકે ન્યૂ માર્કેટમાં બધી દુકાનો ખુલ્લી હતી અને રસ્તાઓ હંમેશની જેમ માણસો, સાઇકલરિક્ષાઓ અને મોટરોથી ખીચોખીચ ભરેલા હતા. કોઈને પણ એની CD નંબરવાળી મોટરને બીજીવાર જોવાની પડી નહોતી.

એ લોકો આગળ વધતા જતા હતા ત્યારે ડ્રાઇવર મારાં દાદીમાને જુદાં જુદાં સ્થળો બતાવતો હતો. બેનહરના પંદર ફૂટ ઊંચા, બહારની બાજુ લટકતા પાટિયાવાળું પ્લાઝા સિનેમા ઘર, ગુલશન પેલેસ હોટલ, રમના રેસકોર્સ અને એમ બીજા બધાં.

આ બધું અદ્‌ભુત છે, એ બોલ્યાં. પણ ઢાકા ક્યાં છે?

પછી એ લોકો પુલ ઓળંગી ગયાં કે તરત જ દૃશ્યો બદલાઈ ગયાં. રસ્તાઓ વધુ સાંકડા અને વધુ ગીચ થતા ગયા. મકાનો જૂનાં, જીર્ણશીર્ણ હતાં. હવે પોતાની બેઠકની ધાર પર બેસીને બહાર જોતાં, હવા સૂંઘતાં મારાં દાદીમાં સાવધ થઈ ગયાં હતાં. ગાડીએ એક મોટા ઘોંઘાટભર્યા ચોક તરફ વળાંક લીધો અને એકાએક દાદીમાએ માયાદેવીનો હાથ પકડી લીધો અને બોલી ઊઠ્યાં : જો, સદર બજાર, પેલી રહી રોયલ સ્ટેશનરીની દુકાન. માયાદેવીએ એમને ફરતે હાથ મૂક્યો અને પછી એકબીજાને પકડી લઈને હસતાં, આંસુ લૂછતાં, એમણે મને સમજાવ્યું કે જ્યારે એ બંને શાળામાં ભણતાં હતાં ત્યારે એમનાં પાઠ્યપુસ્તકો હંમેશા એ દુકાનમાંથી ખરીદતાં હતાં. એ દુકાન ત્યારે પણ બરાબર આવી જ લાગતી હતી. એની નજીકથી હંકારી જતાં માયાદેવી બોલ્યાં, સિવાય કે નામનું પાટિયું બદલાઈ ગયું છે. મારાં દાદીમા એટલું પણ ચલાવી લે તેમ નહોતાં. એમણે ગુસ્સાથી કહ્યું હતું : ના નામનું પાટિયું એ જ છે મને યાદ છે.

થોડીક મિનિટો બાદ એ લોકો બંને બાજુએ હારબંધ દુકાનોવાળી એક સાંકડી ગલીમાં વળ્યાં. હવે મારાં દાદીમાને ક્યાં જવું તે ખબર ન પડી કારણ કે એકાએક બધાં દશ્યો જૂના ફોટોગ્રાફસનો ઢગલો ખડકાતો હોય એમ ખડકાયે જતાં હતાં. દાદીમા પોતાની સીટ પર હાલ્યાં અને વાંકાં વળ્યાં. દરેક ચીજ તરફ નિર્દેશ કરવા લાગ્યાં. પેલી જગ્યાએ છોકરાઓ ફૂટબોલ રમતાં હતાં, ત્યાં શ્યામ લાહિરી રહેતા હતા. પેલું રીનાનું ઘર, પેલે દિવસે હું એને બગીચામાં મળી હતી ત્યાં નરેશબાબુ બેસતા હતા, પેલી દાગીનાની દુકાનમાં સળિયા પાછળ એમના ધોતિયાની કિનારીથી સોનાની રજ એકઠી કરતા.

એક સાંકડી ગલીને પ્રવેશદ્વારે ડ્રાઇવરે ગાડી ઊભી રાખી. માયાદેવી તરફ ફરીને, ગલીને નાકે આંગળી ચીંધતા એ બોલ્યો : પેલું રહ્યું તમારું ઘર. ત્યાં જ સૈફુદ્દીનનું વર્કશોપ છે.

મારાં દાદીમા એકાએક આઘાત પામીને વિરોધ કરવા લાગ્યાં. આ એ ઘર ન હોઈ શકે. એમણે બૂમ પાડી. આ અમારી ગલી ન હોય, કારણ કે અહીં કાના-બાબુની

મીઠાઈની દુકાન ક્યાં છે ? ત્યાં પેલી દુકાનમાં તો હથોડીઓ અને બીજો લોખંડી સામાન વેચાય છે. મીઠાઈની દુકાન ક્યાં છે ?

ડ્રાઇવરે દિલગીરીથી પોતાના હાથ હવામાં વીંઝ્યા અને કહ્યું : અહીં મીઠાઈની કોઈ દુકાન નથી. એ બધું જતું રહ્યું. હવે અહીં આ એક જ દુકાન છે.

પછી અચાનક એક હલચલ જોઈને ડ્રાઇવરે એનું બારણું ધડામ કરતું ખોલ્યું અને મર્સીડિઝના બોનેટ પરના સ્ટારને અડકવાનો પ્રયત્ન કરતા એક છોકરાને પકડવા સીધી છલાંગ મારી. છોકરો, ગાડીની આસપાસ એકઠા થયેલા યુવાનો અને બાળકોના ટોળામાં ઘૂસી ગયો. એમને ચિંતિત નજરે જોતાં, ડ્રાઇવરે સલામતી ગાર્ડને ઇશારાથી બોલાવ્યો અને એને ગાડીનો પાછલો ભાગ જોઈ લેવા કહ્યું અને પોતે બોનેટ તપાસી લીધું.

એ ! ગલીને નાકે નિર્દેશ કરતાં મારાં દાદીમાએ બૂમ પાડી જો ! આપણું ઘર !

મકાનના છેડાઓ પર લીલના ધબ્બા હતા, અને એના ભાંગ્યાતૂટ્યા કાળા આકારને પીપળાના તાજા છોડ વળગી રહ્યા હતા, પણ મકાનની બહારની આકૃતિ બરાબર દાદીમાને યાદ હતી એવી જ હતી. વિશાળ, આવકારદાયી અને સાદી. મારાં દાદીમાએ પોતાની આંખો મીંચી દીધી અને રવિએ એમનો હાથ ખેંચીને, ચાલો, આપણે ત્યાં જઈને જોઈએ એમ કહ્યું નહિ ત્યાં સુધી ખોલી જ નહિ.

પણ એ લોકો આગળ વધે એ પહેલાં ડ્રાઇવર હાંફતા હાંફતા માયાદેવી પાસે આવ્યો, એમના કાનમાં થોડા શબ્દો ગણગણ્યો અને પાછો ગાડી પાસે દોડી ગયો. એણે શું કહ્યું ? ત્રિદીપે પૂછ્યું, પણ માયાદેવીની નજર ઘર તરફ મંડાયેલી હતી, સ્વપ્નીલ સ્મિત સાથે, અને એ જવાબ આપે તે પહેલાં ત્રિદીપને ફરી પૂછવું પડ્યું - અરે, કંઈ નહિ. કંઈ મુશ્કેલી ઊભી ન થાય એટલા ખાતર એ આપણે જલ્દી પાછા જઈએ એમ ઇચ્છે છે. એમણે કહ્યું.

ઉત્સુક બાળકોના એમને ઘેરી વળેલાં ટોળાં સહિત એ બધાં ગલીમાં પ્રવેશ્યાં. મેંને ઘણાં બાળકો વીંટળાઈ વળ્યાં. રવિ એ લોકોને મેં વિશે એકબીજાની કાનાફૂસી કરતાં સાંભળી શકતો હતો અને એમાંની એક નાની છોકરીએ પોતાનો હાથ મેંના હાથમાં સરકાવી દીધો.

હવે એ લોકોને મકાન તદ્દન સ્પષ્ટ દેખાતું હતું. અગાશીમાં ઢોળાયેલા રંગ જેવી ભડક રંગની સાડીઓ સુકાતી હતી અને શટર વગરની બારીઓમાંથી એમને કાળા પટ્ટાવાળી દીવાલો, મચ્છરદાનીવાળા પલંગની છત અને ખીલી પરથી લટકતાં કપડાં દેખાતાં હતાં. ઉપરના માળે એક બારી નીચે નાનું પાટિયું લટકતું હતું, જેના પર લખ્યું હતું : લુફ્તુલ્લા ઈસ્માઈલ B.A.M.A. (પટના) અને એમાં ટાઈપિંગ અને શોર્ટહેન્ડ માટે પોતાની સેવાઓની જાહેરાત હતી.

રવિ આગળ વધતો ગયો, પ્રવેશદ્વારમાંથી અંદર જોયું અને દોડતો પાછો આવ્યો. મોટરસાઇકલો, એણે અચંબાથી કહ્યું બધે જ મોટરસાઇકલો છે. માયાદેવી અને મારાં દાદીમાએ જે આશ્ચર્ય અને અવિશ્વાસથી આ નાનકડા સમાચાર સાંભળ્યા હશે ત્યારના

એમના દેખાવની કલ્પના કરતાં મને કોઈ તકલીફ પડતી નથી. એ લોકોએ કારખાના અંગે અલબત્ત સાંભળ્યું હતું પણ એમને ખબર નહોતી કે એ બરાબર ત્યાં જ હતું. એમને હતું, કે બગીચાના નાનકડા પટ્ટામાં જ્યાં બેસીને એ બંને જણે વારંવાર પોતાના કાકાના ઘરની ઊથલપાથલો અંગે આશ્ચર્ય અનુભવ્યું હતું ત્યાં તો એ કારખાનું નહિ જ હોય.

એ સાચું ન હોઈ શકે. મારાં દાદીમાએ કહ્યું. એ તદ્દન જૂઠું છે.

પણ પછી દરવાજા પર સૂર્યની આગના આંજી નાખતા સફેદ પ્રકાશથી પોતાની આંખો ઢાંકી દેવા હાથ ઊંચા કરતાં એમણે જોયું કે રવિએ જે કહ્યું હતું તે સત્યથી વિશેષ કશું નહોતું. જૂની ઓસરીમાં એક પતરાનો શેડ ઊગી નીકળ્યો હતો અને એક માણસ મોટરસાઇકલના મડગાર્ડ પર કામ કરતો હતો, અને શેડ એની બેટરીમાંથી ફેંકાતા પ્રકાશથી ચમકતો હતો. ઘાસના જે પટ્ટાને એક સમયે એ લોકો બગીચો કહેતાં હતાં ત્યાં હવે કાળા તેલનાં ખાબોચિયાં હતાં અને ટાયરટ્યૂબ તથા એક્સોઝસ્ટ પાઈપ વેરવિખેર પડ્યાં હતાં.

બધું જ બદલાઈ ચૂક્યું હતું, પણ હવે મારાં દાદીમાને એની બહુ ફિકર નહોતી. એમની સ્મૃતિમાં હતું એ આ ઘર નહોતું. કલકત્તામાં એમણે મારે માટે રચેલું ઘર આ નહોતું, પણ એ એના જેવું તો હતું જ.

ગ્રીઝના ખાબોચિયા અને ફેંકી દેવાનાં ટાયરો તરફ ધ્યાન આપ્યા વગર એ જગ્યાએ ફરતાં હું એમને જોઈ શકું છું. મિકેનિક સૈફુદ્દીન ધીમેથી એમને એક બાંકડા પાસે લઈ જાય અને એના ઉપર બેસી જવા મનાવે ત્યાં સુધીમાં, દાદીમા એમના લાંબા પાતળા લોખંડના સળિયાવાળી બાલ્કનીને ઉપર તાકી રહ્યાં હોય. એમની મમ્મીએ વાવેલા લીંબુનાં વૃક્ષોની ભાળ કરતાં, વળી ગયેલાં વ્હીલ પર એ ગબડી પડે. વળી ગયેલા હેન્ડલોના સળિયા સાથે એમના ઘૂંટણ અથડાતા હોય, બધું જ હું જોઈ શકું છું. પછી દાદીમા સૈફુદ્દીનનો ગ્રીઝથી કાળો થઈ ગયેલો ચહેરો જુએ અને એમને આશ્ચર્ય થાય કે ઘરના કયા ખૂણેથી પોતે જેનો ચહેરો યાદ નથી કરી શકતા એ આ નવું સગું દેખાયું ? અને એમના ગભરાટમાંથી એમને બચાવવાનો પ્રયત્ન કરતાં માયાદેવી ધીમેકથી એમને સમજાવે છે : આ સૈફુદ્દીન છે, મિકેનિક, જે આપણા કાકાને ભારત પાછા લઈ જવામાં આપણને મદદ કરવાનો છે. મારાં દાદીમા ચોંકી જાય છે, કારણ એ પોતાના કાકા વિશે બધું જ ભૂલી ગયાં છે. પણ ધીમે ધીમે એમના પેલા અસાધારણ મનોબળના પ્રયત્નથી એ પોતાની જાતને વર્તમાનમાં લઈ આવે છે. પોતાને યાદ દેવડાવે છે કે એમણે એક ગંભીર ફરજ બજાવવાની છે. એ આટલે લ્રાંબે માત્ર ભૂતકાળની યાદોમાં ખોવાઈ જવાતો નથી જ આવ્યાં - એમને ભૂતકાલીન યાદો પ્રત્યે તિરસ્કાર છે. મારાં દાદીમાએ ભૂતકાળની યાદો એક નબળાઈ છે, સમયની બરબાદી છે એવું મને કહેવામાં વર્ષો ગાળ્યાં છે. પ્રત્યેક વ્યક્તિની ફરજ છે ભૂતકાળ ભૂલી જવો અને ભવિષ્યને ઘડવા માટે આગળ વધવું. તેથી હવે, ધીમે ધીમે એ પોતાની જાતને, જે

ફરજ એમને અહીં લઈ આવી છે તે ફરજ, પોતાના કાકાને એમના ભૂતકાળથી દૂર લઈ જઈ, ભવિષ્યમાં ખેંચી જવાની એમની ફરજ તરફ સભાન કરે છે.

હા, બરાબર, જેઠામોશાય. એમણે સૈફુદ્દીનને કહ્યું : હવે એમને કેમ છે ?

સૈફુદ્દીન એક હટ્ટોકટ્ટો મજબૂત બાંધાનો મધ્ય ચાળીસીની ઉંમરનો માણસ હતો. પોતાની હિંદુસ્તાની છાંટવાળી ઝડપી બંગાળીમાં એણે દાદીમાને સમજાવ્યું કે એમને સારું નથી અને એ લોકોએ બને તેટલા જલ્દી એમને માટે કંઈક કરવું જરૂરી છે.

મારાં દાદીમાએ દુઃખથી માથું ધુણાવતાં નીચે પોતાના હાથ તરફ જોયું અને એમના આશ્ચર્ય સાથે એમણે પોતાના હાથમાં પકડી રાખેલું બ્રાઉન પેપરનું પેકેટ એમને દેખાયું. પછી એ પેકેટ પોતે શા માટે લાવ્યાં હતાં તે એમને યાદ આવ્યું, અને એમણે એ સૈફુદ્દીનના હાથમાં પકડાવી દીધું. આ લો, એમણે કહ્યું. આ સાડી તમારી પત્ની માટે છે.

સૈફુદ્દીનના ગ્રીઝથી કાળા ચહેરા પર ખુશીનું આશ્ચર્ય દેખાયું. એણે કહ્યું કે એમણે આવી તસ્દી લેવાની જરૂર નહોતી અને પછી હૃદયથી એમનો આભાર માન્યો અને પોતાની પત્નીને ભારતથી આવેલા મહેમાનો માટે ચા લાવવા બૂમ પાડી.

પણ આપણે હવે એમની પાસે જઈને એમની સાથે વાત ન કરવી જોઈએ ? માયાદેવી બોલ્યાં. આપણી પાસે વધુ સમય નથી.

તમે જાવ એ પહેલાં તમારે અહીં એક કપ ચા પીવી પડશે. મિકેનિક મક્કમતાથી બોલ્યો. છેવટે તમે આટલે દૂર છેક ભારતથી આવ્યાં છો. ઉપરાંત ઉકીલબાબુને એમ જતાં જતાં મળી લેવાનો અર્થ પણ નથી. તમારે ખલિલની રાહ જોવી પડશે.

આ ખલિલ કોણ છે ? મારાં દાદીમા બોલ્યાં.

ખલિલ અને એનું કુટુંબ ઉકીલબાબુની સંભાળ રાખે છે. સૈફુદ્દીને એમને સમજાવ્યું. એ સારો માણસ છે. એ પણ ભારતથી અહીં આવ્યો છે, બંગાળના મુર્શીદાબાદથી. એ જરાક બુદ્ધુ છે પણ દિલનો ભલો છે. હું હંમેશાં લોકોને એ જ કહું છું, એ ભલે બુદ્ધુ હોય પણ એ દિલનો ભલો છે, નહિ તો એ પેલા વૃદ્ધ માણસની અને એ પણ વળી એક હિંદુની સંભાળ રાખવાની ચિંતા શા માટે કરે ? જ્યારે એ તો એને સહેલાઈથી બહાર ધકેલી દઈને, બંને રૂમ પોતાના કુટુંબ માટે રાખી શકે એમ હતો.

એ ત્રિદીપ તરફ ફર્યો અને બોલ્યો : સા'બ તમે બિહારમાં મોતીહારી ગયા છો ? મારો જન્મ ત્યાં થયો હતો.

ત્રિદીપે પોતાનું માથું ધુણાવ્યું.

સૈફુદ્દીને નિરાશાથી પોતાના હોઠ દબાવ્યા. એ દુઃખની વાત છે. એ બોલ્યો : તમે પાછા જાવ ત્યારે તમારે મોતીહારીની મુલાકાત લેવી જ જોઈએ. એ સરસ જગ્યા છે, જોકે અલબત્ત, હમણાં ત્યાં ઘણી ધમાલ છે.

ખલિલ પોતાનું ગુજરાન કેવી રીત ચલાવે છે? મારાં દાદીમાએ પૂછ્યું.

એ સાઇકલ-રિક્ષા ચલાવે છે. સૈફુદ્દીન બોલ્યો. અને અહીંતહીં થોડાં વિચિત્ર નાનાં નાનાં કામ કરે છે. માત્ર એનાં પત્ની અને બાળકોનાં ભરણપોષણ જેટલું કમાઈ લે છે. જ્યારે ઉકીલબાબુ થોડું કમાતા હતા ત્યારે એમને માટે બધું બરાબર હતું. પણ હવે એ પથારીવશ છે, ત્યારે મને ખબર નથી એ લોકો કેવી રીતે ચલાવી લે છે.

એણે વિચારમગ્નતાથી દાઢી પર આંગળી મૂકી. હવે મોતીહારીમાં હોટલો હશે. એણે ત્રિદીપને કહ્યું. હું માનું છું કે એ શહેરમાં ડઝન જેટલાં સિનેમા ઘર છે.

ખલિલની પત્ની એમને માટે પણ રાંધે છે ખરી? મારાં દાદીમાએ ધીમા અવાજે પૂછ્યું.

અલબત્ત, સૈફુદ્દીન બોલ્યો. જો એ ન રાંધે તો ડોસાને કંઈ ખાવા ન મળે.

દાદીમાએ માયાદેવી સાથે અચંબાભરી નજર મેળવી. તને ખબર છે? એમણે રવિને કાનમાં કહ્યું, એક જમાનો હતો જ્યારે આ ડોસા એટલા બધા રૂઢિચુસ્ત હતા કે એક મુસલમાનના પડછાયાથી પણ પોતાના ખોરાકને દસ ફૂટ દૂર રાખતા અને હવે એમની સામે જો, પોતાના જ પાપની કિંમત ચૂકવે છે.

દશ ફૂટ! રવિએ માપની ચોકસાઈ વિશે આશ્ચર્ય વ્યક્ત કરતાં મને ધીમા ગણગણાટમાં કહ્યું. એમણે માપ કેવી રીતે લીધું હોય? પાછું એણે દાદીમાના કાનમાં કહ્યું. શું એ જમતી વખતે એમના ખિસ્સામાં માપપટ્ટી રાખતા હતા?

ના, ના. મારાં દાદીમા અધીરાઈથી બોલ્યાં. એ જમાનામાં ઘણા લોકો એવા નિયમો પાળતા હતા. એમનામાં એક સૂઝ હતી.

ટ્રીગ્નોમેટરી! મેં પાસે જઈને રવિએ એક વિજયી બૂમ પાડી. એ લોકો ટ્રીગ્નોમેટરી ચોક્કસ જાણતા હશે. સંભવ છે કે એ દાખલાની જેમ ગણતરી કરતા હશે. જો મુસલમાન બાવીસ ફૂટ ઊંચા બિલ્ડિંગની નીચે ઊભો હોય તો એનો પડછાયો કેટલા ફૂટ દૂર જઈ શકે? જુઓ, અમે તમારા કરતાં ઘણાં વધારે હોંશિયાર છીએ. લગાવ શરત કે તમારા દાદા એમના ખોરાકથી દશ ફૂટ દૂર જર્મન પડછાયો પસાર થતો હોય તો કહી ન શકે.

પણ ત્રિદીપ સૈફુદ્દીનને પૂછતો હતો : ખલિલ આ ઘરમાં રહેવા કેવી રીતે આવ્યો? શું સરકારે આ ઘર પોતાના કબજામાં લઈ લીધું અને પછી એના ભાગ પાડ્યા કે એવું કશું કર્યું હતું?

ના. શૈફુદ્દીને સહેજ આશ્ચર્યથી કહ્યું. એ અમારા બધાની જેમ પાછળથી આવ્યો હતો. તમને ખબર નથી કે ભાગલા પછી ઉકીલબાબુ એમના ઘરમાં રહેવા આવે તેવા લોકોની શોધમાં ફરતા હતા, કારણ કે એમને ડર હતો કે એમના ભાઈનું કુટુંબ પાછું આવીને પોતાનો ભાગ માંગશે. એ લોકોને અંદર આવવા માટે આવકારતા, દરવાજે

ઊભા રહેતા. એમનાં પોતાનાં છોકરાંઓ લાંબા સમય પહેલાં ચાલ્યાં ગયાં હતાં. કોઈ જાણતું નથી, એ લોકો ક્યાં ગયાં. એકવાર એમનો એક છોકરો આવ્યો હતો, પણ ઉકીલબાબુએ એને પાછો મોકલી દીધો. ખલિલ અમારા બધા કરતા ઘણા સમય પછી આવ્યો. એ માત્ર એનું કુટુંબ સાથે લઈને આવ્યો હતો અને ઉકીલબાબુએ એને રહેવા દીધો. ત્યારથી ખલિલ કાયમ એમની સંભાળ રાખે છે.

પોતાની આંખના ખૂણેથી સૈફુદ્દીને ઝડપથી એમની સામે જોઈ લીધું. અલબત્ત, એ બોલ્યો, હવે એને ઘણું મોડું થાય છે. એ વધુ સમય રોકાઈ શકે તેમ નથી.

બિચારો ડોસો મારાં દાદીમા પોતાનું માથું હલાવતાં બોલ્યાં. તમે માનો છો કે હવે એ અમારી સાથે પાછા જવા સંમત થશે ખરાં ?

કોણ જાણે ? પોતાની હથેળીઓ ખુલ્લી રાખીને સૈફુદ્દીને આકાશ તરફ ઇશારો કર્યો. એ બહુ ઘરડા છે અને એમનું મગજ પણ ઠેકાણે નથી. હવે એ માણસોને ઓળખી શકતા નથી. એટલા માટે જ તમે એમને મળવા જાવ એ પહેલાં તમારે ખલિલની રાહ જોવાની છે. એમને આ ઘર છોડવા તૈયાર કરવાનું તમારે માટે સહેલું ન પણ બને. એ અહીં ઘરડા થયા છે. હું મારા પિતાને મોતીહારી છોડીને અમારી સાથે પાકિસ્તાન આવવા સમજાવી શક્યો નહોતો. એ પણ ત્યાં જ ઘરડા થયા હતા. પણ તમારે પ્રયત્ન કરવો જ પડશે, હવે એનો બીજો વિકલ્પ નથી.

બહાર ગલીમાં રબ્બરના હોર્નનો તીણો અવાજ સંભળાયો. પછીની ક્ષણે એક રિક્ષા ઝડપથી દરવાજામાં પ્રવેશી અને પ્રાંગણમાં ધસમસતી આવી પહોંચી. ડ્રાઇવર પેડલ પર સંતુલન જાળવીને ઊભો હતો અને બહાર કૂદવાની તૈયારી કરતો હતો.

એ ખલિલ છે. સૈફુદ્દીન બોલ્યો. એ મોટે ભાગે પડી જાય છે. ઢીસુમ્ બરાબર પોતાના માથા પર જ. પણ એનું માથું ઘણું મજબૂત છે.

રિક્ષા હજુ ચાલુ હતી ત્યાં જ ખલિલ બહાર કૂદી પડ્યો, ચારે જણ પર પડ્યો અને જાતે જ ગભરાઈને ઊભો થઈ ગયો. ખલિલ એક ઠીંગણો, પહોળા ખભા અને મજબૂત પગવાળો હટ્ટોકટ્ટો માણસ હતો. એનો ચહેરો ખાસ્સો યુવાન હતો.

પોતાની વાળેલી લુંગી આદરપૂર્વક નીચી કરતાં એ સૈફુદ્દીન તરફ વળ્યો અને બોલ્યો : કહો, સાહેબ ? એના મસ્તકના સમ્માનપૂર્વકના વળાંક પરથી એટલું તો સ્પષ્ટ થતું જ હતું કે એને મિકેનિક માટે ખૂબ આદર હતો.

ખલિલ ! આ લોકો ઉકીલબાબુના સગાં છે. સૈફુદ્દીને કહ્યું. મેં તને એમના વિશે કહ્યું હતું. એ લોકો છેક ભારતથી એમને પાછા લઈ જવા આવ્યા છે. ઉકીલબાબુને અહીંથી જવા માટે સમજાવવામાં તારાથી એમને જેટલી શક્ય બને તેટલી મદદ કરવાની છે.

ખલિલ એમના તરફ ફર્યો અને દાંત કાઢીને હસ્યો : જે જગ્યાએ એના આગલા દાંત હોવા જોઈએ ત્યાં મોટી ખાલી જગ્યા હતી. પાછળથી મેંને યાદ આવ્યું હતું કે એ પહોળા હાસ્યથી એનું હૃદય તરત જ ખેંચાયું હતું. એ એક શરમાળ, સાદા પ્રકારનું

હાસ્ય હતું, પણ ખલિલના ચહેરા તરફ જોતાં એને સહજપણે જ સમજાઈ ગયું હતું કે એ હાસ્ય પાછળ માત્ર મૂર્ખાઈ રહેલી નહોતી, પણ એનાથી તદ્દન વિરોધી, એક માનસિક ગુણવત્તા રહેલી હતી.

ઊંડા, ધીમા અવાજમાં માથું હલાવતાં ખલિલ બોલ્યો : એ નહિ જાય. એમની સાથે વાત કરવાનો કશો અર્થ નથી. એ નહિ જાય.

ખલિલ, મિકેનિકે સખતાઈથી કહ્યું : તને યાદ છે, મેં તને શું કહ્યું હતું ? તારે એમને જવા માટે સમજાવવા કંઈક કરવાનું છે. એ એમના જ ભલા ખાતર છે. હવે એમને માટે વધુ વખત અહીં રહેવું સલામત નથી.

ખલિલે ખભા ઉલાળ્યા. સારું, એણે કહ્યું : તમે પ્રયત્ન કરી શકો છો. પણ હું તમને કહું છું એનો કંઈ અર્થ નથી. એ નહિ જાય.

એણે એ બધાને પોતાની પાછળ પાછળ આવવા ઇશારો કર્યો અને એમને વાડાનો રસ્તો ઓળંગાવીને લઈ ગયો. હવે મારાં દાદીમાને પગ ઉપાડવાની તકલીફ થઈ. ત્રિદીપને એમને મદદ કરવી પડી. વાડામાંથી ધીમે રહીને પસાર થતી વખતે માયાદેવીએ એમના હાથ ઝાલી રાખ્યા. બારણા પાસે આવી ઊભાં રહ્યાં ત્યારે એ બંનેની આંખમાંથી આંસુ ટપકતાં હતાં. છેવટે આપણે ઊલટુંપૂલટું ઘર શોધી કાઢીશું, મારાં દાદીમાએ કહ્યું.

ખલિલે બારણું ખોલી નાખ્યું અને એમને અંદર બોલાવ્યાં.

રૂમ મોટો અને ખૂબ બિહામણો હતો. બેફિકરાઈને કારણે નહિ, પણ ગીચોગીચ વસ્તુઓને કારણે. ભીંત પરનાં કાળાં પોપડાંઓથી પ્લાસ્ટર લટકી પડ્યું હતું અને છત પરથી કરોળિયાનાં જાળાં લટકતાં હતાં. જમીન પર જૂના ટાયર, ટ્યૂબો અને કટાયેલા હેન્ડલના સળિયા આમતેમ પડ્યા હતા, જ્યારે દીવાલો પર જર્જરિત પુસ્તકો અને રિબિનોવાળી ફાઈલોથી ઊભરાતી અભરાઈઓની હાર હતી.

માયાદેવી અને મારાં દાદીમા એકબીજાને ભેટીને હસવા લાગ્યાં. કશું ઊલટુંપૂલટું નથી. મારાં દાદીમા બોલ્યાં.

એક સ્ત્રી માથે સાડી ઓઢીને ઘૂંટણે વળગેલાં બે બાળકો સાથે, રૂમના છેક દૂરના છેડેથી પડદો નાખેલા બારણા પાછળથી એમને જોઈ રહી હતી. એ ઈ ઈ, ખલિલે એને કહ્યું. આ લોકો માટે થોડી ચા બનાવ, જલ્દી. એ લોકો ઉકીલબાબુનાં સગાં છે, કલકત્તાથી આવે છે.

પડદો ખેંચાયો અને સ્ત્રી જતી રહી, પણ બાળકો ચમકતી ગોળ આંખોથી એમને જોતાં ઊભાં રહ્યાં.

ખલિલ જેવો રૂમ પસાર કરી એમની પાસે પહોંચ્યો કે એમણે ડોસાને જોયો. રૂમના છેક દૂરના ખૂણે એક ઊંચા ચાર પાયાવાળા પલંગ પર એ બેઠા હતા. એમની હાજરીથી અજાણ, બારીમાંથી બહાર જોતાં. રવિ પાછળ હટી ગયો. એણે કદી એમના જેટલો વૃદ્ધ માણસ જોયો નહોતો. એ એટલા બધા ઘરડા હતા કે બાળક જેવા દેખાતા હતા. સંકોચાઈ ગયેલા, પાતળા, મોંના ખૂણેથી લબડતી લાળ વાળા.

ડોસા સામે જોતાં મારાં દાદીમાની આંખો ધૂંધળી બની ગઈ. જેઠામોશાય આખરે અમે ઘેર આવ્યાં છીએ, એ બોલી ઊઠ્યાં.

પછી એમણે દાદીમાને જોયાં અને ધીમેથી પોતાનું માથું એમના તરફ જોવા ફેરવ્યું.

દાદીમાએ માથે ઓઢ્યું ને ઝડપથી એમના તરફ ગયાં. અમે પાછાં આવી ગયાં છીએ, જેઠામોશાય. એ બોલ્યાં. એમનો અવાજ ડૂસકામાં ઓગળતો હતો. અમે તમને અમારી સાથે લઈ જવા આવ્યાં છીએ.

ચૂપ ! એમણે તીણી ચીસ પાડી અને પોતાની આસપાસ વેરવિખેર પડેલાં મેલાં ઓશીકા અને તકિયા વચ્ચે પાછા દબાઈ ગયા. ચૂપ ! ચૂપ ! ચૂપ ! બાઈ તું શું કરે છે ? ચૂપ !

મારાં દાદીમા મૂંઝવણમાં સ્તબ્ધ થઈ ગયાં. તમે ચૂપ દ્વારા શું કહેવા માંગો છો ? એ બોલ્યાં. એમનો આંસુથી રૂંધાયેલો અવાજ અપમાનની ધારે આવી લાગ્યો હતો. તમે મને ઓળખતા નથી ? હું તમારી...

હું જાણું છું, તું કોણ છે, બાઈ. એમણે ગુસ્સાથી કહ્યું. એમનો પાતળો અવાજ ધ્રૂજતો હતો. પણ હું કદી મારા અસીલોને સ્પર્શ કરવા દેતો નથી. મારા પિતાજી ક્યારેય એ સ્વીકારતા નહિ. એ ખરાબ ટેવ છે. તેઓ હંમેશા કહેતા હતા. હવે જાવ અને ત્યાં પેલા સ્ટૂલ પર બેસો અને મને તમારા કેસ વિશે જણાવો.

મારાં દાદીમા આશ્ચર્યથી ચોંકી ગયાં. એમની આજ્ઞાનું પાલન કર્યું અને બેસી ગયાં.

ડોસાએ ડાખળી જેવી આંગળી ખલિલ સામે હલાવી અને બીજાઓને ઈશારો કર્યો.

એ લોકોને બહાર લાઈનમાં ઊભા રહેવા કહો. એ બોલ્યા. હું એમને વારાફરતી મળીશ. મારાથી એકી સાથે એક કરતાં વધારે અસીલને મળી નહિ શકાય.

મારી વાત સાંભળો, ઉકીલબાબુ. ખલિલે મોટેથી બૂમ પાડી. આ તમારા અસીલો નથી, ઉકીલબાબુ આ તમારાં સગાં છે.

પણ ડોસો સાંભળતો નહોતો. એની આંખો મૅ પર મંડાયેલી હતી. એનું લબડતું મોં ખુલ્લું હતું અને એની જીભ દાંત વચ્ચેની ખાલી જગામાંથી બહાર આવતી હતી.

રમતિયાળપણે એમણે પોતાનું માથું એના તરફ ધુણાવ્યું. મૅ એમની સામે હસી.

એ બહેન પરદેશી છે, ઉકીલબાબુ. ખલિલ એટલે મોટેથી બરાડ્યો કે રવિએ એને પોતાના પગથી સાંભળ્યો. એ બહેન કલકત્તાથી તમારાં સગાં સાથે આવ્યાં છે.

મને ખબર છે. મૅ સામે આંખ મિચકારતાં ડોસા બોલ્યા. મને ખબર છે. મને બધી ખબર છે કલેરા બો, મેરી પિકફોર્ડ, મને ખબર છે.

ઉકીલબાબુના ભેજામાં એટલી બધી માહિતી છે ! ખલિલે ગર્વથી મારાં દાદીમાને

કહ્યું.

તમે કેમ છો? ડોસાએ અંગ્રેજીમાં મને કહ્યું. એમના દાંત વચ્ચેની ખાલી જગ્યામાંથી સીટી વાગતી હતી. તમે કેમ છો?

એમના મનમાં કોઈ વિચાર આવતો લાગ્યો અને એમણે પોતાનું માથું ઊંચું કર્યું અને દીવાલો તપાસી લીધી. એમની આંખોના ડોળા તૂટેલાં ઈંડાંનાં સફેદ પદાર્થની જેમ ઝરપતા હતા. એ જે શોધતા હતા તે એમને મળી ગયું અને એમણે દીવાસળીની કાંડી જેવો પાતળો હાથ ઊંચો કર્યો.

પેલી બાજુ એક ફોટા તરફ આંગળી કરતાં એ બોલ્યાં. આપણા રાજા-મહારાજા. ભગવાન આપણા દયાળુ રાજાનું કલ્યાણ કરો.

એ ફોટા પર એટલી બધી ધૂળ જામેલી હતી કે રવિને ફ્રેમની સાવ નીચેની બાજુએ એક દાઢી અને ઉપલી બાજુએ કરોળિયાના જાળાનાં વાદળો પર એક મુગટ તરતો હતો એટલું જ દેખાયું.

ડોસાએ ગાવા માંડ્યું : ભગવાન અમારા દયાળુ રાજા... પણ પછી એ સૂર ભૂલી ગયા અને મહાપરાણે શબ્દોને એક આનંદી ધૂનમાં પલટી શક્યા.

મેં હસી અને એણે પણ ગાવા માંડ્યું : ભગવાન અમારા રાજાનું કલ્યાણ...

હં એ બરાબર છે. ડોસાએ પોતાના ઓશીકાને શાબાશીથી થપથપાવતાં કહ્યું.

પછી અચાનક એમનું મોં ખુલ્લુ રહી ગયું ને ચહેરો ચિંતાથી કાળોમેશ થઈ ગયો.

ખલિલ, એમણે આખા રૂમને ભેદી નાખતી ચીસ પાડી અને બોલ્યા : ખલિલ, દોડ, દોડ જલ્દી જા અને થોડા ટૉયલેટ પેપર લઈ આવ.

એ શું છે? ખલિલ બોલ્યો. શા માટે?

અરે એને જાજરૂ જવું હોય તો? ડોસાએ કહ્યું. મારા પિતાજી હંમેશા કહેતા હતા, જો કોઈ પરદેશી તમારે ઘેર આવે તો સૌથી પહેલી વાત યાદ રાખવાની તે ટૉયલેટ પેપર ખરીદી લાવવાની. એમને ખબર હતી, એ પુસ્તકો વાંચતા હતા.

તમે ચિંતા ન કરતા ઉકીલબાબુ. ખલિલે એમને શાંત પાડવાનો પ્રયત્ન કરતાં મોટેથી કહ્યું. એ આજે સવારે જાજરૂ જઈ આવ્યાં છે.

તને કેવી રીતે ખબર? એ તાડૂક્યા. શું એમણે તને કહ્યું છે? તું તો અંગ્રેજી બોલી પણ શકતો નથી.

હવે મારાં દાદીમા ભાંગી પડ્યાં હતાં. એ વધુ વખત શાંત બેસી શકે તેમ નહોતાં. એ એકદમ ઊભાં થઈ ગયાં અને બરાડી ઊઠ્યાં : જેઠામોશાય, તમને ખબર નથી પડતી હું કોણ છું?

એ ધીમેથી દાદીમા તરફ જોવા ફર્યા ત્યારે એમનો ચહેરો વિકૃત મિજાજથી મચકોડાઈ ગયો હતો. એ બાઈ, મેં તને બેસી જવા કહ્યું છે ને? એ તાડૂક્યા.

મારાં દાદીમા આજ્ઞાંકિત બનીને ફરીથી બેસી ગયાં. તમે જોઈ શકતા નથી?

એમણે પોતાના હાથ જોરથી હલાવી નિસાસો નાખ્યો. હું તમારા સગાભાઈની દીકરી છું.

બહુ સારું, તો પછી બાઈ... એ બોલ્યાં. મને તારો કેસ સમજાવ. એ શાના વિશે છે ?

પછી ત્રિદીપ વચ્ચે પડ્યો. હવે સાંભળો... એણે ખૂબ મોટેથી કહ્યું. અમે તમારાં સગાં છીએ. અમે તમને પાછા લઈ જવા આવ્યા છીએ. આ ઘરના બીજા ભાગમાં રહેતા હતા એ તમારા ભાઈ તમને યાદ છે ?

ડોસાના ચહેરા પર ચમક આવી. એ બધાં મરી ગયાં ! એ બોલ્યા, એમના અવાજમાં વિજયની ધ્રુજારી હતી. એમને બે દીકરીઓ હતી. એકનો ચહેરો ગીધના જેવો હતો અને બીજી કાળાનાગ જેવી ઝેરીલી હતી, પણ ખૂબ સુંદર અને જોવી ગમે એવી સરસ.

ત્રિદીપ હસવા લાગ્યો. સારું, અત્યારે એ બે જણ તમને બચાવવા પાછાં આવ્યાં છે. એણે કહ્યું.

એ બંને જણ કોઈક ઠેકાણે પિકનિક કરવા જતાં રહ્યાં હતાં. ડોસાએ ચાલુ રાખ્યું અને તરત જ હું જેટલો બને તેટલો જલ્દી બહાર રસ્તા પર ગયો અને જે મળ્યું તેને પકડીને એ લોકોને ઘરમાં લઈ આવ્યો. હવે હું એમના પાછા આવવાની રાહ જોઉં છું.

ડોસા ખી ખી કરવા લાગ્યા. અને ત્રિદીપ એના બોખા, સડેલા પેઢામાંથી પ્રગટતા દ્વેષથી સમસમી ગયો.

હું એમના પાછા ફરવાની જ રાહ જોઉં છું. એ બોલ્યા, જેથી હું એમને આ દેશની, ઠેઠ વાયસરોયની કચેરી સુધીની બધી કોર્ટમાં ઢસડી જાઉં. 'કબજો કાયદાનો નવ દશાંશ ભાગ છે.' મારો પિતરાઈ વ્રજેન કહેતો હતો અને એને ખબર હતી કારણ કે એ પોતાના કાકાના કુટુંબને રાજ્યની બધી કોર્ટમાં ખેંચી ગયો હતો, કેમકે એ લોકોએ એની બાજુની નહેરમાંથી એક મૂઠી માટી લઈને પોતાની બાજુ ઉમેરી દીધી હતી.

હા, એ વાત સાચી છે. માયાદેવીએ ત્રિદીપને કહ્યું. મને એ માણસ યાદ છે. પોતાના વકીલોની ફી ભરવા એને પોતાની જમીન વેચી દેવી પડી હતી.

એક મૂઠી માટી માટે ! ડોસાએ છત તરફ તાકી રહેતાં આશ્ચર્ય વ્યક્ત કર્યું. હું એ જ પ્રકારના લોહીમાંસનો બનેલો છું. એમને ખબર પડશે. એમને માત્ર પાછા આવવા દો.

એ લોકો પાછા આવી ગયાં છે. મારાં દાદીમાએ હળવાશથી કહ્યું. પણ તમારી સાથે કોર્ટમાં લડવા માટે નહિ. અમારે ઘર નથી જોઈતું. અમે તમને અમારી સાથે ઘેર પાછા લઈ જવા આવ્યાં છીએ. અહીં રહેવું તમારે માટે સલામત નથી. હવે કોઈપણ દિવસે ધમાલ થઈ શકે તેમ છે. તમે હાલીચાલી શકો છો ત્યારે જ તમારે આવતા રહેવું જોઈએ.

આવતા રહેવાનું? ડોસાએ શંકાથી પૂછ્યું. ક્યાં આવતા રહેવાનું?

તમારે માટે અહીં સલામતી નથી. મારાં દાદીમાએ તરત જ કહ્યું. મને ખબર છે આ લોકો તમારી સારી સંભાળ રાખે છે, પણ એ વાત પહેલાં જેવી નથી. તમે સમજતા નથી.

હું બહુ સારી રીતે સમજું છું. ડોસા બબડ્યા મને બધી ખબર છે, હું બધું સમજું છું. એક વખત તમે ચાલવા માંડો એટલે તમે ક્યારેય અટકી શકો નહિ. જ્યારે મારા દીકરાઓએ ગાડી પકડી ત્યારે મેં એમને આમ જ કહ્યું હતું : હું આ ઇંડિયા-શિંડિયામાં માનતો નથી. બહુ સારું છે કે તમે અત્યારે ચાલ્યા જાવ છો, પણ ધારો કે તમે એક વખત ત્યાં પહોંચી ગયા પછી એ લોકો બીજી સરહદ બીજે કશે બાંધવાનું નક્કી કરે તો? પછી તમે શું કરશો? તમે ક્યાં જશો? કોઈ તમને ક્યાંય નહિ રાખે. મારી વાત છે, ત્યાં સુધી હું અહીં જન્મ્યો છું અને હું અહીં જ મરવાનો છું.

એટલે મારાં દાદીમાએ વાત છોડી દીધી. એ નિસાસો નાખીને જવા માટે ઊભાં થઈ ગયાં. એમની સાથે વધુ વાત કરવાનો કશો અર્થ નથી. એ બોલ્યાં : આપણાથી બને તેમ હતું તે આપણે કર્યું. હવે આપણે ચાલ્યાં જઈએ તે જ વધારે સારું છું.

પછી સાવધાનીથી બધું સાંભળી રહેલો મિકેનિક સૈફુદ્દીન ઝડપથી રૂમના સામા છેડે જતો રહ્યો અને બોલ્યો : એમની સાથે વાત કરવાનો અર્થ નથી. એ જે કહે છે તે માટે જવાબદાર નથી. એ ગાંડા જેવા બની ગયા છે. એમને પાછા લઈ જવા માટે તમારે બીજો કોઈ ઉપાય વિચારવો પડશે.

એકાએક ખલિલ મારાં દાદીમા તરફ ફર્યો અને હાથ પ્રસારી, એમને આજીજી કરવા લાગ્યો.

એનું કહ્યું સાંભળશો નહિ. એ મોટેથી બોલ્યો. એ આવું એટલા માટે કહે છે કે એ આખા ઘર પર કબજો જમાવવા માંગે છે અને જ્યાં સુધી ડોસા અહીં જીવતા છે ત્યાં સુધી એ એમ કરી શકવાનો નથી. તમે એમને નહિ લઈ જઈ શકો, એ નહિ જાય. ઉપરાંત, હવે એ મારાં બાળકો માટે દાદાજી જેવા બની ગયા છે. એ લોકો એમના વગર શું કરશે?

મિકેનિકે એને બાજુ પર ખેંચ્યો અને પાછળ દીવાલ તરફ ધકેલ્યો.

એ જૂઠું બોલે છે. એણે કહ્યું. આ વાતને ઘર પર કબજો જમાવવા સાથે કોઈ સંબંધ નથી. તમે જોઈ શકો છો કે ખલિલ મૂર્ખ માણસ છે. એ કશું સમજતો નથી. હું તમને ડોસાને લઈ જવાનું એમના પોતાને જ ખાતર કહું છું. આટલાં વર્ષોમાં એમણે બહુ દુશ્મનો ભેગા કર્યા છે. છેલ્લે જ્યારે ધમાલ થઈ હતી ત્યારે એમનું રક્ષણ કરવા અમારે બહુ જહેમત લેવી પડી હતી. કોણ જાણે બીજીવાર શું થશે?

તમે એમને નહિ લઈ જઈ શકો. ખલિલે બૂમ પાડી. એ મરી જશે.

પછી એક સ્ત્રીનો અવાજ આવ્યો. પડદાથી અર્ધી ઢંકાયેલી, એ ખલિલની પત્ની હતી.

તમે ડોસાને તમારી સાથે લઈ જાવ. એ બોલી. ખલિલને ખબર નથી કે એ શું કહી રહ્યો છે. એને ડોસા માટે રાંધવું પડતું નથી અને ખવડાવવું પડતું નથી. અમારે બીજાં પણ બે બાળકો છે. અમે આમ ક્યાં સુધી નભીશું? પૈસા ક્યાંથી આવશે?

જ્યારે એ બધાં નિર્ણય કર્યા વગર સૂનમૂન બેસી રહ્યાં હતાં, ત્યાં જ દરવાજા પર એમની ગાડીનો ડ્રાઇવર દોડતો આવી પહોંચ્યો.

મેડમ, મહેરબાની કરીને જલ્દી ચાલો. એણે બૂમ પાડી. આપણે જતા રહેવું પડશે - બહાર ધમાલ થવાની છે.

એ એકી પગે દોડ્યો અને અદૃશ્ય થઈ ગયો.

મારાં દાદીમાએ નિર્ણય કરી લીધો.

સાંભળ ખલિલ. એ બોલ્યાં. આપણે આ રીતે કરીશું. હમણાં અમે એમને અમારી સાથે લઈ જઈશું ને ધમાલ પૂરી થાય ત્યાં સુધી થોડા દિવસ અમારી સાથે રાખીશું. પછી જો એમને પાછા આવવું હશે તો અમે એમને પાછા લઈ આવીશું. બોલ, કેમ લાગે છે?

હવે ખલિલનું માથું હારથી નીચે નમી ગયું હતું. સારું, એણે ઉદાસીથી કહ્યું. પણ એ તમારી ગાડીમાં નહિ આવે. મારે એમને મારી રિક્ષામાં લાવવા પડશે. હું એમને કહીશ કે એમણે કોર્ટમાં જવાનું છે - નહિ તો એ ઘર છોડશે નહિ. હું તમારી ગાડીની પાછળ આવીશ.

મિકેનિક કટાક્ષથી હસ્યો. તું એમની ગાડી પાછળ કેવી રીતે જઈ શકીશ? એ બોલ્યો. તેં એ જોઈ છે ખરી? એ તો મર્સિડિઝ છે.

ફિકર નહિ. ખલિલે એની સામે તાકી રહેતાં કહ્યું. જો એ લોકો સહેજ ધીમા ચાલશે તો હું સંભાળી લઈશ.

પછી એ ડોસા પાસે ગયો અને એમના કાનમાં કંઈક કહ્યું. ડોસાએ પોતાનું માથું ફેરવી લીધું અને હાથ જોરથી હવામાં હલાવ્યા. પણ ખલિલે જરાવાર દલીલ કરી અને છેવટે એમણે હકારમાં ડોકી ધુણાવીને પોતાના હાથ લંબાવ્યા. ખલિલે ખીંટી પરથી કાળો સુતરાઉ કોટ ઉતાર્યો અને એમને પહેરવામાં મદદ કરી. પછી પલંગ નીચે જઈને એણે બૂટ બહાર ખેંચી કાઢ્યા. એમના પગમાં પહેરાવ્યા અને દોરી બાંધી આપી.

સારું. ડોસાએ કહ્યું. હવે હું જવા તૈયાર થઈ ગયો છું.

ખલિલે એમની ચાલવાની લાકડી એમના હાથમાં પકડાવી. એમને ખભે હાથ મૂક્યો અને એમને પલંગ પરથી નીચે ઊતરવામાં મદદ કરી.

તમે આગળ જાવ. એણે મારાં દાદીમાને કહ્યું. તમે તમારી ગાડીમાં બેસી જાવ.

એ લોકો ખલિલ અને એની પાછળ આવતા ડોસા સાથે રૂમમાંથી બહાર નીકળ્યાં. એ બધાં જ્યારે આંગણા સુધી પહોંચ્યાં, ત્યારે ત્રિદીપે ખલિલને ડોસાને રિક્ષામાં ચડાવવામાં મદદ કરી.

મિકેનિક દરવાજા સુધી એમની સાથે ગયો.

તમે લોકો યોગ્ય કાર્ય કરી રહ્યાં છો. એણે માયાદેવીને અને મારાં દાદીમાને કહ્યું. તમે ફક્ત આટલું જ કરી શકો.

એને ગણકાર્યા વગર એ લોકોએ મકાન તરફ છેલ્લી નજર નાખી લેવા પાછું વળીને જોયું. જમીનથી બહાર ઝૂકેલી એમની બાલ્કનીઓ અને અગાશીઓ તરફ, જે બગીચામાં બેસીને એમના કાકાના હિસ્સાના મકાન વિશે વાતો ઘડી કાઢવામાં એમણે એક જમાનામાં પોતાની અનેક સાંજ ગાળી હતી તે તરફ છેલ્લી વાર જોઈ લીધું.

પછી એ લોકોએ દરવાજાની બહાર પગ મૂક્યો ને ગલીમાં જવા નીકળી ગયાં.

બાળકો એમની રાહ જોતાં હતાં અને આખી ગલીમાં, હસતાં હસતાં, એકબીજા સાથે ગપસપ કરતાં એમની પાછળ પાછળ ગયાં. મેં સાથે હળી ગયેલી નાનકડી છોકરી ફરી પાછી દેખાઈ અને એણે મૅનો હાથ પકડી લીધો. એમાંનાં કેટલાંક બાળકો હાથાના સળિયા પર કૂદવાનો પ્રયત્ન કરતાં, ખલિલ સાથે વાતો કરતાં, રિક્ષા સાથે દોડવા લાગ્યાં.

ડ્રાઇવર ગુસ્સે થઈને ગાડીમાંથી એમના તરફ હાથ હલાવતો હતો. એણે અને સિક્યોરિટી ગાર્ડે દરવાજા ખોલી નાખ્યા અને ઝડપથી એ લોકોને અંદર લઈ લીધાં.

હવે જલ્દી કરો, મેડમ. ડ્રાઇવર પોતાના હોઠ ચાવતો બોલ્યો. જલ્દી કરો.

રવિને એમની રાહ જોતા ઊભેલા ટોળાની અપેક્ષા હતી પણ રસ્તો ખાલી હતો, નિર્જન અને બધી દુકાનો બંધ હતી.

અહીં કશી ધમાલ નથી. રવિએ ડ્રાઇવરને કહ્યું. તું શા માટે આટલો બધો ગભરાતો હતો ?

જરાવાર રાહ જુઓ. પોતાના હાથના પાછલા ભાગથી કપાળ લૂછતાં એ બોલ્યો : માત્ર થોડી મિનિટ, રવિ સાહેબ.

એણે ગાડી ચાલુ કરી અને ખાલી રસ્તા પરથી એમની પાછળ આવતી રિક્ષાની આગળ ધીમે ધીમે જવાનું શરૂ કર્યું.

ઘાસના જે મેદાન પર છોકરાઓ ફૂટબોલ રમતા હતા, એ દાદીમાને બરાબર યાદ હતું. ત્યાં એ લોકોએ પહેલો વળાંક લીધો, કે તરત જ રવિએ સૌથી પહેલાં એમને જોયા.

આખા રસ્તા પર ફેલાઈ ગયેલા એ બધા ડઝનબંધ માણસો હતા. થોડીક ભાંગેલી ખુરશીઓ અને લાકડાના ટુકડાઓથી એમણે રસ્તાની વચ્ચોવચ આગ લગાડી હતી. એમાંના કેટલાક આગની ફરતે પલાંઠી વાળીને બેસી ગયા હતા. બીજાઓ વીજળીના થાંભલા સાથે અને દુકાનોના આગલા ભાગ સાથે અઢેલીને ઊભા હતા. જે રીતે એ લોકો રસ્તાનું નિરીક્ષણ કરી રહ્યા હતા એ પરથી રવિને સમજાઈ ગયું કે એ લોકો એમની ગાડીની રાહ જોતા હતા.

પછી, એની ડૂંટીમાંથી પસાર થતી ધ્રુજારીને કારણે એને સમજાયું કે છેવટે ધમાલ

એના સુધી આવી ગઈ હતી.

1964ના એ બનાવો વિશે હું લખું છું તે પ્રત્યેક શબ્દ મૌન સાથેના સંઘર્ષની નીપજ છે. એ સંઘર્ષમાં મારી હાર નિશ્ચિત છે અથવા હું હારી ચૂક્યો છું - કારણ કે આટલાં વર્ષો પછી પણ મારી ભીતર કયાં મારા વિશ્વના કયા ખૂણે આ મૌન રહેલું છે તે હું જાણતો નથી. એના વિશે ફક્ત એ શું નથી એટલું જ હું જાણું છું. ઉદાહરણ તરીકે, એ અપૂર્ણ સ્મૃતિનું મૌન નથી. અથવા નિર્મમ રાજ્યે પરાણે થોપેલું મૌન પણ એ નથી - એવું કશું નથી. એની સીમારેખા ક્યાં છે એ જણાવતાં ચેક પોઈન્ટસ્ નથી કે નથી કોઈ કાંટાળી વાડ. આ મૌન વિશે હું કંઈ જાણતો નથી સિવાય કે એ મારી બુદ્ધિની પહોંચ બહાર શબ્દોને પેલે પાર રહેલું છે. એટલા માટે જ આ મૌનની જીત થવી જોઈએ, એની જીત થવી જોઈએ, કારણ કે એ હાજરાહજૂર તો છે જ નહિ, એ તો માત્ર એક ખાલીપો છે, એક પોલાણ છે, જેમાં શબ્દો નથી એવી એક રિક્તતા છે.

મૌનનો દુશ્મન વાણી છે, પણ શબ્દો વગર વાણી હોઈ ન શકે અને અર્થ વગર શબ્દો હોઈ ન શકે. તેથી એ અટલપણે, હેત્વાભાસની રીતે અનુસરે છે અને એટલે આપણે જેનો અર્થ ન સમજતા હોઈએ એવી ઘટનાઓ વિશે જ્યારે વાત કરવાનો પ્રયાસ કરીએ છીએ ત્યારે શબ્દો અને વિશ્વ વચ્ચે રહેલી ખાલી જગામાંના મૌનમાં આપણી પોતાની જાતને ખોઈ બેસીએ છીએ. વીરતા કે ઘૃણાના કોઈપણ વિચારણીય કાર્યની સામે આ મૌન એક પુરાવો છે. એ પડકારોની પાર છે - કારણ કે અર્થની ફક્ત અનુપસ્થિતિને પડકારવા આપણી પાસે કયું સાધન છે? જ્યાં કોઈ અર્થ નથી. ત્યાં સામાન્યતા છે, અને આ મૌન એમાં જ રહેલું છે, એટલે જ એને પરાજિત કરી શકાતું નથી, કારણ કે એ એક સંપૂર્ણ અભેદ્ય સામાન્યતાનું મૌન છે.

આ મૌન એટલું સંપૂર્ણ છે કે શાળાએથી બસમાં પાછા ફરતી વખતનો મારો દુઃસ્વપ્ન જેવો અનુભવ અને ઢાકામાં ત્રિદીપ અને બીજાઓ સાથે બનેલા બનાવો વચ્ચે કંઈક સંબંધ છે એ સમજતાં મને પંદર વર્ષ લાગ્યાં અને એ પછી પણ મારી સમજણ એક અકસ્માત માત્ર, એક આકસ્મિક નોંધનું જ પરિણામ રહ્યું. એ સમજણ બાદ લાંબાં સમય સુધી મારી મૂર્ખતાને માફ કરતાં મને બહુ તકલીફ પડી. પણ અલબત્ત, એક રીતે જોતાં એમાં માફ કરવા જેવું કંઈ હતું નહિ. હું બાળક હતો, અને મારી આસપાસનાં બીજાં બધાં બાળકોની જેમ, મને પ્રાપ્ત હતા એ નિર્દેશોમાં વિશ્વાસ રાખતાં રાખતાં જ હું ઊછર્યો હતો. હું અવકાશની વાસ્તવિકતામાં વિશ્વાસ રાખતો હતો. હું માનતો હતો કે અંતરને કારણે વિખૂટા પડાય છે, એ ભૌતિક વસ્તુ છે. મને રાષ્ટ્રોની વાસ્તવિકતા અને સરહદોમાં વિશ્વાસ હતો. મને વિશ્વાસ હતો કે એક સરહદની પેલે પાર બીજી એક વાસ્તવિકતા રહેલી છે. એ ભિન્ન વાસ્તવિકતાઓ વચ્ચે મારા શબ્દકોશે સ્વીકારેલો

એક જ સંબંધ હતો. યુદ્ધ અથવા મૈત્રી. આ બીજી વસ્તુ માટે એમાં સ્થાન જ ન હતું. અને મારા શબ્દકોશમાં બંધબેસતી ન હોય એવી વસ્તુઓને એ મૌનની ગર્તામાં ધકેલી દેવામાં આવી હતી.

કલકત્તામાં એ બસની બારીમાંથી જે બનાવોની મને જરા જેટલી ઝાંખી થયેલી એમની અને ઢાકા, એક બીજો દેશ હતો એટલા માત્રથી ઢાકાના બીજા બનાવો વચ્ચે એક આકસ્મિક સંબંધથી વિશેષ કંઈ હોઈ શકે એ હું જોઈ શક્યો ન હોત.

1979ની એક બપોરે મેં મારું પીએચ.ડી.નું કામ શરૂ કર્યું. પછી તરત જ હું ન્યૂ દિલ્હીમાં તીનમૂર્તિ હાઉસ લાઇબ્રેરીમાં એક વ્યાખ્યાન સાંભળવા માટે ગયો હતો. વ્યાખ્યાતા એશિયન બાબતોના વિશેષજ્ઞ એક ઓસ્ટ્રેલિયન હતા અને તેઓ 1962ના ભારત-ચીન યુદ્ધ વિશે બોલ્યા હતા. તેઓ કંઈ ખાસ સારા વક્તા નહોતા અને એમને કશું નવું કહેવાનું નહોતું, પણ તેમ છતાં એમણે અમારી સ્મૃતિને ઢંઢોળી અને મારા મિત્રો અને હું ભાષણ પછી નીચે કેન્ટીનમાં ગયા તો અમે બધા એ સમયની અમારી સ્મૃતિઓ વિશે વાતો કરવા લાગ્યા હતા.

ઑક્ટોબર 1962ના એ મહિના અંગે અમને કેટલું બધું યાદ હતું એનું અમને બધાને આશ્ચર્ય થયું. મને એટલું યાદ હતું કે યુદ્ધ શરૂ થયું ત્યારે અમે સધર્ન એવેન્યુના અમારા ઘરમાં થોડા જ સમય પહેલાં જ રહેવા ગયાં હતાં. એ પૂજા પછી થોડા જ સમયમાં બન્યું હતું. હું અને મારી મમ્મી એક સાંજે અમારાં પૂજા માટેનાં નવાં કપડામાં સજીધજીને, મારા પપ્પા ઘેર આવે એની રાહ જોતાં હતાં જેથી અમે સગાંવહાલાંને મળવા જઈ શકીએ. પણ એમને બહુ મોડું થયું અને છેવટે જ્યારે અમે આગળના દરવાજાનો કિચૂડાટ સાંભળ્યો કે મારી મમ્મી મને તરત જ બહાર બગીચામાં લઈ ગઈ જેથી અમે અમારો રોષ પ્રગટ કરી શકીએ. પણ એમણે ગાડીની બહાર પગ મૂક્યો ત્યારે પણ એમને અમારી તંગ ભ્રમરોથી જરાય ક્ષોભ થયો નહિ. એમની આંખો ધૂંધળી હતી અને એમના ચહેરા પર મોટું મસ હાસ્ય હતું. એમણે ખી ખી કરતા મને ઊંચકીને ઊંચો લીધો (મને એમના શ્વાસમાં વ્હીસકીની ગંધ આવતી હતી) અને એ બોલ્યા : તને ખબર છે શું થયું છે ? નેહરુએ લશ્કરને ચીનાઓને આપણી સરહદની બહાર ધકેલી દેવા કહ્યું છે. હવે યુદ્ધ થવાનું છે.

હું એમના હાથમાંથી કૂદી પડ્યો ને આખે રસ્તે આનંદ પામતો, દોડતો દોડતો ઉપર મારાં દાદીમાના રૂમમાં પહોંચ્યો. દાદીમા, મેં બૂમ પાડી. યુદ્ધ થયું છે. ચીન સાથે યુદ્ધ.

એ હસ્યાં હતાં મને યાદ છે. એમને હસ્યે બહુ લાંબો સમય થયો હતો. એ મને ભેટ્યાં ને બોલ્યાં : આપણે આશા રાખીએ કે આપણે એમને પાઠ ભણાવી શકીશું.

કેન્ટીનમાં અમારી અડધી ભરેલી ચાની કીટલીઓ સાથે અમે યાદ કરતા હતા કે એમનાં લડાકુ વિમાનોના આકાર આપણા વિમાનોથી જુદા પડતા હતા, તે અમે કેટલી ઝડપથી શીખી લીધું હતું. અમારી માતાઓએ એ યુદ્ધને ખાતર પોતાની બંગડીઓ

અને બુટ્ટીઓ કેવી દાન કરી દીધી હતી, અમે કેવી રીતે ગલીને નાકે ઊભા રહીને, નાના કાગળના ધ્વજ વેચીને ફાળો ઉઘરાવતા હતા. ધીમે ધીમે અમને ખબર પડી કે ચીની લશ્કરે ભારતીય લશ્કરને પીછેહઠ કરાવી, ત્યારે એ બધો ઉન્માદ મૂંઝવણમાં ફેરવાઈ ગયો હતો. એ લોકો આસામ અને કલકત્તા કબજે કરી લેશે કે કેમ એ વિશે અમને કેવું આશ્ચર્ય થતું હતું.

અમારામાંના એક મલિક નામના ઊંચા દાઢીવાળા માર્ક્સવાદી યુવાને કહ્યું કે એ વખતે એના પપ્પા લોકસભાના સભ્ય હતા અને એક દિવસ સવારમાં છાપું ખોલતાંની સાથે કેવી રીતે લુંગી ભેર જ એ ઘરમાંથી સીધા બહાર નીકળી, રસ્તા પર દોડતા વિદેશી સચિવના બંગલે પહોંચી ગયા હતા.

આપણે આ બધું આટલી સારી રીતે યાદ રાખી શકીએ છીએ તે વિચિત્ર નથી લાગતું. કોઈકે કહ્યું.

કેમ, ના વળી. મલિક બોલ્યો. એ જરાય વિચિત્ર નથી. આપણે નાના બાળક હતાં ત્યારે દેશમાં બનેલી એ સૌથી વધુ મહત્ત્વની ઘટના હતી.

બીજાઓએ સંમતિથી માથું ધુણાવ્યું, પણ મારે મારી વિરોધી હોવાની આબરૂ જાળવી રાખવાની હતી, એટલે મેં નકારમાં માથું ધુણાવ્યું ને કહ્યું : અરે, જવા દો એ તો ટેકરીઓમાં ક્યાંક થયેલી નાની સરખી ફાલતુ મૂઠભેડની ઘટના હતી. એ જરાય મહત્ત્વની ન હતી. જો ભારતીય લશ્કરને આટલો માર ન પડ્યો હોત તો આપણને એ યાદ પણ ન રહેત. મોટા ભાગના લોકો માટે એનો કશો અર્થ નહોતો.

બહુ સારું. મલિકે હસીને કહ્યું. તો પછી તું અમને કહે, '62ની લડાઈ કરતાં વધારે મહત્ત્વનું શું હતું ?

હવે હું મુશ્કેલીમાં મુકાયો. એણે મારા ગપ્પાને પડકાર્યું હતું. ઊંડો વિચાર કરતાં, હું માથું ખજવાળતો હતો, ત્યારે લોકો મને ધ્યાનથી જોઈ રહ્યા હતા.

એકાએક હું યાદ નથી કરી શકતો, એવા કોઈક કારણસર હું બોલ્યો : હુલ્લડો અંગે તમારું શું માનવું છે ?

કયા હુલ્લડો ? મલિક બોલ્યો. હુલ્લડો તો ઘણાં થયાં હતાં.

પેલાં હુલ્લડો. મેં કહ્યું. મારે મારા આંગળાને ટેરવે વર્ષો ગણવા પડ્યાં.

1964ના હુલ્લડો. હું બોલ્યો.

ધીમે ધીમે એમના ચહેરા ભાવહીન થઈ ગયા અને એ લોકો એકમેકની સામે જોઈ રહ્યા.

1964ના કયા હુલ્લડો ? અકળાઈને મલિક બોલી ઊઠ્યો. હું જોઈ શકતો હતો કે હું જેને વિશે વાત કરતો હતો તે અંગે એને ખરેખર કશી ખબર નહોતી.

હું બીજાઓ તરફ ફર્યો અને મોટેથી બોલ્યો : તમને યાદ નથી ?

પોતાનાં ડોકાં ધુણાવતાં એ લોકો મૂંઝાઈને જોઈ રહ્યા. પછી મને ખ્યાલ આવ્યો

કે એ બધા દિલ્હીના રહેવાસી હતા. ત્યાં હું જ એક એવો હતો, જે કલકત્તામાં ઊછર્યો હતો.

તમને ચોક્કસ યાદ હોવું જોઈએ. મેં કહ્યું. 1964માં કલકત્તામાં ભયંકર હુલ્લડો થયાં હતાં.

એમ કે? મલિક બોલ્યો. શું થયું હતું?

મેં જવાબ આપવા મોં ખોલ્યું ને મને લાગ્યું કે મારે કશું જ કહેવાનું નહોતું. હું એમને ફક્ત મારી શાળાની દીવાલોને અથડાઈને જતા અવાજો અને પાર્ક સર્કસમાંના ટોળાના દૃશ્ય વિશે જ કહી શકું એમ હતો. એ બનાવોની મારી સ્મૃતિને ઘેરી વળેલો છૂપો ડર અને એમના મહત્ત્વ વિશે મારી શ્રદ્ધા બંને એ ક્ષુલ્લક સ્મરણો માટે હાસ્યાસ્પદ રીતે પ્રમાણભાન વગરનાં હતાં.

હુલ્લડ થયું હતું. મેં હતાશાથી કહ્યું.

હુલ્લડો તો વખતોવખત થયાં જ કરે છે. મલિક બોલ્યો.

આ તો બહુ ભયંકર હુલ્લડ હતું. મેં કહ્યું.

બધાં હુલ્લડો ભયંકર જ હોય છે. મલિક બોલ્યો. પણ એ એક સ્થાનિક બાબત જ હશે. ભયંકર હોય કે નહિ, એને યુદ્ધ સાથે ભાગ્યે જ સરખાવી શકાય.

પણ તમને યાદ નથી? મેં કહ્યું. તમે એ વિશે વાંચ્યું કે સાંભળ્યું નથી? છેવટે તો ચીન સાથેનું યુદ્ધ તમારે આંગણે થયું નહોતું, પણ એ તમને યાદ છે. તમને ચોક્કસ યાદ છે. તમને યાદ હોવું જ જોઈએ.

એ બધાએ દિલગીરી સાથે પોતાનાં માથાં ધુણાવ્યાં અને સિગારેટના ધુમાડાના ગોટા બહાર કાઢ્યા.

હું ઊભો થયો ને મલિકના ખભે ટપલી મારી. હવે મેં નિશ્ચય કરી લીધો હતો કે હું મારા ભૂતકાળને કોઈ નિશાની વગર ભૂંસાઈ જવા નહિ દઉં. મેં એ લોકોને એનું મહત્ત્વ સમજાવવા નિશ્ચય કરી જ લીધો હતો.

ચલો મારી સાથે આવો. મેં કહ્યું. આપણે પુસ્તકાલયમાં જઈ અને 1964નાં છાપાંઓની ફાઈલો જોઈએ. હું તમને બતાવીશ.

મલિકે બીજાઓ સામે જોઈ ખી ખી કર્યું અને પોતાની બાકીની ચા ગટગટાવી ગયો. બહુ સારું, એ બોલ્યો, ચાલો આપણે જઈએ.

અમે પુસ્તકાલયના શાંત, એરકંડીશન અંધારામાં દાખલ થયા અને જ્યાં જૂનાં છાપાંઓનાં બાંધેલાં વોલ્યૂમ મૂકેલાં હતાં એ અભરાઈઓ તરફને રસ્તે ગયા. મારે કલકત્તાના એક પ્રસિદ્ધ દૈનિકનાં જે વોલ્યૂમો જોઈતાં હતાં, એ બધાની થપ્પીઓ અભરાઈ પરની ત્રીજી હરોળમાં લગાવેલી હતી. 1964નાં ચાર મોટાં કદનાં વોલ્યૂમ હતાં.

તને તારીખ યાદ છે ને? મલિકે કહ્યું. અથવા મહિનો પણ યાદ ખરો?

મેં મારી ડોકી ધુણાવી. ના. હું બોલ્યો. મને યાદ નથી.

તો આપણે આ બધાં છાપાંમાંથી આશરે આશરે તો શોધી શકીશું નહિ. એણે ચારે વોલ્યુમો તરફ ડોકું ધુણાવતાં કહ્યું, એમ કરતાં તો આપણને દિવસોના દિવસ લાગે.

તો પછી આપણે શું કરીશું ? હું બોલ્યો.

કદાચ એ વિશે કોઈ પુસ્તકમાં કંઈ સંદર્ભ કે એવું કંઈ હોય. એણે સૂચવ્યું.

અને જો આપણને યોગ્ય પુસ્તક ન મળે તો શું ? મેં કહ્યું.

તો પછી... મલિકે શાંતિથી કહ્યું, આપણે માની લેવું પડશે કે આખી વાત તારી કલ્પના હતી.

એણે પૂંઠ ફેરવી અને અભરાઈની હાર તરફ ચાલવા લાગ્યો.

મલિક એ પુસ્તકાલયથી સારી રીતે પરિચિત હતો. એ વર્ષોથી ત્યાં એક અથવા બીજી વસ્તુ અંગે સંશોધન કરતો હતો. એક અભરાઈ પાસે એ થોભ્યો અને દેખાડ્યું. એ 1962ના યુદ્ધ વિશેનો વિભાગ હતો. આખી અભરાઈ યુદ્ધ વિશેનાં પુસ્તકોથી ભરેલી હતી. ઈતિહાસો, રાજકીય વિશ્લેષણો, સંસ્મરણાત્મક નિબંધો - યુદ્ધની વ્યાખ્યા માટેનાં દળદાર પ્રમાણો. ખુલ્લા મોંએ હસતાં એણે અભરાઈઓનો બીજો સેટ બતાવ્યો. એ 1965ની પાકિસ્તાન સાથેની લડાઈનો વિભાગ હતો.

કંઈ નહિ તો આપણે એ એક યુદ્ધ તો જીત્યા હતા. એ બોલ્યો.

અડધા કલાક પછી પણ અમને મારી સ્મૃતિના હુલ્લડો વિશે કશું મળ્યું નહોતું.

હવે મલિક કંટાળી ગયો હતો. એણે એના ઘડિયાળ તરફ નજર કરી અને મારે ખભે મૈત્રીપૂર્વક ધબ્બો માર્યો. મારે હવે ઘેર પાછા જવું પડશે. એ બોલ્યો. હવે બીજા કોઈ દિવસે...

આટલાં બધાં વર્ષ હું કોઈ કાલ્પનિક બનાવની સ્મૃતિ સાથે જીવ્યો હતો એવી શક્યતાથી હતાશ થઈને મેં મૂંગેમોઢે ડોકું ધુણાવ્યું અને પછી જેવો મલિક જવા માટે ફર્યો, કે મારા મગજમાં એક વિચિત્ર નાનકડી વિગત ઝબકી ગઈ. એ દિવસે સવારે મારી બસ દેખાય એની રાહ જોતો હું ફૂટપાથ પર ઊભો હતો ત્યારે મેં અનુભવેલી ઉત્તેજનાની એ એક ઝાંખી સ્મૃતિ હતી.

ના, જતો ન રહીશ. મલિકનો હાથ ઝાલી લેતાં મેં કહ્યું. હવે મને કશુંક યાદ આવે છે. મને લાગે છે એ હુલ્લડ ઈંગ્લંડ સાથેની ટેસ્ટ મેચ દરમિયાન થયું હતું. તને એ સિરિઝ યાદ છે, જેમાં પાછળથી જેને હટાવી દેવામાં આવેલો એ વિકેટકીપરે સો રન કરેલા ?

હા, અલબત્ત એણે હસીને કહ્યું. હા મને એ યાદ છે. એ બુધી કુંદેરન્ હતો, ખરું ને ?

હા. હું બોલી ઊઠ્યો. હા, એ જ બુધી કુંદેરન્. તેથી એ હુલ્લડ ક્રિકેટની સિઝન દરમિયાન થયું હશે - કદાચ જાન્યુઆરી કે ફેબ્રુઆરીમાં.

બહુ સારું. મલિક બોલ્યો. પણ હવે તારે માટે આ છેલ્લી તક છે. ચલ આપણે જઈએ અને જોઈએ.

અમે પાછા છાપાંઓના વિભાગ તરફ ગયા અને 1964ના જાન્યુઆરી અને ફેબ્રુઆરીનાં વોલ્યૂમો લીધાં. એ ખોલીને પહેલાં રમતગમતનાં પાનાંઓ જોવા માટે, છાપાંઓ પાછળથી જોવા લાગ્યા. થોડી જ વારમાં મલિકને પ્રવાસી અંગ્રેજ ક્રિકેટ ટીમનો સંદર્ભ મળી આવ્યો. થોડાં પાનાંઓ પછી અમારી નજરે મુખ્ય સમાચાર ચડ્યા : મદ્રાસ ટેસ્ટ આજે શરૂ થાય છે.

હા, એ જ. હું વિજયી થઈને બોલી ઊઠ્યો. એ જ દિવસ હતો, હવે મને યાદ આવે છે. હું સ્કૂલેથી ઘેર પાછો આવ્યો પછી મેં રેડિયો પર કોમેન્ટ્રી સાંભળી હતી.

એ 10, જાન્યુઆરી 1964, શુક્રવારની આવૃત્તિ હતી.

પહેલે પાને આવી પહોંચીએ ત્યાં સુધીનાં પીળાં પડેલાં લૂલાં પાનાંઓ અમે જલ્દીથી ઉથલાવી ગયાં.

તો પછી તારું હુલ્લડ ક્યાં છે ? મલિકે કહ્યું.

મુખ્ય સમાચારને કોઈપણ પ્રકારના હુલ્લડ વિશે કશી લેવાદેવા નહોતી, કે નહોતી કલકત્તા સાથે. એ તો કૉંગ્રેસ પાર્ટીના ભુવનેશ્વર ખાતેના 68મા અધિવેશન અંગે હતા. ડઘાઈ જઈને અને અવિશ્વાસથી, મેં પાર્ટી પ્રમુખ શ્રી કામરાજે, સમાજવાદ અને લોકશાહીની વિચારસરણીમાં વિશ્વાસ કરતા પ્રત્યેક જણને, નવા સમાજની રચના કરવાના સામૂહિક કાર્ય માટે જોડાવા આમંત્રણ આપતા કરેલા ભાષણનો રિપોર્ટ વાંચી કાઢ્યો.

એવું લાગે છે કે તારા હુલ્લડને પહેલે પાને સ્થાન મળ્યું નથી. મલિક બોલ્યો.

પણ એક ક્ષણ પછી હું જે શોધતો હતો તે મને મળી આવ્યું. પાનાના અંતે એક નાનકડો અહેવાલ હતો, જેનું મથાળું હતું : હુલ્લડમાં ઓગણત્રીસ જણાં મૃત્યુ પામ્યાં.

આ રહ્યું. પેપર પર મુક્કી મારતાં મેં કહ્યું. આ રહ્યું. તું જાતે જ વાંચી લે.

એ રિપોર્ટ વાંચતો હતો ત્યારે હું મુક્તભાવે છુટકારાથી હળવા મન સાથે એની પાછળ હાંફતો ઊભો રહ્યો અને એનો ચહેરો જોવા લાગ્યો. એણે એક જ વખત ધીમેથી વાંચ્યું. એના કપાળ પર કરચલી દેખાઈ અને ફરી અહેવાલના આરંભ પર ગયો અને અહેવાલ ફરી વાંચી ગયો.

પછી એણે ઊંચે મારા તરફ જોયું અને બોલ્યો : તું હુલ્લડો કલકત્તામાં થયાં હતાં એમ કહેતો હતો ને ?

હા, ચોક્કસ. મેં જવાબ આપ્યો.

એ વિચિત્ર કહેવાય. છાપા પર આંગળીઓ થપથપાવતાં એ બોલ્યો. કારણ અહીં તો આ હુલ્લડ, કલકત્તાની સરહદ પાર ખુલનામાં પૂર્વ પાકિસ્તાનમાં થયાં હતાં.

મને હવામાં લટકતો રાખી, એ શાંત પરિચિત લાઇબ્રેરીની જમીન મારા પગની

નીચેથી સરકી જતી લાગી. મને સ્થિર પકડી રાખવા મલિકે જો હાથ ન આપ્યો હોત તો હું પડી જ ગયો હોત. મારી જાતને બંને હાથે ટટ્ટાર કરી હું ટેબલ પર વાંકો વળ્યો અને રિપોર્ટ વાંચી ગયો.

એમાં જણાવ્યું હતું કે આગલે દિવસે જ્યારે દેખાવો હિંસક બન્યા અને હુલ્લડમાં ફેરવાઈ ગયા, ત્યારે ખુલનામાં લશ્કર બોલવવામાં આવ્યું હતું.

આ વિચિત્ર છે. મારી સામે કુતૂહલથી જોઈ રહેતા મલિકે કહ્યું. પાકિસ્તાનમાં થયેલું હુલ્લડ તને યાદ છે એ તો બહુ વિચિત્ર લાગે છે.

પછી એણે ડોકું ધુણાવ્યું અને જતો રહ્યો.

એના જતા રહ્યા પછી લાંબા સમયે મને યાદ આવ્યું કે છાપાંઓ એક દિવસ મોડા સમાચાર આપે છે. મેં 11 જાન્યુઆરી 1964ની આવૃત્તિનાં પાનાંઓ ઉથલાવવા માંડ્યાં અને ત્યાં પૂરતા ખાતરીબદ્ધ સમાચાર હતા : એક મોટા મથાળા નીચે જણાવાયું હતું : કલકત્તામાં કરફ્યુ, પોલીસે કરેલો ગોળીબાર, 10નાં મરણ, 15 ઘવાયાં...

મારી આંખો સામે ચકરાતી સફેદ ઝાંખપમાંથી અસ્પષ્ટપણે મેં એ પાનાની સાવ નીચે બીજા મુખ્ય સમાચાર જોયા. એમાં જણાવ્યું હતું : મદ્રાસમાં કુંદેરન્નો દિવસ, પહેલી ટેસ્ટમાં અણનમ 170 અને એની બરાબર ઉપર એક નાનકડા ચોરસમાં, ઘેરા અક્ષરે છપાયેલા મુખ્ય સમાચાર હતા : પવિત્ર સ્મારકનું પુનઃ સ્થાપન. આગળ લખેલું હતું. મોહમ્મદ સાહેબ પયગંબરના પવિત્ર વાળને આજે સમગ્ર કાશ્મીરના આનંદ અને ઉત્સવના મોટા લોકપ્રિય જુવાળ વચ્ચે શ્રીનગરમાં હઝરતબાલ મસ્જિદમાં ફરી સ્થાપિત કરવામાં આવ્યા.

આમ, એ એકાંત લાઈબ્રેરીની એરકન્ડીશન્ડ શાંતિમાં બેઠા મેં મારી સૌથી વધારે વિચિત્ર મુસાફરી શરૂ કરી. અવકાશ બહારની ભૂમિમાં સફર, અંત વગરનો વિસ્તાર, દર્પણના દેશની ઘટનાઓ.

કહેવાય છે કે 1699ના વર્ષમાં મુ-એ-મુબારક તરીકે ઓળખાતો પવિત્ર અવશેષ પયગંબર, મોહમ્મદ સાહેબનો પોતાનો જ વાળ છે, જેને ખ્વાજા નૂરુદ્દીન નામના એક કાશ્મીરી વેપારીએ બીજાપુર (હૈદરાબાદ નજીક)માંથી ખરીદી લીધો હતો. બીજા વર્ષે આ પવિત્ર વાળ કાશ્મીરની ખીણમાં મોકલાવી દેવામાં આવ્યો હતો. સર્વશેષના ઉદ્‌ગમનો આ માત્ર એક વૃત્તાંત છે. અન્ય કેટલાંક વૃત્તાન્ત પણ છે જ. કબૂલ છે કે ખીણમાં આ પવિત્ર વાળના આગમનને આનંદના બહુ મોટા જુવાળ સાથે વધાવી લેવામાં આવ્યું હતું. કાશ્મીરના પ્રત્યેક ખૂણેથી બનિહાલ ઘાટ જેવા અત્યંત દૂરના વિસ્તારમાંથી પણ વાળની ઝાંખી કરવા માટે હજારો લોકોએ પદયાત્રા કરી હતી. પાછળથી એ વાળને શ્રીનગરની સુરમ્ય હઝરતબાલ મસ્જિદમાં સ્થાપિત કરવામાં આવ્યો હતો. આ મસ્જિદ મોટું યાત્રાધામ બની ગઈ અને દર વર્ષે લાખો લોકો કાશ્મીરીઓ અને બીજી જાતિના મુસ્લિમ, હિંદુ, શીખ અને બૌદ્ધધર્મીઓનાં ટોળાંઓ પણ વાળને જાહેર જનતાનાં દર્શન માટે મુકાયો ત્યારે ઉમટી પડવા લાગ્યાં. આ સર્વદેશીય યાત્રાળુઓને જોઈને, જે

યુરોપિયન ખ્રિસ્તીઓનાં સંપ્રદાયોના સંયોગ અંગેની ખ્રિસ્તી સમજ છેડાઈ પડત, એમણે પણ આ વાતને સારી રીતે પ્રમાણિત કરી છે. આમ આ પવિત્ર સ્થળ સદીઓથી કાશ્મીરની અનન્ય અને અનોખી સંસ્કૃતિનું પ્રતીક બની ગયું.

1963ની 27મી ડિસેમ્બરે એને કાશ્મીર લવાયાને બસો ત્રેસઠ વર્ષ બાદ, મુ-એ-મુબારક હઝરતબાલ મસ્જિદના એના સ્થાન પરથી ગાયબ થઈ ગયો.

આ સમાચાર જેવા ફેલાયા કે કાશ્મીર ખીણમાં જીવન થંભી ગયું. કડકડતી ઠંડી છતાં (દિલ્હીનાં છાપાંઓની હવામાનની કોલમોમાં નોંધ લેવામાં આવી હતી કે એ દિવસે શ્રીનગરની પાણીની પાઈપો થીજી ગઈ હતી ) હજારો લોકો, વિલાપ કરતી કેટલીય સ્ત્રીઓ સહિત, શ્રીનગરથી હઝરતબાલ મસ્જિદ પર કાળા વાવટાના દેખાવો સાથે પહોંચી ગયાં હતાં. સમગ્ર ખીણમાં શાળાઓ, કૉલેજો અને દુકાનોના દરવાજા બંધ થઈ ગયા હતા અને રસ્તા પરથી બસો અને મોટરગાડીઓ અદશ્ય થઈ ગઈ હતી.

બીજે દિવસે 29 ડિસેમ્બર રવિવારે શ્રીનગરમાં બહુ મોટા દેખાવો થયા. જેમાં મુસલમાનો, શીખો અને હિંદુઓએ સરખો જ ભાગ લીધો. ઘણી બધી જાહેરસભાઓ પણ થઈ અને બધી મુખ્ય ધાર્મિક કોમના સભ્યોએ એમાં હાજર રહી સંબોધન કર્યા. કેટલાક લૂંટફાટના કિસ્સાઓ બન્યા અને સત્તાવાળાઓએ તરત જ કરફ્યુ જાહેર કરી દીધો. પણ હુલ્લડખોરોનું નિશાન લોકો નહોતા (અને આજે કેવા વિશ્વાસથી આપણે એ વિશે વાંચીએ છીએ) - ન હિંદુઓ, ન મુસ્લિમો, કે ન શીખો - પણ એમનું નિશાન હતી સરકાર અને પોલીસની સાથે સંકળાયેલી માલમત્તા.

સરકારે આ હુમલાઓને રાષ્ટ્રવિરોધી તત્ત્વો માથે ઢોળી લીધા.

પછીના થોડા દિવસો સુધી ખીણમાં જનજીવન સામૂહિક શોકના સ્વૈચ્છિક દેખાવરૂપે આપમેળે જ જકડાયેલું રહ્યું. કાળા વાવટાના અસંખ્ય દેખાવો થયા, દરેક દુકાન અને મકાન પર કાળો ધ્વજ ફરક્યો અને રસ્તે જનાર દરેક માણસે કાળી પટ્ટી પહેરી લેવા માંડી. સમગ્ર ખીણ પ્રદેશમાં ક્યાંય પણ કાશ્મીરી મુસલમાનો, હિંદુઓ અને શીખો વચ્ચે દુશ્મનાવટનો એક પણ બનાવ નોંધાયો ન હતો. છાપાના અહેવાલોમાં આશ્ચર્યની એક નોંધ હતી (સમન્વયાત્મક સંસ્કૃતિઓના બળમાં આપણી શ્રદ્ધા એટલી બધી આછી છે ) જેમાં જણાવ્યું હતું કે સ્મૃતિચિહ્નની ચોરીએ કાશ્મીરી લોકોને પહેલાં ક્યારેય ન હતા એટલા એકબીજાની નજીક લાવી મૂક્યા છે. એક અંશે એ લોકો એનો જશ મૌલાના મસુદીની નેતાગીરીને આપે છે. આજે એક સંનિષ્ઠ નેતા - આપણા ઉપખંડના ઉન્માદમાં આવા શાણપણ દાખવનાર આજે તો ભુલાઈ ગયા છે અને અપ્રસ્તુત બની ગયા છે. એ લોકો આપણને કહે છે કે દેખાવકારોને લીલા રંગના ધ્વજને બદલે કાળા રંગના ધ્વજ લઈ કૂચ કરવા એમણે સમજાવ્યા હતા અને એમ કરીને કાશ્મીરની ભિન્ન ભિન્ન કોમોને એમનો શોક સામૂહિકપણે પ્રદર્શિત કરવા એકઠા કર્યા હતા.

દિલ્હીમાં આતંક ફેલાયો હતો. વડાપ્રધાન શ્રી નેહરુ ધીરજ રાખવા વિનંતી કરતા હતા અને સેન્ટ્રલ બ્યૂરો ઑફ ઈન્ટેલિજન્સ તેમજ ગૃહખાતાના ઉચ્ચત્તમ અધિકારીઓને

ખોવાયેલ સ્મૃતિચિહ્ન શોધવા કામે લગાડી દીધા હતા. કાશ્મીરના પ્રમુખે જાહેર કર્યું હતું કે આ ચોરી કોઈ નાસ્તિકનું ગાંડપણભર્યું પગલું છે.

પાકિસ્તાનમાં દેશની બંને પાંખોમાં કસબાઓ અને શહેરોમાં સભાઓ અને દેખાવો થતાં હતાં. સામાન્ય રીતે મૂર્તિપૂજાને ભાંડવામાં તત્પર ધાર્મિક સત્તાવાળાઓએ સ્મૃતિચિહ્નની ચોરી મુસ્લિમોની હયાતી પરનો હુમલો છે એવું જાહેર કર્યું. કરાંચીએ 31 ડિસેમ્બર 'કાળો દિવસ' તરીકે મનાવ્યો અને તરત જ શહેરોએ પણ એનું અનુકરણ કર્યું. પાકિસ્તાની છાપાંઓએ જાહેર કર્યું કે આ ચોરી કાશ્મીરીઓની આધ્યાત્મિક અને રાષ્ટ્રીય આકાંક્ષાઓને ઉખેડી નાખવાનું જબર કાવતરું છે. અને એમણે હત્યાકાંડ વિશે મોટો ઊહાપોહ મચાવ્યો.

4 જાન્યુઆરી 1964ના રોજ મુ-એ-મુબારકને સેંટ્રલ બ્યૂરો ઑવ્ ઈન્ટેલિજન્સના અધિકારીઓએ શોધી કાઢ્યો. કોઈ સ્પષ્ટતાઓ ન થઈ. વાસ્તવમાં આજે પણ કોઈને ખરેખર ખબર નથી કે હઝરતબાલના એ સ્મૃતિચિહ્નનું શું થયું હતું.

પણ શ્રીનગર શહેર ઉલ્લાસથી ગાજી ઊઠ્યું. લોકો શેરીઓમાં નાચવા લાગ્યા. કેટલીય અભિવાદન સભાઓ યોજાઈ અને મુસલમાનો, હિંદુઓ અને શીખોએ કાવતરાખોરોને જાહેર કરવાની માંગણી સાથે, ભેગા મળીને દેખાવો યોજ્યા. પહેલી જ વાર અને લગભગ ચોક્કસ કહી શકાય કે છેલ્લી વાર 'સી.બી.આઈ. જિંદાબાદ'નું અભિવાદન કરતું સૂત્ર ભારતીય શહેરના રસ્તાઓ પર ગાજી ઊઠ્યું.

આનંદના આ મોટા ઉત્સવમાં ચેતવણી રૂપ એક નાનકડું છમકલું થયું હતું. પાકિસ્તાનના દૂર પૂર્વના ખૂણામાં આવેલા નાનકડા શહેર ખુલનામાં સ્મૃતિચિહ્નની ચોરીના વિરોધમાં દેખાવો કરતું ટોળું હિંસક બની ગયું. કેટલીક દુકાનો સળગી ગઈ અને કેટલાક માણસો મૃત્યુ પામ્યા.

એ ટૂંકા અહેવાલમાંથી હું જ્યારે પાંચમી વાર પસાર થતો હતો ત્યારે એકાએક મને મોં પર તમાચો વાગ્યો હોય એમ ખ્યાલ આવ્યો કે મેં, ત્રિદીપ અને મારાં દાદીમા એક દિવસ પહેલા જ ઢાકા જવા રવાના થયાં હોવા જોઈએ. અને પછી ફરી એકવાર મેં ત્રિદીપને ડમડમ હવાઈ મથકના પ્રસ્થાન કક્ષમાં જવા એ જાય તે પહેલાં મારી સામે ફરીને અમારી છૂપી 'ઈન્કાસેલ્યૂટ' આપતો જોયો.

એ પછી લાંબા સમય સુધી એ લાઈબ્રેરીમાં જવા માટે હું મારી જાતને તૈયાર કરી શક્યો નહિ. મારા પપ્પાએ એ લોકોને જવાની પરવાનગી શા માટે અને કેવી રીતે આપી હશે, એ અંગે આશ્ચર્ય અનુભવતાં હું મારી યુનિવર્સિટી હૉસ્ટેલની ભેજવાળી રૂમમાં, ચોમાસા દરમિયાન સિલિંગ પર ફૂટી નીકળેલાં રેસાવાળાં લીલાં ધાબાઓને તાકી રહેતો. એ સાવ કઢંગુ, અર્થહીન તેમજ અલાક્ષણિક લાગતું હતું, કારણ કે મારા પપ્પા એક વાસ્તવદર્શી, વ્યવહારુ અને સૌથી વધારે તો સચેત વ્યક્તિ હતા. કશુંક બનવાનું છે એની એમને ખબર તો હશે જ. જ્યારે મેં એમને 'ધમાલ' બોલતાં સાંભળ્યા હતા ત્યારે પોતાની વાત એમણે કેવી ટૂંકાવી નાખી હતી એ મને બહુ સ્પષ્ટપણે યાદ

છે. હું એનો કશો અર્થ સમજ્યો ન હતો અને ધીમે ધીમે મારી છત પર પ્રસરતાં એ લીલા ધબ્બાઓને જોતાં મને એમ લાગવા માંડ્યું હતું કે મારા પપ્પાએ એમને ત્યાં જાણીને જ મોકલાવ્યા હતા. એમણે ત્રિદીપના મૃત્યુનું ષડયંત્ર રચ્યું હતું.

પણ પાછળથી હું પાછો લાઈબ્રેરીમાં ગયો ત્યારે અમે તે વખતે મંગાવતા હતા એ છાપાનું વોલ્યૂમ ખેંચી કાઢ્યું અને એ તારીખનું પાનું ખોલ્યું - જે તારીખ હવે મારી સ્મૃતિમાં દૃઢ હતી - 4 જાન્યુઆરી 1964. તો મને એક બીજી જ માહિતી મળી. મેં જોયું કે એમાં પૂર્વ પાકિસ્તાનમાં કોઈપણ ધમાલ હોવા વિશે જરા જેટલોય નિર્દેશ નહોતો અને કાશ્મીરના બનાવોનો ભાગ્યે જ ઉલ્લેખ હતો. છેવટે એ કલકત્તાનું છાપું હતું અને દૂરના અંતરની શક્તિમાં મારા કરતાં જરાય ઓછો વિશ્વાસ જેમને નહોતો, એવા લોકો એ ચલાવતા હતા.

જૂના છાપા જેટલું ઉત્તેજક બીજું કશું નથી. એની અત્યંત અવિલંબ તત્કાલીનતામાં કશુંક રહ્યું છે. હવામાનના સમાચાર, શહેરમાંના જે તે દિવસના કાર્યક્રમોની વિગત, જાણે એ બધું આજે જ બનતું હોય એમ ઘેરા અક્ષરોમાં છાપેલી અડધીપડધી યાદગાર ફિલ્મોની જાહેરાતો. અને ઉપરાંત આપણે જાણે એ જ છાપું નહિ તો એના જેવું જ બીજું કાંઈ જોડિયું છાપું એક વખત આપણે હાથ ધર્યું હશે એવી લાગણી, જેને કારણે બીજું કોઈ ન લઈ જઈ શકે એ રીતે આપણે આપણી જાતને એ સમયમાં લઈ જઈ શકીએ.

એટલે એ દિવસે સવારે મારા પપ્પાએ જે છાપું વાંચ્યું હતું એ જોઈને, મને લાગ્યું કે એમની આસપાસની શાંતિને હલબલાવી નાખનાર કશાકની અવગણના કરવા માટે એમને દોષ દઈ શકાય એમ નહોતો. એ છાપામાં આવનારા હત્યાકાંડ અંગે જરા જેટલો પણ અણસાર કે આગાહી ન હતાં. એ તો રોજિંદાપણાની ભરમારથી જ ભરપૂર હતું. પછી હું પહેલી, બીજી અને ત્રીજી જાન્યુઆરીની આવૃત્તિઓ ફરી પાછો જોઈ ગયો. એ બધી એક સરખી જ હતી. હવે હું એમને કેવી રીતે દોષ દઈ શકું ? એ તો પેલી અક્ષત શાંતિના બીજા એક શિકાર માત્ર હતા.

તેમ છતાં એમને ખબર હતી, અને એ બધાને પણ ખબર હશે જ, બધા ચતુર પત્રકારોને પોતાના કોઈક અવાજહીન અંશમાં એ ખબર હશે જ, કારણ એ પ્રકારના બનાવો કોઈ પૂર્વ સૂચના વગર બનતા નથી. જો જાણતા હતા, તો એ વિશે એ લોકો બોલી કેમ નહોતા શકતા ? બીજી તો કેટલીય વસ્તુઓ વિશે એ લોકો બોલતા હતા, કૉંગ્રેસની પરિષદ, સામ્યવાદી પાર્ટીમાં તોળાતું ભંગાણ, યુદ્ધો અને બળવાઓ : પેલી બધી ચીજો જેને 'રાજકારણ' કહેવાય છે તેને આટલું બોલકું બનાવનારી અને બીજી અનામ વસ્તુઓને આટલી શાંત બનાવનાર છે શું ? છેવટે તો એ બધા પત્રકારો અને ઇતિહાસકારો એકંદરે બૌદ્ધિકો હતા અને બીજા કોઈ પણ કરતા સારો ઇરાદો ધરાવતા હતા. એક વખત હુલ્લડો શરૂ થઈ ગયાં પછી એના હૂબહૂ વર્ણનો કરવા તેઓ હજારો શબ્દો નીપજાવતા હતા. પણ એક વખત એ બધું શમી ગયું અને વર્ણવવા માટે કંઈ

બાકી ન રહ્યું કે ફરી એ લોકો એ વિશે કશું બોલતા નથી. જ્યારે પેલા બીજા બનાવો, પક્ષમાં ભંગાણો અને પક્ષની સભાઓ અને ચૂંટણીઓ અંગે છાપાંઓમાં અને ઈતિહાસોમાં એ બધું પતી ગયા પછી પણ વર્ષો સુધી જાણે કે શબ્દોમાંથી એમનું મહત્ત્વ ક્યારેય પણ ઓછું થતું ન હોય એમ વક્તવ્યો આપતાં રહે છે. પણ આ બીજી બધી વસ્તુઓ માટે વર્ણનના શબ્દો આપણે એ બધું બને અને પછી શાંત પડી જાય ત્યારે જ વાપરી શકીએ, કારણ બીજા કોઈપણ પ્રકારના શબ્દોની શોધ કરવી એટલે તેમને અર્થ આપવો, અને એ જોખમ આપણે ગાંડપણને સાંભળી લેવાનું સ્વીકારી લઈએ તે કરતાં વધારે વખત માટે ઉઠાવી શકીએ નહિ.

તેથી હું ત્રિદીપના મૃત્યુની રીત ફક્ત અપ્રત્યક્ષ રીતે જ વર્ણવી શકું. એને અર્થ આપી શકાય તેવા શબ્દો મારી પાસે નથી, અને મારામાં સાંભળવાની શક્તિ નથી.

એક વખત હુલ્લડો શરૂ થયાં કે પૂર્વ પાકિસ્તાનની સરકારે ધમાલ દાબી દેવા માટે ત્યાં લશ્કર મોકલવામાં જરાય વાર ન કરી. પણ ત્યારે તો ઘણું મોડું થઈ ચૂક્યું હતું. સાતમી જાન્યુઆરીના એક મુખ્ય સમાચાર હતા. ખુલના બહાર ખૂનામરકીમાં ચૌદનાં મરણ.

એ પછીના થોડા દિવસોમાં ખુલનાની બહાર પડોશી શહેરો અને ઈલાકાઓ તેમજ ઢાકા તરફ પણ હુલ્લડો ફેલાઈ ગયાં. તરત જ હિંદુ નિરાશ્રિતો ભારતની સરહદે પગપાળા અથવા તો ટ્રેનમાં ઠલવાવા લાગ્યા. પાકિસ્તાની સરકારે આ ટ્રેનોને સશસ્ત્ર રક્ષકો પૂરા પાડ્યા અને એ લોકોના રક્ષણ માટે જે કંઈ શક્ય હતું તે કર્યું હોય એમ દેખાય છે. સરહદ પર કેટલાંક સ્થળોએ ટોળાં ટ્રેનો રોકતાં હતાં, જેમાંનાં કેટલાંક 'કાશ્મીર દિન ઝિંદાબાદ'નું સૂત્ર બોલતાં સંભળાતાં હતાં ! (કદાચ બરાબર એ જ વખતે કાશ્મીરમાં ટોળાંઓ 'સી.બી.આઈ ઝિંદાબાદ'ના નારા લગાવતા હતા) પણ ટ્રેનો પર કોઈ ગંભીર હુમલા થયા જણાતા નહોતા. પૂર્વ પાકિસ્તાનનાં કસબાઓ અને શહેરોમાં હવે લૂંટવા, મારવા અને બાળવાના ગાંડપણે કબજો લીધો હતો.

કલકત્તા ખાતે હવામાં કેટલીક અફવાઓ હતી - ખાસ કરીને બધા ગંભીર હુલ્લડો વખતે આગળ વધતી જૂની જાણીતી અફવા કે પાકિસ્તાનથી આવતી ટ્રેનોમાં મડદાં ભરાઈને આવે છે. કલકત્તાનાં કેટલાંક દૈનિકોએ પૂર્વના બનાવો અંગે કેટલાક સનસનાટી ભર્યા અહેવાલો સાથે આંસુ સારતા અસહાય હિંદુ નિરાશ્રિતોના ફોટાઓ છાપ્યા. 8મી અને 9મી જાન્યુઆરીએ, હજુ પણ જ્યારે નિરાશ્રિતોનો ધસારો ચાલુ હતો ત્યારે પૂરના પાણીની જેમ શહેરમાં અફવાઓ ફેલાવી શરૂ થઈ ગઈ અને ક્રોધે ભરાયેલાં ટોળાંઓ સ્ટેશનો પર એકઠાં થવાં લાગ્યાં.

આમ બનાવો એમની પોતાની જ બેતૂકી રીતે બનતા ગયા, અને 10મી જાન્યુઆરીએ જ્યારે મદ્રાસમાં ક્રિકેટ ટેસ્ટ મેચ શરૂ થઈ ત્યારે કલકત્તામાં હુલ્લડો ફાટી

નીકળ્યાં. ટોળાંઓ આખા શહેરમાં મુસલમાનોને મારતાં, સળગાવતાં, એમની દુકાનો અને એમનાં ઘરોને લૂંટતાં હિંસા ફેલાવવાં લાગ્યાં.

કેટલાંક સ્થળોએ પોલીસે ટોળાંઓ પર ગોળીબાર કર્યો અને શહેરના કેટલાક ભાગોમાં સવારથી સાંજ સુધીની સંચારબંધી લાદી દેવામાં આવી. પણ બનાવો પર બનાવોની હારમાળાએ પોલીસોને હંફાવી દીધા. 11મી જાન્યુઆરીએ ફોર્ટ વિલિયમમાંથી લશ્કરને બહાર બોલાવવામાં આવ્યું હતું અને કેટલીક બટાલિયનોને આખા શહેરમાં ગોઠવી દેવામાં આવી હતી. બીજા દિવસના છાપામાં મુખ્ય સમાચારોની નીચે સૂમસામ રસ્તાઓ પર રખેવાળી કરતા શીખ સૈનિકોની તસ્વીરો દેખાઈ. પણ પાર્ક સ્ટ્રીટમાં, મૌલિન રુશ્જમાં હંમેશની જેમ સાંજે 5 થી 7 ચા અને નૃત્ય સાથેનો કાર્યક્રમ ચાલતો રહ્યો અને રાત્રે ડેલિલાહ સાથે સંકળાયેલા લોકપ્રિય મૌલિન રુશ્જ વાદકોનો નૃત્ય સાથેનો ભોજન સમારંભ પણ ચાલુ રહ્યો.

બીજે દિવસે રસ્તાઓ પર પેટ્રોલના ખટારાઓ ગાજતા હતા ત્યારે મૌલિન રુશ્જે બોંગો રીધમ સાથેના ટ્વિસ્ટ મુકાબલા અને જામ સેરાનની જાહેરાત કરી. કદાચ સંચારબંધીને કારણે એ લોકો છાપાની ઑફિસ પર પોતાની જાહેરાત પાછી ખેંચવા સમયસર પહોંચી શક્યા નહિ હોય.

બંને લશ્કરોની હાજરી છતાં, થોડા દિવસ આગ અને લૂંટના છૂટાછવાયા બનાવો ઢાકામાં તેમજ કલકત્તામાં ચાલુ રહ્યા. જનજીવન ફરી સામાન્ય બન્યું છે એવી જાહેરાત કરવા માટે છાપાંઓને લગભગ એક અઠવાડિયા જેટલો સમય લાગ્યો.

1964ના હુલ્લડોમાં કેટલા લોકો માર્યા ગયા તેના આંકડા મળતા નથી. એ આંકડા સેંકડોમાં કે હજારોમાં પણ હોઈ શકે. ગમે તેમ, 1962ના યુદ્ધમાં માર્યા ગયેલાઓ કરતાં બહુ ઓછા તો નહિ જ હોય.

વર્તમાનપત્રો પરથી એટલું તો સ્પષ્ટ થતું જ હતું કે એક વખત હુલ્લડો શરૂ થયાં પછી, બંને ઠેકાણે ભારતમાં અને પાકિસ્તાનમાં 'જવાબદાર અભિપ્રાયો'એ એકસરખી ભય અને ક્રોધની લાગણીથી પ્રતિભાવ આપ્યો. ઢાકા અને કલકત્તા બંને યુનિવર્સિટીઓએ રાહત કાર્ય અને શાંતિ કૂચોના આયોજનની શરૂઆત કરી અને સરહદની બંને બાજુના વર્તમાનપત્રોએ થોડાં સરસ માનવતાભર્યા અહેવાલો આપવા માંડ્યા. હંમેશની જેમ પૂર્વ પાકિસ્તાનમાં પોતાના જાનના જોખમે પણ હિંદુઓને રક્ષણ આપતા મુસલમાનોના અસંખ્ય કિસ્સાઓ હતા. અને એ જ પ્રમાણે ભારતમાં મુસલમાનોને રક્ષતા હિંદુઓના. પણ એ બધા આમ આદમી હતા - જલ્દી ભુલાઈ ગયેલા - એમને માટે કોઈ શહીદ સ્મારક કે અખંડ જ્યોત ઊભાં થયાં નહિ.

બંને સરકારો વિશે કહી શકાય કે, એમણે વિચિત્ર રીતે એક જેવી આક્ષેપબાજી શરૂ કરી. 7મી જાન્યુઆરીએ દિલ્હીમાં વિદેશી બાબતોના મંત્રાલયના પ્રવકતાએ જાહેર કર્યું કે પૂર્વ પાકિસ્તાનમાં ઊભી થયેલી 'કાયદાહીન પરિસ્થિતિ', 'પાકિસ્તાની નેતાઓ અને પાકિસ્તાની પ્રેસના ઉત્તેજક અને ભડકાવનારાં વિધાનોનું દેખીતું પરિણામ' હતું.

થોડા દિવસો પછી પાકિસ્તાનના ભારતીય હાઈકમિશનરને વિદેશી બાબતોના મંત્રાલય તરફથી બોલાવવામાં આવ્યા અને એમને જણાવવામાં આવ્યું કે પાકિસ્તાન સરકાર માને છે કે પૂર્વ પાકિસ્તાનમાં કોમી રમખાણો ભારતીય પત્રકારોએ કાશ્મીરના ગંભીર બનાવોમાંથી લોકોનું ધ્યાન બીજે વાળવા માટે કરેલા પ્રયત્નો હતા. એથી પણ વધારે અચરજની વાત એ હતી કે, થોડા દિવસની અંદર બંને મંત્રાલયો વચ્ચે ધમાલને દબાવી દેવામાં મેળવેલી સફળતા અંગે પોતાનાં વિવરણો જોઈ એકબીજાને લગભગ અભિનંદનની નોંધ મોકલાઈ હતી. થોડીવાર માટે તો બંને દેશના પ્રમુખોએ કોમી એકતા માટે ગંભીરપણે એક સંયુક્ત નિવેદન બહાર પાડવાનું વિચાર્યું. બહુ જલ્દી, આ ઉપખંડના બીજા બધા ભલા ઇરાદાઓની જેમ એ યોજનાના પણ એવા જ હાલ થયા, અને હુલ્લડની યાદ હંમેશની જેમ ભાષાબાજીની આપલેમાં ભૂંસાઈ ગઈ.

હકીકતમાં વર્તમાનપત્રોના પુરાવાઓ પરથી એટલું તો સ્પષ્ટ થતું જ હતું કે એક વખત હુલ્લડો શરૂ થયાં, કે બંને સરકારોએ એમને જેટલા શક્ય તેટલા જલ્દી દાબી દેવા પોતાનાથી બનતું બધું કર્યું હતું. આમ કરવામાં એ લોકો પોતાના કરતાં વધારે મોટા તર્કને અધીન હતા, કારણ રમખાણનું ગાંડપણ એક રોગિષ્ઠ વ્યુત્ક્રમ છે, પણ તેથી એ સાથે જ લોકોને પોતાની સરકારોથી સ્વતંત્રપણે એકબીજા સાથે બાંધી રાખતી અવિભાજ્ય સૂઝનું સ્મૃતિપત્ર પણ છે અને એ પૂર્વવર્તી, સ્વતંત્ર સંબંધ સરકારનો સહજ શત્રુ છે કારણ કે શાસનની વિચારસરણી એવી હોય છે કે માત્ર ટકી રહેવા ખાતર પણ એમણે બંને પ્રજાઓ વચ્ચેના સંબંધો પર આધિપત્ય હોવાનો દાવો કરવો જોઈએ.

સેનાપતિઓ જ્યાં મળે છે, એ યુદ્ધનું નાટ્યગૃહ એક રંગમંચ છે, જ્યાં રાજ્યો મનોરંજન કરે છે. એમને રમખાણોની સ્મૃતિનો કોઈ ઉપયોગ નથી.

જાન્યુઆરી 1964ના અંત સુધીમાં વર્તમાનપત્રોનાં પાનાંઓ પરથી રમખાણો ઝાંખાં થતાં ગયાં હતાં, 'જવાબદાર અભિપ્રાયો'ની સામૂહિક કલ્પનામાંથી અદૃશ્ય થઈ ગયાં હતાં, ઇતિહાસો અને પુસ્તકોના ઘોડાઓ પર કોઈ નિશાની છોડ્યા વગર સમાપ્ત થઈ ગયાં હતાં. એ બધાં સ્મૃતિમાંથી મૌનના જ્વાળામુખીની ગર્તામાં પડતા મુકાઈ ગયાં હતાં.

તીનમૂર્તિ લાઈબ્રેરીમાં મને જે મળ્યું, એ પછી કેટલાક મહિના બાદ, મારાં પુસ્તકોના ઘોડાના નીચલા ખાનામાં મને પોતાની રૂમમાં વાર્તાઓ કહેતી વખતે સ્થાનો દર્શાવવા ત્રિદીપ વાપરતો હતો એ બાર્થોલોમ્યૂનો જૂનો ફાટેલો એટલાસ મળી આવ્યો. ઘણાં વર્ષો પહેલાં માયાદેવીએ મને એ આપ્યો હતો.

એક દિવસ મારી હૉસ્ટેલની રૂમમાં, મારા ટેબલ પર એટલાસ ખુલ્લો પડ્યો હતો, ત્યારે ઓચિંતો મને મારા ખાનાની પાછળથી એક કટાયેલો જૂનો કંપાસ જડી આવ્યો. મારા પહેલાં એ રૂમમાં જે રહેતું હતું એ જ મોટેભાગે, એ કંપાસ અહીં ભૂલી ગયો હતો.

મેં એ ઉપાડી લીધો અને એની સાથે રમત કરતાં મેં એનું પોઈન્ટ ખુલના પર મૂક્યું અને પેન્સિલની અણી શ્રીનગર પર મૂકી.

ખુલના કલકત્તાથી નાકની સીધી દાંડીએ સો માઈલ પણ દૂર નથી. બંને શહેરો એકબીજાથી સામસામે સરહદ પર નોંધપાત્ર સરખા અંતરે આવેલાં છે. મેં જ્યારે મારા કંપાસના પોઈન્ટ વચ્ચેનું અંતર માપ્યું ત્યારે મને ખબર પડી કે ખુલના અને શ્રીનગર વચ્ચે 1200 માઈલ, લગભગ 2000 કિલોમીટરનું અંતર હતું. એ મને બહુ વધારે ન લાગ્યું. જ્યારે ત્રિદીપની આંગળીઓના જેના પર પડેલા ધબ્બા હું આજે પણ જોઈ શકતો હતો. એ એટલાસનાં પાનાંઓમાંથી મારો કંપાસ ફેરવ્યો ત્યારે મને ખબર પડી કે ટોકિયોથી જેટલું બૈજીંગ દૂર છે, કે મોસ્કોથી જેટલું વેનિસ દૂર છે, કે પછી વોશિંગ્ટનથી હવાના કે કેરોથી નેપલ્સ જેટલા દૂર છે તેટલું જ દૂર ખુલના શ્રીનગરથી છે.

પછી મેં ખુલનાને કેન્દ્રમાં રાખીને શ્રીનગરને પરિઘ પર રાખી વર્તુળ દોરવાનો પ્રયત્ન કર્યો. મને તરત જ ખ્યાલ આવ્યો કે દક્ષિણ એશિયાનો નકશો બહુ મોટો નહિ હોય. મારા વર્તુળ માટે મને એક મોટો નકશો મળે તે માટે મારે પહેલાં એશિયાનો નકશો મેળવવા પાછા ફરવું પડે.

એ વર્તુળ બહુ આશ્ચર્યજનક હતું.

શ્રીનગરથી શરૂ કરીને ઘડિયાળની ઊંધી દિશામાં સફર કરતાં, એ અડધા પાકિસ્તાની પંજાબમાંથી પસાર થતા રાજસ્થાનના ઉપરના ભાગ પરથી અને સિંધના છેડેથી, કચ્છના રણમાંથી અને અરબી સમુદ્રમાંથી, ભારતીય દ્વિપકલ્પના છેક દક્ષિણના છેડેથી, શ્રીલંકાના કાન્ડી પરથી અને ઠેક ઉત્તરમાં સુમાત્રાની અણીને સ્પર્શવા હિંદુમહાસાગરમાંથી ઊછળીને પછી સીધા થાઈલેન્ડની પટ્ટીમાંથી ગલ્ફમાં, ફરી પાછા થાઈલેંડ આવવા માટે નોમપેનની ઉત્તરે ચાલ્યા જતા, લાઓસની ટેકરીઓમાં જઈને, વિયેટનામના હ્યૂમાંથી પસાર થઈ, ટોન્કીંગના અખાતમાં ઝબકોળાઈ, ફરી ચીનના યુનાન પ્રદેશમાં ઝૂલતા, ચૂંગકિંગ પસાર કરી, યાંગત્સેક્યાંગની પાર, ચીનની મહાન દીવાલની નજરમાંથી પસાર થતાં મોંગોલિઆ અને સિન્કિયાંગના અંદરના ભાગમાંથી થઈને, કારાકોરમ પર્વતો પરથી છેલ્લો કૂદકો મારીને ફરી કાશ્મીરની ખીણમાં ઊતરી ગયું.

એ એક અદ્‌ભુત વર્તુળ હતું. અડધી ઉપરાંતની માનવજાતનો એમાં સમાવેશ હતો.

આમ, એના મૃત્યુનાં પંદર વર્ષ પછી હું જ્યારે બે બિન્દુ વચ્ચેના અંતરનો અર્થ શીખવા પ્રયત્ન કરતો હતો, ત્યારે ત્રિદીપ મારા પર નજર નાખી રહ્યો હતો. દાખલા તરીકે, એના એટલાસે મને બતાવ્યું હતું કે યુક્લિડીઅન અવકાશની પર્યાપ્ત વ્યવસ્થામાં થાઈલેન્ડનું ચ્યાંગ માઈ કલકત્તાથી દિલ્હી કરતાં ઘણું વધારે નજીક હતું, કે ચીનનું ચેન્ગદુ શ્રીનગર કરતાં વધારે નજીક હતું. આમ છતાં જ્યાં સુધી મેં મારું વર્તુળ દોર્યું નહોતું ત્યાં સુધી મેં એ સ્થાનો વિશે સાંભળ્યું નહોતું. હું એટલો બધો નાનો હતો કે મેં દિલ્હી

કે શ્રીનગર વિશે પણ સાંભળ્યું ન હોય એવો કોઈ સમય હું યાદ કરી શકતો નથી. એટલાસે મને એટલું બતાવ્યું કે હૉનોઈ અને ચુંગકિંગ શ્રીનગર કરતાં ખુલનાની વધુ નજીક છે અને તેમ છતાં ખુલનાના લોકો વિયેટનામ અને દક્ષિણ ચીનની મસ્જિદોના ભાવિ અંગે જરા પણ ચિંતિત રહે છે ખરા? (માત્ર એક પથરો ફેંકો એટલું અંતર) મને એ વિશે શંકા હતી, પણ આ બીજી દિશામાં એ અંગે અઠવાડિયાથી વધુ સમય ન લાગ્યો.

ગભરાટમાં હું એટલાસનાં પાનાંઓમાંથી આડેધડ પસાર થઈ ગયો, મારી આંખો મીંચી દીધી અને મારા કંપાસનું પોઈન્ટ એક પાના પર પડવા દીધું. એ ઉત્તર ઈટાલીના મિલાન પર પડ્યું. મારા કંપાસને સાચા માપ પર ગોઠવતાં, મેં મિલાનને મધ્યમાં રાખીને 1200 માઈલની ત્રિજ્યાવાળું વર્તુળ દોર્યું.

આ બીજું અદ્‌ભુત વર્તુળ હતું. એ ફિન્લેન્ડના હેલ્સીન્કીમાંથી, સ્વીડનના સુન્ટ્સવાલમાંથી, નોર્વેના મોલ્ડમાંથી પસાર થઈ શેટલેન્ડ ટાપુઓ પર ગયું અને એટલાંટિક સમુદ્રના મોટા ખાલી વિસ્તારમાંથી પસાર થઈ કાસાબ્લાન્કા પર આવ્યું. પછી એ લિબિયા થઈને ઇજિપ્તનાં એલ્જીરીઅન સહારાની સફર કરી, તુર્કી જતા પહેલાં ઉપર ભૂમધ્ય સમુદ્રમાં થઈને એ ક્રીટ અને રોડઝૂને સ્પર્શ્યું, પછી કાળા સમુદ્રમાંથી આગળ જતા રશિયાના ક્રિમિયા, યુકેન, બાયલોરશિયાથી ફરી પાછું હેલ્સીન્કી.

આ વર્તુળ પર ગૂંચવાતા મેં એક નાનકડો પ્રયોગ કરવાનો પ્રયત્ન કર્યો. મારા મર્યાદિત જ્ઞાન સાથે મેં કોઈ એક બનાવની કલ્પના કરવાનો પ્રયત્ન કર્યો, કોઈપણ બનાવ એ વર્તુળના પરિઘની નજીક બની શકે (અથવા ખરેખર ખૂબ વધારે નજીક) સ્ટોકહોમ, ડબલિન, કાસાબ્લાન્કા, એલેકઝાંદ્રિયા, ઈસ્તંબુલ કિવ, કોઈપણ દિશાના કોઈપણ શહેરમાં અને તેનું પરિણામ મિલાનના લોકોને રસ્તા પર ઠાલવી દે. કોઈ એક બનાવ, એમાંના કોઈ એક શહેરમાં બની શકે કે કેમ, એવું કલ્પવાનો મેં પ્રયત્ન કર્યો. મારો પ્રયત્ન બહુ ગંભીર હતો પણ એવો કોઈ બનાવ હું વિચારી ન શક્યો.

કોઈપણ નહિ, એટલે કે યુદ્ધ સિવાયનો કોઈપણ નહિ.

પછી મને એમ લાગવા માંડ્યું કે આ વર્તુળમાં ફક્ત રાજ્યો અને નાગરિકો જ હતા, ત્યાં કોઈ માણસો હતા જ નહિ.

હું મારા પહેલા વર્તુળ પર પાછો ફર્યો ત્યારે, એ વાતે આશ્ચર્યથી સ્તબ્ધ થઈ ગયો કે થોડા જ વખત પહેલાં, ખરેખર એક એવો પણ સમય હતો, જ્યારે લોકો, સમજદાર લોકો, જેમના ઇરાદા સારા હતા, એમણે વિચાર્યું હતું કે બધા નકશા એક સરખા છે. ને રેખાઓમાં એક વિશેષ આકર્ષણ છે. મારે સતત યાદ રાખવું પડ્યું કે સરહદો પર ફરતી હિંસામાં કશુંક વખાણવા જેવું હોય છે એવું માની લેવા માટે અને એમની સાથે વિજ્ઞાન અને કારખાનાંઓ મારફત કામ પાડવા માટે પણ એમને દોષિત ઠેરવવા જોઈએ નહિ કારણ કે એ જગતની તરેહ છે. એ તરેહમાં વિશ્વાસ રાખીને, રેખાઓના આકર્ષણમાં વિશ્વાસ રાખીને, કદાચ એક વખત એ લોકો નકશા પર પોતાની

રેખા કોતરી કાઢે પછી જ ભૂમિના બે ટુકડાઓ, પ્રાગ્ ઐતિહાસિક કાળની ગોન્ડવાના લેન્ડની સરકતી, ભૂ-રચનાઓની જેમ, એકબીજાથી દૂર ચાલી જશે એવી આશાથી એ લોકોએ પોતાની સરહદો દોરી હતી. મને આશ્ચર્ય થતું કે એ લોકોને જ્યારે સમજાયું હશે કે એમણે વિભાજન નહોતું સર્જ્યું, પણ એક હજુ અણશોધાયેલી વિડંબના - ત્રિદીપને મારી નાખનાર વિડંબના સર્જી હતી, ત્યારે એમને કેવી લાગણી થઈ હશે. એક સાદી હકીકત કે એ નકશાના 4000 વર્ષ જૂના ઇતિહાસમાં એક ક્ષણ પણ એવી નહોતી જ્યારે આપણે જેને ઢાકા અને કલકત્તા તરીકે ઓળખીએ છીએ તે જગ્યાઓ એ લોકોએ વિભાજનની રેખાઓ આંકી લીધી તે પછી હતી તે કરતાં એકબીજા સાથે વધુ સંકળાયેલી હતી. એટલી ગાઢ રીતે સંકળાયેલી કે કલકત્તામાં રહીને, ઢાકા જવા માટે મારે ફક્ત અરીસામાં જ જોવાનું રહેતું. એ ક્ષણ જ્યારે દરેક શહેર બીજા શહેરની ઊલટાવેલી પ્રતિકૃતિ હતી, જે આપણને મુક્ત કરવા માટેની રેખાઓ સાથે અનિવાર્ય રીતે સમાનતાથી સંલગ્ન થઈ ગયેલી આપણા અરીસાની સરહદ હતી.

હું યાદ કરી શકું છું તે સમયગાળાથી અત્યાર સુધીમા મારાં દાદીમા પર ચઢી બેઠેલા અનુશાસનના કિલ્લામાં ફક્ત એક નાનકડી તિરાડ હતી. એમને ઘરેણાંઓ તરફ એક છૂપી આસક્તિ હતી. એ એક બાલિકા હતાં ત્યારે એમની આ નબળાઈ વિશે કશું છુપાવવા જેવું ન હતું. એ એમનો શોખ હતો.

આ વાતની મને એટલા માટે ખબર છે કે મેં ઢાકાના એમના ઓળખીતા લોકોને, સગાંવહાલાંઓને, એમણે મારા દાદાજી પાસે ખરીદાવ્યાં હતાં એ બધાં હાર અને બંગડીઓનું શું થયું, એમ પૂછીને એમનાં ઘરેણાંઓના અનુરાગ વિશે એમને ખીજવતા સાંભળ્યાં હતાં.

મારાં દાદીમાને એમના ખીજવવાથી કંઈ ફેર પડતો નહોતો.

હું જેના પર મદાર બાંધી શકું એવો એ એક આધાર છે. એ શાંતિથી કહેતાં. તમે બધા મને ભૂલી ગયાં હતાં, ને મેં એકલીએ એ બધાં વર્ષો ઝૂપડપટ્ટીમાં ગાળ્યાં, ત્યારે, મેં મારી વ્યવસ્થા કેવી રીતે કરી હશે એ અંગે તમને શી ખબર છે ? જો મારી પાસે મારાં ઘરેણાંનો આધાર ન હોત તો હું કેવી રીતે જીવતી રહી હોત, એની તમને કશી ખબર છે ?

ખીજવતાં સગાંઓ મૂંગા થઈ જતાં. પણ પછીથી અમે, દાદીમા ન સાંભળતાં હોય એવે ઠેકાણે હોઈએ, ત્યારે એ લોકો હોઠ દબાવીને હસતાં હસતાં મને કહેતાં કે દાદીમાનો ઘરેણાનો શોખ એ નાનકડી બાલિકા હતાં ત્યારથી જ કુટુંબ માટે રમૂજનો વિષય બની ગયો હતો. અવારનવાર એ ઝિંદાબહાર લેનને ખૂણે આવેલી સોનીની નાની દુકાને સળિયાઓમાં ડોકું નાખીને અંદરના સોનીઓને કામ કરતાં જોઈ રહેતાં દેખાતાં. એમની પરણેલી પિતરાઈ બહેનના દાગીનાના ડબ્બાઓ વિશે અહોભાવ દાખવવામાં

એમણે એટલો બધો ઉત્સાહ દાખવેલો કે દાદીમા જ્યારે એમને ઘેર જાય ત્યારે એ બધું બતાવવા એ લોકો ચાવીઓ પોતાની સાડીના છેડે તૈયાર જ રાખતા. લગ્નપ્રસંગોએ વૃદ્ધ જાણકાર ગૃહિણીઓ દાદીમાને એક નાનકડી છોકરી સમજવાને બદલે એ જાણે કોઈ સોનીના દાદીમા હોય એમ નવવધૂને આપવાનાં ઘરેણાં માટે એમનો અભિપ્રાય પૂછતી.

વિધવા થયાં પછી દાદીમાએ ઘરેણાં પહેરવાનું અલબત્ત જાહેરમાં છોડી દીધું હતું અને પાછળથી મારા પપ્પાના મારી મમ્મી સાથે લગ્ન થયા ત્યારે દાદીમાએ પોતાનાં હજુ જે કંઈ ઘરેણાં વેચી નાખ્યાં નહોતાં તે બધાં જ મારી મમ્મીને આપી દીધાં હતાં. પોતે મારી મમ્મીને આપેલાં એ બધાં હાર અને બંગડીઓ મમ્મી પહેરે એ જોવું એમને ગમતું હતું. પણ મારી મમ્મીને ઘરેણાંની ખાસ પડી નહોતી અને એ એમાંનું કશું લગ્ન સમયે પણ પહેરતી નહિ.

આ વાતથી મારાં દાદીમા ક્યારેય ગુસ્સે થયાં વગર રહી શકતાં નહિ. તો તું અડવું ગળું લઈને લગ્નમાં જવાની છે ? એ મારી મમ્મીને ધમકાવતાં. મને લાગે છે કે તું બધાના મનમાં એવી છાપ ઉપસાવવા માંગે છે કે તું અહીં ભૂખે મરે છે.

પણ આ ગરમીમાં સોનાથી લદાઈ જવું અસહ્ય છે. મારી મમ્મી વિરોધ કરતી.

તો પછી આ બધી વસ્તુઓ મેં શા માટે બચાવી રાખી છે ? મમ્મી સામે તાકીને મારાં દાદીમાં કહેતાં. બીજી બધી વસ્તુઓ સાથે મેં આ બધું પણ વેચી નાખ્યું હોત. ઈશ્વર જાણે છે મને પૈસાની જરૂર હતી - પણ મેં આ બધું બચાવ્યું કે જેથી મારી વહુને કશી ફરિયાદ ન રહે. હવે તું મને કહે છે કે તું એટલી બધી ફેશનેબલ છે કે લગ્નમાં પણ સોનું ન પહેરી શકે.

પ્રશ્ન એ છે કે તમારી પેઢીની છોકરીઓને મોજમસ્તીની બહુ આદત પડી ગઈ છે. તમે વસ્તુઓની કિંમત ભૂલી ગયાં છો. મને લાગે છે કે તારા પેલા બગડી ગયેલા દીકરાને એક રૂમના ઘરમાં એ ઝૂંપડપટ્ટીમાં જ ઉછેરવો જોઈતો હતો. મને એ જ જોવું ગમત.

એટલે એમને શાંત પાડવા મારી મમ્મી એના કબાટમાંનો સ્ટીલનો ડબ્બો ખોલતી અને દાદીમાએ આપેલો એકાદ હાર બહાર કાઢતી અને પહેરી લેતી.

જરાવાર તો દાદીમા જોયું જ નથી એવો ઢોંગ કરતાં પણ હકીકતમાં અલબત્ત એ ખુશ થઈ જતાં. થોડીવાર પછી મારી મમ્મીને બોલાવતાં અને એ હાર પર પોતાની આંગળીઓ ફેરવતાં આપમેળે જ હસતાં. એ એમણે કઈ જગ્યાએથી ખરીદ્યો હતો એ યાદ કરતાં, એ દુકાનનું નામ યાદ કરવાનો પ્રયત્ન કરતાં.

મારી મમ્મી જેવી ઘરની બહાર નીકળતી કે તરત જ હાર (ભયંકર વજનદાર વસ્તુ) કાઢીને એની હેન્ડબેગમાં સરકાવી દેતી. પણ મારાં દાદીમાને ખબર પડતી નહિ, અને એમને તો હારને જોયા માત્રથી જ સંતોષ થઈ જતો.

પણ એક ઘરેણું એવું હતું જે દાદીમાએ ક્યારેય પોતાનાથી અળગું કર્યું ન હતું.

એ નાનકડા લાલમણિના પેન્ડન્ટવાળી લાંબી પાતળી સોનાની માળા હતી. એ માળા એમના શરીરનો એક એવો હિસ્સો બની ગયો હતો કે મારું એ તરફ ભાગ્યે જ ધ્યાન ગયું હતું. મને સ્મરણ છે ત્યાં સુધી તો એ એમણે કદી ગળામાંથી કાઢી જ ન હતી.

પણ એ સાથે જ એમને એ પહેરવાની ખૂબ શરમ આવતી હતી, અને પોતાના ખભા પર પ્રસરાવીને પેન્ડન્ટ છેક અંદર દબાવીને પોતાના બ્લાઉઝ નીચે એને છુપાવવાનો એ એટલી હદે પ્રયત્ન કરતાં કે કોઈ એને જોઈ ન શકે. એ માનતા કે અમારાં સગાંઓ જો એમને એ માળા પહેરેલાં જોઈ જાય તો અંદર અંદર વાતો કરે.

મને ખબર છે એ લોકો શું કહેશે, એ બબડતાં. એ લોકો કહેશે : આને જુઓ તો ખરા - આ તો વર્ષોથી વિધવા છે અને હજુ પણ જાણે નાની છોકરી હોય એમ ઘરેણાં પહેરે છે. અરે, મને તો ખાતરી છે કે, હૃદયના ઊંડે ખૂણે તો તારા પપ્પા પણ એમ જ વિચારે છે.

અલબત્ત પોતાના વિચારો મારા પપ્પાને જણાવવાનું એ ટાળતા નહિ. પપ્પા પણ એમને પક્ષે, દાદીમાને એમ સમજાવવા પ્રયત્ન કરતા કે પોતાને દાદીમાની માળા અંગે કશો વાંધો નહોતો. ખરેખર તો દાદીમા વધુ ઘરેણાં પહેરે તો પોતે રાજી થાય એમ હતા. અને કદાચ એક રીતે એ થયા પણ હોત, કદાચ પપ્પા એમને પોતાના સહકાર્યકરોની ફેશનેબલ માતાઓની જેમ તૈયાર થયેલા જોઈને ખુશ થયા પણ હોત. એ માતાઓ ક્લબમાં પોતાના દીકરાઓ સાથે ગળામાં અને કાંડાં પર સોનાનાં યોગ્ય પ્રભાવ પડે એવાં ઘરેણાં પહેરીને જતી અને પ્રાચીન પણ ગંભીરપણે રૂઢિચુસ્ત નિષેધો તરફ સુગ દાખવતી, ફેશનેબલ હોવાનો દાવો કરતી હતી.

પણ જ્યારે મારા પપ્પા કહેતા કે એમને કંઈ વાંધો નથી ત્યારે મારાં દાદીમાને એમનામાં વિશ્વાસ બેસતો નહિ અને કદાચ એ સાચાં હતાં. પોતાની પ્રતિજ્ઞાઓ છતાં, મારા પપ્પાને દાદીમાના એ પાતળી સોનાની ચેઈન પહેરવા સામે વાંધો હતો પણ ખરો, કદાચ એમના હૃદયના કોઈ ઊંડે ખૂણે એમને એ વસ્તુ પોતાના મૃત પિતા તરફના દાદીમા દ્વારા થયેલા અપમાનના સંકેત જેવી પણ લાગતી હોય.

મારાં દાદીમાનો એમની સ્મૃતિ અંગે અપમાનનો કોઈ ઇરાદો નહોતો, વાત એનાથી ઊલટી હતી.

હું આ માળા એટલા માટે પહેરું છું કે એ મને એમણે આપી હતી. એક વખત દાદીમાએ મને એ સમજાવ્યું હતું : તને ખબર છે - તારા દાદાજીએ, એમણે મને આપી હોય એવી આ પહેલી વસ્તુ છે, રંગૂનમાં અમારાં લગ્ન પછી તરત જ. એ લોકો પાસે ત્યાં સુંદર મણિઓ હોય છે. હવે એ વેચી નાખતા મારો જીવ નથી ચાલતો. દાદાજીને એ નહિ ગમે. આ બત્રીસ વર્ષમાં મેં ક્યારેય પણ એ ગળામાંથી ઉતારી નથી. મારું ગૉલબ્લેડરનું ઓપરેશન થયું ત્યારે પણ નહિ. એ લોકો હું કાઢી નાખું એમ ઇચ્છતા હતા પણ એને બદલે મેં એ લોકોને માળા રોગાણુરહિત કરી નાખવા કહ્યું. હું એના વિના મારું ઓપરેશન થવા દેવાની નહોતી. હવે એ મારું એક અંગ બની ગઈ છે.

કેટલીકવાર એમને ગળે માલિશ કરતાં, અથવા એ પોતાની આરામખુરશીમાં ઊંઘી ગયાં હોય, ત્યારે હું એ માળા એમના બ્લાઉઝની બહાર ખેંચી કાઢતો અને મારી આંગળીઓ વચ્ચેથી પસાર કરતો. એ એટલી બધી ઘસાઈ ગઈ હતી અને રંગ વગરની થઈ ગઈ હતી કે જરાય સોનાની હોય એવી લાગતી નહોતી. એ માળામાંથી બરાબર દાદીમાની જ સુગંધ આવતી હતી. સાબુની, સ્ટાર્ચની અને પાવડરની, પણ એક ધારદાર ધાતુ જેવા પ્રકારની. એ માળા ખરેખર એમનું એક અંગ બની ગઈ હતી.

અને પછી, 1965માં એક દિવસ એમની ઢાકાની મુસાફરીનાં દોઢ વર્ષ કરતાં વધારે સમય બાદ એમણે એ માળા આપી દીધી.

એક બપોરે હું સ્કૂલેથી ઘેર આવ્યો ત્યારે મારાં દાદીમાના ઉપલા મજલાના રૂમમાં રેડિયો એકદમ ઊંચા અવાજે ગાજતો હતો. એ અવાજ એટલો મોટો હતો કે ફૂટપાથ પર જ્યાં સ્કૂલ બસે મને છોડ્યો હતો, ત્યાં હું એ સાંભળી શકતો હતો. હું અંદર દોડ્યો ને મારી મમ્મીને એના પલંગ પર આંગળીઓથી લમણાં દબાવતી ને આંખો પર ભીનું કપડું દબાવીને ચત્તીપાટ સૂતેલી જોઈ.

આ શું ચાલી રહ્યું છે? મેં પૂછ્યું.

ભગવાન સિવાય કોણ જાણી શકે? એ બોલી. તારાં દાદીમા આજે સવારે દસ વાગ્યે ઘરમાંથી બહાર ગયાં અને પાછળથી એકાદ બે કલાક પછી પાછાં ફર્યાં. એમણે કશું ખાધું નહિ. મેં મારી જાતે જઈને એમને કહ્યું કે જો તમે ખાશો નહિ તો બીમાર પડી જશો પણ કોણ કોનું સાંભળે છે? એને બદલે એ ઉપર જતાં રહ્યાં અને રેડિયો ચાલુ કર્યો અને ત્યારથી એ આમ જ વાગ્યા કરે છે. જ્યારે સમાચાર આવે છે ત્યારે તો એ આથી પણ વધારે મોટો કરે છે. અત્યાર સુધીમાં આવું ત્રણ વખત બની ચૂક્યું છે.

એ ક્યાં ગયાં હતાં? મેં પૂછ્યું. મને બહુ આશ્ચર્ય થતું હતું કારણ કે એ સમયે મારાં દાદીમા ભાગ્યે જ ક્યારેય એમનો રૂમ છોડતાં. છેલ્લા એક વર્ષમાં એ કેટલી વખત બહાર ગયાં તે અમે એક હાથની આંગળીઓ પર ગણી શકીએ.

મારી મમ્મીએ ફરી ખભા ઉલાળ્યા અને મોં પહોળું કર્યું. કોણ જાણે છે એ ક્યાં ગયાં હતાં? એણે કહ્યું, કોને પડી છે?

તેં ઉપર જઈને પૂછ્યું નહિ? મેં કહ્યું. મને ખબર હતી કે જવાબ ના આવશે, કારણ કે એ સમયે દાદીમા ઘરમાંથી ફક્ત મને એકલાને જ એમના રૂમમાં જવા દેતા હતા.

હવે તું કેમ ઉપર જઈને એમને રેડિયો બંધ કરવા નથી કહેતો? મારી મમ્મીએ કહ્યું. એ કદાચ તારું સાંભળશે. મારે એમને પૂછવાનો કશો અર્થ નથી.

હું ઉપર દોડ્યો ને ધક્કો મારીને મારાં દાદીમાના રૂમનો દરવાજો ખોલી નાખ્યો. મને ફક્ત એમની પીઠ જ દેખાઈ. એ પોતાના બંને હાથ રેડિયોની આસપાસ રાખીને એના પર ઘૂંટણિયે પડીને બેઠાં હતાં, જાણે કે અવાજ બહાર આવીને એમનામાં કોઈ

છેદ કરી દે તેની રાહ જોતાં ન હોય.

જે ક્ષણે મેં એમને જોયાં તે જ ક્ષણે હું સમજી ગયો.

દાદીમા ! મેં બૂમ પાડી. તમારી માળાનું શું થયું ? તમે એનું શું કર્યું ?

પછી એ મારી સામે જોવા ફર્યાં. એમના વાળ ભીની લટોમાં એમના ચહેરા પર લટકતા હતા, એમની આંખો ચમકી ઊઠી હતી અને એમનાં ચશ્માં પડી ગયાં હતાં. હું એમનો દેખાવ જોઈને ડરી ગયો. મને ઇચ્છા થઈ કે મેં મારી પાછળનું બારણું બંધ ન કરી દીધું હોત તો સારું હતું.

મેં એ માળા આપી દીધી. એ બોલ્યાં : એમની ચમકતી આંખો મારા પર નહિ પણ મારા માથા પરની દીવાલ પરના કોઈ બિંદુ પર ઠરતી હતી.

મેં એ આપી દીધી. એમણે ચીસ પાડી. મેં એ યુદ્ધ માટેના ફંડમાં આપી દીધી. મારે આપવું જ જોઈએ. તું જોતો નથી ? તારે ખાતર, તારી સ્વતંત્રતા ખાતર. એ લોકો આપણને મારી નાંખે એ પહેલાં આપણે એમને મારી નાખવા પડે; આપણે એમને સાફ કરી નાખવાના છે.

પોતાના બંને હાથ એમણે રેડિયો પર ઠોકવા શરૂ કર્યા. હું મારી પાછળના બારણાના નકૂચા સાથે અથડાતો એક ડગલું પાછળ હટી ગયો.

આ એક જ તક છે. એમણે બૂમ પાડી. એમનો અવાજ એક ચીસ જેટલો ઊંચો જતો હતો. ફક્ત એક જ તક છે. છેવટે આપણે ટેંકો, બંદૂકો અને બૉંબથી એમની સામે બરાબર લડી રહ્યાં છીએ.

પછી એમની મુઠ્ઠી અંદર ધસી જતાં રેડિયોનો આગળનો કાચ તૂટી ગયો. કાચના કેટલાક ટુકડા ખડિંગ કરતા નીચે પડ્યા અને રેડિયોએ ચરચરાટ કર્યો અને પછી ચૂપ થઈ ગયો. કાચની અણિયાળી ધાર પરથી માંસ અને ચામડી બહાર કાઢતા એમણે પોતાનો હાથ ઝડપથી ખેંચી લીધો. એમણે પોતાનો લોહીવાળો હાથ ખંખેર્યો, ખોળામાં મૂક્યો અને બંને બાજુથી એમની સાડીને બાટીક જેવા આછા લાલ રંગમાં રંગતું લોહી ટપકી રહ્યું, ને એ સ્તબ્ધ થઈને એ તરફ તાકી રહ્યાં.

મારે હૉસ્પિટલ જવું જોઈએ. હવે પૂરેપૂરાં શાંત થઈને એ મનોમન બોલ્યાં. મારે આ બધું લોહી નક્કામું ન જવા દેવું જોઈએ. હું એને યુદ્ધ ફંડ માટે દાનમાં આપી શકું.

પછી છેક એ વખતે હું ચીસ પાડી ઊઠ્યો. મારું માથું પકડી રાખીને, આંખ મીંચી રાખીને મેં મારી નાભિમાંથી બૂમ પાડી. મારી મમ્મી અને નોકરો આવીને મને મારા રૂમમાં લઈ ગયા ત્યાં સુધી હું ચીસો પાડતો રહ્યો અને એ પછી પણ ચીસો પાડ્યા જ કરી અને મારી આંખો ખોલી જ નહિ.

મારી મમ્મી ડૉક્ટરને લઈને મારા રૂમમાં આવી ત્યારે પણ હું હજુ રડતો જ હતો. એણે મારે માથે હાથ ફેરવ્યો ને બોલી : ડૉક્ટર તને એક ઈંજેક્શન આપવાના

છે એટલે તું થોડીવાર આરામ કરી શકીશ.

મેં એનો હાથ દૂર ખસેડી દીધો અને કહ્યું : દાદીમાને શું થયું છે?

તું એમની ચિંતા ન કરીશ. મારી મમ્મી બોલી. એમને હવે સારું છે. તારા પપ્પા બીજા ડૉક્ટર સાથે આવ્યા છે અને એ લોકો એમને એક સારી હૉસ્પિટલમાં લઈ ગયાં છે. દાદીમા ત્યાં થોડા દિવસ આરામ કરી શકશે. ડૉક્ટરો અને નર્સો એમની સંભાળ રાખશે અને એ ખૂબ શાંત અને ખુશ રહી શકશે. તું એમની ચિંતા કરીશ નહિ.

એમણે એવું શા માટે કર્યું? મેં કહ્યું. એમને શું જોઈતું હતું?

મારી મમ્મીએ ચિંતાભેર મારે કપાળે હાથ મૂક્યો જ્યારે ડૉક્ટરે એમની સિરિંજ તપાસી લીધી.

તું દાદીમાની ચિંતા ના કર. એણે કહ્યું. એ તો આ પાકિસ્તાન સાથેની લડાઈનું કારણ છે. એ આખો દિવસ રેડિયો પર સમાચાર સાંભળ્યા કરે છે અને એ એમને માટે સારું નથી. તને ખબર છે, જ્યારથી એ લોકોએ ત્રિદીપને ત્યાં આગળ મારી નાખ્યો, ત્યારથી દાદીમા પહેલાં જેવાં રહ્યાં નથી.

ત્રિદીપને મારી નાખ્યો? જેવી સોય મારા હાથમાં ભોંકાઈ, કે હું બોલ્યો : ત્રિદીપને કોણે મારી નાખ્યો? તેં તો મને કહ્યું હતું કે એને એક્સિડન્ટ થયો હતો.

હા, હા. મારી મમ્મીએ તરત જ કહ્યું, મારે એમ જ કહેવું હતું. હવે તું સૂઈ જા, ચિંતા છોડી દે.

તેં શા માટે 'મારી નાખ્યો' એમ કહ્યું? મેં પૂછ્યું. તું શું કહેવા માંગતી હતી?

પણ શામક દવાના ઘેનથી મારું શરીર તપવા લાગ્યું હતું, અને એક જ ક્ષણમાં મેં મારી આંખો મીંચી દીધી અને એ વાત ભૂલી ગયો.

એ વખતે પહેલી જ વાર ત્રિદીપનું મૃત્યુ અકસ્માત સિવાય બીજા કશાનું પરિણામ હતું એવો સંકેત મને મળેલો.

એનું શબ ઢાકાથી લાવવામાં આવ્યું હતું ત્યારે મને દુર્ગાપુર મારા મામાને ઘેર મોકલી દેવામાં આવેલો. એની અંત્યેષ્ટિક્રિયા હું દૂર હતો ત્યારે થયેલી. મેં એ જ દિવસે લંડન જવા રવાના થઈ હતી અને પછી તરત જ માયાદેવી અને એમનું કુટુંબ પાછું ઢાકા ચાલ્યું ગયું હતું.

હું શું બન્યું હતું તે વિશે કંઈ પણ જાણતો નહોતો, કંઈ પણ નહિ - ત્રિદીપ મૃત્યુ પામ્યો હતો એટલું પણ નહિ.

એક અઠવાડિયા પછી મારાં મમ્મીપપ્પા મને લેવા દુર્ગાપુર આવ્યાં હતાં અને કલકત્તા આવતી વેળાએ રસ્તામાં મારા પપ્પાએ દક્ષિણેશ્વરમાં મા કાલિના ભવ્ય મંદિર પર ગાડી થોભાવી હતી. હું ચોંકી ઊઠેલો, કારણ મને ખબર હતી કે મંદિરમાં ટોળાઓ વચ્ચેથી રસ્તો પસાર કરવાની મારા પપ્પાને ચીડ હતી. આપણે અહીં કેમ થોભ્યાં છીએ? મેં પૂછ્યું હતું.

કંઈ નહિ. એમણે કહ્યું હતું. મને તરત જ ખબર પડી ગઈ હતી કે એ દિવસે કંઈક વિશેષ પ્રસંગ હતો.

અમે ગાડી બંધ કરીને અંદર ગયાં. અમારી પાછળ તંગ કરતા પંડાઓનું ટોળું આવતું હતું. મારા પપ્પાએ અમારા કુટુંબના મહારાજ ઓળખી કાઢ્યા અને એ તરત જ મોટી ફર્શ બાંધેલા વાડામાંથી દોડતા આવ્યા અને ટોળા વચ્ચેથી અમને મંદિરના ગર્ભગૃહમાં લઈ ગયા. અમે અમારી અંજલિમાં નૈવેદ્ય પકડીને ગર્ભગૃહમાં પ્રદક્ષિણા કરતાં હતાં ત્યારે મારા પપ્પાએ મારે ખભે હાથ મૂકયો અને બોલ્યાં : સાંભળ, મારે તને કંઈ કહેવું છે. તું જ્યારે દુર્ગાપુર હતો ત્યારે એક બહુ જ દુઃખદાયક વાત બની ગઈ. ત્રિદીપ ઢાકામાં એક અકસ્માતમાં મૃત્યુ પામ્યો.

એ થોભ્યા અને મારી આંખોમાં જોવા વાંકા વળ્યા. મને લાગે છે એમણે માન્યું હતું કે હું ધ્રુસકે ધ્રુસકે રડી પડીશ. પણ મારે માટે 'મૃત્યુ પામ્યો' એ ફિલ્મ અને કોમિક પુસ્તકો સાથે આછો સંકળાયેલો એક શબ્દ જ હતો. ત્રિદીપ જેવી વ્યક્તિની ખરેખરી હયાતી સાથે એને સાંકળવા મારી પાસે કોઈ આધાર ન હતો. મને કશું ન થયું. ન આઘાત, ન દુઃખ. હવે હું એને ફરી ક્યારેય નહિ મળી શકું એ વાત મને સમજાઈ નહિ. મારું મગજ આટલી મોટી ગેરહાજરીને સમાવવા જેટલું વિશાળ ન હતું.

કેવા પ્રકારનો અકસ્માત ? મેં કહ્યું.

એ લોકોની ગાડીને કેટલાક હુમલાખોરોએ રોકી હતી. મારા પપ્પાએ મને કહ્યું. સામાન્ય રીતે બધે હોય છે તેવા ગુંડાઓ. પણ ગાડી લપસીને દીવાલ કે એવા કશા સાથે અથડાઈને કૂચો થઈ ગઈ. બસ એટલું જ બન્યું હતું. બીજા કોઈને ઈજા થઈ ન હતી.

મેં ડોકી ધુણાવી ને હજુ મારા હાથમાં જ સાચવેલાં નૈવેદ્ય લઈને હું આગળ ચાલ્યો.

ના, ઊભો રહે. મને થોભાવવા માટે ખેંચી રાખતા મારા પપ્પા બોલ્યા. સાંભળ, તારે મને એક વચન આપવાનું છે. યાદ રાખજે કે તારા હાથમાં તેં મા કાલિનાં ફૂલો ઝાલ્યાં છે, તેથી તારાથી કોઈ દિવસ તારું વચન પાછું ન ઠેલાય. તું મને વચન આપ કે આ વિશે તું કોઈપણ ઠેકાણે વાત નહિ કરે. કદી નહિ, સ્કૂલમાં નહિ, મોન્ટુને નહિ કે બગીચામાં તારા મિત્રોને પણ નહિ. તને ખબર છે કે માશામોશાય - ત્રિદીપના પપ્પા સરકારમાં બહુ મહત્ત્વના માણસ છે. એ નથી ઇચ્છતા કે લોકો આ વિશે સાંભળે. એ વાત ગુપ્ત રાખવાની છે એટલે તારે એ વિશે વાત કરવાની નહિ. સૌથી વધારે મહત્ત્વનું તો એ છે કે, તારે તારાં દાદીમાને શું બન્યું હતું એ વિશે પ્રશ્નો કરવાના નહિ. એ તો આમ પણ બહુ બેચેન થઈ ગયાં છે અને જો તું એમને એ વિશે બોલાવશે તો એમની તબિયત વધુ બગડશે.

હવે તું મોટો થયો છે, તું કિશોર છે અને તારે સમજવાનું છે કે મોટા માણસો કેટલીક બાબતો વિશે બહુ બોલતા નથી.

મેં ડોકું ધુણાવ્યું, પણ મેં ખરેખર એમને વચન આપ્યું નહિ. એટલા માટે નહિ કે મને એમ લાગ્યું કે હું એનું પાલન નહિ કરી શકું, પણ માત્ર એટલા જ માટે કે એ આટલી ધમાલ શા માટે મચાવતા હતા તે મને સમજાયું જ ન હતું. મારા મિત્રોને કોઈ દૂરની જગ્યાએ થયેલા અકસ્માતમાં રસ ન હોય. એના વિશે કંઈ વાત કરવા જેવું ન હતું. અકસ્માત તો મૃત્યુની એક સાધારણ રીત હતી.

રવિએ ક્યારેય ત્રિદીપના મૃત્યુ અંગે વાત કરી હોય તો એ પહેલીવાર લંડનમાં : પેલા ખુશનુમા સપ્ટેમ્બર મહિનાની આખરમાં એક દિવસ, જ્યારે ઈલા અમને શ્રીમતી પ્રાઈસને મળવા લિમિંગ્ટન રોડ લઈ ગઈ હતી.

ઈલાએ મને અને રવિને એના માનીતા 'ભારતીય' રેસ્ટોરાં - ક્લેપહેમમાં આવેલી મહારાજા નામની એક બાંગ્લાદેશી જગ્યાએ - અમે શ્રીમતી પ્રાઈસને મળી લઈએ પછી, ભોજન માટે લઈ જવા વચન આપેલું. નિકને પણ, એ જ્યારે અમારી સાથે વેસ્ટ હેમ્પસ્ટીડના ટ્યૂબ સુધી આવ્યો ત્યારે, અમારી સાથે આવવા પોતાનાથી બની શકે તેટલો સમજાવેલો, પણ નિકે નમ્રતાથી ના પાડી હતી. એ સાંજે એને કંઈક કામ હતું. એ બોલ્યો. બીજી કોઈ વાર વાત. એણે અમને વેસ્ટ હેમસ્ટીડ પર જ 'આવજો' કરી દીધું.

ઈલા એટલી બધી નિરાશ થઈ ગઈ કે એ ક્લેપહેમ કોમનના આખે રસ્તે એક પણ શબ્દ બોલી નહિ.

રેસ્ટોરાં અન્ડરગ્રાઉન્ડ સ્ટેશનથી થોડી જ મિનિટોના રસ્તે આવેલી હતી. જેવા અમે બહાર આવ્યાં કે તરત જ ઈલાએ એ દેખાડી. એક ઝાંખા અજવાળા વાળી રકાબીના કાચની બારી, ભારે મખમલી પડદા, ગિયાનિઝથી ટર્કીશ વચ્ચેની હારમાં બીજા ડઝન જેટલા અલ્પાહાર ગૃહોની વચ્ચેનું સ્થળ. જેવું રવિએ બારણું ખોલવા ધક્કો માર્યો કે અમે એક સાંકડા, લંબચોરસ ટેબલ અને ખુરશીવાળા નાના ખંડોમાં વહેંચાયેલા ઓરડામાં આવી ગયાં. ટેબલો પર ફૂમતાઓવાળા શેડસ્ યુક્ત પિત્તળના લેમ્પ ગોઠવેલા હતા અને ખુરશીઓ લવંડર રંગની ગાદીઓથી સજાવેલી હતી, જાણે કે સેંટ્રલ હિટિંગને કારણે રસોડાની સુગંધી વૉલ પેપર અને સોફાના કવરોમાં ઊંડે ઊંડે પેંસી ગઈ હતી. રૂમ મસાલાઓથી તીવ્રપણે સોડાતો હતો.

અમે અંદર ગયાં ત્યારે રેસ્ટોરાં લગભગ ખાલી હતો. રૂમને છેક છેલ્લે ખૂણે, ગલ્લા પાછળના માણસે જેવી ઈલાને જોઈ કે હાથ ઊંચો કર્યો અને દોડતો અમારા તરફ આવ્યો.

કેમ છો રહેમાન સાહેબ? ઈલાએ પોતાનો કોટ એના હાથમાં આપતાં કહ્યું.

હું મઝામાં છું. મુક્ત રીતે હસતાં એ બોલ્યો. ગોળ ગાલ અને સફેદ થતાં વાળવાળો એ ઠીંગણો મધ્યમ ઉંમરનો માણસ હતો. એણે સફેદ બો-ટાઈ અને કાળું

જૅકેટ પહેર્યાં હતાં. એ તીણા અનુનાસિક ઉચ્ચારણોવાળી બંગાળી ભાષા બોલતો હતો, અને એની પોતાની ભાષાને અમારી ભાષાની બરોબર બનાવવાના એના દેખીતા પ્રયત્નો છતાં એને સમજવા માટે અમારે ધ્યાનથી સાંભળવું પડતું હતું.

તમે આટલા દિવસ કયાં હતાં ? એ ઈલાને પૂછતો હતો. અમે તમને ઘણાં લાબાં સમયથી અહીં જોયાં નથી. એટલે અમે માન્યું કે તમે સ્ટોકવેલથી બીજે રહેવા જતાં રહ્યાં હશો.

ઈલા હસી પડી. અરે ના, રહેમાન સાહેબ. એણે કહ્યું. હું પહેલાં તમને કહ્યા વગર નહિ જતી રહું.

રહેમાન સાહેબ અમને ટેબલ પર લઈ ગયા. ખુરશીઓ પાછળ ખેંચી અને અમને દરેકને એક એક મૅનુ આપ્યું. રવિએ પોતાનું કાર્ડ ખોલ્યું. એક ક્ષણ એના તરફ જોયું અને પછી સહેજ મારી તરફ જોયું.

ચિકન સિંગાપુર ? એણે શ્વાસ દબાવીને પૂછ્યું.

પ્રાઉન બોમ્બે ? મેં વળતો જવાબ આપ્યો.

રવિએ નિસાસો નાખ્યો અને પોતાનું મૅનુ ધબ્બ કરી બંધ કરી દીધું. તું ઑર્ડર કેમ આપતી નથી, ઈલા ? એ બોલ્યો. આમ તો તું જ આ જગ્યાને બરાબર જાણે છે.

મૅનુ તરફ જોવાની ફિકર કર્યા વગર જ ઈલાએ ઝડપથી ઑર્ડર આપ્યો. રહેમાન સાહેબ અમારા ઑર્ડર લઈને રસોડામાં ચાલ્યા ગયા કે ઈલા અમારા તરફ ઢળી અને ધીમેથી બોલી : આ વાનગીઓને કશીક વિદેશી વાનગીની જેમ માણજો - એસ્કિમોના ખોરાકની જેમ - અને તમને એ ખૂબ ગમશે. તમને અહીં તમારી મમ્મીના ચોચ્ચોરી ને ભાત મળવાના નથી. તમારે અહીં કોઈ પરિચિત વાનગીની અપેક્ષા રાખવાની નથી.

ખાવાનું આવ્યું ત્યારે ઈલા સાચી પડી. બધી જ વાનગીઓમાંથી પરિચિતતાની હદ વટાવી દેતી ગંધ આવતી હતી - મસાલાઓનો સામાન્ય સ્વાદ, સ્ટોક, ક્રીમ અને વોર્સ્ટરશાયર સોસને કારણે બદલાઈ ગયો હતો. પણ વાનગીઓ પોતાની રીતે સ્વાદિષ્ટ હતી. રવિ ઈન્ડિઅન એડમિનિસ્ટ્રેટીવ સર્વિસના એના સહકાર્યકરો અંગેની વાતો કરતો જતો હતો અને અમે મજાથી ખાઈ રહ્યાં હતાં. તેની બધી વાતો દૂરના પ્રાન્તોમાં મોટા સંસ્થાનવાદી મકાનોમાં એકલા રહેતા અને પોતાનો સમય પ્રતીકાત્મક કવિતા લખવામાં ગાળતા કે હસ્તમૈથુન કરતા ફૂટડા જુવાનો સંબંધે હતી.

અમારી પ્લેટો સફાચટ થઈ ગઈ અને ઈલાએ પોતાના ક્રેડિટ કાર્ડથી જમવાનો ખર્ચ ચૂકવી દીધો એટલે રહેમાન સાહેબ એક ટ્રેમાં કૉફીના ત્રણ કપ લઈને પાછા આવ્યા.

આ અમારા તરફથી. એ બોલ્યા, એને 'કોમ્પલિમેન્ટસ્ ઑફ ધ હાઉસ' સમજ જો, આર કી, તમને ખબર છે ? અહીં આવો રિવાજ છે.

અરે, રહેમાન સાહેબ ! ઈલાએ આનંદાશ્ચર્યથી કહ્યું. તમે આવું બધું શું કામ કર્યું ? તમારે આમ નહોતું કરવું. પણ હવે તમારે અમારી સાથે થોડીવાર બેસવું પડશે.

હા, આપ જરૂર અમારી સાથે થોડીવાર બેસો. મેં ઉમેર્યું. મારે માટે મેં કલકત્તામાં કદીયે ન સાંભળી હોય એવી બંગાળી બોલીઓને લંડનની શેરીઓમાં સાંભળવાનો અનુભવ વિચિત્ર પણ તૃપ્તિદાયક છે.

સારું. રહેમાન સાહેબ બોલ્યા અને અમારા ટેબલ પાસે એક ખુરશી ખેંચી લીધી. ક્ષણભર એક વિચિત્ર શાંતિ છવાઈ ગઈ અને પછી ઈલાએ કહ્યું : રહેમાન સાહેબ, તમને ખબર છે, આ મારા રવિકાકા જ્યારે નાના હતા ત્યારે ઢાકામાં તમારી તરફના પ્રદેશમાં રહેતા હતા.

અરે, એમ વાત છે. રહેમાન સાહેબ બોલ્યા. હું પણ ત્યાં થોડો વખત રહ્યો હતો. તમે ત્યાં ક્યારે હતા ?

એ તો બહુ લાંબા સમય પહેલાં. રવિએ કહ્યું. 1962થી 1964.

હું સમજ્યો. રહેમાન સાહેબ બોલ્યા. હું ત્યાંથી એ પહેલાં નીકળી ગયો હતો. તમે જાણો છો - હું જહાજમાં જોડાયો હતો. તમે એ પછી ત્યાં પાછા ગયા હતા ખરા ? બાંગ્લાદેશ સ્વતંત્ર થયા પછી ?

રવિએ પોતાનું ડોકું ધુણાવ્યું.

તમારે જવું જોઈએ. રહેમાન સાહેબે કહ્યું. હવે એ પૂરેપૂરું બદલાઈ ગયું છે - તદ્દન આધુનિક તમે માનશો પણ નહિ. પણ મને કહો કે તમે શહેરના કયા ભાગમાં રહેતા હતા ?

ધાનમંડીમાં. રવિ બોલ્યો.

અરે ત્યાં... રહેમાન સાહેબ બોલ્યા, એ તો પૈસાદારો અને વિદેશીઓ માટેનો વિસ્તાર હતો. તમે ક્યારેય જૂના શહેરમાં ગયા હતા ? તમારે ત્યાં જ જવું જોઈતું હતું. અરે ત્યાં કેવી કેવી મીઠાઈઓ તમને મળે ! એના જેવી મીઠાઈઓ આખી દુનિયામાં ક્યાંય ન મળે, કલકત્તામાં પણ નહિ. અને ત્યાંના લોકો ! એ તો એટલા બધા મળતાવડા કે તરત જ તમને પોતાના ઘરમાં જ બોલાવી લે.

રવિ આછું હસ્યો.

ઈલાએ ચિંતાભરી નજરે મારી સામે જોયું અને પોતાની ખુરશી પાછળ હડસેલી.

પણ મને લાગે છે કે તમે કદી યે શહેરના એ ભાગમાં ગયા નહિ હો. તમે ગયા હતા ખરા ? રવિની સામે હસીને રહેમાન સાહેબ બોલ્યા.

હા. રવિએ કહ્યું. હકીકતમાં હું ત્યાં ગયો હતો ખરો. વાત એમ છે કે, મારી મમ્મીનો જન્મ ત્યાં થયો હતો.

ખરેખર ? રહેમાન સાહેબ બોલી ઊઠ્યા. ક્યાં ? તમને યાદ છે, ક્યાં આગળ ?

હવે રવિનું સ્મિત અણગમાભર્યું બની ગયું. હા, એણે કહ્યું. મને બરાબર યાદ છે. પહેલાં તમારે સદરબજારમાંથી પસાર થવું પડે અને પછી રસ્તા પરથી વળી જવાનું અને પછી આગળ દુકાનોથી ખીચોખીચ લાંબા રસ્તા પર જવાનું અને પછી તમારે એક

ખૂણે વળવાનું, જ્યાં એક મેદાન જેવું હતું. ત્યાં છોકરાઓ ફૂટબોલ રમતા હતા અને પછી એક હાર્ડવેરની દુકાન હતી અને એ જ ગલીના ખૂણે મારી મમ્મીનો જન્મ ત્યાં થયેલો - જિંદાબહાર લેન, ઢાકા.

અલ્લાહ ! રહેમાન સાહેબ બોલ્યા, મને લાગે છે કે તમને બરાબર યાદ છે. પણ તમે એ વખતે ઘણા નાના હશો. તમને યાદ રહ્યું કેવી રીતે ?

મેં મારી ખુરશી પાછળ ખસેડી અને હું ઊભો થયો. આપણે હવે જવું જોઈએ. મેં કહ્યું.

પણ રવિએ મને સાંભળ્યો નહોતો. એની આંગળીઓનાં ટેરવાં સફેદ થઈ ગયાં હતાં અને એ ટેબલ પકડીને રહેમાન સાહેબ તરફ ઢળતો હતો.

મને યાદ છે કારણ કે મારા ભાઈનું ત્યાં ખૂન થયું હતું. એ બોલ્યો. એક હુલ્લડમાં - મારી મમ્મીનો જન્મ થયો હતો ત્યાંથી બહુ દૂર નહિ. હવે તમે સમજ્યા કે મને કેવી રીતે યાદ છે ?

રહેમાન સાહેબ એકદમ ઊભા થઈ ગયા. એમનો ચહેરો મૂંઝવણથી રાતોચોળ બની ગયો.

રવિ ઊભો થયો. અમારી નજીકથી પસાર થયો અને બહાર નીકળી ગયો.

અરે હું ખૂબ... રહેમાન સાહેબે ઈલાને કહ્યું. મારો કહેવાનો અર્થ... ખરેખર મારો અર્થ એવો ન હતો.

ચિંતા ન કરો. ઈલા ઝડપથી બોલી. એમાં તમારો વાંક નથી. મને ખબર છે, તમારો એવો ઇરાદો ન હતો. એ તો મારો વાંક છે. મારે આ વિષય ઉખેડવો જ જોઈતો ન હતો.

ઈલાએ પોતાનો કોટ હાથમાં લીધો. રહેમાન સાહેબના હાથ પર છેલ્લી ટપલી મારી અને ગણગણી : કંઈ વાંધો નહી. તમે ચિંતા નહિ કરતા. પછી એ મારી પાછળ રેસ્ટૉરાંમાંથી બહાર આવી ગઈ.

અમે બહાર આવ્યાં એટલામાં રવિ ચાલ્યો ગયો હતો. થોડી જ વારમાં અમે એને એ લેમ્પપોસ્ટ પાસેથી પસાર થતો દૂરથી જોયો. ક્લેમ્પહામ રોડ પરથી ઝડપથી પસાર થતાં એ સ્ટોકવૅલ તરફ જતો હતો. અમે દોડવા માંડ્યું.

અમે એને પકડી પાડ્યો, એની સાથે ડગ ભરવા કોશિશ કરી, પણ એની ફલાંગો એટલી મોટી હતી કે અમારે એની સાથે થવા અસલમાં તો દોડવું પડતું હતું. અમે ક્લેમ્પહામ રોડ પરની ફાસ્ટફુડની દુકાનો પસાર કરતાં, રેલ્વેબ્રિજની નીચેથી અને ક્લેમ્પહામ નોર્થના અન્ડરગ્રાઉન્ડ સ્ટેશન સુધી ચાલ્યાં. છેવટે રવિએ પોરો ખાધો. એણે પોતાના હાથ મુક્તપણે હલાવ્યા અને બોલ્યો : મારે કશેક બેસવાની જરૂર છે. ફક્ત એક મિનિટ માટે.

અમારી ડાબી બાજુએ એક મોટો બગીચો હતો, અને એમાં એક અવાવરું સફેદ

ચર્ચ હતું, જેની પાછળના ભાગમાં થોડાં પગથિયાંઓની સીડી હતી. પગથિયાં પરનાં પાંદડાંની વચ્ચેથી પોતાને માટે જગ્યા સાફ કરી રવિ ત્યાં બેસી ગયો અને એણે એક સિગારેટ સળગાવી.

આ એક સપનું છે. તમને ખબર છે, ધુમાડાની સેર પોતાના પગ તરફ ફેંકતાં, એણે કહ્યું. હવે તો એ સ્વપ્ન મને વર્ષમાં ફક્ત બે જ વાર આવે છે, પણ હું નાનો હતો, દાખલા તરીકે કૉલેજમાં ભણતો હતો ત્યારે એ સપનું હું દર અઠવાડિયે એકવાર જોતો હતો. પણ મેં એના પર કાબૂ રાખવાનું શીખી લીધું. મોટેભાગે એ સ્વપ્ન ક્યારે આવશે તેની મને ખબર પડી જતી અને એવી રાતોએ હું જાગતા રહેવાનો પ્રયત્ન કરતો. એ હંમેશા અમારી ગાડી એક ખૂણે વળાંક લેવા લાગે ત્યાંથી શરૂ થાય. એની એક બાજુ એક ખૂબ ના'નું કાદવિયું મેદાન હોય, એ ખૂબ નાનું હોય, છતાં એમાં એક વાંકો વળેલો ગોલપોસ્ટ કાદવમાં ખૂંપેલો હોય. અમે ખૂણા પર વળાંક લઈએ, અને ત્યાં અમારી આગળ પેલા લોકો ઊભા હોય, રસ્તાની વચ્ચોવચ ઉત્તેજિત થયેલા. કેટલીકવાર એ ટોળું હોય, કેટલીકવાર થોડાક માણસો. હવે હું એમના ચહેરા બરાબર ઓળખું છું, મારા મિત્રોના ચહેરા કરતાં પણ વધારે સારી રીતે. એમાંનો એક ખૂબ પાતળો ચહેરો અને ગુચ્છાદાર મૂછોવાળો તેમજ લુચ્ચા મોંવાળો છે. એ ટોળામાં હંમેશા હોય. એક વિચિત્ર વસ્તુ એવી કે માણસો ગમે એટલા હોય થોડાક કે પછી એક ડઝન - પણ રસ્તો હંમેશ ખાલીખમ દેખાય. અમે જ્યારે એમાંથી પસાર થયાં હતાં ત્યારે તો ત્યાં ઘણા લોકો હતા - એક બજાર હતું. બધી દુકાનો ખુલ્લી હતી. લોકો અંદર બહાર આવ જા કરતા હતા. રિક્ષાવાળાઓ, થેલાગાડીઓ, ફેરિયાઓ, ગધેડાઓ બધા જ. દુકાનો ઉપરાંત એમનાં મકાનોમાં પોતાની બારીઓ અને બાલ્કનીઓમાંથી નીચે અમારી સામે જોઈ રહેતા લોકો પણ હતા. પણ હવે બધી દુકાનો બંધ થઈ ગઈ હતી. મોરચા બંધ અને મકાનોની બારીઓ પણ એવી જ રીતે બંધ થઈ ગઈ હતી. હવે બાલ્કનીમાં કોઈ રહ્યું નહિ. માત્ર પેલા લોકો સિવાય રસ્તો સુમસામ બની ગયો છે. ક્યારેક મને નાની વસ્તુઓ દેખાય છે. દાખલા તરીકે રસ્તા વચ્ચે પડેલું લીલું નાળિયેર, જેવો પવનનો ધક્કો એને લાગે કે ગગડતું જાય, ફૂટપાથ પર પડેલી સ્લીપર - આખી જોડા નહિ, માત્ર એક રબ્બરની સ્લીપર - કોઈકે નાખી દીધેલી ત્યાં પડી હોય.

ગાડીની અંદર કંઈક ઘસાતું હોય એવો ઘરરાટ થાય અને અમને બધાને આગળ ધકેલતી એ ડગવા માંડે, એટલે મારું માથું ડેશ બોર્ડ સાથે લગભગ ભટકાઈ જ પડે. પાછલી સીટમાંથી કોઈક મને બરાબર ખાતરી નથી, પણ હું માનું છું મારી મમ્મી જ બૂમ પાડે છે. ઊભા ન રહેતા, આગળ વધવા માંડો.

ગાડી આગળ જવા લાગે છે, હકીકતમાં તો કલચ બરાબર કાઢી લીધા વગર ડ્રાઈવરે ગીઅર્સ બદલી નાખ્યા હતા. હવે એ ફરીથી આગળ જવા લાગે છે. સ્થિરતાથી નહિ, પણ નાના ઝાટકા સાથે, કારણ કે ડ્રાઈવર એટલો બધો ગભરાઈ ગયો હતો

કે એણે પોતાના જમણા પગ પરનો કાબૂ ગુમાવી દીધો છે. એની ટોપી નીચે પડી ગઈ છે અને એના મોં પરથી નીચે રેલાતા પરસેવા સાથે એ વ્હીલ પર નમી પડ્યો છે. મારી બાજુમાં આગલી સીટ પર બેઠેલો સલામતી રક્ષક એના ખમીસ પર આંગળી ફેરવતો આગળ જોતો હતો.

પછી માણસો અમારી તરફ ફરવાનું શરૂ કરે છે - એ લોકો દોડતા નથી, પણ સ્કેટર્સની જેમ સરકે છે. એ લોકો ફેલાઈ જાય છે અને અમારા પર, પાસે આવવાનું શરૂ કરે છે. બધું જ શાંત છે. મને કંઈ પણ સંભળાતું નથી, કોઈ અવાજ નથી.

સલામતી રક્ષકે મને ખેંચીને નીચે ધકેલી દીધો અને દરવાજા બરાબર બંધ છે કે કેમ તે જોઈ લીધું. હવે હું જ્યાં છું ત્યાં મને એનું બ્લૂ યુનિફોર્મ જ દેખાય છે. હું એનો ચહેરો જોઈ શકતો નથી. મેં જોયું કે એના શર્ટની નીચે એ કંઈ શોધે છે, અને જ્યારે એણે હાથ બહાર કાઢ્યો તો એમાં એક રિવોલ્વર હતી, ખૂબ નાની. એનો રંગ વિચિત્ર હતો, સિલોટિયા ગ્રે જેવો. હું એને બરાબર જોઈ શકતો હતો કારણ કે એ મારા મોઢાની બરાબર નજીક હતી. પછી ગાડી રસ્તો બદલે છે, ને એકાએક બોનેટ પર મોટો ધબાકો થયો અને પાછળથી કોઈએ ચીસ પાડી. પછી મારું માથું જરાક ઊંચું કરીને, વિન્ડસ્ક્રિનના નીચેના ભાગ સુધી જ લાવીને મેં ઊંચે જોયું અને કાચની બીજી બાજુએ એક ચહેરો દેખાયો, દબાયેલા નાકવાળો, આંખો અંદર જોતી હોય એવો. એ પેલા લુચ્ચા મોંવાળો માણસ હતો, બોનેટ પર એ ચત્તોપાટ સૂતો હતો અને એણે મને જોયો હતો. એ પોતાનો હાથ ઊંચો કરે છે ને પાછળ હલાવે છે. એના હાથમાં કશુંક છે, પણ શું છે તે મને સમજાતું નથી. હું એ ક્યારેય જોઈ શક્યો નહિ. એનો હાથ એના માથા પર કમાન કરતો, નીચે ઝૂલતો આવે છે અને એકાએક વિન્ડસ્ક્રિન પર ધૂંધળાશ છવાઈ જાય છે અને એ ભાંગી જાય છે. હું ડ્રાઈવરની સામે જોઉં છું, એના ચહેરા પર એક ઘા દેખાય છે, અને એ એની નીકળી આવેલી ચામડીને એની જગ્યાએ પકડી રાખવા માટે એના ગાલ પર જોરથી ખેંચી રાખે છે. એનો એક પણ હાથ સ્ટીઅરિંગ વ્હીલ પર નથી. ગાડી એક તરફ નમી જાય છે. આગળ ગબડે છે અને એનું આગળનું વ્હીલ ગટરમાં જતાં ઠપ્પ થઈ જાય છે.

ફરી પાછો સલામતી રક્ષક મને નીચે ધકેલે છે, અને પછી એ બારણું ખોલી નાખીને હાથમાં સ્થિર રિવોલ્વર સાથે બહાર કૂદી પડે છે. એ કશાક બરાડા પાડે છે, શું તે હું જાણતો નથી. પછી એ ફરી બૂમ પાડે છે અને પાછો ધડાકો થાય છે, અને મને ખબર પડી જાય છે કે એણે રિવોલ્વર ચલાવી છે. પછી હું બારીની બહાર જોઉં છું અને માણસોને પાછળ ખસતા જોઉં છું. અમારી આસપાસ જમા થયેલા, પેલી બંધ બારીઓ અને ખાલી બાલ્કનીઓમાં રિવોલ્વરનો અવાજ હજુ પણ પડઘાતો રહે છે.

અમે એમને જોઈએ અને એ લોકો અમને જુએ એ દરમિયાન એક મિનિટ સંપૂર્ણ શાંતિ છવાઈ જાય છે. ત્યાં એટલી બધી શાંતિ હોય છે કે હું ડ્રાઈવરના લોહીને

સ્ટીઅરિંગવ્હીલ પર ટપકતું સાંભળી શકું છું અને પછી એ શાંતિ ભાંગી પડે છે. અમારી પાછળ ક્યાંક તિરાડ છે. એ અવાજ નાનો છે, પણ એ શાંતિમાં એ વીજળીના ગડગડાટ જેવો લાગે છે. અમે બધા પૂંઠ ફેરવીએ છીએ : અમે ગાડીમાં છીએ, એ લોકો બહાર છે. અને તમને ખબર છે એ શું છે ? એ રિક્ષા છે - ખલિલની રિક્ષા - જેમાં વકીલનો કોટ પહેરીને બેઠેલા પેલા વૃદ્ધજન - અમારા મોટાકાકા, જેમને બચાવવા અમે ગયા હતા એ પાછળ બેઠા છે.

અને જેવો હું જોઉં છું તો રિક્ષા વધતી લાગે છે. એ મોટી થતી જાય છે. એ રિક્ષા હજુ મોટી થઈને દુકાનો અને મકાનો કરતાં પણ વધારે મોટી થાય છે. એટલી મોટી કે મને એ ડોસા એને છાપરે બેઠેલા દેખાય છે. પણ પેલા માણસો એ જેટલી ઝડપથી વધતી જાય છે એટલી ઝડપથી એના તરફ દોડતા જાય છે. એનાં પૈડાં પર, એના સળિયા પર, એની બાજુઓ પર ઢસડાતા ઢસડાતા. હવે એ લોકો અમને ભૂલી ગયા છે, અમારી આસપાસ કોઈ નથી. એ બધા રિક્ષા પર ચડી જવામાં વ્યસ્ત થઈ ગયા છે. સલામતી રક્ષક દાંત કચકચાવતો અંદર કૂદે છે અને ડ્રાઈવરને કશુંક કહે છે. એ એને પોતાના ચહેરા વિશે પછીથી કાળજી લેવા અને જેમ બને તેમ ગાડી શરૂ કરી જલ્દી જવા કહે છે. અને પાછળથી પણ એ લોકો ડ્રાઇવરને જલ્દી કરવા, ગાડી ચાલુ રાખવા બૂમાબૂમ કરે છે. ડ્રાઈવર ચાવી લેવા જાય છે, ત્યારે એ પોતાનો હાથ પૂરેપૂરો લંબાવે છે, જેટલો પહોંચી શકે તેટલો, પણ એ પહોંચતો નથી. એણે ગમે તેટલો સખત પ્રયત્ન કર્યો હતો છતાં પણ. એ ચાવી લેવાની મથામણ કરતો હોય છે ત્યારે પાછળથી કોઈક બહાર નીકળે છે. હું બારણું ધડામ દઈને બંધ થતું સાંભળું છું. હું આસપાસ જોઉં છું તો મને મૅ દેખાય છે. એ નાનકડી, સહેમી ગયેલી છે, અને એની પાછળ પેલી મોટા કીડીઓના રાફડા જેવી સ્વર્ગ તરફ દોડતી રિક્ષા છે એની બંને બાજુએ હજારો નાના લોકો ઉભરાઈ પડ્યા છે.

મૅ અમારા તરફ ચીસ પાડે છે. મને એકપણ શબ્દ સંભળાતો નથી, પણ હવે મને સમજાય છે કે એ શું કહેતી હતી. એ કહેતી હતી : પેલા બે જણ તમારે લીધે કપાઈ મરવાના છે. તમે બધા કાયર છો, ખૂની છો. એમને અહીં આ રીતે છોડી દો છો.

દરવાજો ફરીથી ખૂલે છે અને મનમાં ને મનમાં હું સમજી જાઉં છું કે ત્રિદીપ પણ બહાર જવાનો છે. હું એને ગાડીમાં પાછો ખેંચી લેવા હાથ લંબાવું છું પણ મારો હાથ એના સુધી પહોંચતો નથી. હું બૂમ પાડવા પ્રયત્ન કરું છું, પણ મારી પાસે અવાજ જ નથી. હું એક પણ શબ્દ બોલી શકતો નથી.

અને બરાબર એ જ વખતે રૂંધાતા, ચીસ પાડવાનો પ્રયત્ન કરતા હું જાગી ઊઠું છું.

રવિએ પોતાના પેકેટમાંથી બીજી સિગારેટ બહાર કાઢી અને દીવાસળી ઘસવાનો પ્રયત્ન કર્યો. પહેલી સળી ભાંગી ગઈ અને એણે એ ફેંકી દીધી અને બીજી ઘસી, એને સ્થિર પકડી રાખી અને સિગારેટ સળગાવી દીધી.

હું ક્યારેય મારી જાતને એ સ્વપ્નમાંથી મુક્ત કરી શક્યો નથી. એ બોલ્યો. એ પહેલી વખત બન્યું ત્યારથી આજ સુધી. હું બાળક હતો ત્યારે એ ચાલ્યું જાય તેવી પ્રાર્થના કરતો : જો એ સ્વપ્ન જતું રહ્યું હોત, તો એ દિવસની મને યાદ અપાવવા ખરેખર બીજું કશું હોત જ નહિ. પણ એ જવાનું નથી, એ તો રહ્યું જ. મને વિચાર આવતો : જો ફક્ત એ સ્વપ્ન જતું રહે તો હું બીજા બધા લોકો જેવો બની જાઉં. એ સ્મરણમાંથી મુક્ત થવા મેં કોઈપણ કિંમત ચૂકવી હોત.

સિગારેટના સળગતા છેડા તરફ જોઈને એ હસ્યો.

મુક્ત, એણે હસીને કહ્યું. તમે જાણો છો, હવે ઘેર તમે વર્તમાનપત્રોના પહેલા પાના પરના આસામમાં, ઉત્તર-પૂર્વમાં, પંજાબ, શ્રીલંકા, ત્રિપુરામાં - આતંકવાદીઓ અને ભાગલાવાદીઓ તેમજ લશ્કર અને પોલીસને હાથે હણાયેલાઓના એ બધા ફોટાઓ જુઓ તો એ બધાની પાછળ ક્યાંક તમને પેલો એક શબ્દ જોવા મળે, દરેક વ્યક્તિ આ બધું મુક્ત થવા માટે કરે છે. હું એક જિલ્લાની હકૂમત સંભાળતો હતો ત્યારે એ ફોટાઓ તરફ જોતો અને ક્યારેક વિચારતો કે જો એ બધું મારા વિસ્તારમાં થતું હોત તો હું શું કરત. મને ખબર છે મારે શું કરવું જોઈએ. મારે બહાર જઈને મારા પોલીસો સામે ભાષણ કરવાનાં. કહેવાનું : તમારે મક્કમ રહેવાનું છે, તમારે તમારી ફરજ બજાવવાની છે. જરૂર પડે તો તમારે પૂરેપૂરાં ગામડાં ખતમ કરી દેવાનાં. આપણને લોકો સામે કંઈ નથી, આપણે તો આતંકવાદીઓને ખતમ કરવા માગીએ છીએ, પણ આપણે આપણી એકતા અને સ્વતંત્રતા માટે કિંમત ચૂકવવા તૈયાર રહેવું પડશે. હું જ્યારે ઘેર પાછો જાઉં, ત્યારે એક અનામી ચિઠ્ઠી મારી રાહ જોતી હોય. એમાં જણાવ્યું હોય : અમે તમને ખતમ કરવાના છીએ. કશું વ્યક્તિગત કારણ નથી, અમારી સ્વતંત્રતા ખાતર અમારે તમને મારી નાખવા પડશે. જાણે કે મારું પોતાનું ભાષણ હું અરીસા પર લખાયેલું વાંચતો હોઉં એના જેવી એ વાત છે. પછી હું મારી જાતે વિચારું છું, શા માટે એ લોકો આ ઉપખંડમાં હજારો નાની નાની રેખાઓ દોરી નાખીને દરેક જગ્યાએ નવું નામ નથી આપતા ? એનાથી શું બદલાવાનું છે ? એ તો મૃગતૃષ્ણા છે, આખી વાત એક મૃગતૃષ્ણા છે. કોઈ વ્યક્તિ સ્મૃતિને કેવી રીતે વિભાજિત કરી શકે ? જો સ્વાતંત્ર્ય શક્ય હોત, તો ત્રિદીપના મૃત્યુએ મને ચોક્કસ મુક્ત કર્યો હોત અને છતાંય, આજે પંદર વર્ષ પછી, હજારો માઈલ દૂર બીજા ખંડના છેડે મારા હાથને પાંદડાની જેમ હલાવવા, એક રેસ્ટોરાંના વેઈટરની આકસ્મિક ટકોર પૂરતી છે.

એણે ખભા ઉલાળ્યા, પોતાની સિગારેટ ફેંકી દીધી અને ઊભો થઈ ગયો.

મને લાગે છે કે હવે આપણે જવું જોઈએ. એણે કહ્યું.

પછી એની બાજુમાં બેસી રહેલી ઈલા પણ ઊભી થઈ ગઈ અને એણે એક હાથ એના ખભા ફરતે મૂક્યો અને બીજો મારા ખભા ફરતે, અને એમ અમને એક સાથે ઝાલી રાખ્યા. ક્લેમ્પહામના એ અવાવરું ચર્ચના પગથિયે, અમે મુક્ત રાષ્ટ્રનાં ત્રણે બાળકો એકબીજાને વળગીને એ રીતે લાંબો સમય ઊભાં રહ્યાં.

ભારત જવા રવાના થતાં પહેલાં લંડનનો મારો છેલ્લો દિવસ, મારી જૂની મનગમતી જગ્યાઓ, વેસ્ટ એન્ડ લેન, લિમિંગ્ટન રોડ, સ્ટોકવૅલ અને એમ્બેન્કમેન્ટ પર ફરીને વિતાવવાની મારી ઇચ્છા હતી. સાંજે મારે ઈસલિંગટન જવાનું હતું કારણ મૅએ મને ભોજન માટે નિમંત્રણ આપ્યું હતું.

પણ બન્યું એવું કે આખો દિવસ શ્વાસ પણ ન લઈ શકાય એવી દોડધામમાં ગયો, અને ભોજન વિશે તો હું લગભગ ભૂલી જ ગયો.

મારે ફૂલમથી વેસ્ટ એન્ડ બે વખત મુસાફરી કરવાની હતી. હજી મારી સૂટકેસ પેક થઈ ન હતી : એકવાર મને ખ્યાલ આવ્યો કે મારા ભેટના લિસ્ટમાં મેં નોંધ્યા હતા એમ હું માનતો હતો એવાં બે નામ હું ભૂલી જ ગયો હતો. હું ઘેરથી છેક પટની બ્રીજના રેલ્વેસ્ટેશન સુધી દોડ્યો. મારો ચહેરો પરસેવે રેબઝેબ હતો અને મારું ખમીસ મારી પીઠ પર ચોંટી ગયું હતું. પછી ટોળાઓમાંથી રસ્તો કરતાં હું ઓક્સફોર્ડ સ્ટ્રીટ પર ઉભરાતી ગીચોગીચ દુકાનોમાં. અને ફરી પાછો બુડથલ પાર્સલો ઝાલીને - દિલ્હીમાં એક મિત્ર માટે બરાબર એની સાઈઝનું ઘસાયેલું ડેનિમ જિન્સ, કલકત્તામાં કુટુંબના એક મિત્ર માટે ડીજીટલ ઘડિયાળ ખરીદીને ટ્યૂબ સ્ટેશનની અંદર જઈ પહેલી ટ્રેઈનમાં, મારી સીટના હાથા પર તબલા વગાડતો અને મારી સામેના વોકમન સાથેના ટાલિયાની કોપ દૃષ્ટિને અવગણતો ધસી ગયો. હું રૂમમાં પાછો આવ્યો, અને સૂટકેસમાંથી બધી વસ્તુ ફરી પાછી ગોઠવવા બહાર કાઢી, ત્યારે મને મારી ટિકિટની ગડીમાં મેં મૂકેલી એક નોંધ મળી આવી. જેમાં લખ્યું હતું કે મારી ટિકિટ હજી કન્ફર્મ થઈ ન હતી. તેથી ફરી પાછા મારા શર્ટને પીઠ પરથી ભેદી નાખતા ઠંડા પવન સાથે, હું આખે રસ્તે દોડતો, રીજન્ટ સ્ટ્રીટ પરની એરલાઈનની ટિકિટ ઑફિસે ગયો. અલબત્ત, હું ત્યાં પહોંચ્યો ત્યારે ટેબલ પાછળ યુનિફોર્મમાં સજ્જ એક છોકરી, મને મારા કપાળ પરનો પરસેવો લૂછતો જોઈને, પ્રેમાળ હસીને કહેવા લાગી : અરે ભલા માણસ, આ તો તમે ટેલિફોન દ્વારા પણ કરી શક્યા હોત. દુઃખતા પગે હું ફરી પાછો ફૂલમ આવ્યો. હજુ કંઈ પણ કર્યું ન હતું, કેટલું બધું કરવાનું બાકી હતું અને એ માટે જરાય સમય ન હતો.

આવતી કાલે બપોરે મારે હીથ્રો પહોંચી જવું જોઈએ.

બપોરના ભોજનના સમયે મેં ઈલાને એની ઑફિસમાં ફોન કર્યો.

ઓહ, તો તું છે મારો અવાજ ઓળખ્યો કે તરત જ એણે શુષ્કતાથી કહ્યું.

જરાવાર શાંતિ છવાઈ ગઈ અને પછી હું બોલ્યો : ઈલા, તને યાદ નથી કે આવતી કાલે હું ભારત જવા રવાના થાઉં છું ?

હા, મને ખબર છે. અવાજમાં એક અજાણ્યા, કઢંગા સૂર સાથે એ બોલી. મૂંઝાઈને મેં એને પૂછ્યું કે એના રૂમમાં બીજા લોકો પણ હતા કે કેમ ?

ના, ના, એમ નથી. એ ઝડપથી બોલી. અહીં કોઈ નથી.

તો પછી શી વાત છે ? મેં કહ્યું. તારો અવાજ આવો જુદો કેમ લાગે છે ?

જો એ બોલી, હું તને મૂકવા ઍરપોર્ટ પર આવવા ઇચ્છતી હતી. મારી ખરેખર ઇચ્છા હતી, તું સમજ. પણ...

એ વિશે ચિંતા ન કરતી. મેં કહ્યું. થયું છે શું ?

સારું, વાત આમ છે. એ બોલી. અમે આ શનિ-રવિ, હું અને નિક કોર્નવેલ જવાનાં છીએ. અમે થોડી રજા લેવાનાં છીએ.

એ તો સરસ. મેં મારા તદ્દન ભાવહીન સ્વરે કહ્યું.

પેલા દિવસે મેં તને જે કંઈ કહ્યું હતું એ પર તારે જરાય ધ્યાન આપવાનું નથી. એણે ઉતાવળમાં કહ્યું. હું તને એ જ કહેવા માંગતી હતી. હું ફક્ત વધુ પડતી થાકી ગઈ હતી અને એથી શંકાશીલ બની ગઈ હતી. નિક મને દુ:ખ થાય એવું કશું જ કરે નહિ. ખરેખર, મારી વાતમાં વિશ્વાસ રાખ. મેં કહ્યું હતું. એમાંનો એક પણ શબ્દ તારે સાચો માનવાનો નથી. એ તો બધું મેં જ ઉપજાવી કાઢ્યું હતું. સાચું કહું છું, પાછળથી, મેં એની સાથે વાત કરી લીધી હતી, અને એણે મને સમજાવી કે હું કેવી મૂર્ખ બનતી જાઉં છું. હવે બધું બરાબર છે. અમારે થોડા આરામની જરૂર છે, બસ એટલું જ.

એ એકદમ ઝડપથી કૃત્રિમ રીતે ઊંચા અવાજે બોલતી હતી.

અલબત્ત મને તારામાં વિશ્વાસ છે. મેં કહ્યું. શા માટે ન હોય ? હું ઇચ્છું કે તમે સરસ રીતે સમય પસાર કરો.

મને ખબર છે તું મારી વાત માનતો નથી. એણે કહ્યું.

એનો અવાજ મૂંઝાયેલો હતો અને ગળું જાણે રૂંધાઈ ગયું હોય એમ લાગતું હતું.

ઈલા... મેં કહ્યું. શું હું ત્યાં આવું ? તું સ્વસ્થ તો છે ને ?

હા, હું સ્વસ્થ જ છું. એણે ફોનમાં સાદ ઊંચો કર્યો. હું મજામાં છું. તને સુખદ સફર ઇચ્છું છું.

એણે ધડામ કરતું રિસીવર નીચે મૂક્યું. એક ક્લિક અવાજ થયો અને લાઈન કપાઈ ગઈ.

હું પાછો મારી સૂટકેસ પાસે પહોંચી ગયો.

સાંજે સાત વાગ્યાની આસપાસ મારું પેકિંગ લગભગ પૂરું થવા આવ્યું. હું મારી સૂટકેસના એક ખૂણામાં નાનકડા પોર્સિલિન વાઝને મૂકવા માટે જગ્યા કરવાનો પ્રયત્ન કરતો હતો, ત્યાં મને તરત જ ખ્યાલ આવી ગયો કે જો હું એને અંદર મૂકું તો એ ભાંગી જાય એમ હતું. મારું માથું ખજવાળતાં ખજવાળતાં, પહેલાં તો હું એ ખરીદવા શા માટે લલચાયો હતો તે વિશે આશ્ચર્ય અનુભવવા લાગ્યો.

અને પછી મને યાદ આવ્યું. એક અઠવાડિયા પહેલાં મૅએ જ્યારે મને ભોજનનું નિમંત્રણ આપવા ફોન કર્યો હતો ત્યારે હું એ ખરીદી લાવ્યો હતો. હું એટલો દ્રવી ઊઠેલો કે એ જ સવારે બહાર જઈને એને માટે ભેટ ખરીદી લાવ્યો હતો. તો આ એ વાઝ હતું, એની ભેટ, અને એ સાંજે મારે એને એ ભેટ આપવાની હતી.

હું મારા રૂમમાંથી બહાર દોડ્યો, જાતે જ નીચલે માળે પટકાતો, રસોડામાં ઘૂસી ગયો અને સ્કૅન્ડિનેવિયન ચાબખાબાજના હાથમાંથી ટેલિફોન લગભગ ઝૂંટવી જ લીધો. એણે મારા તરફ આંખો કાઢી, પતરાજડિત રસોડાના ટેબલ પર મુક્કો મારી અને રસોડામાંથી બહાર જતો રહ્યો.

મને મૅનો અવાજ સાંભળે એક યુગ વીતી ગયો હોય એવું લાગતું હતું.

હલો, મૅ. હું હળવાશ અનુભવતાં બોલ્યો. હું આવવાનો છું, હું આવવામાં જ છું. મને આશા છે કે હજી તું મને ભૂલી ગઈ નહિ હોય.

અલબત્ત નહિ. એ બોલી. મેં હજુ અડધા કલાક પહેલાં તારી આશા રાખી નહોતી.

હું અડધા કલાકમાં તારી સાથે હોઈશ. હું બોલ્યો. હું ટૅક્સી પકડી લઈશ.

સારું. એ બોલી, કંઈ ઉતાવળ નથી. તને ઇચ્છા પડે ત્યારે આવ.

થોડી જ વારમાં હું એના બારણે આવી ઊભો હતો. વાઝ મારા ખિસ્સામાં હતું.

પાછળથી જ્યારે હું દિલ્હી પાછો ફર્યો, ત્યારે મને આશ્ચર્ય થતું કે જે એક સવાલ પૂછવા હું આટલા લાંબા વખતથી ઝંખતો હતો, એ સવાલ મૅને પૂછવાની હિંમત મારામાં ક્યારેય આવી હોત કે કેમ. મને ખબર નથી અને હું ક્યારેય જાણી શક્યો નથી કારણ કે એણે મને એ કામ કરતો અટકાવ્યો હતો. એણે જ ભોજન દરમિયાન અમને ટકાવી રાખતી, મારા થીસિસ પરની અસંબદ્ધ ચર્ચાઓનો અંત આણ્યો હતો, અને પોતાનું માથું ઊંચું કરી મારી સામે એની ભૂરી સ્વચ્છ અને વેધક આંખોએ જોતાં બોલી હતી,

તેં મને કદી ત્રિદીપ કેવી રીતે મૃત્યુ પામ્યો એ વિશે કેમ કંઈ પૂછ્યું નથી? મેં વિચારેલું કે તું એ વાત વિશે સૌથી પહેલાં પૂછશે.

મેં એને સત્ય જણાવી દીધું કે એ વિશે કેવી રીતે પૂછવું તેની મને ખબર ન હતી. મારી પાસે એ વિશે વાત કરવા શબ્દો જ ન હતા, અને નક્કર શબ્દના સેતુ વગર એનું મૌન તોડવાની મારામાં હિંમત જ ન હતી.

તારે પૂછવું જોઈતું હતું. એણે કહ્યું. એ પૂછવાનો તારો અધિકાર છે અને એનો જવાબ ખોળી કાઢવાનો પ્રયત્ન કરવાની મારી ફરજ છે.

એ ટટ્ટાર બેઠી હતી. એના હાથ ટેબલ પર હતા, એક ઉપર એક.

મને લાગે છે કે એમાંનું ઘણું બધું તને ખબર જ છે. એણે શરૂ કર્યું.

હું કહી શકું, કે એ પોતાની જાતને પેલી ક્ષણ માટે તૈયાર કરતી હતી.

અમે તારાં દાદીમાના વડવાઓના ઘેરથી પાછાં ફરી રહ્યાં હતાં. એણે આગળ ચલાવ્યું. એક ટોળાએ ગાડી થોભાવી દીધી. મને ખાતરી છે કે તું એ વાત જાણે છે. એમાંના કેટલાકે અમારા પર હુમલો કર્યો. એ લોકોએ બારીનો આગલો કાચ તોડી નાખ્યો અને ડ્રાઈવરને ઈજા પહોંચાડી. અમારી સાથે સશસ્ત્ર સૈનિક હતો. એણે એ લોકો પર ગોળીબાર કર્યો. એ લોકો પાછા હઠી ગયા. એ લોકો જતા પણ રહ્યા હોત. પણ તારાં દાદીમાના કાકા અમારી પાછળ રિક્ષામાં આવતા હતા. આટલાં વર્ષો જેણે એમની સંભાળ રાખી હતી તે માણસ રિક્ષા ચલાવતો હતો. અમને છોડીને ટોળું એમની પાછળ ગયું. તારાં દાદીમા ડ્રાઈવર અમારી ગાડી હંકારી જાય એમ ઇચ્છતાં હતાં. એમણે એને જલ્દી જતા રહેવા બૂમ પાડી. મેં એમને સામેથી બૂમ પાડી અને હું ગાડીની બહાર નીકળી ગઈ. તારાં દાદીમાએ મારા તરફ ચીસ નાખી. એમણે કહ્યું કે હું શું કરતી હતી એનું મને ભાન ન હતું અને હું બધાને મારી નંખાવીશ. મેં સાંભળ્યું નહિ. હું હીરોઈન બની ગઈ હતી. પણ એમને શું થવાનું છે તેની ખબર હતી. ત્યાં મારા સિવાય બધાને ખબર હતી. હું એક જ એવી વ્યક્તિ હતી જેને કંઈ ખ્યાલ ન હતો. મેં રિક્ષા તરફ દોડવા માંડ્યું. મેં ત્રિદીપને મારા નામની બૂમ પાડતો સાંભળ્યો, પણ મેં દોડવાનું ચાલુ રાખ્યું. મેં એને મારી પાછળ દોડતો સાંભળ્યો. એણે મને પકડી પાડી અને મને પાછળથી ધક્કો માર્યો. હું લથડી અને પડી ગઈ. મને થયું કે એ મને પાછી ગાડી સુધી લઈ જવા ઊભો રહેશે. પણ એ રિક્ષા તરફ દોડવા લાગ્યો. ટોળાએ રિક્ષાને ઘેરી લીધી હતી. એ લોકોએ ડોસાને બહાર ખેંચી કાઢ્યો હતો. હું એમને ચીસ પાડતા સાંભળતી હતી. ત્રિદીપ ટોળામાં દોડી ગયો અને પેલા લોકોની પીઠ પર પડ્યો. મને લાગે છે કે એ ટોળા વચ્ચેથી ડોસા સુધી પહોંચવાનો રસ્તો કરવા પ્રયત્ન કરતો હતો. પછી ટોળાએ એને અંદર ઘસડી લીધો. એ અદૃશ્ય થઈ ગયો. મને માત્ર લોકોની પીઠ દેખાતી હતી. એમાં માત્ર એક ક્ષણથી પણ ઓછો સમય લાગ્યો. પછી પેલા માણસો

વિખેરાવા લાગ્યા. હું મારી જાતે ઊભી થઈ અને એ લોકો તરફ દોડવા લાગી. માણસો ગલીઓમાં અદૃશ્ય થઈ ગયા હતા. હું ત્યાં પહોંચી ત્યારે મેં ત્યાં ત્રણ શરીર જોયાં. એ બધાં મૃત્યુ પામેલાં હતાં. એમણે ખલિલનું પેટ કાપીને ખુલ્લું કરી નાખ્યું હતું. ડોસાના માથાના ટુકડે ટુકડા કરી નાખવામાં આવ્યા હતા અને એ લોકોએ ત્રિદીપનું ગળું એક કાનથી બીજા કાન સુધી કાપી નાખ્યું હતું.

એ બધું આ પ્રમાણે બન્યું હતું, મારે કહેવા જેવું આટલું જ છે.

મને યાદ છે, પછી અમે ડિનર પ્લેટો સાફ કરી હતી. મેં એના ટેબલ પર ઢોળેલો થોડો આઇસ્ક્રીમ લૂછી નાખ્યો જ્યારે મેંએ પ્લેટો અને છરીકાંટા ધોઈ નાખ્યાં. એણે સરસ રસોઈ બનાવી હતી - ટમેટાનો સરસ સૂપ, પાલખની ભાજી અને કચુંબર. સાથે આઇસ્ક્રીમ પણ હતો અને સફેદ વાઈનની બાટલી. હું ઘણીવાર કરતો એમ, મેં મારી પ્લેટની આસપાસ બહુ ગંદકી કરેલી અને મને એ બધું સાફ કરતાં થોડી વાર લાગી. મેં જ્યારે બધું પતાવી દીધું ત્યારે મેં હજુ એના નાનકડા રસોડામાં પ્લેટો લૂછતી હતી.

મેં મારા ઘડિયાળમાં જોયું તો લગભગ અગિયાર વાગી ગયા હતા. મેં, હવે મારે જવું જોઈએ. હું બોલ્યો. આવતી કાલે સવારે મારે પ્લેન પકડવાનું છે.

મને લાગે છે તારે ચોક્કસ જવું જોઈએ. એ ઝડપથી બોલી.

એ રસોડામાં હતી તેથી હું એનો ચહેરો જોઈ શક્યો નહિ, પણ એના અવાજમાં એક એવો સૂર હતો કે મને આશ્ચર્ય થયું. હું રસોડામાં દાખલ થયો અને મેં એના હાથને સ્પર્શ કર્યો અને જ્યારે એણે પોતાનું મોં મારા તરફ ફેરવ્યું તો મેં જોયું કે એનો ચહેરો આંસુઓથી ભીનો હતો.

જઈશ નહિ. એ બોલી. મહેરબાની કર. મારે એકલાં નથી રહેવું. મને બીક લાગે છે.

પછી મેં એના ખભા પકડી લીધા અને એણે પોતાનું માથું મારી છાતી પર ઢાળી દીધું જેથી એનો ભીનો ચહેરો મારા ખમીસ સાથે સ્પર્શતો મેં અનુભવ્યો. મેં એના વાળમાં હાથ ફેરવ્યો. એકવાર, બેવાર અને પછી, મેં પહેલાં પણ એક વખત કર્યું હતું એમ એને ડરાવી દેવાના ભયથી મેં પાછા ખસી જવાનો પ્રયત્ન કર્યો. એણે એક ક્ષણ મને પકડી રાખ્યો અને પછી મને છોડી દીધો અને ટટ્ટાર થઈ ગઈ.

તને લાગે છે કે મેં જ એને મારી નાખ્યો ? એ બોલી.

હું મૂંગો રહ્યો. મારે એને જવાબ નહોતો આપવો.

મને પણ એવો જ વિચાર આવતો હતો. એ બોલી. મને લાગતું હતું કે મેં એને મારી નાખ્યો. મને વિચાર આવતો કે જો એ ગાડીમાંથી મેં એને નીચે ઉતાર્યો ન હોત તો એ બહાર આવ્યો જ ન હોત. જો હું શું કરતી હતી એની મને ખબર પડી હોત,

તો હું સલામત હતી, તું સમજ - અને એ લોકોએ મને હાથ પણ અડાડ્યો ન હોત. એક અંગ્રેજ મેમસાહેબને. પણ એ, એને તો ખબર હતી કે એ મરી જવાનો છે. વર્ષો સુધી હું એની જિંદગીની દેણદાર હતી એમ માનવા જેટલી હું ઘમંડી હતી, પણ હવે મને ખબર છે કે મેં એને નથી માર્યો; જો મેં ઇચ્છ્યું હોત તો પણ હું એમ ન કરી શકત. એણે પોતે જ પોતાની જાતને હોમી દીધી. એ બલિદાન હતું. મને ખબર છે હું એ સમજી શકતી નથી, છતાં મને ખબર છે. મારે પ્રયત્ન પણ ન કરવો જોઈએ, કારણ કે કોઈપણ સાચું બલિદાન એક રહસ્ય જ હોય છે.

એણે પ્રેમથી પોતાની આંગળીઓનાં ટેરવાં મારા મોં પર ફેરવ્યાં અને બોલી : આજની રાત તું અહીં કેમ રહી જતો નથી ? આવતીકાલે સવારે હું તારી સાથે ઍરપોર્ટ આવીશ.

હું રહી ગયો અને એ રાત્રે જ્યારે અમે બંને શાંતિથી એકબીજાને વીંટાઈને સૂઈ ગયાં ત્યારે હું જાણતો હતો કે એ ખુશ હતી. હું પણ ખુશ હતો અને એ અંતિમ મુક્તિપ્રદ રહસ્યની મને ઝાંખી કરાવવા બદલ એનો આભારી હતો.

